મકતબા દારુલ મઆરિફ
પ્રકાશન નં. ૪૨

ફૈઝાને મઆરિફત
પ્રકાશન નં. ૮

# ઔલાદની તરબિયતનું ઈસ્લામી આયોજન

મૂળ અરબી લેખક

સય્યિદ અબ્દુલ્લાહ નાસિહ અલવાન (રહ.)

ઉર્દૂ અનુવાદક

મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબ (રહ.)

ટૂંકસાર લખનાર

શૈખે તરીકત હઝરત મૌલાના

**મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી**

([illegible] બરકાતુહુમ)

ગુજરાતી અનુવાદકો

મુકર્રમ જનાબ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ

ઝીદ મજદુહૂ

મૌલાના મુહમ્મદ યૂનુસ સાહબ મુન્શી ફલાહી

પ્રકાશક

મકતબા દારુલ મઆરિફ, ઈલાહાબાદ
ઈદારએ ફૈઝાને મઆરિફત, વલસાડ

મકતબા દારુલ મઆરિફ
પ્રકાશન નં. ૪૨

ફૈઝાને મઆરિફત
પ્રકાશન નં. ૮

# ઔલાદની તરબિયતનું ઈસ્લામી આયોજન

મૂળ અરબી લેખક

સય્યિદ અબ્દુલ્લાહ નાસિહ અલવાન (રહ.)

ઉર્દૂ અનુવાદક

મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબ (રહ.)

ટૂંકસાર લખનાર

શૈખે તરીકત હઝરત મૌલાના

મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી

(દામત બરકાતુહુમ)

ગુજરાતી અનુવાદકો

મુકર્રમ જનાબ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ

ઝીદ મજદુહૂ

મૌલાના મુહમ્મદ યૂનુસ સાહબ મુન્શી ફલાહી

પ્રકાશક

મકતબા દારુલ મઆરિફ, ઈલાહાબાદ

ઈદારએ ફૈઝાને મઆરિફત, વલસાડ

| | | |
|---|---|---|
| કિતાબ | → | ઔલાદની તરબિયત (કેળવણી)નું ઈસ્લામી આયોજન |
| મૂળ અરબી કિતાબ | → | 'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ' |
| મૂળ અરબી લેખક | → | સય્યિદ અબ્દુલ્લાહ નાસિહ અલવાન (રહ.) |
| ઉર્દૂ અનુવાદક | → | મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબ (રહ.) |
| ટૂંકસાર લખનાર | → | શૈખે તરીકત હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી (દા.બ.) |
| ગુજરાતી અનુવાદકો | → | અબ્દુલ કાદિર ફાતીવાલા (વલસાડ)<br>મૌલાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી |
| પ્રકાશક | → | મકતબા દારુલ મઆરિફ, ઈલાહાબાદ<br>ઈદારએ ફૈઝાને મઆરિફત, વલસાડ |
| બ એહતિમામ | → | મુફ્તી ફઝલ મહમૂદ સાહબ ફલાહી |
| પ્રકાશન વર્ષ | → | રજબ,૧૪૨૫ હિ. / સપ્ટેમ્બર,૨૦૦૪ ઈ. |

## મળવાના સરનામા

(૧) **'મકતબા દારુલ મઆરિફ',**
૬૩૯ / બી, વસીઆબાદ, ઈલાહાબાદ ૨૧૧ ૦૦૩ (યુ.પી.)

(૨) **'ઈદારએ ફૈઝાને મઆરિફત',**
૧૧, અમન એપાર્ટમેન્ટ, મુસ્તાક નગર, કોસંબા રોડ,
વલસાડ ૩૯૬ ૦૦૧ (ગુજરાત) મોબાઈલ : ૯૮૨૪૪૯૨૭૫૫

(૩) **'મકતબા રહમાનિય્યહ',**
દારુલ ઉલૂમ, કંથારીઆ (જિ. ભરૂચ)
પીન : ૩૯૨ ૧૬૨ (ગુજરાત) ફોન : (૦૨૬૪૨) ૨૬૬૭૮૬

(૪) **'કુતુબ ખાના ફૈઝે અબરાર',**
ફેબીના કલોથ સ્ટોરની પાસે, સ્ટેશન રોડ, અંકલેશ્વર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

અને (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !)

وَمَا اَرْسَلْنَاكَ اِلَّا رَحْمَةً لِّلْعٰلَمِيْنَ

સૂરએ 'અંબિયા' ૧૦૭

અમે તમને તમામ જગત માટે રહમત બનાવી મોકલ્યા છે.

اَدَّبَنِىْ رَبِّىْ فَاَحْسَنَ تَادِيْبِىْ (الحديث)

મારા પરવરદિગારે મને અદબ (શિષ્ટાચાર, સભ્યતા) શિખવ્યા,
અને કેવા સુંદર અદબ શિખવ્યા !

**નઅત શરીફ**

**બલગલ ઉલા બિ કમાલિહી, કશફદદુજા બિ જમાલિહી**

**હસુનત જમીઉ ખિસાલિહી, સલ્લૂ અલયહિ વ આલિહી**

— હઝરત શેખ સા'દી (રહ.)

**પરિપૂર્ણતાની આણથી, છે જેહ પહોં ઉચ્ચતર,**
**છે જેહ કાન્તિને પ્રતાપે તિમિરતાનું રાજ્ય સર.,**
**સદગુણ છે પ્રત્યેક જેના શ્રેષ્ઠતર ને દિવ્યતર**
**સલવાત હોજો તેહ પર ને તેહના પરિવાર પર. —'મુનાદી'**

**[અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના વ નબિય્યિના વ મવલાના**
**મુહમ્મદીં વ આલિહી વ અસ્હાબિહી વ બારિક વ સલ્લિમ]**

# અનુક્રમણિકા

# પહેલો વિભાગ

## પહેલું પ્રકરણ

### નમૂનારૂપ શાદી અને તરબિયત (કેળવણી) સાથે તેનો સુમેળ અને સંબંધ અને સંકલન

## બીજું પ્રકરણ

### બાળકો તરફ
### મનની વૃત્તિઓ અને લાગણીઓ



## ત્રીજું પ્રકરણ

### નવા જન્મેલા બાળકના સંબંધમાં સામાન્ય હુકમો

## પહેલી ચર્ચા

### બાળકના જન્મ વખતે તરબિયત કરનારે શું કરવું જોઈએ ?



## બીજી ચર્ચા

### બાળકનું નામ રાખવા વિષે અહકામ



## ત્રીજી ચર્ચા

### બાળકનો અકીકહ અને તેના અહકામ

## ચોથી ચર્ચા

### બાળકની ખત્ના અને તેના અહકામ



## ચોથું પ્રકરણ

### બાળક બગડવાના કારણો અને તેના ઈલાજો

# બીજો વિભાગ



## પહેલું પ્રકરણ

### ઈમાની તરબિયતની જવાબદારી



## બીજું પ્રકરણ

# ત્રીજું પ્રકરણ

## ચોથું પ્રકરણ

### માનસિક અને બૌદ્ધિક તરબિયતની જવાબદારી

## પાંચમું પ્રકરણ

## છઠ્ઠું પ્રકરણ

### સામૂહિક અને સામાજિક તરબિયતની જવાબદારી

## સાતમું પ્રકરણ

### જાતીય તરબિયત (ઉછેર)ની જવાબદારી

# ત્રીજો વિભાગ

## પહેલું પ્રકરણ

### બાળકની તરબિયત (કેળવણી)માં અસરકારક પરિબળો

## બીજું પ્રકરણ

## ત્રીજું પ્રકરણ

### તરબિયત બાબતમાં કેટલુંક જરૂરી આયોજન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# પ્રકાશકીય

## મૌલાના મુહમ્મદ અબ્દુલ્લાહ કમરુઝઝમાં કાસિમી ઈલાહાબાદી

### દામત બરકાતુહુમ



**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

અલ્હમ્દુલિલ્લાહ અલ્લાહ તઆલાનો અહેસાન છે કે મકતબા દારુલ મઆરિફ ઈલાહાબાદનો કિતાબોના પ્રકાશનનો ક્રમ સતત ચાલુ છે. અને વખતો વખત એમાંથી ફાયદાકારક કિતાબો પ્રગટ થતી રહે છે. ઉર્દૂ ઉપરાંત હવે માશાઅલ્લાહ ગુજરાતી, અંગ્રેજી અને બંગાળી ભાષામાં પણ અનુવાદો પ્રગટ થવા શરૂ થઈ ચૂકયા છે.

હજુ ગયા વરસે રમઝાન મુબારકના મહિનામાં જ 'તઝકિયતુન્નુફૂસ'નો ગુજરાતી અનુવાદ 'તસ્ફિયતુલ કુલૂબ' પ્રગટ થયો હતો.

હવે આ વરસે 'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ'નો ગુજરાતી અનુવાદ પ્રગટ થઈ રહ્યો છે. એના મુખ્ય કાર્યવાહક અને રૂહેરવાં બિરાદરમ મૌલાના ફઝલ મહમૂદ સાહબ ફલાહી છે. તેમણે મુકર્રમ જનાબ અલહાજ અબ્દુલકાદિર સાહબ ફાતીવાલા મદઝિલ્લહુલ આલીને વારંવાર દરખ્વાસ્ત કરી અને મુહતરમ મૌસૂફે પોતાની વિવિધ મસરૂફિય્યતો અને વૃદ્ધાવસ્થા છતાં આ દરખ્વાસ્તને કુબૂલિય્યતના શરફથી નવાઝીને પોતાના દામાદ મૌલાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી સંગાથે એનો અનુવાદ શરૂ ફરમાવ્યો.

એના અનુવાદના પુનરાવલોકન અને પ્રુફરીડીંગનું કાર્ય બિરાદરમ મૌલાના અબ્દુલ અઝીઝ સાહબ ફલાહી અને મૌલાના અશરફ નવાપુરી ફલાહીએ ખૂબીપૂર્વક પાર પાડયું. અમે તમામ સહાયકોના દિલથી શુક્રગુઝાર છીએ. હક તબારક વ તઆલા એ હઝરાતને પોતાની શાયાને શાન જઝાએ ખૈર અતા ફરમાવે. આમીન.

નઝર સમક્ષની કિતાબનો અંગ્રેજી ભાષામાં પણ અનુવાદ થઈ ચુકયો છે અને અલ્હમ્દુલિલ્લાહ છપાઈને પ્રગટ પણ થઈ ગયો છે.

એ જ પ્રમાણે બંગાળી ભાષામાં પણ એના અનુવાદનું કામ શરૂ થઈ ગયું છે. વાલિદે મુકર્રમની તમામ કિતાબોનો અંગ્રેજી અને ગુજરાતી ભાષાઓમાં અનુવાદ કરાવવાનો ઈરાદો છે. જાહેરી રીતે આ કામ ઘણું જ મુશ્કેલ અને લાંબો સમય લેનારું લાગે છે.

પરંતુ હક તઆલાના માટે કોઈ મુશ્કેલ નથી. આપ હઝરાત પણ એની સરળતા માટે દુઆ ફરમાવશો.

વસ્સલામ

**મુહમ્મદ અબ્દુલ્લાહ કમરુઝ્ઝમાં કાસિમી ઈલાહાબાદી**

ખાદિમ : મકતબા દારુલ મઆરિફ, ઈલાહાબાદ

# ગુજરાતી આવૃત્તિ વેળાએ

## શેખે તરીકત હઝરત મૌલાના
## મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી
### દામત બરકાતુહુમ

بسم اللہ الرحمن الرحیم

نحمده ونصلى على رسوله الكريم

بہت ہی مسرت ہوئی کہ الحمدللہ ہمارے محبّ مکرم جناب الحاج عبدالقادر صاحب فاتی والا مدظلہ العالی نے اس حقیر کی کتاب ''تربیت اولاد کا اسلامی نظام'' کا گجراتی فرمایا جیسا کہ عزیزم مولوی محبوب احمد قمرالزمان الہ آبادی ندوی کی کتاب ''تصفية القلوب ترجمه تزكية القلوب'' کا بہترین ترجمہ گجراتی زبان میں فرمایا جو طبع ہو چکی ہے اور عوام وخواص کی نظروں میں پسندیدہ ثابت ہوئی ہے، چنانچہ محبّ مکرم مولانا اسماعیل ولی صاحب نے لندن سے بے حد پسندیدگی کا اظہار فرمایا اور کثیر تعداد میں طلب فرمایا جو الحمدللہ بھیجی جا چکی ہے۔

اب یہ معلوم کر کے مزید مسرت ہوئی کہ ''تربیت اولاد کا اسلامی نظام'' کا گجراتی ترجمہ کی تکمیل کے بعد اسے طباعت کے لئے مطبع کے سپرد کیا جا رہا ہے، حق تبارک و تعالیٰ طباعت کے مراحل کو بخیر وخوبی پورا فرمائے، اس کتاب کے ترجمہ کے محرک دراصل عزیزم مولانا فضل محمود صاحب فلاحی ہے جنہوں نے اس سے قبل بھی احقر کی دو کتابوں کے ترجمے جناب فاتی والا صاحب سے درخواست کر کے کروائے ، اور

موصوف نے بخوشی ورغبت ان کے ترجمہ کردیئے نیز بھائی عبدالرشید صاحب سورتی نے بھی کافی دلچسپی کا ثبوت دیا، اللہ تعالیٰ تمام معاونین کو جزاءِ خیر عطا فرمائے۔

میری غایت سعادت اور اللہ کی عنایت ہے کہ اس کتاب کا انگریزی زبان میں ترجمہ مولانا ابراہیم خان صاحب قاسمی ندوی نے مکمل فرمایا جس کی میں مکرم بھائی ابراہیم نیجا صاحب نے خلوص کا ثبوت پیش کیا ہے، ماشاء اللہ یہ انگریزی ترجمہ بھی زیور طباعت سے آراستہ ہو کر منظر عام پر آچکا ہے۔

نیز میرے لئے خوشی وسعادت کی بات ہے کہ فاضل مکرم مولانا قاضی منظور عالم صاحب قاسمی زیدہ مجدہ صدر مدرس مدرسہ عالیہ کلکتہ، عم محترم مولوی نورالانوار سلمہ استاذ دارالمعارف الاسلامیہ الہ آباد، اس کتاب کا بنگلہ زبان میں ترجمہ فرما رہے ہیں، اللہ تعالیٰ اس ترجمہ کو پایۂ تکمیل کو پہنچائے اور قبول فرمائے اور مترجمین و معاونین حضرات کو جزائے خیر مرحمت فرمائے اور حضور اکرم صلی اللہ علیہ وسلم کے تمام امتیوں کو اس کے مطابق اپنی اولاد کی تربیت کا سلیقہ وجذبہ مرحمت فرمائے۔ (آمین) اس لئے کہ آج اس مذکورہ مسنونہ طور وطریقہ پر بچوں کی تربیت کی جائے تو انشاء اللہ سارے عالم سے فتنہ و فساد کا قلع قمع ہو جائے، اور دنیا چین وسکون کی سانس لے۔

وما ذلک علی اللہ بعزیز

والسلام

محمد قمر الزمان الہ آبادی

۲۶/جمادی الاولیٰ ۱۴۲۵ھ

۱۵/جولائی ۲۰۰۴ء

بروز جمعرات

# હઝરતના ઉર્દૂ લખાણનો ગુજરાતી અનુવાદ

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

ઘણી ખૂશી થઈ કે અલ્હમ્દુ લિલ્લાહ અમારા મુહિબ્બે મુકર્રમ જનાબ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા મદઝિલ્લુહુલ આલી એ આ હકીરની કિતાબ 'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ'નો ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો.

આથી પહેલાં મારા અઝીઝ (ફરઝંદ) મૌલવી મહબૂબ અહમદ ઈલાહાબાદી નદવી (સલ્લમહૂ)ની કિતાબ 'તઝકિયતુન્નુફૂસ'નો 'તસ્ફિયતુલ કુલૂબ' નામથી બહેતરીન અનુવાદ ગુજરાતી ભાષામાં આપે ફરમાવ્યો હતો જે છપાઈને પ્રગટ થઈ ચૂક્યો છે અને અવામ તેમજ ખવાસની નઝરોમાં પસંદપાત્ર સાબિત થયો છે.

મુહિબ્બે મુકર્રમ મૌલાના ઈસ્માઈલ 'વલી' સાહબએ લંડનથી બેહદ પસંદીગી જાહેર ફરમાવી અને મોટી સંખ્યામાં મઝકૂર કિતાબની નકલો મંગાવી જે અલ્હમ્દુલિલ્લાહ મોકલી આપવામાં આવી છે.

હવે આ જાણીને વધારે ખૂશી થઈ કે 'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ' કિતાબનો ગુજરાતી ભાષામાં અનુવાદ પૂર્ણ થઈ ગયો છે અને હવે છાપવા માટે છાપખાનાને સુપર્દ કરવામાં આવી રહ્યો છે. હક તબારક વ તઆલા છપાઈના કામને ખૈર અને ખુબીની સાથે પૂરું ફરમાવે. (આમીન)

આ કિતાબના અનુવાદના મૂળ પ્રણેતા અઝીઝમ મૌલાના ફઝલ મહમૂદ સાહબ ફલાહી છે. તેમણે એનાથી પહેલાં પણ અહકરની બે કિતાબોના અનુવાદો જનાબ ફાતીવાલા સાહબને દરખ્વાસ્ત કરીને કરાવ્યા અને તેમણે ખૂશી અને રગબતથી તેના અનુવાદો કરી આપ્યા. ઉપરાંત ભાઈ અબ્દુર્રશીદ સાહબ સૂરતીએ પણ ઘણી દિલચસ્પીનો સુબૂત આપ્યો. અલ્લાહ તઆલા તમામ સહાયકર્તાઓને જઝાએ ખૈર અતા ફરમાવે. (આમીન)

મારી આ અત્યંત સઆદત અને અલ્લાહ તઆલાની ઈનાયત છે કે, આ કિતાબનો અંગ્રેજી ભાષામાં અનુવાદ મૌલાના ઈબ્રાહીમ ખાન સાહબ કાસિમી નદવીએ પૂર્ણ ફરમાવ્યો છે જેમાં મુકર્રમ ભાઈ ઈબ્રાહીમ નીજા સાહબે ખુલૂસનો સુબૂત પેશ કર્યો છે. માશાઅલ્લાહ આ અંગ્રેજી અનુવાદ પણ છપાઈના ઘરેણાંથી આભૂષિત થઈને પ્રગટ થઈ ચૂકયો છે.

ઉપરાંત મારા માટે ખૂશી અને સઆદતની વાત છે કે, ફાઝિલ મુકર્રમ મૌલાના કાઝી મંઝૂર આલમ સાહબ કાસિમી ઝીદમજદુહૂ, સદર મુદર્રિસ મદ્રસા આલિયહ કલકત્તા, મૌલવી નૂરુલ અનવાર સલ્લમહૂ, ઉસ્તાઝ દારુલ મઆરિફિલ ઈસ્લામિય્યહ, ઈલાહાબાદના મુહતરમ ચાચા, આ કિતાબનો બંગાળી ભાષામાં અનુવાદ કરી રહ્યા છે. અલ્લાહ તઆલા એ અનુવાદને પૂર્ણતાએ પહોંચાડે અને કબૂલ ફરમાવે અને અનુવાદકોને તથા સહાયકોને જઝાએ ખૈર અતા ફરમાવે. અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તમામ ઉમ્મતીઓને એના મુતાબિક પોતાની ઔલાદની તરબિયતનો સલીકો અને જઝબહ અતા ફરમાવે. (આમીન) એટલા માટે કે જો આજે મઝકૂર મસનૂન તૌર તરીકાથી બાળકોની તરબિયત કરવામાં આવે તો ઈન્શાઅલ્લાહ આખી દુનિયામાંથી ફિત્ના–ફસાદનો કિલ્લો નષ્ટ થઈ જાય અને દુનિયા ચેન અને સુકૂનના શ્વાસ લઈ શકે.

‘વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ.’

[ અને અલ્લાહના માટે કોઈ પણ કામ મુશ્કિલ નથી. ]

વસ્સલામ

**મુહમ્મદ કમરુઝઝમાં ઈલાહાબાદી**

૨૬,જમાદિલ અવ્વલ, ૧૪૨૫ હિજરી

૧૫,જુલાઈ, ૨૦૦૪ ઈસ્વી, જુમેરાત

# પરિચય

## મુફતી ફઝલ મહમૂદ સાહબ ફલાહી
### (ઝીદમજદુહૂ)

### બિસ્મિહી તઆલા

ઈસ્લામ એક વિશ્વવ્યાપી મઝહબ છે. જયારે એ વિશ્વવ્યાપી મઝહબ છે તો જરૂરી છે કે એની તઅલીમાત પણ વિશ્વવ્યાપી હોય. જેથી આ પૂર્ણ અને પરિપૂર્ણ મઝહબે ઝિંદગીનો કોઈ એવો ખૂણો નથી છોડયો જેના તરફ રહનુમાઈ (માર્ગદર્શન) ન કર્યું હોય.

એમાં સૌથી વધારે મહત્ત્વનો અને જરૂરી પહેલું બાળકોની તઅલીમ અને તરબિયત છે. આ પહેલું પર પણ ઈસ્લામની તઅલીમાતમાં સંતોષકારક ચર્ચા મળે છે. અને કોઈ પહેલું અતૃપ્ત નથી રહેતો. અને એક નવા જન્મેલા બાળકના ઘોડિયાથી લઈ ઘોર (કબર) સુધીના તમામ તરબિયતી પહેલું આ વિશ્વવ્યાપી મઝહબમાં મોજૂદ છે.

આ વિષય પર વિવિધ સુંદર કિતાબો લખાઈ ચૂકી છે પરંતુ નઝર સમક્ષની કિતાબમાં લેખકે જે સુંદર શૈલી અપનાવી છે તેની જોડ બીજી કિતાબોમાં મળતી નથી. ખાસ કરીને લેખકે આ વિષયને લગતી જે સામગ્રી ભેગી કરી છે તેના સમર્થનમાં કુર્આન શરીફની આયતો અને મુબારક હદીસો ઉપરાંત નેક પૂર્વજ બુઝુર્ગોના વચનો અને વર્તણુંકોને પેશ કર્યા છે.

કોઈ કિતાબની લોકપ્રિયતા અને મહત્ત્વતાના માટે આ પૂરતું છે કે એને વિવિધ ભાષાના લોકો પણ પસંદ કરવા લાગે. નઝર સમક્ષની કિતાબ અરબી, ઉર્દૂ, અંગ્રેજી, ગુજરાતી અને બંગાળી એમ પાંચ ભાષાઓમાં પ્રગટ થવી એની ઉપયોગીતાની સ્પષ્ટ દલીલ છે.

હક તબારક વ તઆલા એના ઝરીઆથી ઉમ્મતે મુસ્લિમહના તમામ ઝિમ્મેદારોને પોતાના તાબા હેઠળના લોકોની તરબિયતની તૌફીક અર્પણ કરે. આજના આ બેદીનીના દૌરમાં આ કિતાબ એક તિર્યાક (અકસીર ઔષધ)ની હેસિયત ધરાવે છે. આપણાં માટે જરૂરી છે કે આપણે એની તઅલીમાતથી પોતાને પણ અને પોતાની નસલોને પણ શણગારીએ કે જેથી આવનારી પેઢીઓમાં આપણો દીન સહીહ રીતે બાકી રહે.

## મૂળ અરબી કિતાબના લેખક

- આપનું પૂરું નામ સય્યિદ શયખ અબ્દુલ્લાહ નાસિહ અલવાન છે.
- આપના મુહતરમ વાલિદ સાહબનું નામ અલહાજ સઈદ અલવાન છે.
- આપનો જન્મ 'હલબ' નામના શહેરમાં ઈ.સ. ૧૯૨૮ માં થયો.
- દીની અને દુન્યવી ઉલૂમ હલબના 'અષ્ષાનવિયતુશ્શરઈય્યહ'માં રહીને હાસિલ કર્યા. અને ત્યાંથી ઈ.સ. ૧૯૪૯ માં ૨૧ (એકવીસ) વર્ષની ઉંમરે (ગ્રેજયુએટની) સનદ (ડીગ્રી) હાસિલ કરી.
- તે પછી મિસરના 'અઝહર શરીફ'માં રહીને ઉચ્ચ ઉલૂમની પરિપૂર્ણતા કરી અને 'કુલ્લિયતુ ઉસૂલિદ્દીન' (પોસ્ટ ગ્રેજયુએટ)ની ડિગ્રીથી ઈ.સ. ૧૯૫૨ માં ૨૪ (ચોવીસ) વર્ષની ઉંમરે મુશર્રફ (આભૂષિત) થયા.
- તે પછી 'અલ માજિસ્તર' (એમ.ફીલ.)ની સમકક્ષ સનદ 'તખસ્સુસુત્તદ્રીસ' ઈ.સ. ૧૯૫૪ માં ૨૬ (છવ્વીસ) વર્ષની ઉંમરે હાસિલ કરી.
- આપ મિસરમાં 'દકતૂરહ' અર્થાત ડોકટરેટ (પી.એચ.ડી.)ની સનદ હાસિલ કરી ન શકયા કારણકે, ત્યારના મિસરના સરમુખત્યાર શાસક કર્નલ અબ્દુન્નાસિરના ઝમાનામાં એમને મિસરમાંથી દેશનિકાલ કરવામાં આવ્યા હતા.
- તે પછી હલબના 'મદારિસે ષાનવિય્યહ'માં પ્રાધ્યાપક (પ્રોફેસર) તરીકે આપની નિમણુંક થઈ અને અંત સુધી આ ખિદમત બજાવતા રહ્યા.

## કિતાબો

(૧) 'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ'
(૨) 'અત્તકાફુલુલ ઈજતિમાઈય્યુ ફીલ ઈસ્લામ'
(૩) 'તઅદ્દુદુઝ ઝવજાતિ ફીલ ઈસ્લામ'
(૪) 'સલાહુદ્દીન અલ અય્યૂબી'
(૫) 'હત્તા યઅલમશ્શબાબ'

## વફાત

આપની વફાત હિજરીસન ૧૪૦૮, (ઈસ્વીસન ૧૯૮૭)માં થઈ.

**રહિમહુલ્લાહુ તઆલા વ નવ્વરલ્લાહુ મરકદહૂ**

[ અલ્લાહ તઆલા એમના પર રહમ ફરમાવે અને
એમની કબરને નૂરથી મુનવ્વર ફરમાવે. આમીન ! ]

## ઉર્દૂમાં ટૂંકસાર લખનાર

# શયખે તરીકત હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી (દામતબરકાતુહુમ)નો ટૂંકો પરિચય

'તઝકિરહ મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' કિતાબમાં હઝરત મૌલાના કારી મુહમ્મદ અહસન સાહબ ફતહપૂરી સ્થાપક : જામિઅહ ઈસ્લામિય્યહ સુલતાનપૂરએ હઝરતના લખેલા ઉર્દૂ પરિચયનો ગુજરાતી અનુવાદ અહીં રજૂ કરવામાં આવે છે :–

## જન્મ અને વતન

હઝરત અકદસ દામત બરકાતુહુમનો મુબારક જન્મ શા'બાનુલ મુઅઝઝમ ૧૩૫૨ હિજરીસન મુતાબિક ડિસેમ્બર ૧૯૩૩ ઈસ્વીસનમાં જિલ્લા મઊ (ભૂતપૂર્વ આ'ઝમગઢ)ના મોજે કારીસાથમાં થયો. માનવંત પિતાજીનું

મુબારક નામ જનાબ સુલતાન અહમદખાં છે.❶ દાદાનું નામ મુહમ્મદ નઝીરખાં સાહબ છે. આપના મુહતરમ વાલિદ સાહબ પણ ઝિક્ર અને શુગ્લ તેમજ કુર્આને કરીમની તિલાવતથી અસામાન્ય દિલચસ્પી ધરાવતા હતા અને સામાન્ય રીતે નેક લોકોમાં તેમની ગણના થતી હતી. અને કેમ ન થાય જયારે કે તેમને પોતાના દૌરના વલીએ કામિલ મુસ્લિહુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહની પ્રભાવશાળી સોહબતનો શરફ હાસિલ હતો. જેથી હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં મોજે ફતહપૂર તાલ નરજા❷ પાબંદીની સાથે તશરીફ લઈ જતા હતા અને કદી કદી પોતાના હોનહાર બેટા (અર્થાત્ હઝરત શયખે તરીકત દામત બરકાતુહુમ)ને પણ પોતાની સાથે લઈ જતા હતા અને હઝરતથી પોતાના બેટાના માટે દુઆ કરાવતા હતા.

હઝરત દામત બરકાતુહુમના માનવંત વાલિદહનું નામ ઝૈબુન્નિસાઅ હતું. તેઓ જનાબ રહમતુલ્લાહ ખાં સાહબ❸ના સાહબઝાદી હતા. તેમનું ગામ સકરિયા કલાં જિલ્લા બલિયા હતું. આપના મુહતરમા વાલિદહ ખૂબ જ નેક ખાતૂન હતા.

આ રીતે અમારા હઝરતને પ્રાથમિક તરબિયત અને ઉછેરના માટે એક એવો ખાલિસ દીની માહોલ મળ્યો જેનાથી તેમના બાળપણના ભોળા દિલ અને દિમાગ પર પાકીઝહ અને મુકદ્દસ છાપ અંકિત થઈ.

---

❶ માશાઅલ્લાહ અમારા પરદાદા ખૂબ જ બહાદુર અને નમાઝ, રોઝહના પાબંદ અને હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહના આશિક હતા.

❷ એ મોજે કારીસાથની ઉત્તર દિશામાં ત્રણ કિલોમીટર દૂર આવેલું છે જે હઝરત મુસ્લિહુલ ઉમ્મતના જન્મનું સ્થળ છે.

❸ માશાઅલ્લાહ અમારા વાલિદ સાહબના નાના પણ દીનદાર, નમાઝી બલ્કે નમાઝની તરફ લોકોને દઅવત આપતા હતા.

[ મહબૂબ અહમદ નદવી (હઝરતના સાહબઝાદા)]

## તા'લીમ

દીનદાર ઘરાનાના રિવાજ પ્રમાણે શરૂઆતમાં ગામના એક ઈસ્લામી મકતબમાં તા'લીમ મેળવી અને એ જ મકતબ વર્તમાનકાળના એક મહાન આલિમે દીન અને શયખે વકતનો પ્રાથમિક મદ્રસો બન્યો. દરજએ દૌમ તક (બીજી શ્રેણી) સુધી અહીં તા'લીમ હાસિલ કરી. તે પછી મિડલ સુધી અર્થાત્ તે ઝમાનાના સાતમાં દર્જા (શ્રેણી) સુધી કસ્બા ઘોસીમાં તા'લીમ હાસિલ કરી.

આ બુનિયાદી અને ખૂબ જ ફાયદાકારક તેમજ જરૂરી આધુનિક શિક્ષણ મેળવ્યા બા'દ અસલ તા'લીમી મંઝિલની તલાશમાં દારુલ ઉલૂમ મઊની રાહ પકડી. અહીં પહોંચીને ખાલિસ દીની તા'લીમની શરૂઆત ફારસીથી કરી. અહીં લગભગ ત્રણ વર્ષ આપે તા'લીમ હાસિલ કરી જે દરમિયાન ફારસીની પ્રાથમિક કિતાબો :–

- આમદનામા,
- ગુલિસ્તાં,
- બોસ્તાં,
- અખ્લાકે મુહસિની,
- અનવારે સુહેલી...વગેરે પઢી.

અને અરબીની પ્રાથમિક કિતાબો :–

- મીઝાને મુન્શઅબ,
- ઈલ્મુસ્સેગહ,
- નૂરુલ ઈઝાહ,
- કિફાયતુલ મુતહફ્ફિઝ...વગેરે પઢી.

## નિકાહે મસનૂન

હઝરત મુસ્લિહુલ ઉમ્મત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહએ પોતાની સાહબઝાદી મુહતરમા અકીલહ ખાતૂન (જે

હકીકતમાં નામ પ્રમાણે જ ગુણો ધરાવતી હતી)ના રિશ્તાની બાબતમાં મુકર્રમ હઝરત મૌલાના કારી અમીન અઝહર સાહબ (જેઓ હઝરત શયખે તરીકતના હકીકી ફુવા હતા)ની સાથે મશ્વરહ કરવા બા'દ હઝરત મુર્શિદીના વાલિદે મુહતરમ સુલતાન અહમદખાં સાહબને પોતાની ઈચ્છા અને ઈરાદાને કારી સાહબ (વફાત હિજરીસન ૧૩૬૯ મુતાબિક ઈસ્વીસન ૧૯૪૯)ના મારફતે જાહેર ફરમાવ્યો.

તો વાલિદે મુહતરમ આ મુબારક રિશ્તા વિષે જાણીને બેહદ ખૂશ થયા અને પોતાની મોટી સઆદત સમજીને રાઝી થઈ ગયા. જેથી રજબ ૧૩૭૦ હિજરીસન મુતાબિક ૧૯૫૦ ઈસ્વીસનમાં ફતહપૂર તાલનરજાની મસ્જિદમાં હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહએ નિકાહ પઢાવ્યા. એ અલ્લાહનો ફઝલ છે અને તે જેને ચાહે તેને આપે છે.

એમનાથી માશાઅલ્લાહ ચાર સાહબઝાદા ક્રમવાર નીચે પ્રમાણે છે :–

(૧) જનાબ મૌલાના હાફિઝ મકબૂલ અહમદ કાસિમી (સલ્લમહુ)
(૨) જનાબ મૌલાના સઈદ અહમદ કાસિમી નદવી (સલ્લમહુ)
(૩) જનાબ મૌલાના અઝીઝ અહમદ કાસિમી (સલ્લમહુ)
(૪) જનાબ મૌલાના મહબૂબ અહમદ નદવી (સલ્લમહુ)

તકદીરે ઈલાહી કે આ નેક ખાતૂન ૩, શવ્વાલ ૧૩૭૯ હિજરીસનમાં આ દુનિયાથી રહલત ફરમાવી ગઈ. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

અને મુહલ્લા અકબરપૂર ઈલાહાબાદના સાર્વજનિક કબ્રસ્તાનમાં દફન થઈ. જયાં તેમની નાની બહેન મુહતરમા નબીલા ખાતૂન ૧૬, ૧૭, રમઝાન ૧૩૭૯ હિજરીસનમાં દફન થઈ ચૂકી હતી. નવ્વરલ્લાહુ મરકદહુમા.

તે પછી હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહના મશ્વરહથી બીજા નિકાહ ખાસ વતન મોજે કારીસાથ જિલ્લા મઊમાં મુકર્રમ માસ્ટર નૂરુલ હસન સાહબ મર્હૂમની નેક સાહબઝાદી મુહતરમા તકરીબુન્નિસાઅ સાથે ૨૨, જમાદિઉસ્સાની ૧૩૮૧ હિજરીસનમાં થયા જેમનાથી માશાઅલ્લાહ

ચાર સાહબઝાદીઓ અને બે સાહબઝાદા છે. બંને સાહબઝાદાના નામો નીચે પ્રમાણે છે :–

(૧) જનાબ મૌલવી મુહમ્મદ અબ્દુલ્લાહ કાસિમી (સલ્લમહુ)
(૨) જનાબ મૌલવી હાફિઝ ઉબૈદુલ્લાહ નદવી (સલ્લમહુ)

## શિક્ષણની પરિપૂર્ણતા

બારગાહે મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહ પોતાના દૌરની અનન્ય ખાનકાહ અને તઝકિયએ નુફૂસનું મરકઝ (કેન્દ્ર) હોવાની સાથે શિક્ષણનું પણ એક મહાન કેન્દ્ર હતું. એટલા માટે હઝરત મુર્શિદી :–

- ☐ તકમીલે ઉલૂમ (શિક્ષણની પરિપૂર્ણતા),
- ☐ ઈસ્લાહે અખ્લાક (અખ્લાકની સુધારણા),
- ☐ તઝકિયએ નફસ (નફસની સફાઈ) અને
- ☐ મનાઝિલે સુલૂક (સુલૂકની મંઝિલો)

જેવા ઉચ્ચ મકસદોના માટે શા'બાન ૧૩૭૦ હિજરીસનમાં બારગાહે મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહ હાજર થયા અને પછી અહીંના જ થઈને રહ્યા. અહીંના લાંબા નિવાસ દરમિયાન :–

- ☐ હિદાયતુન્નહવ,
- ☐ નૂરુલ ઈઝાહ,
- ☐ મરાકિયુલ ફલાહ...

વગેરેથી લઈને બુખારી શરીફ સુધી તા'લીમ હાસિલ કરી. બલ્કે એની સાથે તસવ્વુફની કિતાબો પણ હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહથી પઢી જેવી કે :–

- ☐ તફહીમાતે ઈલાહિય્યહ,
- ☐ અલકૌલુલ જમીલ,

- ☐ ઈર્શાદુત્તાલિબીન,
- ☐ કસ્દુસ્સબીલ,
- ☐ તરસીઉલ જવાહિરિલ મકિકયહ,
- ☐ મષનવી મૌલાના રૂમ (રહમતુલ્લાહિ અલયહ)... વગેરે

## શીખવું-શિખવવું

આ પ્રમાણે હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહએ તા'લીમના સમયમાં જ ગોરખપૂરમાં નિવાસ વખતે કાયદેસર વઝીફાની સાથે શિખવવાની ખિદમત સોંપી. માશાઅલ્લાહ શીખવા–શિખવવાનો આ સિલસિલો સતત ચાલૂ રહ્યો. અહીં સુધી કે પોતાના મદ્રસા વસિય્યતુલ ઉલૂમ, ઈલાહાબાદના સદર મુદર્રિસના પદ પર આપની નિમણૂંક કરી.

- ☐ તૌઝીહે તલ્વીહ,
- ☐ મિશ્કાત શરીફ,
- ☐ જલાલૈન શરીફ,
- ☐ હિદાયહ...

વગેરે જેવી મહત્ત્વની કિતાબોના સબક આપના ઝિમ્મે હતા. જેથી તે વખતના ખાસ શાગિર્દો પૈકી નીચેના હઝરાત હતા :–

- ☐ મૌલાના અમ્માર અહમદ સાહબ,
- ☐ મૌલાના અબ્દુલ અલીમ ઈસા સાહબ,
- ☐ મૌલાના મુજીબુલ ગફફાર સાહબ,
- ☐ મૌલાના મુફતી ઝૈનુલ ઈસ્લામ સાહબ,
- ☐ મૌલાના મુહમ્મદ અનસ ઈલાહાબાદી સાહબ,
- ☐ મૌલાના મુહમ્મદ કમર ઈલાહાબાદી સાહબ,
- ☐ મૌલાના મુહમ્મદ હસન ફતહપૂરી સાહબ,
- ☐ મૌલાના શમીમ અહમદ ઈલાહાબાદી સાહબ, (કાતિબ)... વગેરે

## હદીષની ઈજાઝત

હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહએ આપને સંપૂર્ણ વિશ્વાસપૂર્વક બુખારી શરીફ અને હદીષની બધી કિતાબોની રિવાયતની ઈજાઝત આપી. જેથી શવ્વાલ હિજરીસન ૧૩૮૭ થી શા'બાન હિજરીસન ૧૩૮૮ સુધી મદ્રસા વસિય્યતુલ ઉલૂમમાં બુખારી શરીફ પઢાવી.

- ☐ મુસ્લિમ શરીફ મૌલાના અબ્દુર્રહમાન સાહબ જામી રહમતુલ્લાહિ અલયહએ અને
- ☐ તિરમિઝી શરીફ મૌલાના મુહમ્મદ હનીફ સાહબ જોનપૂરીએ પઢાવી.

**ફ લિલ્લાહિલ હમ્દુ વલ મિન્નહ.**

તે વર્ષે દૌરએ હદીષમાં ખૂશનસીબ તલબા (શાગિર્દો) પૈકી નીચેના હઝરાત હતા :–

- ☐ મૌલાના કારી ઈર્શાદ અહમદ સાહબ,
- ☐ મૌલાના અનવાર અહમદ સાહબ,
- ☐ મૌલાના મુહમ્મદ અરશદ બનારસી સાહબ,
- ☐ મૌલાના કારી ઝહીરુદ્દીન સાહબ (અત્યારે અલીગઢ યુનિવર્સિટીમાં સ્થાયી)...વગેરે.

માશાંઅલ્લાહ ખત્મે બુખારી શરીફના મૌકા પર હઝરત મૌલાના સય્યિદ ઝુહૂરુલ હસન કસૂલવી સાહબ નાઝિમ ખાનકાહે થાના ભૂવન અને હઝરત મૌલાના હકીમ મુહમ્મદ મસઊદ સાહબ અજમેરી તશરીફ લાવ્યા હતા. **ફ લિલ્લાહિલ હમ્દ.**

પુષ્કળ પ્રવૃત્તિઓ અને વિપુલ પ્રવાસો છતાં શીખવા–શિખવવાનો સિલસિલો આજે પણ બિ હમ્દિલ્લાહ ચાલુ છે. અને આ રીતે દીની ઉલૂમના તરસ્યાઓ ઈલ્મી ફાયદો મેળવવાથી પણ મહેરૂમ નથી.

ઉપરાંત હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહના હુકમથી જ ઈફતા (ફતાવા)ની નાઝુકતરીન અને મહત્ત્વની ખિદમત પણ બજાવતા રહ્યા. જેનો સિલસિલો હજુ સુધી બિ હમ્દિલ્લાહ ચાલુ છે.

## ઈજાઝત અને ખિલાફત

ઉપર આવી ગયું છે તે પ્રમાણે દામાદીના શરફ બા'દ હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં હાજરી અને દીની ઉલૂમની પરિપૂર્ણતાના માટે મુસ્તકિલ કિયામના મકસદની સાથે સાથે ઈસ્લાહે બાતિન (આંતરિક સુધારણા) અને તઝકિયએ નફસ (નફસની સફાઈ)ની ગરજથી હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહથી બૈઅત થઈ ગયા અને હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહએ પણ આપની તરફ ખાસ તવજ્જુહ ફરમાવી અને તસવ્વુફની મહત્ત્વની કિતાબો પણ પઢાવી અને તા'લીમ અને તઝકીર અને તલકીને અઝકારની ઈજાઝત આપી. ફ **લિલ્લાહિલ હમ્દુ વલ મિન્નહ.**

ઔલિયા અલ્લાહનો આ મિઝાજ (સ્વભાવ) હોય છે કે તેઓ કમાલ (પરિપૂર્ણતા)ના દરજાએ પહોંચી જવા છતાં પોતાના નફસથી કદી સંતોષિત થઈને બેસતા નથી અને જિંદગીની છેલ્લી પળ સુધી નફસની નિગરાની કરતા રહે છે અને હુસ્ને ખાતિમહ (ઈમાન પર મૌત)ની દુઆઓ કરતા રહે છે. એ જ મિઝાજ હઝરત મુર્શિદી (હઝરત શયખે તરીકત) દામત બરકાતુહુમમાં પણ છે. જેથી એ જ ચિંતા અને જઝબહ હેઠળ હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહની વફાત બા'દ એ દૌરના એક બીજા વલીએ કામિલ આરિફ બિલ્લાહ શયખે ફાની ફિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી નકશબંદી મુજદિદી રહમતુલ્લાહિ અલયહની તરફ રુજૂઅ થયા.

હદીષે પાકના મઝમૂન મુતાબિક :–

"મો'મિન અલ્લાહના નૂરથી જુએ છે."

આપના મઝકૂર બીજા મુર્શિદને મુરીદની બાતિની કૈફિયત અને સલાહિય્યતને સમજવામાં વાર ન લાગી અને થોડા જ દિવસો બા'દ તઝકીર અને તલકીનની ઈજાઝતના સાથે સાથે બૈઅતની ઈજાઝત અને ખિલાફતના ખિલઅતથી નવાઝી દીધા.❶

અને આ રીતે અમારા શયખ કાઝી અતહર મુબારકપૂરી રહમતુલ્લાહિ અલયહના શબ્દોમાં :–

"હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઝીદ મજદુહૂ શરીઅત અને તરીકતના જામિઅ (સર્વગ્રાહી) આલિમ છે. હઝરત મુસ્લિહુલ ઉમ્મત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહના રૂહાની જઝબ અને જલાલ તેમજ બકિય્યતુસ્સલફ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહના એહસાની હુસ્ન અને જમાલના ફૈઝાન તથા ઈરફાનના અમીન છે."

આ બંને ઔલિયા અલ્લાહના તરફથી ઉપર લખ્યા પ્રમાણે ઈજાઝત અને ખિલાફતના પછી હઝરત મુર્શિદી દામત બરકાતુહુમ ચારે સિલસિલાઓ (અર્થાત્ ચિશ્તી, નકશબંદી, કાદરી અને સુહરવર્દી)ના જામિઅ (સર્વગ્રાહી) છે.

અને હઝરત શાહ વલીય્યુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહના દૌરથી તમામ મશાઈખ ચારે સિલસિલામાં બૈઅત કરે છે અને ખિલાફતના લાયક મુરીદને ચારે સિલસિલામાં ખિલાફત પણ આપે છે એટલે હઝરત વાલાનો પણ એ જ મા'મૂલ છે.

## બીજા મશાઈખથી પણ ફૈઝ મેળવ્યો

❶ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહ ઉપરાંત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહના બીજા ખલીફાઓએ પણ માનવંત વાલિદ સાહબને બૈઅતની ઈજાઝત અને ખિલાફત આપી છે.

[ મહબૂબ અહમદ નદવી ]

- ☐ હઝરત મુસ્લિહુલ ઉમ્મત રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં ૧૭ (સત્તર) વર્ષ સુધી સોહબતનો શરફ હાસિલ કર્યો.
- ☐ હઝરત શાહ મુહમ્મદ અહમદ પ્રતાપગઢી રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં ૨૪ (ચોવીસ) વર્ષની લાંબી મુદ્દત સુધી સોહબતનો શરફ હાંસિલ કર્યો અને બંને બુઝુર્ગોની બારગાહના મુકર્રબ રહ્યા.
- ☐ આ સમયમાં ઉપરોક્ત બંને મશાઈખની ખિદમતમાં તશરીફ લાવનારા મુલ્કના બીજા અકાબિર અને ઉલમાની મખસૂસ ખિદમતો હઝરતને સોંપવામાં આવતી હતી. જેના કારણે તે બુઝુર્ગોનો કુર્બે ખાસ પણ હાસિલ થયો અને ફૈઝ હાસિલ કરવાના અમૂલ્ય મૌકાઓ મળતા રહ્યા.

**ઝાલિ-ક ફઝલુલ્લાહિ યુઅતિહી મંય્યશાઅ.**

[ એ અલ્લાહનો ફઝલ છે અને જેને ચાહે તેને આપે છે. ]

એ બુઝુર્ગો પૈકી કેટલાક મુબારક નામો નીચે પ્રમાણે છે :–

– મુહદ્દિષે કબીર હઝરત મૌલાના હબીબુર્રહમાન સાહબ આ'ઝમી રહમતુલ્લાહિ અલયહ.

– મુફક્કિરે ઈસ્લામ હઝરત મૌલાના અબૂલ હસન અલી મિયાં નદવી રહમતુલ્લાહિ અલયહ.

– મુહ્યુસ્સુન્નહ હઝરત મૌલાના શાહ અબરારુલ હક સાહબ દામત બરકાતુહુમ.

– હઝરત મૌલાના કારી સિદ્દીક અહમદ સાહબ બાંદવી રહમતુલ્લાહિ અલયહ.

– હઝરત મૌલાના અબ્દુલ બારી સાહબ નદવી રહમતુલ્લાહિ અલયહ અને

– હઝરત મૌલાના હકીમ મુહમ્મદ અખ્તર સાહબ કરાચવી મદ્દ ઝિલ્લુહુલ આલી.

## મશાગિલ અને ખિદમાત

[ પ્રવૃત્તિઓ અને ખિદમતો ]

હઝરતની પ્રવૃત્તિઓ અને ખિદમતોને ચાર વિભાગોમાં વહેંચી શકાય છે :–

[૧] દઅવત અને ઈર્શાદ
[૨] લેખન અને સંપાદન
[૩] દર્સ અને તદરીસ (શીખવું અને શિખવવું)
[૪] દેશ–વિદેશના પ્રવાસો

## દઅવત અને ઈર્શાદ

- ☐ મુરીદોના નફસની સફાઈ,
- ☐ અઝકારની તલ્કીન,
- ☐ ઈસ્લાહે બાતિન (આંતરિક સુધારણા),
- ☐ ઉપરાંત દરેક આવનારની સાથે ખૂશઅખ્લાકીની સાથે વર્તન કરવું અને પંદ અને નસીહતથી નવાઝવું આપનો વિશિષ્ટ તરીકો છે.

મુકામી તૌર પર ઈલાહાબાદના કિયામ દૌરાન આ સિલસિલો ચાલુ જ રહે છે. ગૈર મુકામી તૌર પર લગભગ દસ–બાર વર્ષથી સતત ગુજરાત રાજયના દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆની વિશાળ મસ્જિદમાં ખાનકાહના આયોજન અને એઅતિકાફના માટે શા'બાન મહિનાના આખિરમાં તશરીફ લઈ જાય છે અને પૂરો રમઝાન ત્યાં જ કિયામ રહે છે.

આ મૌકા પર દેશ–વિદેશના સંબંધિતો અને મુરીદો, ઉલમા અને મશાઈખ તથા અવામનો મોટો ઈજતિમા થાય છે અને સેંકડો લોકો પૂરો મહિનો મુઅતકિફ રહે છે અને હઝરતવાલાના સતત બયાનો થતા રહે છે. જેમાં કિતાબ અને સુન્નત તથા ઈત્તિબાએ સુન્નત, ખશિય્યત તથા મુહબ્બતે ઈલાહી અને તઝકિયએ નુફૂસ (નફસની સફાઈ)ના વિષયો બયાન ફરમાવે છે.

માશાઅલ્લાહ, રમઝાન બા'દ પણ આસપાસના ગામડાઓમાં વઅઝ અને નસીહતના માટે આઠ–દસ દિવસ કિયામ રહે છે.

## લેખન અને સંપાદન

હઝરત અકદસની કલમ સતત ચાલુ રહે છે. હઝારો પાનાઓ ભરીને કેટલીક પ્રભાવકારક કિતાબો પ્રગટ થઈ ચૂકી છે. જેવી કે :–

(૧) 'અકવાલે સલફ (રહ.)'ના છ દળદાર ગ્રંથો
(૨) 'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ'
(જેનો ગુજરાતી અનુવાદ અત્યારે આપના હાથમાં છે.)
(૩) 'રિયાઝુસ્સાલિકીન મિન અહાદીષિ સય્યિદિલ મુરસલીન' અર્થાત્ 'ગુલદસ્તએ અઝકાર.'
(૪) 'તઝકિરએ મુસ્લિહુલ ઉમ્મત (રહ.)'
(૫) 'ફૈઝાને મુહબ્બત'
(૬) 'વસિય્યતુલ આદાબ'...વગેરે.

આ કિતાબોને જોવા બાદ એના લેખકના ભારે ઝૌક અને વાંચનનો ખ્યાલ આવે છે. ખરેખર કિતાબોના વિષયો રુશ્દ અને હિદાયતનો ખઝાનો છે. હક તઆલા મજદુહૂ તૌફીક અતા ફરમાવે તો આ કિતાબોનું વાંચન મોટી સઆદત અને ફલાહે દારૈન (બંને જહાનના કલ્યાણ)નો સબબ બની શકે છે. અત્યારે હઝરતની મશ્ગૂલિયત 'મઆરિફે સૂફિય્યહ'ના લેખનમાં છે. અલ્લાહ તઆલા એની પરિપૂર્ણતા કરાવે. આમીન ![1]

## દર્સ અને તદરીસ (શીખવું અને શિખવવું)

હઝરત વાલા દામત બરકાતુહુમનો જ સ્થાપેલો 'મદ્રસા અરબિય્યહ બયતુલ મઆરિફ', બખ્શી બાઝાર, ઈલાહાબાદ (યુ.પી.) છે. જેની બુનિયાદ

[1] મજકૂર કિતાબ ઉર્દૂમાં પ્રગટ થઈ ગઈ છે.

૨૮, ઝૂલ હિજજહ ૧૩૯૫ હિજરીસન મુતાબિક પહેલી જાન્યુઆરી, ૧૯૭૬ ઈસ્વીસનમાં મૂકવામાં આવી. અહીં હિફઝ અને કિરાઅત ઉપરાંત મિશ્કાત શરીફ સુધીની કાયદેસર તા'લીમ થાય છે.

એ જ મદ્રસામાં હઝરતની ખાનકાહ છે અને દર્સગાહ પણ. મિશ્કાત શરીફ વગેરે (કિતાબો) જરૂરત પ્રમાણે આપ શિખવે છે.

હાલમાં જ એક મદ્રસા 'દારુલ મઆરિફિલ ઈસ્લામિય્યહ' ખૂશનુમા મસ્જિદ સહિત બંધાવ્યો છે. એમાં અત્યારે નાઝિરહ અને હિફઝની વ્યવસ્થા કરવામાં આવી છે. અલ્લાહ તઆલા હજુ વધારે તરક્કીથી નવાઝે. આમીન !❶

## પ્રવાસો

સંબંધિતો, અકીદતમંદો અને મુરીદોની દઅવત અને આગ્રહથી દેશમાં તો વિવિધ સ્થળે એ આપના પ્રવાસો થતા રહે છે. ઉપરાંત વિદેશના પ્રવાસોનો સિલસિલો પણ ચાલુ છે.

હઝરતવાલા દામત બરકાતુહુમના મવાઈઝથી ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, આંધ્રપ્રદેશ (બેંગલોર, હૈદરાબાદ)ના આપથી સંબંધ ધરાવતા લોકો પણ આપથી ફૈઝ હાસિલ કરતા રહે છે.

---

❶ માશાઅલ્લાહ, વાલિદે મુહતરમે સ્થાપેલી દીની દર્સગાહો નીચે પ્રમાણે છે :–

(૧) દારુલિલ મઆરિફિલ ઈસ્લામિય્યહ, મુહલ્લા કરેલી, ઈલાહાબાદની સ્થાપના તા. ૧૫, ઝીકદહ ૧૪૧૬ હિજરીસન મુતાબિક ૧૪, એપ્રિલ ૧૯૯૬માં જુમેરાતના રોઝ થઈ.

(૨) મદ્રસા 'બૈતુલ કુર્આનિલ કરીમ' મોજે મહીવા, ઈલાહાબાદની સ્થાપના ૧૬, ઝીકદહ, ૧૪૧૬ હિજરીસન મુતાબિક ૫, એપ્રિલ, ૧૯૯૬ માં જુમ્અહના દિવસે કરવામાં આવી.

અલ્લાહ તઆલા આ ઈદારાઓ (સંસ્થાઓ)ને પણ કાઈમ અને દાઈમ રાખે.

[ મહબૂબ અહમદ નદવી ]

વિદેશમાં બ્રિટન, બાર્બાડોઝ, કેનેડા, સાઉથ આફ્રિકા, ઝાંબિયા, ઝિમ્બામ્બવે, રીયૂનિયન, મોરીશિયસ, કોંગો, મલાવી... વગેરે ઉલ્લેખપાત્ર છે જયાં આવતા–જતા રહે છે.

મુરીદો ઉપરાંત આપના મજાઝીને સુહબત વ બૈઅત (ખલીફાઓ)ની સંખ્યા સો કરતા વધારે છે જેમાં ઉલમા વધારે છે. એ અલ્લાહનો ફઝલ છે. તે જેને ચાહે તેને આપે છે.

હઝરત બકિય્યતુસ્સલફ, આરિફ બિલ્લાહ, ફાની ફિલ્લાહ, મૌલાના શાહ મુહમ્મદ અહમદ સાહબ (પ્રતાપગઢી, નકશબંદી, મુજદ્દિદી) કુદિસ સિર્રુહુને હઝરત મુર્શિદી મદ્દ ઝિલ્લુહુલ આલીથી બેહદ મુહબ્બત અને દિલી તઅલ્લુક હતો જેને હઝરત ઘણીવાર જાહેર ફરમાવ્યા કરતા હતા.

વારંવાર ફરમાવ્યું કે,

"હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહએ બાદશાહ જહાંગીરથી જેવી રીતે ફરમાવ્યું હતું કે,

'જહાંગીર ! તમારા વગર જન્નતમાં ન જઈશ !'

મૌલાના ! હું પણ જન્નતમાં આપના વગર નહી જઈશ."

**અલ્લાહુમ્મજઅલ્ના મિન્હુમ.**
**ઝાલિ–ક ફઝલુલ્લાહિ યુઅતીહિ મંય્યશાઉ**
**વલ્લાહુ ઝૂલ ફઝલિલ અઝીમ.**

[ હે અલ્લાહ ! અમને એમના જેવા બનાવી દે.
એ અલ્લાહનો ફઝલ છે, તે જેને ચાહે તેને આપે છે,
અને અલ્લાહ ઘણો ફઝલવાળો છે. ]

**['તઝકિરહ મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' પેજ ૧૬૩ થી ૧૭૧ ]**

## ગુજરાતી અનુવાદની જરૂરત

આ કિતાબનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરાવવાનો વિચાર એટલા માટે આવ્યો કે મુર્શિદી અને મુરબ્બિ શૈખે તરીકત હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી દામત બરકાતુહુમના હઝારો મુરીદો ગુજરાતી છે. ઉર્દૂના જાણકારો તો ઉર્દૂ કિતાબથી ફાયદો હાસિલ કરી શકે છે પરંતુ બીજા મોટી સંખ્યાના ઉર્દૂથી અજાણ મુરીદો એનાથી ફાયદો મેળવવાથી મહેરૂમ છે એટલે ઘણા લોકોએ એના ગુજરાતી અનુવાદ માટે વારંવાર ઈચ્છા જાહેર કરી. એ જ પ્રમાણે હઝરતવાલાની બીજી કિતાબોથી પણ એ લોકો પોતાની ગુજરાતી ભાષામાં ફાયદો મેળવવા ચાહે છે.

તેમની આ ઈચ્છાની પરિપૂર્ણતાના માટે અહકરે ગુજરાતી ભાષાના મશહૂર અને સુપરિચિત તેમજ કામિયાબ અનુવાદક મુકર્રમ જનાબ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ ઝીદ મજદુહૂથી વિનંતી કરી. મૌસૂફ મુહતરમની મસરૂફિયતો અને પ્રવૃત્તિઓને જોઈને આ વિનંતી મને પોતાને અસ્થાને લાગી પરંતુ આપે એના અનુવાદ માટે પોતાની તત્પરતા જાહેર કરી જેનાથી ઘણી જ ખૂશી અને પ્રસન્નતા થઈ. સહૂલિયતના માટે આપે પોતાના દામાદ મૌલાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહીનો સંગાથ મેળવ્યો અને ઘણી ટૂંકી મુદતમાં સંપૂર્ણ ગ્રંથનો અનુવાદ અલ્લાહ તઆલાએ આપથી પૂર્ણ કરાવ્યો જેને આપ હઝરાતની ખિદમતમાં પેશ કરવાની સઆદત હાસિલ કરી રહ્યા છીએ.

અનુવાદકોનો ટૂંકો પરિચય પણ અહીં આપવો મુનાસિબ લાગે છે.

### ગુજરાતી અનુવાદકો

**1**

આપનું નામ અબ્દુલકાદિર, પિતાનું નામ મુહમ્મદ અને અટક ફાતીવાલા છે. આપનો જન્મ વલસાડ શહેરમાં ૧૫, શા'બાનુલ મુઅઝઝમ ૧૩૫૬ હિજરી મુતાબિક ૨૧, ઓકટોબર ૧૯૩૭ ઈસ્વીમાં થયો હતો. ઈસ્લામી કેલેન્ડર

પ્રમાણે વીતેલા શા'બાન મહિનામાં આપે પોતાના જીવન સફરના ૬૯ (અગણોસિત્તેર) વર્ષ પૂરા કરી ૭૦ (સિત્તેર)માં વર્ષમાં પ્રવેશ કર્યો છે.

### શિક્ષણ

બાળપણમાં દીની પ્રાથમિક બુનિયાદી તા'લીમની સાથે આપ દુન્યવી તા'લીમ પણ હાસિલ કરતાં રહ્યા અને ગુજરાત યુનિવર્સિટીમાંથી મુખ્ય અંગ્રેજી વિષય સાથે ગ્રેજયુએટ થયા. તે પછી આપે માધ્યમિક શાળામાં લગભગ ૩૩ વર્ષ સુધી શિક્ષક તરીકે શિક્ષણ કાર્ય કરી ઈ.સ.૧૯૯૫ માં નિવૃત્ત થયા.

### બાતિની ફૈઝ

આપના વાલિદ સાહબ અને દાદા સાહબ તથા ખાનદાનના લોકો મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપુરી (રહ.)થી બૈઅત હતા. હઝરત વલસાડ તશરીફ લાવતા ત્યારે એક–દોઢ મહિનો અહીં રોકાતા અને આપના મકાન પર પણ તશરીફ લાવતા. એટલે બાળપણથી જ આપને હઝરતની ઝિયારતનો લાભ મળતો રહ્યો. ઈ.સ. ૧૯૫૧માં હઝરતના ઈન્તેકાલ પછી આપના પૌત્ર અને ખલીફા તથા જાનશીન અને મહાન નકશબંદી બુઝુર્ગ તથા જામિઆ હિદાયત, જયપુરના સ્થાપક હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)થી આપ ઈ.સ. ૧૯૬૨ માં બૈઅત થયા અને ૩૪ (ચોત્રીસ) વરસો સુધી આપથી બાતિની ફૈઝ હાસિલ કરતા રહ્યા.

- ☐ આપની બાતિની સલાહિય્યત અને ઈસ્તેઅદાદને જોઈને ઈ.સ. ૧૯૯૦ માં હઝરતે આપને ખિલાફતથી નવાઝયા.
- ☐ તેમજ 'જામિઆ હિદાયત'ની મજલિસે શૂરાના સભ્ય બનાવ્યા.
- ☐ 'જામિઆ હિદાયત'ના મુખપત્ર, ઉર્દૂ માસિક 'હિદાયત'ની મજલિસે મુશાવરતના પણ આપ સભ્ય છે.

### કિતાબો

એ મુબારક સુહબત અને ફૈઝનું જ પરિણામ છે કે અલ્લાહ તઆલાએ

આપની કલમથી તસવ્વુફની તેમજ અન્ય વિષયોની પુષ્કળ બહેતરીન અને મુશ્કેલ કિતાબોના સુંદર અનુવાદો કરાવ્યા. જે આપના માટે ઈન્શાઅલ્લાહ સદકએ જારિય્યહ સાબિત થશે. જેમાંથી કેટલીક કિતાબો અને તેમના મહાન લેખકોના નામો માત્ર નમૂના તરીકે નીચે લખ્યા છે :–

| | |
|---|---|
| ☐ આસાન લુગાતુલ કુર્આન | : હઝ. મૌ. અબ્દુલ કરીમ પારેખ સાહબ દા.બ. |
| ☐ હમારે હુઝૂર (સલ.) | : મુહતરમા સય્યિદહ અમતુલ્લાહ તસ્નીમ રહ. |
| ☐ રસૂલુલ્લાહ (સલ.) પર દુરૂદો સલામ | : સહબાનુલ હિન્દ હઝરત મૌલાના અહમદ સઈદ દહેલવી રહમતુલ્લાહિ અલયહ |
| ☐ ઉસ્વએ રસૂલે અકરમ (સલ.) | : હઝ. મૌ. ડોકટર અબ્દુલ હય આરિફી રહ. |
| ☐ રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નતો | : હઝરત મૌલાના હકીમ અખ્તર સાહબ દા.બ. |
| ☐ મેઅયારુસ્સુલૂક | : હઝ. મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ નકશબંદી મુજદિદી જયપૂરી (રહ.) |
| ☐ દુર્રે લાસાની ભાગ–૧,૨,૩ | : હઝ. મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત |
| ☐ યાદે અય્યામ | : હઝ. મૌ. હકીમ સય્યિદ અબ્દુલ હય હસની રહ. |
| ☐ એહસાન અને તસવ્વુફ | : હઝ. મૌ. સય્યિદ હુસૈન અહમદ મદની રહ. |
| ☐ તસવ્વુફની હકીકત | : હઝ. મૌ. મુફતી મહમૂદ અશરફ ઉસ્માની દા.બ. |
| ☐ સિલહ રહમીની અઝમત | : હઝ. મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી રહ. |
| ☐ વસિય્યત અને વારસાના અહકામ | : હઝરત મુફતી મુહમ્મદ આશિક ઈલાહી મુહાજિરે મદની રહમતુલ્લાહિ અલયહ |
| ☐ દસ્તૂરે હયાત | : હઝ. મૌ. સય્યિદ અબૂલ હસન અલી નદવી રહ. |
| ☐ સુહબતે બા અહલે દિલ | : હઝ. મૌ. સય્યિદ અબૂલ હસન અલી નદવી રહ. |
| ☐ અહકામે મુસાફિર | : હઝરત મુફતી ઈન્આમુલ હક બિહારી દા.બ. |
| ☐ મષનવીની હિકાયતો | : હઝરત મૌલાના હકીમ અખ્તર સાહબ દા.બ. |

- નમાઝમાં કવમહ અને જલ્સાના મસાઈલ : હઝરત મૌલાના ફઝલુર્રહમાન આ'ઝમી સાહબ દામત બરકાતુહુમ
- રાહે અમન : હઝરત સૂફી અબ્દુર્રહમાન સાહબ દા.બ.
- ઈસ્લામ દોસ્ત કે દુશ્મન ? : હઝ. મૌ. મુ. અબ્દુલ્લાહ તારિક સાહબ દા.બ.
- દુઆઓંકા કિંમતી મજમૂઆ : હઝ. મૌ. મુ. ઈજતિબાઉલહસન કાંધલવી રહ.
- નકશબંદી ઔલિયા ભા.૧,૨,૩: પોતાની મૌલિક કૃતિ



'મેઅયારુસ્સુલૂક'ના ગુજરાતી અનુવાદના પેશ લફઝમાં મુફતીએ આઝમ હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ સાહબ લાજપુરી (રહ.)એ ૩૨ (બત્રીસ) વર્ષ પહેલાં (૨૭, રમઝાન, ૧૩૯૩ હિજરી) લખ્યું હતું કે :–

> "આ બરકતવંતી અને માર્ગદર્શન આપનારી કિતાબનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરીને મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ગુર્જર મુસ્લિમો પર ખરેખર ઉપકાર કર્યો છે. તસવ્વુફની ઈસ્તિલાહોને ગુજરાતી ભાષામાં આલેખવી અશકય નહિ તો અત્યંત કઠણ અને મુશ્કિલ અવશ્ય છે, છતાંય મુહતરમ અબ્દુલકાદિર સાહબે એને શકય એટલી હદે સરળ બનાવવામાં ખૂબ ખૂબ શ્રમ ઉઠાવ્યો છે."



'દુર્રે લાસાની' [મકતૂબાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)]ના ગુજરાતી અનુવાદ વિષે હઝરત મૌલાના મુફતી અહમદ ખાનપુરી સાહબ (દા.બ.)એ ૧૫ (પંદર) વર્ષ પહેલાં (૦૧–૦૨–૧૪૧૦ હિજરી) લખ્યું હતું :

"તસવ્વુફ જેવા અઘરા ફનની પરિભાષાને ગુજરાતીમાં રૂપાંતર કરવું કેટલું મુશ્કિલ છે તેનો અંદાજ દરેક માટે અશકય છે. આ કામમાં થોડો–ઘણો અનુભવ જે માણસને હોય તે જ એની મુશ્કિલીઓ અને વિટંબણાઓને સારી રીતે સમજી શકે છે. પરંતુ મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ આ પરીક્ષામાં

સંપૂર્ણ રીતે સફળતા સહિત પાર ઉતર્યા છે. માટે એવણ આપણી મુબારકબાદીના ખાસ હકદાર છે. જાહેરી સાધનોને જોતાં આ કાર્ય લભગભ અશકય જેવું જ હતું કારણકે આપણી ગુજરાતી ભાષાનો પાલવ આ ફનની પરિભાષા માટે ઘણો જ તંગ છે. મારા મત મુજબ આ કામ પાર પાડવામાં અનુવાદકની ઉચ્ચ કાબિલિય્યત તેમજ બહોળા અનુભવની સાથે એમના શયખ અને મુરશિદ હઝરત શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપુરી (મ.ઝિ.)ની ખુસૂસી તવજજુહાતે પણ મોટો ભાગ ભજવ્યો છે."

આમ મુકર્રમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ ઝીદમજદુહૂ અલ્લાહ તઆલાના ફઝલો કરમ અને બુઝુર્ગોની નઝરે કરમથી તઅલીમ, તસવ્વુફ અને તસ્નીફ (લેખન) એમ ત્રણે ક્ષેત્રોમાં ગણનાપાત્ર સિદ્ધિ, પ્રસિદ્ધિ અને પ્રશંસા પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા છે.

હક તબારક વ તઆલા મૌસૂફની તમામ કોશિશોને કુબૂલિય્યતના શરફથી નવાઝે અને આ જ પ્રમાણે પોતાની ખિદમતોનો સિલસિલો ચાલુ રાખે. આમીન.

**2**

- ☐ નામ : મુહમ્મદ યૂનુસ, વાલિદ : હાજી ગુલામ મુહમ્મદ, અટક : મુન્શી
- ☐ આપનો જન્મ તારીખ ૨૭–૦૩–૧૯૬૭ ઈ.સ.ના રોજ આલીપુર (જિ.નવસારી)માં થયો હતો.
- ☐ પ્રાથમિક દીની–દુન્યવી તા'લીમ વલસાડમાં મેંળવી.
- ☐ તે પછી મદ્રસા આલિયહ ઈસ્લામિય્યહ, દેગામ (જિ. નવસારી)માં હિફ્ઝ કલાસમાં દાખલ થયા અને હઝરત મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહબ (રહ.)ના સાહબઝાદા મુહતરમ હાફિઝ દાઉદ બિસ્મિલ્લાહ સાહબ (રહ.)ની નિગરાનીમાં કુર્આન શરીફ હિફ્ઝ કર્યું. ૧૫ (પંદર) વર્ષની ઉમરે આપ હાફિઝ થઈ ગયા.

મુહતરમ મુફતી રશીદ અહમદ લાજપૂરી સાહબ (દા.બ.) તથા
મૌલાના અબ્દુર્રકીબ સાહબ મનસૂરી (સલ્લમહૂ)
આપના હિફઝ કલાસના સાથીઓ હતા.

- તે પછી ઉચ્ચ દીની તા'લીમ હાસિલ કરવા માટે આપ ઈ.સ. ૧૯૮૨ માં 'દારુલ ઉલૂમ ફલાહે દારયન', તડકેશ્વર (જિ. સૂરત)માં દાખલ થયા.
- ત્યાં ૧૦ (દસ) વર્ષ સુધી સતત ઉચ્ચ દીની તા'લીમ મેળવીને ઈ.સ. ૧૯૯૨ માં ૨૫ વર્ષની ઉમરે 'કારી' તથા 'આલિમ'ની સનદ મેળવી ફારિગ થયા.
- આપના માનવંત, માયાળુ અને કાબેલ ઉસ્તાદો પૈકી કેટલાકના મુબારક નામો નીચે પ્રમાણે છે.

  (૧) મુહતમીમ સાહબ હઝરત મૌલાના અબ્દુલ્લાહ પટેલ કાપોદ્રવી સાહબ (દામત બરકાતુહુમ)
  (૨) શયખુલ હદીષ હઝરત મૌલાના અબરાર અહમદ સાહબ ધૂલ્યવી (રહમતુલ્લાહિ અલયહ)
  (૩) હઝરત મૌલાના શેર અલી ખાન સાહબ (દા.બ.)
  (૪) હઝરત મૌલાના ઝુલ્ફકાર સાહબ (દા.બ.)
  (૫) હઝરત મૌલાના યાકૂબ ગોરા સાહબ (રહ.)
  (૬) હઝરત મૌલાના યૂસુફ સાહબ ટંકારવી (દા.બ.)
  (૭) હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ ઈગાર સાહબ (દા.બ.)
  (૮) હઝરત કારી સિદીક સાહબ સાંસરોદી (દા.બ.)

- તાલીમથી ફારિગ થયા તે જ વર્ષે અલ્લાહ તઆલાએ આપને હજની સઆદતથી પણ નવાઝયા.
- તે પછી આજ સુધી આપ વલસાડમાં દીની તા'લીમના ક્ષેત્રે મશગૂલ છે.
- ઈ.સ. ૧૯૯૬ માં મુહતરમ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબની સાહબઝાદી સુમૈયા સાથે આપના નિકાહ થયા.

☐ આપે પોતાના મુહતરમ સસરાજી સાથે સહઅનુવાદક તરીકે આજ સુધી નીચે પ્રમાણે ૫ (પાંચ) કિતાબોના અનુવાદો કર્યા છે :–

(૧) 'આસાન લુગાતુલ કુર્આન'
લેખક : હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબ (દા.બ.)
(૨) 'નિકાહની શરઈ હૈસિયત'
લેખક : હઝરત શયખે તરીકત (દામત બરકાતુહુમ)
(૩) 'મુફીદુલ મુસ્લિમીન'
લેખક : હઝરત મુફતી ઈસ્માઈલ કછોલવી સાહબ (દા.બ.)
(૪) 'કિયામતની નિશાનીઓ'
લેખક : હઝરત શાહ રફીઉદ્દીન સાહબ મુહદ્દીસ દહેલ્વી (રહ.)
(૫) 'ઔલાદની તરબિયતનું ઈસ્લામી આયોજન'
લેખક : હઝરત શયખે તરીકત (દામત બરકાતુહુમ)

☐ આ ઉપરાંત આપે બે કિતાબોના ગુજરાતી લિપ્યંતર પણ કર્યા છે :

(૧) 'મુખ્તસર શમાઈલે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)'
લેખક : હઝરત મુફતી મુહમ્મદ સલમાન મન્સૂરપૂરી (દા.બ.)
(૨) 'ફતાવા રહીમિય્યહ' ઉર્દૂ મુબવ્વબ જિલ્દ–૧

☐ મુહતરમ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબની ખુદાદાદ સુંદર અનુવાદ કળાને સારી રીતે હસ્તગત કરીને આપના આ મુારક કામને સતત ચાલુ રાખશે એવી આપથી આશા અને અપેક્ષા છે.

**અલ્લાહ કરે ઝોરે કલમ ઔર ઝિયાદા.**

અંતમાં દુઆ છે કે, અલ્લાહ તઆલા 'ઔલાદની તરબિયતનું ઈસ્લામી આયોજન' કિતાબના ગુજરાતી અનુવાદને પણ અરબી અને ઉર્દૂની જેમ મકબૂલ બનાવે અને તમામ ઉમ્મતના માટે હિદાયતનો અને નજાતનો ઝરિઓ બનાવે. આમીન !

**ફઝલ મહમૂદ**
(ગ–ફ–ર–લહુલ વદૂદ)

# ઉર્દૂની બીજી આવૃત્તિ વેળાએ

## શૈખે તરીકત હઝરત મૌલાના
## મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી
### દામત બરકાતુહુમ



**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

હક તઆલા શાનુહૂની હમ્દ અને તારીફ છે તે ઈન્આમો પર જે અલ્લાહ તઆલાએ આ હકીર પર ફરમાવ્યા છે. તેમાંથી એક ઈન્આમ હક તઆલાનું આ પણ છે કે કેટલીક કિતાબોના લેખન અને સારાંશની સઆદત અને તૌફીક અર્પણ કરી, જેમાંથી અલ્લામહ અબ્દુલ્લાહ નાસિહ અલવાન શામી (રહ.)ની કિતાબ 'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ'ના અનુવાદનો ટૂંકસાર પણ છે. જેની પ્રથમ આવૃત્તિ મૌલાના ઈસ્માઈલ અહમદ સાહબ મનૂબરી : મુહતમિમ દારુલ ઉલૂમ ભરૂચની સહાયથી પ્રકાશિત થઈ હતી. જેના પર મૌલાના મૌસૂફે પ્રકાશકીય પણ લખ્યું હતું. જેના અંતમાં લખ્યું છે કે :–

"ચોકકસ આ કિતાબ ઘણી જ લાભકારક અને વિચારપ્રેરક છે. અને મુર્શિદો અને મુરબ્બીઓ માટે ઈસ્લાહ અને તરબિયત (કેળવણી)ના મેદાન (ક્ષેત્ર)માં માર્ગદર્શક મશાલ છે. એટલે આ કિતાબ એ લાયક છે કે દરેક ઘરમાં હોય અને તેને વાંચવા વંચાવવામાં આવે અને એના અનુસાર પોતાની જિંદગી અને સમાજને સુધારવામાં આવે. અને પોતાના બાળકોની એ પ્રમાણે તરબિયત કરવામાં આવે. એટલા માટે દિલથી દુઆ છે કે અલ્લાહ તઆલા મૌલાનાને આ ખિદમતની પોતાની શાન પ્રમાણે જઝા આપે. આમીન !"

જેથી મુદ્રણના ઘરેણાંથી આભૂષિત થઈને ઈલ્મવાળાઓનાં હાથમાં પહોંચી અને ઘણા ટૂંક સમયમાં એની પ્રત ખલાસ થઈ ગઈ. ઈલ્મવાળાઓએ એને

કબૂલિયતનો શરફ અર્પણ કર્યો, ઈલ્મનો શોખ ધરાવનારાઓએ એની કદરદાની ફરમાવી, વખાણ અને પ્રશંસાના વચનો લખ્યા. જેને આ હકીર પોતાના પર અલ્લાહ તઆલા શાનુહૂનો ફઝલ અને તેનો અહેસાન સમજે છે.

મારા માનનીય ઉસ્તાદ હઝરત મૌલાના મુફતી નિઝામુદ્દીન સાહબ (રહમતુલ્લાહિ અલયહ)❶ : મુફતીએ આઝમ, દારુલ ઉલૂમ દેવબંદએ જે પ્રશંસા વચનો લખ્યા હતા તે નીચે પ્રમાણે છે :–

---

❶ હઝરત મુફતી સાહબ ૧૩૨૮ હિજરીસન મુતાબિક ૧૯૧૦ ઈસ્વીસનમાં મોજે અંદારા જિલ્લા મઊમાં પૈદા થયા. મદ્રસા ઈહયાઉલ ઉલૂમ કસ્બા મુબારકપૂર જિલ્લા આઝમગઢમાં :–

મૌલાના નેઅમતુલ્લાહ સાહબ (રહ.),

મૌલાના શુકરુલ્લાહ સાહબ (રહ.) અને

મૌલાના શાહ વસીયુલ્લાહ સાહબ (રહ.)થી પ્રાથમિક તાલીમ મેળવી.

તે બાદ મદ્રસા આલિયહ ફતહપૂરી દિલ્હી તશરીફ લઈ ગયા.

તે પછી દારુલ ઉલૂમ દેવબંદમાં દાખલ થયા અને હિજરીસન ૧૩૫૨માં ત્યાંથી ફરાગત હાસિલ કરી.

તે પછી કસ્બા જોનપૂરના મદ્રસા જામિઉલ ઉલૂમમાં પાંચ વર્ષ અને ગોરખપૂરના મદ્રસા જામિઉલ ઉલૂમ મોહલ્લા ધુમાલમાં ત્રણ વર્ષ પઢાવવાની ખિદમત આપી.

તે પછી પોતાના મુર્શિદ હઝરત મુસ્લિહુલ ઉમ્મત મૌલાના શાહ વસીયુલ્લાહ સાહબ (રહ.)ના હુકમથી મદ્રસા દારુલ ઉલૂમ મઊનાથ ભંજનમાં લાંબા સમય સુધી પઢાવવાની ખિદમત કરતા રહ્યા.

આ સમયમાં પોતાના શયખથી તઝકિયએ નફસ (નફસની સફાઈ) અને સુલૂકના મકામાત (દરજજાઓ) તય કરતા રહ્યા. અહીં સુધી કે ખિલાફતના ખિલ્અતથી મુશર્રફ થયા.

ફૂટનોટ નં. ❶ આગળના પાના ઉપર ચાલુ...

## બિસ્મિહી સુબ્હાનહૂ

નજર સમક્ષનો હદિયો (ભેટ) ('તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ')નું ધ્યાનપૂર્વક અલગ અલગ જગ્યાએ અવલોકન કર્યું. માશાઅલ્લાહ સુંદર છે.

એવું સમજમાં આવ્યું કે ટૂંકસારના તમામ મુદાઓનું પૂરતું ધ્યાન રાખીને તૈયાર કરેલી એક ખૂબ જ ક્રમબદ્ધ અને દલીલો યુકત કિતાબ છે. અને ટૂંકસાર કર્તાની પરિપૂર્ણ ઈલ્મી પાત્રતા અને બાળપણ અને પ્રાથમિક અવસ્થામાં થયેલી પરિપૂર્ણ તરબિયતનું પ્રતિબિંબ છે.❶

ઘણી ખૂશી થઈ અને સમજમાં એવું આવ્યું કે અઝીઝ મૌસૂફનો (કંથારીઆનો) વાર્ષિક પ્રવાસ માત્ર એઅતિકાફના માટે યા ફકત ખાનકાહના

---

**ફૂટનોટ નં. ❶ પાછળના પાનાની ચાલુ...**

દારુલ ઉલૂમ મઊનાથ ભંજનના શિક્ષણકાળમાં જ ઈસ્વીસન ૧૯૪૮માં આ હકીરે હઝરત મુફતી સાહબથી શૈખ સઅદી (રહ.)ની મશહૂર કિતાબ 'બૂસ્તાન' શીખી. તે પછી હઝરત હકીમુલ ઈસ્લામ મૌલાના કારી મુહમ્મદ તય્યિબ સાહબ (રહ.)ની ફરમાઈશ પર હઝરત મુસ્લિહુલ ઉમ્મત (રહ.)ના હુકમથી ૧૩૮૫ હિજરીસનમાં ઈફતા (ફતાવા લેખન)ના કામ માટે દારુલ ઉલૂમ દેવબંદ તશરીફ લઈ ગયા અને સદર મુફતીના મનસબ (પદ) પર નિયુકત થયા.

ફ લિલ્લાહિલ હમ્દુ વલ મિન્નહ

તારીખ ૨૧, ઝીકઅદહ, ૧૪૨૦ હિજરીસનમાં આ દુનિયાથી રહલત ફરમાવી ગયા અને મઝારે કાસિમીમાં દફન થયા. નવ્વરલ્લાહુ મરકદહૂ

❶ એમાં ઈશારો હઝરત મુસ્લિહુલ ઉમ્મત (રહ.)ની તે ઈસ્લાહ અને તરબિયતની તરફ છે જે આ હકીરની બાળપણમાં ફરમાવી હતી. જેની જાણ હઝરત મુફતી સાહબ (રહ.)ને સારી રીતે હતી.

અલ્લાહ તઆલા એના ફળોથી ફાયદો પહોંચાડે. આમીન ! [સંપાદક]

નિઝામના માટે થતો નથી બલ્કે દીનની તબ્લીગ તેમજ ઝાહિર અને બાતિનની તરબિયતના માટે એક ઝરીઓ અને એક ખિદમત છે જે શરઈ રીતે પ્રશંસનીય અને અપેક્ષિત છે.

એટલે દુઆ છે કે,

અલ્લાહુમ્મ ઝિદ ફ ઝિદ યવમન ફ યવમન
વમા ઝાલિ-ક અલલ્લાહિ બિ અઝીઝ

[ અલ્લાહ તઆલા એમાં દિન પ્રતિ દિન વધારો ફરમાવે. (આમીન !)
અને એ અલ્લાહના માટે કોઈ જ મુશ્કેલ કામ નથી. ]

ફકત દુઆ સહિત વસ્સલામ

દુઆગો વ દુઆજો,
અલ અબ્દ,
**નિઝામુદ્દીન**
મુફતી દારુલ ઉલૂમ, દેવબંદ,
૨૯-૧૧-૧૪૧૬ હિજરી મુતાબિક
૨૦-૦૪-૧૯૯૬ ઈસ્વી

એ જ પ્રમાણે 'જામિઅહ દારુલ ઉલૂમ', દેવબંદના ઉસ્તાઝે હદીષ હઝરત મૌલાના સઈદ અહમદ સાહબ પાલનપૂરીએ પોતાનો અભિપ્રાય આ પ્રમાણે લખી જણાવ્યો છે :

હઝરત અકદસ મૌલાના સાહબ દામ મજદુહુમ

સલામે મસનૂન !

મઊમાં કોઈએ આં જનાબના તરફથી હદિયએ કય્યિમહ, 'તરબિયતે ઔલાદ' પહોંચાડયો. સફરમાં અને પછી વતન પાછા આવીને અવલોકન કર્યું.

મારી પાસે અસલ અરબી કિતાબ અને મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબ (રહ.)નો (ઉર્દૂ) અનુવાદ હતો. પરંતુ ટૂંકસાર ઘણો પસંદ આવ્યો. (મૂળ) કિતાબમાં બિન જરૂરી વિષયોના કારણે લાંબુ થઈ ગયું હતું. આપે ટૂંકસાર લખીને એક ઘણી જ લાભકારક કિતાબ ઉમ્મતના માટે તૈયાર કરી લીધી છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે અને ઉમ્મતને એનાથી વધારેમાં વધારે લાભ પહોંચાડે. ઉમ્મીદ છે કે આપ આફિયતથી હશો. વસ્સલામ.

**સઈદ અહમદ પાલનપૂરી**
દારુલ ઉલૂમ, દેવબંદ

૧૮, ડીસેમ્બર, ૧૯૯૬ ઈસ્વી

અલ્લાહ તઆલા આ હઝરાતને જઝાએ ખૈર મરહમત ફરમાવે. આમીન !

અલ્હમ્દુલિલ્લાહ ! એની ઉપયોગિતાને નજર સમક્ષ રાખીને હઝરત મૌલાના હકીમ મુહમ્મદ અખ્તર સાહબ દામત બરકાતુહુમના કુતુબખાના મઝહરીથી પણ એ પ્રગટ થઈ ચૂકી છે.

વાંચકોથી ખૂબ જ વિનમ્રતાપૂર્વક અર્ઝ છે કે દુઆ ફરમાવે કે અલ્લાહ તઆલા એને આ હકીરના માટે સદકએ જારિયહ બનાવે અને વડીલો તેમજ સુધારકોને વધારેમાં વધારે વાંચવાની અને એના પ્રમાણે બાળકોની તા'લીમ અને તરબિયત (શિક્ષણ અને કેળવણી) કરવાની તૌફીક અર્પણ કરે, આમીન !

**મુહમ્મદ કમરુઝઝમાં ઈલાહાબાદી**
મદ્રસા અરબિય્યહ બૈતુલ મઆરિફ, ઈલાહાબાદ

૨, ઝીકઅદહ, ૧૪૨૨ હિજરી મુતાબિક
૧૭, જાન્યુઆરી, ૨૦૦૨ ઈસ્વી

# ટૂંકસાર લેખનની પૂર્વભૂમિકા

## શૈખે તરીકત હઝરત મૌલાના
## મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબાદી
### દામત બરકાતુહુમ



**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા અશ્રફિલ મુરસલી-ન વ અલા ઈતરતિહિલ મુતખલ્લિકી-ન બિ અખ્લાકિહી વ અલા અસ્હાબિહીલ મુતઅદ્દિબી-ન બિ આદાબિહી વ અલા મન તબિઅહુમ બિ ઈહસાનિન ઈલા યવમિલ કિયામહ.**

**અમ્મા બાદ !**

અર્ઝ છે કે આ જમાનામાં તા'લીમ (શિક્ષણ)ની તરફ તો (મુસલમાનોનું) કંઈક ધ્યાન છે પરંતુ તરબિયત (કેળવણી) તરફ સામાન્ય રીતે ગફલત અને બેદરકારી માલૂમ પડે છે. જેના કારણે આપણા બાળકોમાં પણ દીન અને મઝહબથી બેઝારી (અરુચિ) તથા સહીહ ઈલ્મ અને અમલથી દૂરી, ગૈર (બિન મુસ્લિમ)ની સરખામણીમાં કંઈક ઓછી નહીં બલ્કે કંઈક વધારે પ્રમાણમાં માલૂમ પડે છે.

**'ફ યા વયલાહુ વ યા હસ્રતાહુ.'**

[ અફસોસ આ હલાકત—દૂર્દશા પર ! ]

એટલા માટે જરૂરત છે કે ઈસ્લામી શરીઅતે બતાવેલ નિયમો પ્રમાણે

પોતાના બાળકોની ઈસ્લાહ (સુધારણા) અને તરબિયત (કેળવણી) કરવામાં આવે કે જેથી બાળકો ઉમ્મતના માટે ભલાઈ અને નેકીના સબબ બને. ખાસ કરીને ઉલમા અને મશાઈખ જેઓ અંબિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામના વારસદાર હોવાનો શરફ (બહુમાન) ધરાવે છે તેમણે એના તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ. જેમકે એનાથી પહેલા દરેક જમાનામાં ઉલમાએ રબ્બાનિય્યિનએ પોતાની તકરીર અને લખાણ વડે ઉમ્મતનું ધ્યાન એના તરફ કેન્દ્રિત કર્યું હતું અને તેમની સુધારણા અને તરબિયત (કેળવણી)ની કોશિશ કરી હતી. પરંતુ અફસોસ છે કે આજે સામાન્ય લોકો તો શું પરંતુ ખાસ લોકો પણ એના તરફ ખાસ ધ્યાન આપતા નથી.

**(ઈલ્લા માશાઅલ્લાહ)** (પરંતુ અલ્લાહ જેને ચાહે)

એના કારણે આજે ઈસ્લામની તરબિયતી વ્યવસ્થા પતન અને અધોગતિની શિકાર થતી જઈ રહી છે. બલ્કે મોટા ભાગનાં સામાન્ય લોકોની તો એ હાલત છે કે નસીહત (શિખામણ) ભલે બૌદ્ધિક અને શરઈ રીતે કેટલીયે ફાયદાકારક હોય તો પણ તેમને ગમતી નથી. અને દરેક શખ્સ મનમાની જિંદગી ગુજારવાનું પસંદ કરતો થતો જાય છે. તો એવી પરિસ્થિતિમાં ઉમ્મતની ઈસ્લાહ (સુધારણા) કેવી રીતે થાય ?

જો કે આ જમાનામાં પણ અહલે હક ઉલ્મા (ભલે તેમની સંખ્યા ઓછી જ કેમ ન હોય) તેમને ઉમ્મતની કફોડી પરિસ્થિતિ જોઈને દુઃખ થાય છે. અને તેની ઈસ્લાહ (સુધારણા)ની ચિંતા થાય છે. જેના કારણે તેઓ પોતાની રીતે તેમની ઈસ્લાહના માટે વઅઝ અને નસીહત ફરમાવતા રહે છે. અને લાભકારક કિતાબો લખતા રહે છે. એ જ લાભકારક કિતાબોમાંથી અરબી ભાષામાં એક કિતાબ **'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ'** (ઈસ્લામમાં બાળકોનો ઉછેર) બે દળદાર ભાગોમાં છે. જેને હઝરતુલ અલ્લામહ અબ્દુલ્લાહ નાસિહ અલવાન (રહ.)એ લખી છે.

સમકાલીન ઉલમાએ એને ઘણી કબૂલ ફરમાવી છે. અને એની ઘણા ઉચ્ચ શબ્દોથી પ્રશંસા કરી છે. અને હકીકતમાં આ કિતાબ એના લાયક છે કે એની

જેટલી પ્રશંસા કરવામાં આવે તે ઓછી છે. જેથી આ લાજવાબ કિતાબની સર્વગ્રાહી પ્રસ્તાવના મહાન (અરબ) આલિમ શયખ વહબી સુલયમાન અલ ગાવજી અલ અલબાનીએ લખી છે. જેનો ઉર્દૂ અનુવાદ અમે હવે પછીના પૃષ્ઠોમાં રજૂ કરીશું નમૂના તરીકે એના કેટલાક વાકયો અહીં પેશ કરીએ છીએ :

☐ "મારી જાણ પ્રમાણે કોઈ શખ્સે હજુ સુધી ઈસ્લામી દષ્ટિબિંદુથી બાળકોની તરબિયત (કેળવણી) વિષે આટલો વિસ્તૃત રીતે આવો કીમતી અને હકીકતોથી ભરપૂર સંગ્રહ તૈયાર નથી કર્યો, જેવો કે ઉસ્તાઝ અબ્દુલ્લાહ નાસિહ અલવાને લખ્યો છે."

☐ "મારી જાણમાં કોઈ એવો લેખક નથી જેણે આ વિષય વિષે કુર્આનની આયતો અને મુબારક હદીષો તેમજ પૂર્વજ બુઝુર્ગોના બનાવો અને વચનોનો એવો ભંડોળ જે આ બાબતના અહકામ અને આદાબ તેમજ શિખામણોથી ભરપૂર હોય, આવા વિસ્તારપૂર્વક એક જગાએ એકત્રિત કર્યો હોય, જેવા વિસ્તારથી ઉસ્તાઝ અબ્દુલ્લાહ અલવાને કર્યો છે."

☐ "મારી જાણમાં કોઈ એવો લેખક નથી જેણે ઔલાદની તરબિયત (કેળવણી)ના વિષય પર ઉસ્તાઝ અબ્દુલ્લાહ અલવાનના કરતાં વધારે દર્દ અને જઝબા તેમજ જોશપૂર્વક કલમ ઉઠાવી હોય." [ સંપૂર્ણ ]

અલ્હમ્દુલિલ્લાહિ અલા ઈહસાનિહી [અલ્લાહ તઆલાનો અહેસાન છે] કે આવી નફાકારક અને સર્વગ્રાહી કિતાબ મારા નૂરચશ્મ (ફરઝંદ) મૌલવી સઈદ અહમદ કાસિમી નદવીએ રિયાઝથી મોકલી, જેના નફાકારક વિષયોને વાંચીને નાચીઝ એવો આનંદિત અને પ્રભાવિત થયો કે દિલમાં આ જઝબહ પૈદા થયો કે એનો ટૂંકસાર અને અનુવાદ કરીને એનો નફો બધાને પહોંચાડું. કેટલાક અહલે ઈલ્મ (દા.ત. મુકર્રમ મૌલાના મુજીબુલ્લાહ સાહબ નદવી અને મુહતરમ મૌલાના રશીદ અહમદ સાહબ આઝમી)એ એનું સમર્થન કર્યું, બલ્કે પ્રોત્સાહન આપ્યું. જેથી આ કામને અલ્લાહનું નામ લઈને શરૂ કરી દીધું.

પરંતુ હજુ થોડું જ કામ થયું હતું ત્યારે જાણવા મળ્યું કે આ કિતાબનો સંપૂર્ણ ઉર્દૂ અનુવાદ મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબ કરાંચવી રહિમહુલ્લાહએ કરી દીધો છે. અને કિતાબ છપાઈને પ્રગટ થઈ ગઈ છે. એટલે દિલમાં એવી ઈચ્છા અને લાગણી પૈદા થઈ કે એને પાકિસ્તાનથી મંગાવું. સંજોગવસાત્ મારા કૃપાળુભાઈ અલહાજ દબીર અહમદ ચાઈલી પાછળથી કરાંચવી મદ્દઝિલ્લુહૂ હઝરત અકદસ મુર્શિદી મૌલાના મુહમ્મદ અહમદ સાહબ (પ્રતાપગઢી) નવ્વરલ્લાહુ મરકદહૂની ખિદમતમાં રોકાયેલા હતા. મેં તેમને અરઝ કરી કે,

> "આપ જયારે પાકિસ્તાન પહોંચો તો તરત જ આ કિતાબ મને મોકલી આપશો."

જેથી તેમણે તે અનુવાદ જેનું નામ **'ઈસ્લામ ઔર તરબિયતે ઔલાદ'** છે તે જલ્દી મને મોકલી આપી.

ફ જઝાહુમુલ્લાહુ અહસનલ જઝાઅ

પછી મેં જયારે એનું અવલોકન કર્યું તો અનુવાદ ખૂબ જ સર્વગ્રાહી, સરળ અને સાફ માલૂમ પડયો, એટલે ઈરાદો કરી લીધો કે હવે એનો જ ટૂંકસાર કરીશ. વધારે મહેનતની જરૂરત નથી. એટલે એનાથી જ ટૂંકસાર લખ્યો.

ફ જઝાહુમુલ્લાહુ ખયરલ જઝાઅ

કેટલીક જગ્યાએ વિષયનું અનુસંધાન જાળવી રાખવાના માટે અથવા અર્થને સ્પષ્ટ કરવાના માટે ઈબારતમાં ઘટાડો અને વધારો તેમજ કંઈક સુધારો કરવાની જરૂરત મહેસૂસ થઈ તો કરી દીધી. આમ મને ઉમ્મીદ છે કે ઈન્શાઅલ્લાહ આ ફેરફાર લેખક અને અનુવાદક દરેકની મરજી મુજબ હશે. કેટલાક મકામનો અનુવાદ મારા કહેવાથી નૂરચશ્મ (ફરઝંદ) મૌલવી સઈદ અહમદ કાસિમી નદવીએ કરી દીધો જે મને પસંદ પડયો. એટલે તેને જેમનો તેમ કિતાબમાં શામિલ કરી દીધો. અલ્લાહ તઆલા એને પણ અસલની જેમ કબૂલ ફરમાવે.

આમીન યા રબ્બલ આલમીન !

ઉપરાંત મેં કેટલાક નવાફિલનો વધારો કર્યો છે. દા.ત., સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ અને વરસાદ માટેની નમાઝ વગેરે. ઉપરાંત કેટલાક મસાઈલમાં લેખક (રહ.)એ વિવિધ ઈમામોના મઝાહિબને નકલ કર્યા છે. વાચકોને એને સમજવામાં મુશ્કેલી થવી શકય હતી. એટલે તે સ્થળોએ માત્ર હનફી મઝહબ લખી દીધો છે. દા.ત., દાઢી, વીંટી, અકીકહ, શતરંજ વગેરે.

હવે અંતમાં અરઝ છે કે,

આ કિતાબની હસ્તપ્રતના પુનરાવલોકનમાં શરૂઆતમાં મારા પ્રિય મૌલાના શબ્બીર અહમદ બસ્તવી : પૂર્વ મુદર્રિસ, મદ્રસા બૈતુલ મઆરિફ, ઈલાહાબાદીએ ઘણી મદદ કરી. અલ્લાહ તેમને જઝાએ ખૈર અતા ફરમાવે. આમીન !

તે પછી મારા પ્રિય મૌલાના મકસૂદ અહમદ સાહબ ગોરખપૂરી : ઉસ્તાદે હદીષ, મદ્રસા બૈતુલ મઆરિફ, ઈલાહાબાદીએ એની ઈબારતોની સુધારણા અને સંપાદનમાં બેહદ મહેનત અને પરિશ્રમ કર્યો છે. દુઆ છે કે અલ્લાહ તઆલા તેમની આ મહેનતને કબૂલ અને મશકૂર ફરમાવે. આમીન !

વધુમાં :

- ☐ મૌલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી સાહબ :
  સદર મુફતી દારુલ ઉલૂમ, કંથારીઆ, ભરૂચ અને
- ☐ મારા પ્રિય મૌલાના મુફતી ઝૈનુલ ઈસ્લામ સાહબ :
  મુદર્રિસ, મદ્રસા બૈતુલ મઆરિફ, ઈલાહાબાદ અને
- ☐ મૌલાના બુરહાનુદ્દીન સાહબ :
  ઉસ્તાદ દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવ અને
- ☐ મૌલાના મુજીબુલ ગફ્ફાર સાહબ :
  ઉસ્તાદ મદ્રસા મઝહરુલ ઉલૂમ, બનારસ એ

નઝરે સાની (પુનરાવલોકન) કર્યું અને ફાયદાકારક મશ્વરાઓથી માર્ગદર્શન આપ્યું. ફ જઝાહુમુલ્લાહુ તઆલા.

હઝરત મુકર્રમ મૌલાના ઈસ્માઈલ અહમદ સાહબ મનૂબરી : મુહતમિમ દારુલ ઉલૂમ, કંથારીઆનો તો મહાન અહેસાન છે કે એને છપાવવાની જવાબદારી કબૂલ ફરમાવી અને આ મહત્વની ખિદમતને અંજામ આપી.

ફ જઝાહુમુલ્લાહુ અહસનલ જઝાઅ.

હવે અંતે દુઆ છે કે અલ્લાહ તઆલા મારી આ તુચ્છ ખિદમતને કબૂલ ફરમાવે અને સર્વ મુસલમાનો મર્દ હોય કે ઔરતો બધાના માટે ફાયદાકારક અને ઉપયોગી બનાવે. અને સર્વ ઉલમા અને સુધારકોના માટે આ કિતાબને માર્ગદર્શક મશાલ બનાવે. આમીન યા રબ્બલ આલમીન !

અલ્લાહુમ્મ વફ્ફિકના લિમા તુહિબ્બુ વ તરદા મિનલ કવલિ
વલ અમલિ વલ ફેઅલિ વલ હદયિ ઈન્ન–ક
અલા કુલ્લિ શયઈન કદીર.

**મુહમ્મદ કમરુઝઝમાં**

**(ઉફિ–ય અન્હુ)**

૪, મુહર્રમ, ૧૪૧૬ હિજરી મુતાબિક

૪, જૂન, ૧૯૯૫ ઈસ્વી

# સમીક્ષા

હઝરત મુકર્રમ

## મૌલાના મુહમ્મદ રાબેઅ સાહબ નદવી

મદ્દ ઝિલ્લુહુલ આલી

**નાઝિમ (કુલપતિ) : દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌ**
**પ્રમુખ : મુસ્લિમ પર્સનલ લો બોર્ડ, ઈન્ડિયા**

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

ઈન્સાનની જિંદગીને શણગારવા માટે અને તેને ઉચિત અને યોગ્ય વર્તુળમાં મર્યાદિત કરવાના માટે તરબિયત (કેળવણી) અને તા'લીમ (શિક્ષણ) બુનિયાદી બલ્કે સર્વપ્રથમ મહત્ત્વ ધરાવનારી બાબત છે. જીવંત કોમો તા'લીમ અને તરબિયતના આયોજનને અપનાવવાની અને તેનાથી વધારેમાં વધારે ફાયદો ઉઠાવવાની કોશિશ કરતી રહી છે. તરબિયત અને તા'લીમનો અમલ તે જ સમયથી શરૂ થઈ જાય છે, જયારે બાળક વિચાર અને સમજના વર્તુળમાં દાખલ થઈ જાય છે. પ્રથમ માતા–પિતા જેઓ બાળક સાથે સર્વપ્રથમ અને સતત સંપર્કમાં રહે છે, તરબિયતની ફરજ અંજામ આપે છે. તેઓ કહે છે :

- ☐ જુઓ, જૂઠું ન બોલશો, જૂઠું બોલવું ખરાબ કામ છે.
- ☐ મોટાઓને માન આપતા રહો.
- ☐ કોઈને મારો નહીં, અત્યાચાર ન કરો.
- ☐ કપડાં ગંદા ન કરો, સાફ અને સુઘડ રહો.
- ☐ ખાવાનું આ રીતે ખાઓ, કપડાં સાફ સુથરા રાખો, ગંદકીમાં ન રમો.

અને એ જ પ્રમાણેની વ્યકિતગત અને સામાજિક વાતો બતાવે છે. અને માતા–પિતા જો દીનદાર હોય તો દીનની પાયાની વાતો બતાવે છે કે :

- [ ] આપણે બધાને અલ્લાહ તઆલાએ પૈદા કર્યા.
- [ ] તે જ ખાવાનું આપે છે.
- [ ] તે સૌથી મોટો છે.
- [ ] તે એક છે.
- [ ] તે ઉપર છે.
- [ ] તે ઘણી શકિત ધરાવે છે.
- [ ] તે જ તંદુરસ્તી આપે છે.
- [ ] તે જ મુસીબત અને તકલીફથી બચાવે છે.

એ જ પ્રમાણે બાળકના દિમાગમાં પ્રથમથી જ પોતાના માલિકનો ખ્યાલ અને પોતાને બંદા હોવાનો સાધારણ અહેસાસ પૈદા થઈ જાય છે. જો પાછળથી અગર સંજોગ એના અનુકૂળ હોય, તો પ્રગતિ કરીને મજબૂત અકીદો બની જાય છે અને દીનદાર બનવામાં મદદરૂપ થાય છે.

અને અગર માતા–પિતા દીનના ચાહક નથી, તો દીન અને અકીદાની કોઈ વાત નથી બતાવતા, માત્ર સામાન્ય સામાજિક વાતો બતાવે છે. આ તે વાતો છે કે જે બાળક પોતાની જિંદગીની શરૂઆતમાં સાંભળે છે, અને તે એના દિલમાં વસી જાય છે. પછી જિંદગીભર તે બાળકની સાથે રહે છે, જેમ મોટો થતો જાય છે અહીં સુધી કે વૃદ્ધ થઈ જાય છે, તેના બાળકો થાય છે, તે એમની સાથે પણ આ જ અમલ કરે છે.

ઘરથી નીકળવા યોગ્ય થવા પર બાળકને મદ્રસા અથવા સ્કૂલ મોકલવામાં આવે છે, અથવા ઘરના અંદર કોઈ ટયૂશન આપનાર આવે છે, અથવા કોઈ વડીલ આ સેવા સંભાળે છે. અને કિતાબના મારફતે તરબિયતનો અમલ ચાલુ રહે છે. આ અમલને શિક્ષણથી ઓળખવામાં આવે છે. આ અવસ્થામાં મગજની તરબિયત (કેળવણી) અને સંસ્કારનું શિક્ષણ થાય છે. અને એ જ પ્રમાણે જિંદગીને વધુ સુંદર અને પ્રગતિકારક બનાવવાનું વર્તુળ વિસ્તૃત થતું જાય છે. શિક્ષણ અને ઉછેરની કિતાબી પરંપરા તે સમય સુધી ચાલુ રહે છે કે બાળક પોતે પોતાની પાત્રતા પ્રમાણે જિંદગીની જવાબદારીઓ નિભાવવાને કાબિલ થઈ જાય તે પછી તે પોતાના અંગત અવલોકનથી ઈલ્મ અને અખ્લાકમાં પ્રગતિ કરે છે. એ જ તરીકાઓ છે જેનાથી કૌમોના મિઝાજ અને કિરદાર બને છે. અને તેઓ સફળ અથવા નિષ્ફળ થાય છે.

ઈસ્લામમાં વાંચવા વંચાવવાનો સબક પહેલો સબક છે, જે મુસલમાનોને આપવામાં આવે છે. જૈ સૂરએ 'ઈકરા'ની શરૂઆતની આયતોથી સાબિત છે. અને ખૂદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિષે કુર્આનમાં અનેક ઠેકાણે કહેવામાં આવ્યું છે કે :–

- ☐ તેઓ તા'લીમ આપે છે,
- ☐ તઝકિયહ (સફાઈ) કરે છે, અર્થાત સારી તરબિયત આપે છે.

આ રીતે તા'લીમ અને તરબિયતની તરફ ધ્યાન આપવું મુસલમાનોની સૌથી મોટી ફરજ બની ગઈ છે. અને આ ફરજની અદાઈગીની શરૂઆત ખરેખર બાળકોની તા'લીમ અને તરબિયતથી થાય છે. હકીકતમાં તરબિયતી કામની આ અવસ્થા બાળકોના વિષે છે. તે ઘણી પ્રાથમિક અને બુનિયાદી છે. એના તરફ વધારેમાં વધારે ધ્યાન આપવાની જરૂરત છે. જેથી મુસલમાનોને અકલી અને અમલી લિહાઝથી શણગારવા અને ઘડતર કરવાનો અમલ વધારે સુંદર રીતે થઈ શકે. અને આ બાબતમાં સૌથી વધારે જરૂરી આ છે કે આ અમલને કુર્આન અને હદીષની રોશનીમાં અને ઈસ્લામી સૂચનાઓ પ્રમાણે અંજામ આપી શકાય. કારણકે કુર્આન અને હદીષનું માર્ગદર્શન અત્યંત ઉપયોગી અને સૌથી વધારે સુંદર માર્ગદર્શન છે. એ માનવના સર્જનહારનું આપેલું માર્ગદર્શન છે. જે પોતાના પૈદા કરેલા અને બનાવેલા ઈન્સાનની ફિતરત (પ્રકૃતિ) અને સલાહિય્યત (પાત્રતા) અને ફાયદો પ્રાપ્ત કરવાના સંભવોને સૌથી વધારે જાણે છે. તે ફરમાવે છે :

'અલા યઅલમુ મન ખ–લ–ક વ હુવલ લતીફુલ ખબીર.'

(સૂરએ 'મુલ્ક' : ૧૪)

ભાવાર્થ :

શું તે એને ન જાણશે જેને તેણે પૈદા કર્યા અને બનાવ્યા અને બારીકથી બારીક વસ્તુને જાણનાર અને બનાવનાર છે અને દરેક વાતથી વાકિફ (માહિતગાર) છે.

તા'લીમ અને તરબિયતના કામમાં બાળકોની તરબિયત અસામાન્ય મહત્ત્વ ધરાવે છે. કદાચ એટલા જ માટે શયખ અબ્દુલ્લાહ અલ અલવાન એ માત્ર નવી ઉછળતી નસલની તરબિયતના વિષય પર એક સહીહ અને દળદાર કિતાબ તૈયાર કરી દીધી છે. શયખ અબ્દુલ્લાહ એક મોટા આલિમ અને સંશોધક છે. મઝહબી અને મિલ્લી ક્ષેત્રમાં તેમણે અનેક ખૂબ જ લાભકારક કિતાબો લખી છે. જેની ઉપયોગીતાની અનેક ઉલમાએ પ્રશંસા કરી છે.

શયખ અલવાનની આ કિતાબની પ્રશંસા કરતા એક મોટા આલિમે દીન શયખ વહબી સુલયમાનએ એની એક સુંદર પ્રસ્તાવના લખી છે, જેમાં આ કિતાબની ખૂબીઓનો ઉલ્લેખ છે.

કિતાબનું મહત્ત્વ જોતાં જનાબ મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબએ એનો ઉર્દૂમાં અનુવાદ કર્યો, પરંતુ કેટલીક વખતે કિતાબનું દળદાર હોવું કિતાબનો યોગ્ય લાભ ઉઠાવવામાં અવરોધક બને છે. એટલે મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબએ ટૂંકસાર લખવાનું કામ કર્યું. એટલે આ રીતે આ કિતાબ ઘણી ઉપયોગી થઈ ગઈ. હું સમજું છું કે આ કિતાબ તે તમામ લોકોએ વાંચવી જોઈએ અને એનાથી ફાયદો ઉઠાવવો જોઈએ, જેમને પોતાની ઔલાદને બહેતર બનાવવાની જરૂરતનો અહેસાસ છે. અને આ અહેસાસ સંતાન ધરાવનાર બધા લોકોને હોવો જોઈએ.

હું મૌલાના મૌસૂફને મુબારકબાદ આપું છું કે, તેમણે ઘણું ઉપયોગી કામ અંજામ આપ્યું છે. અને દુઆ કરું છું કે તેમની મહેનત વધારેમાં વધારે ફાયદાકારક થાય અને ઘણા વધારે લોકોને એનાથી ફાયદો પહોંચે. મૌલાના મૌસૂફ પોતે એક સારા લેખક અને બુઝુર્ગ આલિમે દીન છે. તરબિયતી વિષય પર એમની પોતાની લખેલી ઘણી કિતાબો છે.

અલ્લાહ તઆલા એમની આ કોશિશને મકબૂલિયતથી નવાઝે. આમીન !

૧૫, રજબ, ૧૪૧૫ હિજરી **મુહમ્મદ રાબેઅ નદવી**

# અવલોકન

### હઝરત મૌલાના

## મુહમ્મદ બુરહાનુદ્દીન સાહબ સંભલી

### દામત બરકાતુહુમ

### શયખુત્તફસીર, જામિઅહ દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌ



બધા જાણે છે કે ઈસ્લામ, ઈન્સાની જિંદગીની બધી સમસ્યાઓ અને બધા ખૂણાઓના માટે એક સર્વગ્રાહી જિંદગીનું આયોજન રજૂ કરે છે. આ સમસ્યાઓમાં સૌથી મહત્ત્વની અને નાજુક સમસ્યા જન્મથી લઈને બાળક સમજતું થાય ત્યાં સુધી અને ત્યાર પછી પુખ્ત વયનું થાય ત્યાં સુધી છે. જાહેર છે કે જન્મથી બાળક સમજતું થાય ત્યાં સુધીની ઉંમરમાં બનવાનો અથવા બગડવાનો વધારે પ્રમાણમાં બલ્કે સંપૂર્ણ આધાર બાળકની તરબિયત (કેળવણી)ના સારા નરસા પર (અવલંબિત) મૌકૂફ છે. એટલા માટે કુર્આન અને સુન્નતમાં મા–બાપને જેઓ અસલમાં મુરબ્બી હોય છે તેમને આ સમસ્યા માટે ખૂબ જ સ્પષ્ટ સૂચનાઓ અને અહકામ (આદેશો) આપવામાં આવ્યા છે. અને બીજી ફર્ઝો અને જવાબદારીઓની સાથે, બલ્કે એમાંની ઘણી જવાબદારીઓ કરતાં પણ વધારે આ જવાબદારીને સંપૂર્ણ ધ્યાન અને તલ્લીનતાની સાથે પાર પાડવા પર જોર આપવામાં આવ્યું છે. અને એ જ જવાબદારીને સારી રીતે પાર પાડવાને ઔલાદના માટે સૌથી કીમતી તોહફો ઠેરવ્યો છે.

આ વિષયનું મહત્ત્વ મઝહબી બુનિયાદ પર જ નહીં, બલ્કે અકલી અને અખ્લાકી તેમજ સામાજિક રીતે પણ બધા સ્વીકારે છે. એટલા જ માટે જુદી જુદી હેસિયતોથી દરેક ભાષામાં અસંખ્ય કિતાબો આ વિષય પર લખવામાં આવી અને સતત લખાય રહી છે. અરબી ભાષા જે બેશક બધી

ભાષાઓની જનેતા છે તેમાં પણ મોટા પ્રમાણમાં કિતાબો આ વિષય પર લખવામાં આવી છે. થોડા સમય પહેલા આ વિષય પર એક ઘણી મહત્ત્વની અને સર્વગ્રાહી કિતાબ 'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ' અલ્લામહ અબ્દુલ્લાહ નાસિહ અલવાન (રહ.) (વફાત ૧૪૦૮ હિજરી)એ લખી છે. કિતાબની સર્વગ્રાહિતા અને ઉપયોગીતાના કારણે મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબ (કરાંચી)એ એનો ઉર્દૂ અનુવાદ કર્યો. તે પછી શૈખે વકત હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી ઝીદ મજદુહુમએ એનો ટૂંકસાર લખ્યો અને 'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ' નામથી પ્રગટ કરવાનો ઈરાદો કર્યો તો આ લખનાર આજિઝથી પોતાના શુભ ગુમાનના કારણે ફરમાઈશ કરી કે હું એને જોઈને એના પર કંઈક લખી આપું. હુકમના પાલનમાં વખતની કમી બલ્કે ફુરસદના અભાવ છતાં જોવાનું શરૂ કર્યું તો કિતાબે પોતાનું એવું આકર્ષણ જમાવ્યું કે પૂરું કરવા પહેલા ચેન ન પડયું.

હકીકત આ છે કે મજકૂર વિષય પર લેખક (રહ.)એ જેટલી સામગ્રી ભેગી કરી દીધી છે એટલી કમથી કમ આ લખનારનો અહેસાસ છે કે એક જ જગ્યાએ બીજી કોઈ પણ કિતાબમાં જે નજીકના ભૂતકાળમાં લખવામાં આવી હોય તેમાં મળતી નથી. લેખકે તરબિયતના શીર્ષકથી પૂરો ઈસ્લામ પેશ કરી દીધો છે. અને પારણાંથી કબર સુધીના બધા ઈસ્લામી અહકામ કિતાબમાં એવી રીતે સમાવી લીધા છે કે કોઈ અત્યંત નિષ્ણાત અને સુરુચિ ધરાવનાર માળી સમગ્ર બગીચાના સુંદર ફુલબુટ્ટાઓ સજાવીને ગુલદસ્તો તૈયાર કરી દે. આ બાબતની ન માત્ર તમામ કુર્આની આયતો અને નબવી હદીષોનો સારી એવી હદ સુધી સંગ્રહ કરી લીધો છે બલ્કે બીજી નવી અને જૂની કિતાબોમાંથી પણ ઘણી સામગ્રી ભેગી કરીને રજૂ કરી દીધી છે.

આ રીતે આ કિતાબ આ વિષય પર જાણે જ્ઞાનકોષ (એન્સાયકલોપિડીયા) બની ગયો છે. એમાં ઈબ્રત અને નસીહતના માટે ઈસ્લામના દુશ્મનો (યહૂદીઓ અને ઈસાઈઓ જેમાં સૌથી વધારે આગળ છે)ના કાવતરાઓ અર્થાત મુસલમાન બાળકોના અખ્લાક અને અકીદાઓને બગાડવા માટે અને તેમને

ઈસ્લામ અને શરીઅતથી વિરુદ્ધ કરવા માટેની નિત નવી તરકીબોનો ઉલ્લેખ પણ વિશ્વાસપાત્ર હવાલાઓની રોશનીમાં કર્યો છે. જેનાથી બાળકોની ઈસ્લામી ઉસૂલ પ્રમાણે તરબિયત કરવાનું મહત્ત્વ ખૂબ વધારે સ્પષ્ટ થઈ જાય છે.

વધારે ખૂશકિસ્મતી આ છે કે લેખક નર્યા ફકીહ નથી, બલ્કે તસવ્વુફ અને અહેસાનની લિજજતોના ઓળખનાર પણ માલૂમ પડે છે. જેથી ઘણી જગાએ આ દુકાનથી પણ દર્દે દિલની દવા પ્રાપ્ત કરીને મૌસૂફે વધારે ઉપયોગી અને જીવન પ્રેરક બનાવી દીધી છે.

ફ જઝાહુલ્લાહુ અહસનલ જઝાઅ વ જ–અ–લલ જન્ન–ત મસ્વાહુ

લેખક (રહ.)એ નૂતન સભ્યતા (જેને દુષિત સભ્યતા કહેવું કદાચ વધારે યોગ્ય છે)ના કેટલાક બોધદાયક નમૂના રજૂ કરીને એ સભ્યતાના ચાહકોની આંખો ખોલવાનો સામાન પણ કરી દીધો છે. 'ફ હલ મિન મુદકિર.'

કિતાબની સાચી કદર અને કીમતનો પૂરો ખ્યાલ તો વાંચવાથી જ થશે. મારા લખેલા વાકયો ખુદા કરે કે એના વાંચવાના શોખમાં વધારો કરવાનું કામ કરે. ઉપરાંત હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી મદઝિલ્લુહુલ આલીની સુંદર પસંદગી પર એને દાદ ન આપવું નાકદરી બલ્કે એક રીતની નાઈન્સાફી થશે. દુઆ છે કે અલ્લાહ તઆલા લેખકની સાથે અનુવાદકને અને ટૂંકસાર લખનારને પણ જઝાએ ખૈર અતા ફરમાવે અને કિતાબને કબૂલ અને મકબૂલ ફરમાવે. આમીન !

આ કિતાબ દરેક શખ્સ ખાસ કરીને દીની ફિક્ર ધરાવનાર અને ઔલાદની તરબિયત (કેળવણી)ના માટે ફિક્રમંદ રહેનાર દરેક વ્યકિતએ વાંચવા બલ્કે દિલમાં ઉતારી લેવાના લાયક છે. વલ્લાહુ વલિય્યુત્તવફીક

૧૩, રબી. આ., ૧૪૧૬ હિજરી **મુહમ્મદ બુરહાનુદીન સંભલી**

૧૦, સપ્ટેમ્બર, ૧૯૯૫ ઈસ્વી દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌ

# અભિપ્રાય

## મુશ્ફિકી અલ મુકર્રમ
## હઝરત મૌલાના મુફ્તી અબ્દુલ કુદૂસ રૂમી સાહબ
### ઝીદ મજદુહુમ
### મુફ્તીએ શહર, જામિઅ મસ્જિદ, આગરા (યૂ.પ્રી.)



મારા બિરાદર અને કરમ ફરમાં મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઝીદ મજદુહુમને અલ્લાહ તઆલાએ દીનની દઅવત અને ઈશાઅત (પ્રચાર)નો ખાસ જઝબો અર્પણ કર્યો છે. જેના કારણે તેઓ લખાણ મારફતે તબ્લીગની ફરજ અંજામ આપી રહ્યા છે.

'અકવાલે સલફ'ના અનેક ભાગો એ જ જઝબાના કારણે લખવામાં આવ્યા. નજર સમક્ષની કિતાબ 'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ' પણ એક ફાયદાકારક કિતાબ છે. ઔલાદની તરબિયત (ઉછેર)નું કામ જે દરજ્જે મહત્ત્વનું છે, અફસોસની સાથે કહેવું પડે છે કે લોકોએ તેની એટલા જ દરજજે અવગણના કરી છે.

મશહૂર હદીષ છે :

"તમારામાંથી દરેક શખ્સ ચરવાહા (પશુઓને ચરાવનાર)ની હેસિયત ધરાવે છે."

એટલા માટે દરેક વ્યકિતએ પોતાની છત્રછાયા હેઠળના બાળકોની દેખરેખ અને સંભાળ તેવી જ કરવી પડશે જેવી ચરવાહા કરે છે. પરિસ્થિતિ એવી છે કે અલ્લાહ તઆલાએ ઈન્સાનોના સંબંધમાં કામની વહેંચણી એવી રીતે કરી હતી કે તેમની રોઝીની જવાબદારી પોતે લીધી હતી અને તેમની તરબિયત (કેળવણી)ની

જવાબદારી મા–બાપને સોંપી હતી. લોકોએ આ વહેંચણીને તદન ઉલટાવી નાંખી. તરબિયતને અલ્લાહના હવાલે કરી દીધી અને રોઝીની જવાબદારી પોતાના માથે લઈ લીધી કે પોતાની ઔલાદના માટે એટલું બેંક બેલેન્સ છોડી જાય કે સાત પેઢીઓ સુધી કામ આવી શકે અને બાળકોની તરબિયતથી બિલકુલ અલિપ્ત થઈ ગયા છે.

અલ્લાહ તઆલા મૌસૂફને જઝાએ ખૈર આપે કે તેમણે ઘણી જ મહત્ત્વની અને જરૂરી દીનની ખિદમત અંજામ આપી છે. અલ્લાહ તઆલા એને કબૂલ ફરમાવે. તેમના માટે અને વાંચકોના માટે સમાન રીતે ફાયદાકારક અને ઉપયોગી બનાવે.

**અબ્દુલ કુદૂસ રૂમી**

મુફતીએ શહર, આગરા,
નિવાસ : ગરીબ ખાના, ઈલાહાબાદ

૨૬, ઝીકઅદહ, ૧૪૨૨ હિજરી મુતાબિક

૧૦, ફેબ્રુઆરી, ૨૦૦૨ ઈસ્વી

## મૂળ અરબી કિતાબનો

# પેશલફ્ઝ

### આલિમે કબીર ફઝીલતુશ્શયખ વહબી સુલયમાન ગાવજી અલબાની

**1**

જનાબ શૈખ અબ્દુલ્લાહ અલવાનથી મારો પરિચય તેમની પહેલી કિતાબ 'ઈલા વરસતિલ અંબિયા' મારફતે થયો. અને પછી વધારે ઓળખ તેમની બીજી કિતાબો મારફતે થઈ. જેમાં નીચે જણાવેલી કિતાબો અને રિસાલાઓ શામિલ છે :

- ☐ 'અત્તકાફુલુલ ઈજતિમાઈય્યુ ફીલ ઈસ્લામ'
- ☐ 'હત્તા યઅલમશ્શબાબ'
- ☐ 'સલાહુદીન અલ અય્યૂબી'... વગેરે

જેમકે તેમને હું એક મુદતથી તરબિયત અને તા'લીમના ક્ષેત્રમાં એક સાથે કામ કરવાના કારણે ઓળખતો હતો. મેં તેમને ઉપર દર્શાવેલા જરીઆથી પણ ઓળખ્યા અને તેમની વાતો પણ સાંભળી. અને જો મને પૂછવામાં આવે કે શયખ અબ્દુલ્લાહ અલવાનનો થોડા શબ્દોમાં પરિચય કરાવો તો હું કહીશ કે :

તેઓ સાચા મોમિન અને આલિમ છે. જિંદગીની પળો એ રીતે વિતાવે છે કે તેમની આંખોની સામે અને તેમની બાજૂમાં, દિલ અને દિમાગ તેમજ રગરગમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક ફરમાન વહેતું થઈ ગયું છે કે,

"જે શખ્સે આ હાલતમાં સવાર કરી કે તેણે મુસલમાનોની

હાલતની ચિંતા અને ખ્યાલ ન કર્યા તો તે તેમનામાંથી નથી.''

- એટલા માટે કદી તો તમે તેમને ઉલમાએ કિરામથી આ સંબોધન કરતા જોશો કે તેઓ પોતાના પદની ફરજો દઅવત અને ઈર્શાદાતના કર્તવ્યને સુંદરતાપૂર્વક અદા કરે અને ઈસ્લામની દઅવતને હિકમતની સાથે લોકોમાં રજૂ કરે. જેથી તેઓ ઉલમાથી પોતાની કિતાબ 'ઈલા વરસતિલ અંબિયા' મારફતે સંબોધન કરે છે.

- અને કયારેક સામાન્ય લોકોને સંબોધન કરે છે અને તેમને ટેલીવીઝન વગેરેના ફિત્નાથી સાવચેત કરે છે. અને તેની ગંદી અને ખતરનાક અસરોથી પોતાની કિતાબ 'હુકમુલ ઈસ્લામિ ફીત્તલ્ફિઝિયૂન'ના મારફતે રોકે છે. અને આ જ વિષયને વધારે વિસ્તારથી પોતાની કિતાબ 'હુકમુલ ઈસ્લામિ ફી વસાઈલિલ આ'લામ'માં બયાન કરે છે.

- અને કદી પોતાનું સંબોધન વિદ્યાર્થીઓની તરફ ફેરવી દે છે. અને તેમના માર્ગદર્શન અને સંતોષના માટે કિતાબ 'શુબ્હાતે વરદૂદ' (શુકૂક) લખે છે.

- અને કદી નવજવાન નસલથી પોતાની કિતાબ 'હત્તા યઅલમશ્શબાબ'ના મારફતે સંબોધન કરે છે.

- અને કદી સમાજની સુધારણા અને દેખભાળના જવાબદાર લોકોથી પોતાની 'અત્તકાફુલુલ ઈજતિમાઈય્યુ ફીલ ઈસ્લામ'ના મારફતે સંબોધન કરે છે.

- અને કદી ઈતિહાસના સોનેરી પ્રકરણો આપણી સામે રજૂ કરીને નેક પૂર્વજો અને પૂર્વ મુજાહિદોના કારનામાઓની વાત કરીને આપણા ભૂતકાળનો ઈતિહાસ દોહરાવીને તેની અઝમત અને શાન અને શૌકતની યાદ અપાવે છે. અને તેના માટે કિતાબ 'સલાહુદ્દીન અલ અય્યૂબી' લખે છે.

☐ અને કદી ઈલ્મ અને ફિકહના રસ્તાથી મુસલમાનો સાથે વાત કરે છે. અને તેમના માર્ગદર્શન માટે 'અહકામુસ્સિયામ' અને 'અહકામુઝઝકાત' વગેરે લખે છે.

☐ અને કદી આ સ્પષ્ટ કરે છે કે તે કયો તરીકો છે જેના ઝરીઆથી સમાજને મૂડીવાદી સમાજ વ્યવસ્થાના નુકસાનો અને ગેર ફાયદાઓથી બચાવી શકાય, જેથી આ સિલસિલામાં કિતાબ 'અહકામુત્તામીન' લખે છે. અને એના નુકસાનો અને હાનીઓને બયાન કરે છે. અને એના મુકાબલામાં એની જગ્યાએ ઈસ્લામની સામાજિક મદદની વ્યવસ્થાને બયાન કરે છે.

☐ અને હવે આપણે જોઈએ છીએ કે તેમની કલમથી સર્વ લોકોના માટે કીમતી કિતાબ 'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ' અસ્તિત્વમાં આવી રહી છે. અલ્લાહ તઆલા તેમને જઝાએ ખૈર અતા ફરમાવે અને વિશેષ તૌફીક આપે અને તેમના ઈલ્મ અને અમલ અને ઉમ્રમાં બરકત આપે. (આમીન !)

**2**

લેખકે પોતાની આ કિતાબનું ચાર વિભાગોમાં વિભાજન કર્યું છે. અને આ વિષય પર તેમણે મધ્યમ સાઈઝના ૧૩૭૬ પૃષ્ઠો લખ્યા છે. જે ઈલ્મ અને દાનાઈ અને મઅરિફતની વાતો ઉપરાંત આ વાતની ખુલ્લી દલીલ છે કે મૌસૂફને ભવિષ્યના સમાજની તરબિયતની ઘણી વધારે ચિંતા છે. અને તેના તરફ તેમણે પોતાનું સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિત કર્યું છે.

☐ મારી જાણ પ્રમાણે કોઈ શખ્સે હજુ સુધી ઈસ્લામી દષ્ટિબિંદુથી બાળકોની તરબિયતની બાબતમાં આટલા વિસ્તારપૂર્વક આવી કીમતી અને હકીકતોથી ભરપૂર કિતાબ લખી નથી જેવી કે ઉસ્તાઝ અબ્દુલ્લાહ અલવાનએ લખી છે.

☐ મારી જાણમાં કોઈ એવો લેખક નથી જેણે આ વિષય વિષે કુર્આન શરીફની આયતો અને મુબારક હદીષો અને નેકપૂર્વજોના બનાવો અને વચનોનો એવો ભંડોળ જે આ સંબંધના અહકામ અને આદાબ અને વસિયતો પર આધારિત હોય એવા વિસ્તારથી એકત્ર કર્યો હોય જેવી વિસ્તૃતતાથી ઉસ્તાઝ અબ્દુલ્લાહ અલવાનએ એકત્ર કર્યો છે.

☐ મારી જાણમાં શયખ અબ્દુલ્લાહ અલવાન સિવાય કોઈ એવો લેખક નથી જેણે તરબિયત અને ઈસ્લાહના સંબંધમાં આટલી મહત્ત્વની ચર્ચામાં માત્ર મુસલમાનોના બુનિયાદી લખાણો પર સંતોષ માન્યો હોય અને તેમના સિવાય બીજા લેખકોના વચનોને તીવ્ર જરૂરત વગર અથવા એવા મૌકા પર જયાં કોઈ ખાસ કારણથી તેમના વચનોને બયાન કરવું જરૂરી હોય તે સિવાય કોઈ જગાએ ઉલ્લેખ કર્યો નથી. અને એનું કારણ સાફ જાહેર છે અને તે આ છે કે મૌસૂફે આ કિતાબ મુસલમાનોના માર્ગદર્શનના માટે લખી છે. એટલે તેઓ આસાન અને ટૂંકો રસ્તો અપનાવે છે. અને એટલા માટે પણ કે ઈસ્લામી સંસ્કૃતિ જેનો આધાર ઈસ્લામના બુનિયાદી ઉસૂલો પર અને ભૂતપૂર્વ નેક પૂર્વજો અને વર્તમાનકાળના અકાબિર (મહાનુભાવો)ના અનુભવો પર છે. એમાં બીજા (ધર્મના) લોકોના વચનો અને માર્ગદર્શનની બિલકુલ જરૂરત રહેતી નથી.

☐ મારી જાણમાં કોઈ એવો લેખક નથી જેણે ઔલાદની તરબિયતના વિષય પર ઉસ્તાઝ શયખ અબ્દુલ્લાહના કરતા વધારે જલન અને દર્દ તેમજ જઝબાત (લાગણી) અને જોશ તથા પુખ્તગીની સાથે કલમ ઉઠાવી હોય.

**3**

મારો તો આ ઈરાદો હતો કે આ કીમતી કિતાબની કેટલીક મહત્ત્વની ચર્ચાઓ અને શીર્ષકો અને તેના ફાયદાકારક અને મહત્ત્વના મુદ્દાઓની એક ઝલક પેશ કરું. જે એમાં મોટા પ્રમાણમાં જોવામાં આવે છે કે જેથી નમૂનો આપની

સામે આવી જાય અને આ કિતાબની હકીકત અને મહત્ત્વ જાહેર થઈ શકે. પરંતુ આ ખ્યાલથી કે વાંચકોના માટે વાંચવું લાંબુ થઈ જશે એટલે આ વિચાર પડતો મૂકયો છે. જેથી વાંચકો પોતાના અવલોકનથી આ હકીકતને સમજી લે અને એના ઊંડાણ સુધી પહોંચે. બલ્કે હું જે લખવા ચાહતો હતો તેનાથી પણ આગળ પહોંચી જાય.

અલબત્ત હું શયખ અબ્દુલ્લાહના આ કલામને અહીં નકલ કરી દઉં છું જે તેમણે આ કિતાબના અંતમાં તરબિયતની બાબતમાં 'જરૂરી તજાવીઝ' (જરૂરી આયોજન)ના શીર્ષકથી લખ્યું છે.

લેખકના ખ્યાલમાં તે આયોજન નીચેની બાબતો પર આધારિત છે :

- ☐ બાળકને સારા વ્યવસાયનો શોખ પૈદા કરવો.
- ☐ બાળકની ફિતરી સલાહિયતો (કુદરતી શકિતઓ)નો ખ્યાલ કરવો.
- ☐ બાળકને ખેલકૂદ માટે મોકો આપવો.
- ☐ ઘર, મસ્જિદ અને મદ્રસામાં આપસમાં પરસ્પર એક વાકયતા અને સંકલન તથા સહકાર પૈદા કરવો.
- ☐ બાળક અને વડીલની વચ્ચે સંબંધને મજબૂત કરવો.
- ☐ રાત દિવસ તરબિયતી સમય પત્રક પ્રમાણે વિતાવવા.
- ☐ બાળકોના માટે સાંસ્કૃતિક માધ્યમો પૈદા કરવા.
- ☐ બાળકને સ્વતંત્ર રીતે વાંચવાનું શોખીન બનાવવું.
- ☐ બાળકને ઈસ્લામની જવાબદારીઓ અને સમસ્યાઓનો હંમેશા અહેસાસ અપાવવો.
- ☐ બાળકમાં જિહાદની રૂહ ફૂંકવી.

લેખકે આ આયોજનના વિવરણમાં (અરબીમાં) ૧૩૭૬ (તેરસો છોત્તેર) પૃષ્ઠો લખ્યા છે. હવે આપ જ બતાવો કે શું વિદ્વાન લેખકે ઔલાદની તરબિયતની

બાબતમાં તરબિયત કરનારાઓ અને આ બાબતમાં માર્ગદર્શન ઈચ્છનારા લોકોના માટે વધારે કંઈ લખવાની ગુંજાઈશ છોડી છે ?

એટલે મા–બાપ, તરબિયત કરનારાઓ અને તરબિયતના ક્ષેત્રમાં કામ કરનારા લોકોના માટે ખૂબ જ જરૂરી છે કે તેઓ આ કિતાબ 'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ' (ઈસ્લામમાં ઔલાદની કેળવણી)નું અવલોકન કરે અને તરબિયતની બાબતમાં આ કિતાબથી ભરપૂર ફાયદો ઉઠાવીને તે લોકોની તરબિયતમાં કોઈ કસર બાકી ન રાખે જેમની તરબિયતની જવાબદારી તેમના માથે છે.

જેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઘણો મોટો ગુનાહ છે કે ઈન્સાન જેનો જવાબદાર અને રખેવાળ છે તેમને વેડફી નાંખે અર્થાત તેમની તરબિયત ન કરે."

ઈમામ મુસ્લિમ (રહ.)એ આ હદીષને રિવાયત કરી છે.

☐ ભલા એનાથી વધારે વેડફી નાંખવું બીજું શું હશે અને એનાથી વધારે ખતરા અને નુકસાનની શી વાત હશે કે તેમના દિલમાં પરિવર્તન અને બગાવત તથા ગુમરાહી પૈદા થઈ જાય અને તેઓ સીધા રસ્તાથી હટી જાય અથવા તેની તરફ ધ્યાન ન આપે અને ફિકર–ચિંતા ન કરવાના કારણે તેઓ નકામા ભટકતા ફરે ?

☐ એનાથી વધારે શું બરબાદી હશે કે તેઓ ઈસ્લામની મુખાલિફત શરૂ કરી દે અને એના અહકામને દેખાવપૂરતા (શોભાના ગાંઠિયા) ગણવા લાગે.

☐ એનાથી વધારે વેડફી નાંખવું બીજું શું હશે કે બાળકોના દિલ અને અકકલ અને અખ્લાક તબાહ અને બરબાદ થઈ જાય અને તેમનું શરીર માત્ર એક લાશ બનીને રહી જાય અને એક નિર્જીવ લાકડીની જેમ જિંદગી ગુજારે.

ન તેમનો કોઈ અકીદો અને ઈમાન હોય અને
ન કોઈ મન્ઝિલ અને મકસૂદ (ધ્યેય, લક્ષ્ય) હોય !

અલ્લાહ તઆલા શખ અબ્દુલ્લાહને ખૂશ અને ખુર્રમ રાખે તેમજ તે લોકોને પણ જેઓ એમના જેવા કામો અંજામ આપે છે. જેથી એક એવો સમાજ અને કૌમ અસ્તિત્વમાં આવે જેને નમૂનારૂપ કૌમ કહી શકાય અને તેઓ ધરતી પર એવી જિંદગી ગુજારે જેવી જિંદગી જમીન પર ભૂતકાળમાં નમૂનારૂપ સમાજ અને કૌમના લોકોએ ગુજારી હતી. અને અલ્લાહ તઆલા તેમને પણ એવી જ તૌફીક આપે જેવી તૌફીક તેમને આપી હતી.

તે નમૂનારૂપ કૌમ જેને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તૈયાર કરી હતી, તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુખ્લિસ, બરગુઝીદહ, મુત્તકી અને પારસા સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનની જમાઅત હતી કે જેથી અલ્લાહ તઆલા તેમને પણ પોતાના ખલીફા બનાવી લે અને પોતાના મહેબૂબ અને પસંદીદહ દીનને ફેલાવવાની તૌફીક આપે. અને તેમના ખૌફ અને ડરને અમન અને અમાનથી બદલી દે. અને ઈસ્લામના ઝંડાને દરેક હુકૂમત અને મુલ્ક પર લહેરાવી દે. અને દરેક જગાએ અલ્લાહના દીનની બોલબાલા થાય. અને આ અલ્લાહ માટે કંઈ પણ મુશ્કેલ નથી. અને તે દિવસ ખરેખર મુસલમાનોની ખૂશીનો દિવસ હશે.

"અને તે દિવસે મુસલમાનો ખૂશ થશે અલ્લાહની મદદથી (અલ્લાહ) મદદ કરે છે તેની જેને ચાહે છે. અને તે જ ઝબરદસ્ત રહમવાળો છે."

(સૂરએ 'રૂમ' આયત ૪,૫)

**વહબી સુલયમાન અલબાની**

## મૂળ અરબી કિતાબની

# પ્રસ્તાવના

### વિદ્વાન લેખક

## સય્યિદ શયખ અબ્દુલ્લાહ નાસિહ અલવાન

(રહમતુલ્લાહિ અલયહ)

તમામ તારીફો તે અલ્લાહના માટે છે જેણે પોતાના કુર્આન મજીદમાં બંદાઓ માટે બહેતરીન તરબિયત (કેળવણી)ના તરીકાઓ ખોલી દીધા છે. અને પોતાની શરએ હનીફમાં સમગ્ર વિશ્વના માટે ખૈર અને હિદાયત તેમજ ઈસ્લાહના બુનિયાદી ઉસૂલોને સ્પષ્ટ કરી દીધા છે.

અને દુરૂદ અને સલામ થાઓ સય્યિદિના મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર જેમને અલ્લાહ તઆલાએ ઈન્સાનિયતના માટે મુરબ્બી અને મુઅલ્લિમ બનાવીને અવતિર્ણ કર્યા છે. અને જેમના પર એવી અઝીમુશ્શાન શરીઅત નાઝિલ ફરમાવી જે સમગ્ર માનવજાતના માટે ઈઝઝત અને કરામત તેમજ બુઝુર્ગી અને શરાફતના દરવાજાઓ ખોલે છે. અને રાજકારણ તથા નૈતૃત્વ અને બુલંદી તેમજ મુશ્કેલ ઉચ્ચ મરતબાઓ સુધી પહોંચવામાં બહેતરીન સહાયક છે.

અને અલ્લાહ તઆલાની રહમત થાઓ તેમના વંશજો અને ઔલાદ અને તેમના સાથીઓ પર જેઓ તય્યિબ અને તાહિર (પવિત્રજનો) છે. જેમણે બાદમાં આવનારાઓ માટે ઔલાદની તરબિયત અને ઉમ્મતની સુધારણા અને નિર્માણની બાબતમાં બેનઝીર (અનુપમ) નમૂનાઓ છોડયા છે.

અને અલ્લાહ તઆલાની રહમત થાઓ તે લોકો પર જેઓ એમના તરીકા

પર ચાલ્યા તેમજ તે લોકો પર જેઓ એમના નકશેકદમ (પગલે) કયામત સુધી ચાલતા રહેશે. આમીન યા રબ્બલ આલમીન !

## દીને ઈસ્લામનાં અહેસાનો

હમ્દ અને સના તેમજ સલાત અને સલામ બાદ માલૂમ થાય કે :

❶

સમગ્ર માનવજાત પર દીને ઈસ્લામના અસંખ્ય અહેસાનોમાંથી એક અહેસાન આ છે કે તે ઈન્સાનિયતના માટે એવી સર્વગ્રાહી વ્યવસ્થા અને તંત્ર રજૂ કરે છે જે માનવના મનોની તરબિયત કરવામાં અને સમાજને દુરસ્ત કરવામાં અને તેમાં શરાફત (સજ્જનતા) અને તરકકી (પ્રગતિ)નો માર્ગ સમતળ કરવામાં બુનિયાદી કામ કરે છે અને હિદાયતનો રસ્તો દેખાડે છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે,

"તમારી પાસે અલ્લાહ તઆલા તરફથી એક રોશન ચીઝ આવી છે. અને એક સ્પષ્ટ કિતાબ (અર્થાત કુર્આને મજીદ)કે તેના વડે અલ્લાહ તઆલા એવા લોકોને જેઓ અલ્લાહની રઝામંદીની ઈચ્છા ધરાવતા હોય (તેમને) સલામતીના માર્ગો બતાવે છે. અને તેમને પોતાની તૌફીકથી અંધકારોમાંથી કાઢીને નૂરની તરફ લઈ આવે છે. અને તેમને સીધા રસ્તા પર કાયમ રાખે છે." **(સૂરએ 'માઈદહ' આયત ૧૫,૧૬)**

❷

ઈસ્લામી શરીઅતની પ્રતિષ્ઠા અને પરિપૂર્ણતા તેમજ ગૌરવના માટે આટલી વાત પૂરતી છે કે ઈસ્લામના દુશ્મનો પણ ઈસ્લામના પ્રગતિશીલ તેમજ અમર હોવાનો અને તેના કાર્યશીલ અને સર્વકાલીન તથા સર્વ સ્થાનોની ઈસ્લાહ (સુધારણા)ના માટે શકિતમાન હોવાનો સ્વીકાર કરે છે.

મશહૂર અંગ્રેજ ફિલસૂફ બર્નાડશોના શબ્દો વાંચો :

"હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો દીન ખૂબ જ બુલંદ અને ઉચ્ચ છે એટલા માટે કે એમાં નવાઈજનક શકિત છે. અને તે દરેક દૌરના માટે અમલ કરવાના લાયક છે. અને તે એક એવો અનન્ય દીન છે જેમાં આ ખૂબી સારી રીતે જોવામાં આવે છે કે જિંદગીની જુદી જુદી રીતભાતને વશમાં કરી લે, અને મારી નજીક તો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને માનવતાના ઉપકારક અને વિનાશમાંથી બચાવનાર (તારણહાર)નો લકબ આપવો જરૂરી છે. અને જો તેમના જેવા કોઈ શખ્સ આજના જમાનામાં હુકૂમતની લગામ પોતાના હાથમાં લઈ લે, તો તેઓ વર્તમાનકાળની મુશ્કેલીઓ અને સમસ્યાઓને આસાનીથી હલ કરી લેશે." [ સંપૂર્ણ ]

અને ખરેખર ખૂબી તો તે છે જેનો વિરોધીઓ પણ સ્વીકાર કરે અને તેની સચ્ચાઈની દુશ્મનો પણ ગવાહી આપે. એક અરબી પંકિતનો ભાવાર્થ આ પ્રમાણે છે :

બધા લોકોએ અહીં સુધી કે દુશ્મનોએ પણ તેની પ્રતિષ્ઠા અને ખૂબીની ગવાહી આપી અને ખૂબી તો ખરેખર તે જ છે જેની દુશ્મનો પણ ગવાહી આપે.

❸

હવે આ પ્રશ્ન છે કે ઈસ્લામી શરીઅત માત્ર એક માનસિક અને વૈચારિક તથા કિતાબોમાં લખેલા દષ્ટિબિંદુઓ સુધી મર્યાદિત છે કે આ દષ્ટિબિંદુ અમલી રીતે કોઈ ઉમ્મતની અંદર મૌજૂદ છે ? જેને અવલોકી શકાય.

એના વિષે સય્યિદ કુતુબ (રહ.) ફરમાવે છે કે :

"હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે જ દિવસે સફળતાની મંઝિલ સુધી પહોંચી ગયા જે દિવસે કે તેઓએ પોતાના સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને ઈમાન અને યકીનના એક એવા જીવંત નમૂના બનાવી દીધા હતા જેઓ ખાતા, પીતા અને બજારોમાં ચાલતા, ફરતા હતા અને દરેક સહાબીને જમીન પર ચાલતા, ફરતા કુર્આને કરીમ (ના નમૂના) બનાવી

દીધા હતા અને દરેક સહાબીને ઈસ્લામના પ્રતીક બનાવી દીધા હતાં કે તેને જોઈને લોકો ઈસ્લામનું દર્શન કરી લેતા હતા."

આગળ લેખક લખે છે કે :

સાંભળો ! માત્ર લખાણો અને કિતાબો કંઈ કરી નથી શકતા જયાં સુધી ઈસ્લામ પર અમલ કરનારા મૌજૂદ ન હોય. એટલા જ માટે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વઅઝ અને તકરીરના બદલે સૌથી પ્રથમ આદમીઓને નમૂનારૂપ બનાવવા પર ધ્યાન આપ્યું અને લચકદાર અને લહેકાદાર તકરીરો કરવાના બદલે ઈન્સાનોના આત્માઓને દુરસ્ત કર્યા. એટલે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે જ દિવસે કામિયાબ થઈ ગયા જે દિવસે આપે ઈસ્લામી તસવ્વુર (પરિકલ્પના)ને ઈન્સાનોના રૂપમાં ઢાળી દીધી અને તેમને ઈસ્લામનો અમલી પોશાક પહેરાવી દીધો.

એટલે જો એની ઝલક જોવી હોય કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબા (રદિ.)ની કેવી રીતે તરબિયત ફરમાવી અને તેમના પછી આવનારાઓએ કેવી રીતે આ દીનને રજૂ કર્યો અને એના પર કેવો અમલ કર્યો ? તો ઈતિહાસના સોનેરી પૃષ્ઠોને વાંચો કે જેથી તેમના ભવ્ય કારનામાઓનો મોટો હિસ્સો નજર સમક્ષ આવી જાય.

અને હઝરાતે સહાબા (રદિ.)ના ફઝલ અને કમાલ તેમજ ઈઝઝત અને શરફ (બહુમાન)ના માટે આટલી વાત પૂરતી છે કે કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાએ તેમના વિષે ઈર્શાદ ફરમાવ્યો છે કે :

"મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે. અને જે લોકોએ આપની સોહબત (સત્સંગ) મેળવ્યો છે તેઓ કાફિરોના મુકાબલામાં તેઝ છે અને આપસમાં મહેરબાન છે. (હે સંબોધિત) તું તેમને જોશે કે કદી રુકૂઅ કરી રહ્યા છે, કદી સજદહ કરી રહ્યા છે. અલ્લાહ તઆલાના ફઝલ (કૃપા) અને રઝામંદી શોધવામાં મંડેલા છે. તેમના ચિન્હો સજદહની અસરના કારણે તેમના ચહેરાઓ પર દેખાય છે." (સૂરએ 'ફત્હ' : ૨૯)

એના ઉપરાંત પણ સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનની શાનમાં બીજી ઘણી આયતો નાઝિલ થઈ છે. ઉપરાંત તે લોકોની પ્રશંસામાં ઘણી હદીષો પણ નકલ કરવામાં આવી છે જે હદીષની કિતાબોમાં ટાંકેલી છે તેને વાંચવાથી માલૂમ થઈ શકે છે.

લો ! સહાબએ કિરામ (રદિ.)ના વિષે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) જેવા જલીલુલકદ્ર સહાબીએ જે પ્રશંસાત્મક પવિત્ર શબ્દો કહ્યા છે તેને વાંચો. જે ખૂબ જ સર્વગ્રાહી અને બોધદાયક છે :

> "જે શખ્સ કોઈને પોતાનો ઈમામ બનાવવા ચાહે તો તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમને પોતાના ઈમામ બનાવે અને તેમની પૈરવી (અનુસરણ) કરે. એટલા માટે કે તે લોકો આ ઉમ્મતના ખૂબ જ નેક દિલ લોકો હતા અને વિશાળ ઈલ્મ ધરાવતા હતા. ઔપચારિકતાથી ઘણા દૂર હતા. આદતો અને અખ્લાકમાં અત્યંત સ્વચ્છ અને સંજોગોની રૂએ ઘણા મુમ્તાઝ (અનોખા) હતા. અલ્લાહ તઆલાએ તેમને પોતાના નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સોહબત (સત્સંગ) અને સંગાથ અને પોતાના દીનને કાયમ કરવાના માટે પસંદ ફરમાવ્યા હતા. એટલે તેમના મરતબાને ઓળખો અને તેમના નકશેકદમ (પગલાં) પર ચાલો. એટલા માટે કે એ જ લોકો સીધા રસ્તા પર ચાલતા હતા."

**4**

મુસલમાન કૌમો શરૂઆતથી જ સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનના ઈલ્મ અને ફઝલના ઝરણાંથી તૃપ્ત થતી રહી છે. અને તેમના ઉચ્ચ ગુણો અને ખૂબીઓના નૂરથી રોશની હાસિલ કરતી રહી છે. અને તરબિયત અને તા'લીમની બાબતમાં તેમના જ તરીકાઓ અપનાવ્યા છે. અને તેમની પ્રતિષ્ઠા અને શરાફતની ઈમારત નિર્માણ કરવામાં પોતાના ઈમામ અને પેશવા બનાવ્યા છે. હવે તે દૌર આવી ગયો જેમાં ઈસ્લામી સમાજમાંથી ઈસ્લામી અહકામ ખત્મ થવા લાગ્યા છે. અને દુનિયામાંથી ઈસ્લામી ખિલાફતની નિશાનીઓ નષ્ટ

થવા લાગી છે. અને ઈસ્લામના દુશ્મનો આ વાતમાં કામિયાબ થઈ ગયા કે તેઓ પોતાના ગંદા મકસદો અને બૂરા હેતુઓ સુધી પહોંચી જાય અને પોતાની આરઝૂ પૂરી કરી લે, જે ઘણાં લાંબા સમયથી તેમના દિલોમાં છુપાયેલી હતી... અને હવે નોબત અહીં સુધી પહોંચી ચૂકી છે કે ઘણા સુધારકો અને નસીહત કર્તાઓ આ હાલતને જોઈને નિરાશ થતા જાય છે. અને નાઉમ્મીદીના વાદળો તેમના ઉપર છવાવા લાગ્યા છે કારણકે તેઓ એવું સમજવા લાગ્યા છે કે હવે આ ઉમ્મતની સુધારણાનો કોઈ રસ્તો રહ્યો નથી.

## સુધારણાથી નિરાશાના કારણો

[અ] આ દીનના મિઝાજ (પ્રકૃતિ)થી નાવાકિફિયત
[બ] દુનિયાની મુહબ્બત અને મોતથી નફરત
[ક] તે મકસદને ભૂલાવી દેવો જેના માટે મુસલમાનોને પૈદા કરવામાં આવ્યા છે.

### [અ]

☐ જે દિવસે મુસલમાન સમજી લેશે કે,
- ઈસ્લામ કુવ્વત અને તાકતવાળો દીન છે.
- ઈસ્લામ ઈલ્મવાળો દીન છે.
- ઈસ્લામ એવો દીન છે જેણે ધરતી પર ઈન્સાનને અલ્લાહ તઆલાનો ખલીફા અને પ્રતિનિધિ બનાવ્યો છે કે જેથી ઈન્સાન એની લગામ પોતાના હાથમાં પકડે અને એના ખઝાનાઓને જાહેર કરે.

☐ જે દિવસે મુસલમાન આ સમજી લેશે કે ઈસ્લામે ઈન્સાનને ઈઝઝતવાળુ સ્થાન આપ્યું છે. અને તેને અલ્લાહની બેશુમાર મખલૂક પર ફઝીલત આપી છે કે જેથી પોતાની જવાબદારીઓને સંપૂર્ણ ખૂબીપૂર્વક અદા કરે.

☐ અને જે દિવસે મુસલમાન આ સમજી લેશે કે ઈસ્લામે આ સંપૂર્ણ દુનિયાને ઈન્સાનના તાબે કરી દીધી છે કે જેથી ઈન્સાન ઈલ્મની ખિદમત અને ઈન્સાનની ભલાઈના માટે એનો ઉપયોગ કરી શકે.

☐ અને જે દિવસે મુસલમાન આ વાત સમજી લેશે કે ઈસ્લામ સતત

ઉત્સાહપૂર્વક અમલ કરતા રહેવાનો, મહેનત અને પરિશ્રમ (પુરુષાર્થ) કરવાનો દીન છે.

☐ અને જે દિવસે મુસલમાન આ સમજી લેશે કે ઈસ્લામ ઈઝઝત અને ભવ્યતાનો દીન છે. એટલા માટે જરૂરી છે કે એનો તાજ પોતાના માથા ઉપર મૂકે અને આખી દુનિયામાં એનો ઝંડો બુલંદ કરે અને એ બાબતમાં એનું આ ઓળખ ચિન્હ છે :

"ઈઝઝત તો અલ્લાહની જ છે અને (અલ્લાહ સાથેના સંબંધના પ્રતાપે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અને (અલ્લાહ અને રસૂલના સંબંધના પ્રતાપે) મુસલમાનોની પરંતુ મુનાફિકો જાણતા નથી."

**(સૂરએ 'મુનાફિકૂન' આયત ૮)**

☐ જે દિવસે મુસલમાનો પોતાના દીનની બાબતમાં ઉપર દર્શાવેલી હકીકતો સમજી લેશે અને લોકો, ખાસ કરીને અલ્લાહના તરફ દાવત આપવાની ફરજ બજાવનારા લોકો, આ મિઝાજ (પ્રકૃતિ)થી વાકિફ થઈ જશે તો ન તેમના પર નિરાશા સવાર થશે અને ન તેઓમાં નાઉમ્મીદી પ્રવેશ કરશે. બલ્કે તેઓ દાવત અને ઈસ્લાહ તેમજ કૌમના નિર્માણના મૈદાનમાં પ્રવેશી જશે કે જેથી પોતાના પૂર્વજોની જેમ આખી દુનિયાના ઉસ્તાઝ અને મુઅલ્લિમ તેમજ માર્ગદર્શક બની શકે. અને જિંદગીની અંધકારમય ઘાટીઓમાં રોશન મિનારાઓ બની જાય. અને ઈન્સાનિયત એમના ઉલૂમ (વિદ્યાઓ)થી તૃપ્ત થતી રહે અને એ દુનિયાના લોકોના ઈમામ બનીને રહે અહીં સુધી કે દુનિયા ખત્મ થઈ જાય અને કિયામત કાયમ થઈ જાય.

## [બ]

☐ જે દિવસે મુસલમાન ખાસ કરીને ઉલમા અને દઅવત તથા તબ્લીગ કરનારા લોકો દુનિયાની મુહબ્બતથી આઝાદ (મુકત) થઈ જશે અને દુનિયાની શાદાબી (હરિયાળી)થી અને સાધન સામગ્રીથી જરૂરત કરતા

વધારે દિલ લગાવવું છોડી દેશે અને પોતાનું લક્ષ્ય લોકોની હિદાયત અને સમાજની સુધારણા તેમજ દુનિયામાં અલ્લાહના હુકમોને ચાલુ કરવાનું બનાવી લેશે.

☐ અને જે દિવસે બુઝદિલી (કાયરતા) અને મૌતની અપ્રિયતાથી નજાત (મુકિત) મેળવી લેશે અને સાચા દિલથી આ સમજી લેશે કે રિઝક (રોઝી) અલ્લાહના હાથોમાં છે અને નફો તેમજ નુકસાન પહોંચાડનારો તે જ છે.

તો તે જ દિવસે અલ્લાહ તરફની દઅવત અને તરબિયત તેમજ ઈસ્લાહના મૈદાનમાં ખોફ અને ખતરા વગર આગળ વધશે અને તેમને યકીન હશે કે અલ્લાહ તઆલા જરૂર તેમની મદદ ફરમાવશે.

[ક]

☐ જે દિવસે મુસલમાન આ સમજી લેશે કે દુનિયાની જિંદગી એક મહાન મકસદના માટે આપવામાં આવી છે. તો પછી તેમની હાલત જ કંઈક જુદી હશે. અલ્લાહ તઆલાએ એ મહાન મકસદને આ શબ્દોમાં બયાન ફરમાવ્યો છે :

"અને મેં જિન્નાત અને ઈન્સાનને એટલા જ માટે પૈદા કર્યા છે કે મારી ઈબાદત કર્યા કરે." **(સૂરએ 'ઝારિયાત' : ૫૬)**

અને આ વાત સાફ જાહેર છે કે ઈબાદત અને ઉબૂદિયત (બંદગી) દીન અને શરીઅતની સામે ગરદન ઝુકાવી દેવાનું અને અલ્લાહ તઆલાના બતાવેલા સીધા રસ્તા પર ચાલવાનું નામ છે.

એટલા માટે મુસલમાનોએ પોતાના મઝહબ અને દીનના મિઝાજ (પ્રકૃતિ)ને સમજી લેવું જોઈએ કે જેથી તેઓ દુનિયાની મુહબ્બત અને મૌતની અપ્રિયતાની બીમારીથી મુકિત પામે અને આ ઉચ્ચ મકસદને ઓળખી લે જેના માટે પૈદા કરવામાં આવ્યા છે કે જેથી ઈસ્લામની સરબુલંદીના માટે મહેનત અને પરિશ્રમ કરે અને પોતાની ઈઝઝત અને શૌકતને ફરી પાછા મેળવી લે.

❺

પરંતુ આ સવાલ પૈદા થાય છે કે આખરે ઈસ્લાહનો કયો તરીકો હોય ? અને આ જમાનામાં માતા–પિતા અને તરબિયત કરનારા લોકોની શી જવાબદારીઓ છે ? તો એનો જવાબ એક શબ્દમાં આપી શકાય છે અને તે શબ્દ 'તરબિયત' છે પરંતુ આ શબ્દની દલીલો ઘણી છે અને એનું મૈદાન (ક્ષેત્ર) વિશાળ છે અને એનો ભાવાર્થ ઘણો વ્યાપક છે એટલા માટે કે તરબિયતનો ભાવાર્થ :

- ☐ આ પણ છે કે વ્યકિતઓની તરબિયત થાય.
- ☐ અને આ પણ છે કે ખાનદાનની તરબિયત થાય.
- ☐ અને આ પણ છે કે સમાજ અને ઈન્સાનિયતની તરબિયત થાય.

અને મકસદ માત્ર આ છે કે એક પ્રભાવશાળી અને ઉમદાતરીન સમાજની રચના થાય અને બેનઝીર (અનુપમ) ઉમ્મત પ્રદર્શિત થાય.

ઔલાદની તરબિયત હકીકતમાં વ્યકિતની તરબિયતની એક શાખા છે જેને ઈસ્લામ એટલા માટે તૈયાર કરવા ચાહે છે કે તે એક પ્રવૃત્તિશીલ અને કાર્યશીલ અંગ બની શકે અને જિંદગીની દોડમાં ઉપયોગી ઈન્સાન સાબિત થાય.

❻

માનવંત વાંચકો ! જયારે તમે આ કિતાબ વાંચી લેશો તો આ વાત પ્રકાશિત દિવસની જેમ સ્પષ્ટ થઈ જશે કે ઈસ્લામી શરીઅતની વિશિષ્ટતાઓમાંથી આ વાત છે કે આ દીન ઈન્સાનની દરેક જરૂરતને પૂરી કરે છે. આ દીને તે તમામ ચીઝો જણાવી દીધી છે જે ઈન્સાનને દીન અને દુનિયા તેમજ આખિરતમાં, મતલબકે દરેક જગ્યાએ ફાયદો પહોંચાડે છે. અને સાથે જ આ વાત પણ માલૂમ થઈ જશે કે તરબિયતની બાબતમાં ઈસ્લામનું એક ખાસ આયોજન છે. એટલે તરબિયત કરનારા લોકો જયારે આ આયોજનને અપનાવી લેશે તો તેમનામાં સુકૂન અને ઈત્મીનાન તેમજ અમન અને અમાન થઈ જશે અને એવું કેમ ન થાય જયારે કે ઈસ્લામ અલ્લાહનો દીન છે અને ફખ્રે ઈન્સાનિયત નબીએ કરીમ

સલ્લલ્લાહુ અલયહિ વં સલ્લમનો પૈગામ છે અને એક એવી પરિપૂર્ણ તથા સર્વગ્રાહી શરીઅત છે જેને અલ્લાહ તઆલાએ તમામ માનવોના માટે કાયદો અને વ્યવસ્થા તરીકે પસંદ ફરમાવી છે.

❼

આ વાત ધ્યાનમાં રહે કે બાળકોની તરબિયતની બાબતમાં લખાયેલું સાહિત્ય ઈસ્લામી પુસ્તકાલયોમાં બિલકુલ ન હોવાના બરાબર છે અને જયાં સુધી મારું વાંચન છે હજુ સુધી કોઈ એવી સર્વગ્રાહી કિતાબ નથી જોઈ જે સંપૂર્ણ અને પરિપૂર્ણ કહી શકાય અને ખાસ આ વિષય પર લખવામાં આવી હોય અને બાળકના જન્મથી પુખ્ત થવા સુધીના સમયની તરબિયતની રીત બતાવી હોય. એમાં અપવાદ અલ્લામહ ઈબ્ને કય્યિમ અલ જૌઝિયહ રહિમહુલ્લાહુની કિતાબ 'તુહફતુલ મોદુદ ફી અહકામિલ મૌલૂદ' છે કે જેમાં લેખકે નવા જન્મેલા બાળકની બાબતમાં લખ્યું છે અને તેના અહકામ બયાન કર્યા છે અને મેં આ કિતાબના ત્રીજા વિભાગના ત્રીજા પ્રકરણ અને તે પછીના ભાગમાં તેનાથી ઘણો લાભ લીધો છે. અલ્લાહ તઆલા મર્હૂમ લેખક રહિમહુલ્લાહુને જઝાએ ખૈર અતા ફરમાવે અને અજરે અઝીમ આપે અને આખિરતમાં તેમના મર્તબા અને મકામને વધારે. આમીન !

ખુદા જાણે છે કે મેં કેટલી મહેનત કરી છે અને કેટલા ગ્રંથો વાંચ્યા છે કે જેથી અરબી ભાષા જાણનારા લોકોની સમક્ષ એવી સર્વગ્રાહી કિતાબ રજૂ કરી શકું જે બાળકોની તરબિયત વિષે હોય અને જન્મથી લઈને સમજદાર અને હોશિયાર થવા સુધી અને તે પછી પુખ્ત અને મુકલ્લફ થવા સુધીના તમામ અહકામનો સમાવેશ થતો હોય અને સાથે જ એમાં એવા સંપૂર્ણ અને પરિપૂર્ણ આયોજનનું બયાન કરવામાં આવ્યું છે જેનું માતા–પિતા અને તરબિયત કરનારા લોકો તેમજ ઈસ્લાહ અને તરબિયતના જવાબદાર લોકોના માટે જાણવું અને તેના ઉપર અમલ કરવું ઘણું જરૂરી છે. અને અલ્લાહનો શુક્ર છે કે મારા લખવાનો જે મકસદ હતો તે જ પ્રમાણે આ કિતાબ છે. એમાં વસીલાઓ (માધ્યમો) અને હેતુઓ અને લક્ષ્યો અને ગરજોને વિસ્તારથી બયાન કરવામાં આવ્યા છે.

આ સર્વ છતા હું મારી આ કૃતિમાં એનો દાવેદાર હરગિઝ નથી કે હું પરિપૂર્ણતા અને ચરમશીમાએ પહોંચી ગયો છું અને મેં જે કંઈ લખ્યું છે તે ખતા અને ગલતીથી પાક છે અને અત્યંત સર્વગ્રાહી છે, અલબત્ત મને ખુદાની ઝાતથી પૂરી ઉમ્મીદ છે કે મારી આ શરૂઆત આ દૌરના ઈસ્લામી ફિક્ર અને દર્દ ધરાવનારા લોકોનું ધ્યાન એ તરફ જરૂર કેન્દ્રિત કરશે કે તેઓ પોતાની હિમ્મતો અને ઈરાદાઓને હરકત આપે અને કલમ સંભાળી લે કે જેથી બાળકોની તરબિયત વિષે લખે અને આ વિષયની ચર્ચાને પરિપૂર્ણતા સુધી પહોંચાડી દે અને આ તરબિયતના વસીલાઓ (માધ્યમો) અને ગરજો બયાન કરવાના વિષયમાં વધુ પ્રમાણમાં પુસ્તકો અને કિતાબો લખે કે જેથી અમુક મુદત પછી આપણે આ જોઈએ કે ઈસ્લામી પુસ્તકાલય તરબિયતના વિષયની કિતાબોથી સુશોભિત અને શણગારેલું હોય અને આ વિષયમાં માર્ગદર્શક કિતાબો આમ હોય કે જેથી દરેક તે વ્યક્તિ જેને તરબિયત અને સુધારણાની ઈચ્છા છે એની પાસે આધારગ્રંથોનો સારો સંગ્રહ હાજર હોય કે જેથી બાળકોને ઈસ્લામી તરબિયત આપવા માટે ઉમદા અને ઉચ્ચ માર્ગ અપનાવવો આસાન થાય અને બાળકોને રૂહાની, અખ્લાકી અને વૈચારિક રીતે ઈસ્લામી તરબિયત આપવામાં આવે અને જે દિવસે પણ આ અમલના મૈદાનમાં પ્રવૃત્તિશીલ લોકોનું લક્ષ્યબિંદુ ઈસ્લામી તરબિયતના હેતુ પર લખવાનું થઈ જશે અને આ રીતે આજ બાબતમાં તેઓ પોતાની જવાબદારી અને સમસ્યાઓનો કાર્યભાર સંભાળી લેશે તો ખરેખર તે દિવસે તેમણે વર્તમાનકાળના સમાજના માટે ઈઝઝત અને કુવ્વતના રસ્તાને ખોલી દીધા હશે જે એક સુંદર સમાજના અસ્તિત્વમાં આવવાનો સબબ બને છે. અને જેના મારફતે નમૂનારૂપ કોમ અસ્તિત્વમાં આવે છે.

8

મને એ યોગ્ય લાગ્યું કે આ કિતાબ 'તરબિયતુલ ઔલાદ ફીલ ઈસ્લામ' (બાળકોની ઈસ્લામી તરબિયત)ને ત્રણ વિભાગોમાં વહેંચણી કરું જેમાં દરેક વિભાગમાં જુદા જુદા પ્રકરણો હોય અને દરેક પ્રકરણમાં જુદા જુદા વિષયો અને શીર્ષકોનો ઉલ્લેખ હોય. દરેક વિભાગના પ્રકરણોના શીર્ષકો નીચે પ્રમાણે છે :–

## પહેલો વિભાગ

એમાં ચાર પ્રકરણો છે :–

પહેલું પ્રકરણ : નમૂનારૂપ શાદી અને તરબિયત સાથે તેનો સંબંધ
બીજું પ્રકરણ : બાળકો તરફ મનની વૃત્તિઓ અને લાગણીઓ
ત્રીજું પ્રકરણ : બાળકના સંબંધમાં સામાન્ય હુકમો

આ પ્રકરણમાં ચાર ચર્ચાઓ છે :

(૧) બાળકના જન્મ વખતે તરબિયત કરનારે શું કરવું જોઈએ
(૨) બાળકનું નામ રાખવું અને તેના વિષે અહકામ
(૩) બાળકનો અકીકહ અને તેના અહકામ
(૪) બાળકની ખત્ના અને તેના અહકામ

ચોથું પ્રકરણ : બાળક ગેરમાર્ગે જવાના કારણો અને તેના ઈલાજો

## બીજો વિભાગ

એમાં એક જ ચર્ચા છે જેનું શીર્ષક છે :–

'તરબિયત કરનારાઓની નજરમાં મોટી મોટી સમસ્યાઓ અને જવાબદારીઓ'

એમાં સાત પ્રકરણો છે :–

પહેલું પ્રકરણ : ઈમાની તરબિયતની જવાબદારી
બીજું પ્રકરણ : અખ્લાકી તરબિયતની જવાબદારી
ત્રીજું પ્રકરણ : શારીરિક તરબિયતની જવાબદારી
ચોથું પ્રકરણ : માનસિક અને બૌદ્ધિક તરબિયતની જવાબદારી
પાંચમું પ્રકરણ : મનોવૈજ્ઞાનિક તરબિયતની જવાબદારી
છઠ્ઠું પ્રકરણ : સામૂહિક અને સામાજિક તરબિયતની જવાબદારી
સાતમું પ્રકરણ : જાતીય તરબિયતની જવાબદારી

## ત્રીજો વિભાગ

એમાં ત્રણ પ્રકરણો અને એક સમાપન છે :–

પહેલું પ્રકરણ : તરબિયતના અસરકારક માધ્યમો
બીજું પ્રકરણ : બાળકની તરબિયત વિષે પાયાનાં નિયમો અને કાયદાઓ
ત્રીજું પ્રકરણ : તરબિયત બાબતમાં કેટલુંક જરૂરી આયોજન

છેવટમાં એક સમાપન છે.

કિતાબમાં ઉલ્લેખ કરવામાં આવેલા ત્રણેય વિભાગોમાં જે પ્રકરણો છે તેની આ વિસ્તૃત રૂપરેખા છે અને વાંચકોની નજરથી દરેક પ્રકરણમાં અત્યંત મહત્ત્વની ચર્ચાઓ અને લાભકારક વિષયો ગુજરશે. જેનો મકસદ આ છે કે બાળકોની બાબતમાં સહીહ તરબિયતનો બહેતરીન રસ્તો સ્પષ્ટ કરી દેવામાં આવે અને બાળકોને સમાજનું નેક અને ઉપયોગી અંગ બનાવવામાં આવે કે જેથી તે ઈસ્લામનું શક્તિશાળી લશ્કર બની શકે અને એવા નમૂનારૂપ નવજવાનો બની જાય કે તેમનામાં કુર્બાની (ભોગ આપવાની વૃત્તિ) અને ઈષાર (પરમાર્થ વૃત્તિ) તેમજ શરાફત (સજ્જનતા) ઉચ્ચ કક્ષાએ ઝલકતી હોય.

છેવટે અલ્લાહ તઆલાથી દુઆ છે કે અલ્લાહ તઆલા મારા આ અમલને માત્ર પોતાની રિઝા અને ખૂશનૂદી (પ્રસન્નતા)નો ઝરીઓ બનાવે અને કિયામતના દિવસે એને કબૂલ ફરમાવે અને મખ્લૂકના માટે એને ફાયદાનો ઝરીઓ બનાવે અને દરેક તે શખ્સ જે દુનિયાની જિંદગીમાં સીધા રસ્તા પર અને રાહે હિદાયત પર ચાલવા ચાહે છે તેના માટે આ કિતાબને રોશની અને નૂરનું કિરણ અને હિદાયત તેમજ રહનુમાઈ (માર્ગદર્શન)નો ઝરીઓ બનાવે. અલ્લાહ જ તે ઝાત છે જેનાથી આશા રાખી શકાય છે અને તે જ કબૂલ કરનારો છે.

**અબ્દુલ્લાહ નાસિહ અલવાન**

# તરબિયત વિષે કેટલીક આયતો અને હદીષો

આ કિતાબ શરૂ થવાથી પહેલા તા'લીમ અને તરબિયત (શિક્ષણ અને કેળવણી) વિષેની કેટલીક આયતો અને હદીષો રજૂ કરી છે કે જેથી માનવંત વાંચકોને તે પછીના પૃષ્ઠોમાં લખવામાં આવેલા વિષયો સાથે મુનાસિબત (અનુસંધાન) થાય બલ્કે તેના મૂળ ઉદ્‌ભવ સ્થાનોનો કેટલેક અંશે પરિચય થઈ જાય અને ઉચ્ચ કક્ષાની સમજપૂર્વક એનું વાંચન કરવામાં સરળતા થાય.

[ સંપાદક ]




بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

**1**

"હે ઈમાનવાળાઓ ! પોતાની જાતને અને પોતાના પરિવારજનોને (જહન્નમની) આગથી બચાવો."

**(સૂરએ 'તહરીમ' આયત ૬)**

**2**

"અને પોતાના નજીકના સગાંઓને અલ્લાહના અઝાબથી ડરાઓ."

**(સૂરએ 'શુઅરા' આયત ૨૧૪)**

**3**

"પોતાના પરિવારજનોને નમાઝનો હુકમ કરો અને પોતે પણ એના પાબંદ રહો."

**(સૂરએ 'તા-હા' આયત ૧૩૨)**




**1**

"તમારામાંનો દરેક શખ્સ પોતાની રૈયત (પ્રજા અર્થાત્ તાબા હેઠળના લોકો)નો દેખરેખ રાખનારો અને જવાબદાર છે જેથી તેની રૈયતના વિષે દરેકથી પૂછવામાં આવશે. અલ્લાહની ફરમાંબરદારીનો અમલ કરો અને તેની નાફરમાનીથી બચો. અને પોતાની ઔલાદને નેકીઓનો અમલ કરવાનો તથા બૂરાઈઓથી બચવાનો હુકમ કરો. (જો તમે એવું કરશો) તો એ તેમના માટે અને તમારા માટે આગ (જહન્નમ)થી બચવાનો સામાન થશે." **('ઈબ્ને જરીર', 'ઈબ્ને મુન્ઝિર')**

**2**

"બેશક અલ્લાહ દરેક જવાબદારથી તેની રૈયત (પ્રજા અર્થાત્ તાબા હેઠળના લોકો)ના વિષે પૂછપરછ કરશે કે તેમની હિફાઝત (રક્ષા) કરી કે બરબાદ કરી દીધા ? અહીં સુધી કે આદમીથી તેના ઘરવાળાઓના વિષે પૂછવામાં આવશે." **('ઈબ્ને હિબ્બાન')**

**3**

"પોતાની ઔલાદને અને પોતાના ઘરવાળાઓને ભલાઈનું શિક્ષણ આપો અને તેમને અદબ (શિષ્ટાચાર) શિખવો."

**('રવાહુ અબ્દુર્રઝ્ઝાક વ સઈદુબ્નુ મનસૂર ફી મુસન્નફિહી બરમઝ કન્ઝુલ ઉમ્માલ')**

**4**

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"પોતાના બાળકોને સૌથી પ્રથમ કલિમહ 'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ' શીખવો."

('રવાહુલ હાકિમ', 'કન્ઝુલ ઉમ્માલ' ૧૬/૪૫૩૩૨)

**5**

હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"પોતાના પુત્રો અને પુત્રીઓની શાદી કરો અને તે (પુત્રીઓને) સોના અને ચાંદીથી આભૂષિત કરો અને તેમને સારો લિબાસ પહેરાવો અને ભેટ આપીને તેમના પર અહેસાન કરો કે જેથી લોકોને તેમની તરફ રગબત (ચાહત) થાય."

('મુસ્તદરક હાકિમ', 'કન્ઝુલ ઉમ્માલ' ૧૬/૪૫૯૬૧)

**નોંધ :**

છેલ્લી બે હદીષો (ઉર્દૂ) રિસાલા (માસિક) 'અલબલાગ' મુહર્રમ, ૧૪૧૧ હિજરીમાંથી લેવામાં આવી છે.

**યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ દાઈમન અબદા**
**અલા હબીબિ–ક ખયરિલ ખલ્કિ કુલ્લિહિમિ.**

# પહેલો વિભાગ

## પ્રકરણ : ૧

### નમૂનારૂપ શાદી અને તરબિયત સાથે તેનો સુમેળ અને સંબંધ અને સંકલન

## પ્રકરણ : ૨

### બાળકો તરફ મનની વૃત્તિઓ અને લાગણીઓ

## પ્રકરણ : 3

### નવા જન્મેલા બાળકના સંબંધમાં સામાન્ય હુકમો

## પ્રકરણ : ૪

### બાળક બગડવાના કારણો અને તેના ઈલાજો

# પહેલું પ્રકરણ

## નમૂનારૂપ શાદી અને તરબિયત (કેળવણી) સાથે તેનો સુમેળ અને સંબંધ અને સંકલન

શાદીના ત્રણ પહેલૂ છે, જેના પર પ્રથમ રોશની નાંખવી જરૂરી છે :–

[A] શાદી ઈન્સાનની ફિતરત (માનવ સહજ પ્રકૃતિ) છે.
[B] શાદી સામાજિક જરૂરત છે.
[C] શાદી સારામાં સારી પસંદગીનું નામ છે.

હવે આ ત્રણે પહેલૂઓમાંથી દરેક પહેલૂ પર વિગતવાર લખવામાં આવે છે :

[A]

## શાદી ઈન્સાનની ફિતરત (માનવ સહજ પ્રકૃતિ) છે

ઈસ્લામી શરીઅતની બુનિયાદી કેળવણીઓમાં આ વાત સાફ અને સ્પષ્ટ નજર આવે છે કે ઈસ્લામે સન્યાસી અને અપરિણીત (કુંવારા, બ્રહ્મચારી) રહીને જીવન વિતાવવાનો સખત વિરોધ કર્યો છે. જેનું મૂળ કારણ આ છે કે સન્યાસ ઈન્સાની ફિતરત (માનવ સહજ પ્રકૃતિ)ની વિરુદ્ધ અને તેની ઈચ્છાઓ અને લાગણીઓ તેમજ સ્વભાવ અને મિઝાજની ખિલાફ છે.

બયહકી હઝરત સઅદ બિન અબી વકકાસ રદિયલ્લાહુ અન્હુથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ મુબારક ફરમાન નકલ ફરમાવે છે કે,

"અલ્લાહ તઆલાએ આપણને સન્યાસના બદલે આસાન અને સીધો દીને હનીફ અર્પણ કર્યો છે."

ઉપરાંત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ નિકાહ કરી શકતો હોય અને છતાં પણ નિકાહ ન કરે તો તે અમારામાંથી નથી." ('તબરાની')

આ બંને મુબારક હદીષો અને એના જેવી બીજી હદીષોથી આપને આ વાત સાફ માલૂમ થઈ ગઈ હશે કે ઈસ્લામી શરીઅત શકિત અને સામગ્રી હોવા છતાં સન્યાસની ગરજથી અને અલ્લાહ તઆલાની ઈબાદત કરવાની અને તેની નઝદીકી મેળવવામાં મંડેલા રહેવાની નિય્યતથી કુંવારા રહેવાની મનાઈ કરે છે. હવે આ બાબતમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિર્ણય નિહાળો.

ઈમામ બુખારી અને મુસ્લિમ હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે,

ત્રણ હઝરાતે સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પુનિત પત્નીઓના મકાન પર તશરીફ લાવ્યા અને તેમનાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈબાદત અને મુજાહદહ વિષે પ્રશ્ન પૂછયો.

જયારે તેમને (પુનિત પત્નીઓ તરફથી) હકીકત બતલાવવામાં આવી તો જાહિરી રીતે એવું માલૂમ પડયું કે તેમને (પોતાની ઈબાદતો) ઓછી લાગી.

એટલે તેમણે કહ્યું કે,

"અમે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરજજાને ભલા કયાં પહોંચી શકીએ છીએ. કારણકે અલ્લાહ તઆલાએ આપને બખ્શા બખ્શાવ્યા બનાવીને મોકલ્યા છે."

અને તેઓમાંથી એક સહાબીએ કહ્યું કે,

"હું તો હંમેશા આખી રાત નમાઝ પઢતો રહીશ."

બીજા સહાબીએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હું હંમેશા રોઝા રાખીશ અને કદી ઈફતાર નહી કરીશ."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા. આપને જયારે આ માલૂમ થયું તો આપે તેમનાથી પૂછયું કે,

"શું તમે ત્રણે જણાએ આવી આવી વાત કહી છે ? ખુદાની કસમ હું તમારા બધાથી વધારે અલ્લાહથી ડરનારો અને તેની ઈબાદત કરનારો અને મુત્તકી છું. પરંતુ :

– હું રોઝહ પણ રાખું છું અને ઈફતાર પણ કરું છું.
– (રાતે) નમાઝ પણ પઢું છું અને સૂવું પણ છું.
– અને શાદી પણ કરું છું.

યાદ રાખો જેણે મારી સુન્નતથી મુખ ફેરવ્યું તેનો મારી સાથે કોઈ સંબંધ નથી."

એનાથી દરેક અકકલ અને બસીરત (સમજશકિત) ધરાવનાર શખ્સની સામે આ વાત સ્પષ્ટ થઈ જશે કે ઈસ્લામ શાદીને ઈન્સાની ફિતરત (માનવ સહજ પ્રકૃતિ) ઠેરવે છે કે જેથી ઈન્સાન પોતાની આ જવાબદારીને મહેસૂસ કરી લે જે બાળકોની તરબિયતની બાબતમાં મૂકવામાં આવી છે અને એ ત્યારે જ થઈ શકે છે કે જયારે તે ઈન્સાની ફિતરત (માનવ સહજ પ્રકૃતિ)નો સ્વીકાર કરે અને ઈન્સાની મિઝાજ અને તબીઅત (સ્વભાવ)ના શોખપૂર્ણ અવાજને કબૂલ કરે અને જીવનના આ સામાજિક માર્ગ પર ચાલે.

# [B]

## શાદી સામાજિક જરૂરત છે

આ વાત ખૂબ જ સ્પષ્ટ છે કે ઈસ્લામે નિકાહની જે વ્યવસ્થા ચાલુ કરી છે તેમાં ઘણાં લાભો તેમજ સામાજિક અને કોમી ફાયદાઓ છે જેમાંથી મહત્ત્વના ફાયદાઓને ઈન્શાઅલ્લાહુ તઆલા અમે બયાન કરીશું અને તેનો તરબિયતની સાથે જે સંબંધ છે તેને સ્પષ્ટ કરીશું.

### [૧] માનવજાતના અસ્તિત્વનું બાકી રહેવું

આ એક ખુલ્લી હકીકત છે કે શાદી મારફતે જ ઈન્સાની નસલ બાકી રહી શકે છે. કુર્આને કરીમે આ સામાજિક હિકમત અને ઈન્સાની મસ્લિહત તરફ આ શબ્દોમાં ઈશારો કર્યો છે :–

"અને અલ્લાહ તઆલાએ તમારામાંથી જ તમારા માટે પત્નીઓ બનાવી અને (પછી) તે પત્નીઓથી તમારા પુત્ર અને પૌત્ર પૈદા કર્યા."

**(સૂરએ 'નહલ' ૭૨)**

એક બીજી જગાએ ઈર્શાદે રબ્બાની છે :–

"હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો જેમણે તમને એક જાનદારથી પૈદા કર્યા અને તે જાનદારથી તેની જોડ (પત્ની) પૈદા કરી. અને તે બંનેથી પુષ્કળ પુરુષો અને સ્ત્રીઓ ફેલાવી."

**(સૂરએ 'નિસા–અ' ૧)**

### [૨] નસબ (વંશ)ની હિફાઝત (સુરક્ષા)

અલ્લાહ તઆલાએ માનવોના માટે નિકાહ અને શાદીની જે વ્યવસ્થા ચાલુ કરી છે તે એક એવી વ્યવસ્થા છે જેના મારફતે ઔલાદ પોતાના માતા–પિતા સાથે પોતાના વંશને સાંકળીને ફખ્ર (ગર્વ) કરે છે.

તેને મનોવૈજ્ઞાનિક રીતે સુકૂન અને માનવીય રીતે ઈઝઝત હાસિલ થાય છે. માની લો કે જો શાદીની આ કુદરતી વ્યવસ્થા ન હોત, તો સમાજમાં એવા બાળકોની ભરમાર હોત જેનો ન કોઈ નસબ (વંશ) હોત અને ન ઈઝઝત અને આદર હોત અને ખરેખર સંસ્કારીતાના માથે એક કલંક હોત અને ખતરનાક ફસાદ ફેલાવવાનો ઝરીઓ બનત.

**[૩] સમાજનું અખ્લાકી પડતીથી સુરક્ષિત રહેવું**

શાદીના જ ઝરીઆથી માવન સહજ અખ્લાકી પતન અને પડતીથી બચે છે. એટલા માટે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નવજવાનોની એક જમાઅતને શાદીની તરફ રગબત અપાવતા ફરમાવે છે કે :–

"હે નવજવાનોની જમાઅત ! તમારામાંથી જે શખ્સ નિકાહની શકિત ધરાવતો હોય તો તેણે શાદી કરવી જોઈએ એટલા માટે કે શાદી નિગાહને બેહદ ઝુકાવનારી છે અને શરમગાહ (ગુપ્તાંગ)ને ઘણી સુરક્ષિત રાખનારી છે. અને જે શાદીની શકિત ધરાવતો ન હોય તેણે રોઝહ રાખવા જોઈએ એટલા માટે કે તેના માટે કવચ અને ઢાલ છે."

**('બુખારી અને મુસ્લિમ', 'મિશ્કાત'માંથી)**

**[૪] સમાજને બીમારીઓથી સુરક્ષિત રાખવો**

વ્યભિચારના કારણે ભયાનક અને જીવલેણ રોગો લોકોમાં પૈદા થાય છે અને બેહયાઈ (નિર્લજજતા)નું પ્રચલન અને હરામકારીની પ્રવૃત્તિઓ ધમધમે છે જયારે શાદીના કારણે સમાજ એ રોગોથી સુરક્ષિત રહે છે. એ રોગોમાં :–

– આતિશક (પેશાબમાં બળતરા થવી),
– પરમો (પેશાબમાં પરૂં વહેવું),
– લીકોરિયા (સ્ત્રીને માસિક બંધ ન થવું અને સતત લોહી વહેવું) અને
– એઈડ્ઝ... વગેરે છે.

બલ્કે એના ઉપરાંત બીજા પણ ઘણાં રોગો પૈદા થઈ જાય છે જે :–

– માનવના વંશને તબાહ કરે છે અને
– શરીરને કમજોર બનાવે છે અને
– જેનાથી વબાઓ (રોગચાળો) ફેલાય છે અને
– બાળકોની તંદુરસ્તી તબાહ અને બરબાદ થઈ જાય છે.

અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા

[ અલ્લાહ તઆલા એનાથી બચાવે ]

**[૫] રૂહાની અને માનસિક શાંતિ અને સંતોષ**

શાદી મારફતે પતિ–પત્નીમાં ઉલફત અને મુહબ્બત ગાઢ બને છે જેથી પતિ જયારે કામકાજથી પરવારીને પોતાના ઘરે પાછો ફરે છે અને પત્ની તથા બાળકોની સાથે મળીને બેસે છે તો તે બધી ચિંતાઓ અને પરેશાનીઓને ભૂલી જાય છે જે આખા દિવસમાં તેને થઈ હોય અને દિવસભરની પ્રવૃત્તિઓથી જે થાક તેને લાગે છે તે દૂર થઈ જાય છે.

બિલ્કુલ આ જ હાલત પત્નીની પણ થાય છે કે જયારે તે પોતાના પતિ સાથે મુલાકાત કરે છે અને સાંજે પોતાના જીવનસાથીનું સ્વાગત કરે છે તો આખા દિવસની મહેનત અને કામકાજનું કષ્ટ ભૂલી જાય છે. આ રીતે પતિ પત્ની બંને એક બીજાની છત્રછાયામાં માનસિક શાંતિ અને આપસમાં ઉલ્ફત અને સંબંધ મહેસૂસ કરે છે.

અલ્લાહ તઆલાએ ખૂબ જ અર્થપૂર્ણ અને ઉમદા તા'બીર મારફતે એનો નકશો ખેંચ્યો છે. ઈર્શાદ છે :–

"અને તેની નિશાનીઓમાંથી એક આ છે કે તમને તમારા માટે તમારી જાતીમાંથી પત્નીઓ બનાવી કે જેથી તમને તેમની પાસે આરામ

મળે અને તમે પતિ–પત્નીમાં મુહબ્બત અને હમદર્દી પૈદા કરી એમાં તે લોકોના માટે નિશાનીઓ છે જેઓ એના પર વિચાર કરે છે.''

(સૂરએ 'રૂમ' ૨૧)

**[૬] ખાનદાનની ઉન્નતિ અને બાળકોની તરબિયત બાબતમાં પતિ–પત્નીનો આપસમાં સહકાર**

શાદી જ એક એવો ઝરીઓ છે કે જે પતિ–પત્નીમાંથી દરેકના એક બીજાના કામને પરિપૂર્ણ કરે છે. એટલે પત્ની પોતાની પ્રકૃતિ (કુદરતી સ્વભાવ) પ્રમાણે ઘરની વ્યવસ્થા અને કારભાર તથા બાળકોની દેખભાળની ખિદમતને સંભાળી લે છે.

એ જ પ્રમાણે પુરુષ પોતાના મિઝાજ (કુદરતી સ્વભાવ) પ્રમાણે પત્ની અને બાળકો માટે કમાણી કરે છે અને પોતાના કુટુંબને મુસીબતોથી બચાવે છે જેનું પરિણામ સુંદર આવે છે અને એના કારણે એવી ઔલાદ વુજૂદમાં આવે છે (પૈદા થાય છે) જે સંસ્કારી અને નેક હોય છે અને દરેક ઘર ખૂશી અને આનંદથી જીવન વિતાવે છે.

**[૭] મા–બાપ હોવાની લાગણી (ભાવના) જાગૃત થવી**

શાદી પછી મા–બાપમાં લાગણીઓ ઉભરે છે અને તેમના દિલોમાં સુંદર ભાવનાઓ અને કૃપાળુ વિચારોના ઝરણાં ફૂટે છે. જેનાથી બાળકોની તરબિયતની બાબતમાં એવા શાનદાર પરિણામો નીકળે છે જેને બધાં જાણે છે.

આ તે સામાજિક ફાયદાઓ છે જે શાદીના કારણે પ્રાપ્ત થાય છે. હે માનવંત વાંચકો ! આ સુંદર વ્યવસ્થાનો બાળકોની તરબિયત, ખાનદાનની સુધારણા, સમાજના નવનિર્માણમાં મેં ઘણો નજીકનો સંબંધ અને સંપર્ક જોયો છે. એટલા જ માટે આપણે જોઈએ છે કે ઈસ્લામી શરીઅતે નિકાહનો હુકમ આપ્યો. તેની પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યું, તો એમાં આપણને જરાયે નવાઈ લાગતી નથી.

ખરેખર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સાચું ફરમાવ્યું કે,

"દુનિયા આખી મોજમજાનો સામાન છે અને એમાં સૌથી બહેતરીન (સર્વોત્તમ) સાઝો સામાન નેક અને પારસા (પાકદામન) ઔરત છે." ('સહીહ મુસ્લિમ')

# [C]

## શાદી સારામાં સારી પસંદગીનું નામ છે

ઈસ્લામે નિકાહ કરનારા પુરુષો અને સ્ત્રીઓ માટે એવા ઉસૂલ અને આદાબ બતાવ્યા છે કે જો લોકો તેના પ્રમાણે અમલ કરે તો શાદી પરિપૂર્ણ થઈ શકે છે અને ઉલ્ફત તથા મુહબ્બત તેમજ સંપ અને એકતાનો બહેતરીન ઝરીઓ બની શકે છે એમાંથી કેટલાક મહત્ત્વના ઉસૂલ અને નિયમો અહીં રજૂ કરું છું :–

### [૧] શાદી માટે પસંદગીનું ધોરણ દીનને બનાવવું જોઈએ

દીનનો ભાવાર્થ ઈસ્લામી શરીઅતે બતાવેલી વ્યવસ્થાને સંપૂર્ણ રીતે અપનાવી લેવું અને તેના અમર ઉસૂલો અને બુનિયાદી કાનૂનોની પાબંદી કરવું છે. એટલે જયારે દુલ્હા કે દુલ્હન આ ઉસૂલો પર ચાલશે તો તેઓ જ દીનદાર કહેવડાવવાના લાયક થશે અને તેઓ જ શરીઅત પ્રમાણે શાદીના માટે પસંદગીપાત્ર થશે.

ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહુએ હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરી છે કે,

હુઝૂર પૂરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા તમારી શિકલ અને સૂરત અને શરીરને જોતા નથી બલ્કે તમારા દિલો અને આમાલ (કાર્યો)ને જુએ છે."

('સહીહ મુસ્લિમ')

એ જ પ્રમાણે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શાદી કરવા માટે ઈચ્છા ધરાવનારા લોકોને એ માટે માર્ગદર્શન આપ્યું કે તેઓ દીનદાર ઔરતની પસંદગી કરે કે જેથી ઔરત પોતાના પતિ અને બાળકોના હકને સંપૂર્ણ રીતે અદા કરી શકે.

જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"ઔરતની સાથે ચાર વાતોના કારણે શાદી કરવામાં આવે છે :–

(૧) યા તો તેના માલના કારણે,

(૨) યા તો હસબ અને નસબ (કૂળ અને વંશ)ના કારણે,

(૩) યા તો સુંદરતા અને ખૂબસૂરતીના કારણે,

(૪) યા તો દીનના કારણે.

એટલે તમે દીનદાર ઔરતને હાસિલ કરી લો તમારા હાથ ધૂળવાળા થાય (અરબી ભાષામાં આ શબ્દો કોઈ વસ્તુ માટે પ્રેરણા અને ઉત્તેજન આપવા માટે બોલવામાં આવે છે.)"

('બુખારી અને મુસ્લિમ')

અને બીજી તરફ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઔરતોના વાલીને આ તરફ માર્ગદર્શન આપ્યું કે તે એવા છોકરાની તલાશ કરે જે દીનદાર અને બાઅખ્લાક (સંસ્કારી) હોય. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે તમારી પાસે એવો શખ્સ શાદીના માટે આવે જેને તમે દીનદાર સમજો છો, અને તેના અખ્લાક તમને પસંદ હોય તો તેની સાથે (તમારી પુત્રીની) શાદી કરી દો, નહિતર દુનિયામાં ફિત્નો અને જબરદસ્ત ફસાદ ફેલાઈ જશે." ('તિરમિઝી')

આપ બતાવો કે એનાથી વધારે ફસાદ શું હશે કે એક મોમિન ઔરત

એવા આઝાદ (સ્વચ્છંદ) અને બેદીન પતિની જાળમાં ફસાઈ જાય જે સગાઈ સંબંધની પરવા ન કરે અને જેની નજીક ગૈરત, ઈઝઝત અને આબરૂ તથા શરાફતની કોઈ હૈસિયત ન હોય. જેથી કેટલીયે એવી શરીફ ઘરોમાં જન્મેલી યુવતીઓ છે જેમના ખાનદાન, પવિત્રતા અને પાકબાઝીમાં નમૂનારૂપ હતા પરંતુ જયારે શાદી પછી કોઈ આઝાદ ખ્યાલ (સ્વચ્છંદ વિચારના) ખાનદાનમાં ચાલી ગઈ, અથવા આઝાદ ખ્યાલ પતિના નિકાહમાં ચાલી ગઈ તો તે એવી બદકિરદાર (દુરાચારી) અને બેહયા (નિર્લજ) બની ગઈ જેની નજરમાં શરાફત અને ઈઝઝતની ન કોઈ કીમત છે અને ન પવિત્રતા અને પાકદામનીનું કોઈ સ્થાન છે.

અને બિલકુલ યકીની વાત છે કે બાળકો જયારે એવા આઝાદ ખ્યાલ, ગંદા અને બેહયા ઘરોમાં કેળવણી પામશે તો નિઃશંક તેમના અંદર પણ તે જ આઝાદ ખ્યાલી અને દીન પ્રત્યે અનાદર પૈદા થશે અને આઝાદી (સ્વચ્છંદતા) તેમનામાં પ્રવેશ કરશે.

એટલા માટે દીન અને અખ્લાકને બુનિયાદ બનાવવી અને તેની બુનિયાદ પર સગાઈની પસંદગી કરવી એવી મહત્ત્વની ચીઝ છે જે મોમિન ઔરતના માટે સુકૂન અને ઈત્મીનાનનો સબબ તેમજ બાળકોના માટે ઈસ્લામી તરબિયતનું માધ્યમ અને ખાનદાનના માટે ઈઝઝત અને શરાફતનો ઝરીઓ છે.

**[૨] પસંદગી શરાફત અને ખાનદાન તથા વંશના આધારે થવી જોઈએ**

પતિ–પત્નીના પસંદગીના સમયે એનું પણ ધ્યાન રાખવું જોઈએ કે જીવનસાથી ખાનદાન અને વંશવાળો હોય, અને ખાનદાની લિહાઝથી સારો હોય, એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"લોકો સારા અને ખરાબ લિહાઝથી ખીણ અને ખાણની જેમ છે. તેમનામાંથી જે જાહિલિયતના ઝમાનામાં બહેતર હતા તેઓ ઈસ્લામના

ઝમાનામાં પણ બહેતર છે આ શરતે કે તેઓ દીનની સમઝ પૈદા કરે.''

('અબૂ દાવૂદ','તયાલિસી')

એ જ કારણે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દરેક શાદી કરનારાને એ માટે પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યું છે કે પસંદગીની બુનિયાદ ખાનદાની શરાફત અને તકવો તેમજ તહારત હોવી જોઈએં.

હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

''તમે ગંદકીની સબઝી (શાકભાજી)થી બચો !''

સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ અરઝ કરી કે,

''યા રસૂલલ્લાહ ! ગંદકીની સબઝીથી શું મુરાદ છે ?''

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

''તે હસીન અને જમીલ (ખૂબસૂરત) ઔરત જે ગંદા ખાનદાનમાં પૈદા થઈ હોય.'' ('દારેકુત્ની')

અને હઝરત આઈશા સિદ્દીકા રદિયલ્લાહુ તઆલા અન્હાથી રિવાયત છે કે,

''પોતાના નુત્ફા (વિર્ય) અને ઔલાદના માટે સારી ઔરતની પસંદગી કરો અને કુફૂ અર્થાત હમપલ્લા (સમકક્ષ) લોકોમાં શાદી કરો.''

('દારેકુત્ની')

ઉપરાંત ઈબ્ને માજહમાં છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"પોતાની ઔલાદના માટે સારા ખાનદાનવાળી ઔરતની પસંદગી કરો એટલા માટે કે ખાનદાનની અસર પ્રવેશ કરે છે."

**('ઈબ્ને માજહ')**

એટલા માટે શાદી કરવા માટે ઈચ્છા ધરાવનાર લોકો અગર આ ચાહે છે કે તેમની ઔલાદ નેક, સાલિહ અને પાકબાઝ થાય તો તેમના માટે જરૂરી છે કે જીવન સાથીની પસંદગીમાં ખૂબ સોચી વિચારીને અને તપાસ કરીને કામ લે.

### [૩] શાદી માટે બીજા ખાનદાનની ઔરતોની પસંદગી

પત્નીની પસંદગી બાબતમાં ઈસ્લામની હિદાયતોમાંથી એક હિદાયત આ પણ છે કે જેના સાથે રિશ્તેદારી ન હોય તેવી ઔરતોને પોતાની રિશ્તેદાર અને નજીકની ઔરતો પર અગ્રતા આપો, કે જેથી ઉત્તમ અને શરીફ ઔલાદ પૈદા થાય અને તેઓ ચેપીરોગો અને ખાનદાની બીમારીઓથી સુરક્ષિત રહે અને તંદુરસ્ત શરીરવાળા બને ઉપરાંત સંબંધો અને ખાનદાનનું વર્તુળ વિશાળ થાય અને સામાજિક સંબંધો મજબૂત થાય.[1]

જેથી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"પોતાના ખાનદાન અને રિશ્તેદારોમાં શાદી ન કરો એટલા માટે કે એનાથી બાળક નબળું, કમઝોર અને નાસમજ પૈદા થશે."

**('તઝકિરતુલ મૌઝૂઆત')**

---

[1] પરંતુ આ એવું સૂચન નથી કે એના વિરુદ્ધ કરવું નાજાઈઝ હોય. જો બીજા શરઈ અને અકલી કારણોથી રિશ્તેદાર ઔરતથી જ શાદી કરવાનો તકાઝો હોય તો કંઈ વાંધો નથી જેમકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત ફાતિમા રદિયલ્લાહુ અન્હાના નિકાહ પોતાના ચાચાના દીકરા (પિત્રાઈ ભાઈ) હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ સાથે કર્યા. **[ સંપાદક ]**

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"સફર કરો અને ગેરખાનદાનમાં શાદી કરો અને કમઝોર તેમજ નબળા બાળકો પૈદા ન કરો."❶ ('નિહાયહ')

❶ કિતાબના ઉર્દૂ અનુવાદક હઝરત મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર સાહબે આ બે હદીષો વિષે લખ્યું છે કે, આ બંને હદીષો મને હદીષોના સંગ્રહોમાં મળી શકી નથી તો આ હકીર (મુહમ્મદ કમરુઝઝમાં)એ મહાન મુહદ્દિસ હઝરત મૌલાના હબીબુર્રહમાન સાહબ આઝમી (રહ.)ની હયાતીમાં જ એમના સાહબઝાદહ મૌલાના રશીદ અહમદ સાહબ આઝમીને આ બાબત જણાવી તો તેમણે લખી જણાવ્યું કે હદીષની કિતાબોમાં એનો ઉલ્લેખ મૌજૂદ છે. 'નિહાયહ'માં ઈબ્ને અસીરએ એનો ઉલ્લેખ કર્યો છે. એ જ પ્રમાણે મુહદ્દિષ મુહમ્મદ તાહિર પટની (રહ.)એ 'તઝકિરતુલ મૌઝૂઆત'માં

'લા તન્કિહુલ કરાબહ...'

[ પોતાના ખાનદાન અને રિશ્તેદારોમાં શાદી ન કરો... ]

વાળી હદીષનો ઉલ્લેખ કરવા બાદ લખ્યું છે કે,

'લય–સ બિ મરફૂઅ'

[ આ હદીષ મરફૂઅ નથી ]

એનાથી સાફ માલૂમ પડે છે કે તેમની નઝદીક આ ગૈરમરફૂઅ હદીષ છે.

[ **નોંધ** : જે હદીષના રાવીઓની સાંકળ અખંડિત રીતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચતી હોય તેને મરફૂઅ હદીષ કહે છે. ]

અલબત્ત 'નિહાયહ'માં

'લા તન્કિહુલ કરાબતલ કરીબહ'

'કરીબહ' શબ્દના વધારા સાથે છે. એ જ પ્રમાણે

'ઈગ્તરિબૂ લા તઝવૂ'

'વાવ' વગર છે.

વંશવિદ્યાએ આ વાતને સાબિત કરી દીધી છે કે પોતાના ખાનદાનની ઔરતો સાથે શાદી કરવાથી ઔલાદ શારીરિક રીતે કમઝોર (નબળી) અને અકકલ અને સમજની રીતે નબળી હોય છે અને ઔલાદમાં ખરાબ અખ્લાક અને ખરાબ પ્રકારની સામાજિક ખસલતો અને આદતો પૈદા થાય છે.

વિચાર કરો કે ૧૪૦૦ (ચઊદસો) વર્ષ પહેલા જયારે જ્ઞાન અને વિદ્યાનું આ સંશોધન મૌજૂદ ન હતું અને આ હકીકત જાહેર થઈ ન હતી ત્યારે આ હકીકતને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સાફ અને ખુલ્લા શબ્દોમાં બયાન કરી દીધી હતી એટલે એ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એક ખુલ્લો મુઅજિઝહ છે જે આપના બીજા સત્ય મુઅજિઝાઓ અને સાચી વાતોનો અંશ છે. (પરંતુ આ એવો હુકમ નથી કે એના વિરુદ્ધ કરવાથી કોઈ શરઈ નુકસાન થાય.)

**[૪] કુંવારી ઔરતોને અગ્રતા આપવી**

દીને ઈસ્લામે બતાવેલી વાતોમાંથી એક વાત આ પણ છે કે, પરિણિત સ્ત્રીઓના બદલે કુંવારી સ્ત્રીઓને અગ્રતા આપવામાં આવે. એમાં અસંખ્ય ફાયદાઓ છે. એમાંથી એક આ છે કે ખાનદાનને તે પરિસ્થિતિમાંથી બચાવવામાં આવે જે તેમની દરરોજની જિંદગીને બેસ્વાદ કરી દે અને લડાઈ ઝઘડાની જાળમાં ફસાવી દે.

એનાથી વિરુદ્ધ કુંવારી સ્ત્રી સાથે શાદી કરવામાં લગ્ન સંબંધ અને મુહબ્બત મજબૂત અને બળવાન થાય છે એટલા માટે કે છોકરી સ્વાભાવિક રીતે તે મર્દથી પરિચિત થાય છે જેનાથી પ્રથમ નિકાહમાં આવે છે એનાથી વિરુદ્ધ પરિણિત સ્ત્રી માટે શકય છે કે બીજા પતિમાં તેના પહેલા પતિ જેવી મુહબ્બત અને ઉલ્ફત ન પામે અને અખ્લાક તેમજ આદતોમાં

તફાવત મહેસૂસ કરે જેના કારણે આપસમાં સુમેળ પૈદા ન થાય.❶

જેથી હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું કે,

"યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! આપ બતાવો કે જો આપ કોઈ ઘાટીમાં પડાવ નાંખો જેમાં એવું ઝાડ પણ હોય જેને પશુઓએ ચરી લીધું હોય અને એવું ઝાડ પણ હોય જેને કોઈએ મોઢું લગાડયું ન હોય, તો બતાવો આપ પોતાના ઊંટને કયા ઝાડથી ચરાવશો ?"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જવાબ આપ્યો,

"તે ઝાડથી જેને કોઈએ મોઢું લગાડયું ન હોય."

તો હઝરત આઈશા સિદીકા રદિયલ્લાહુ અન્હાએ ફરમાવ્યું કે,

"હું જ તે ઝાડ છું." ('બુખારી')

તેમનો મકસદ એ હતો કે અલ્લાહ તઆલાએ તેમને આ સઆદત બખ્શી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમના સિવાય બીજી કોઈ કુંવારી ઔરત સાથે નિકાહ નથી કર્યા અને આ તેમના ફઝલ અને વખાણ માટે પૂરતું છે.

કુંવારી ઔરતો સાથે શાદી કરવાની કેટલીક હિકમતો તરફ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતે માર્ગદર્શન આપ્યું છે. ઈબ્ને માજહ અને બયહકી રહિમહુમલ્લાહુ રિવાયત કરે છે કે,

---

❶ કદાચ એટલા જ માટે કહેવત મશહૂર છે કે,

'ઝને બેવા મ કુન ગરચે હૂર અસ્ત.'

[ બેવા (વિધવા) ઔરત સાથે શાદી ન કરો ભલે હૂરના જેવી ખૂબસૂરત હોય. ]

[ મુહમ્મદ કમરુઝ્ઝમાં ]

"તમે કુંવારી ઔરતોથી શાદી કરો એટલા માટે કે તેઓ મીઠા મુખવાળી અને પાક સાફ રહમ (ગર્ભાશય)વાળી અને ઓછો ધોકો આપનારી અને થોડા પર સંતોષ કરનારી હોય છે."

**('ઈબ્ને માજહ', 'બયહકી')**

હાં, કેટલાક સંજોગોમાં પરિણિત ઔરતથી શાદી કરવું યોગ્ય હોય છે, જેમકે જાબિર રદિયલ્લાહુ અન્હુની હદીષમાં છે કે,

મેં પરિણિત સ્ત્રી સાથે શાદી કરી લીધી હતી તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કુંવારી છોકરી સાથે કેમ શાદી ન કરી કે તે તમારી સાથે દિલ્લગી કરતે અને તમે તેની સાથે."

તો મેં અરઝ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જંગે ઉહદના મૌકા પર મારા વાલિદ (પિતા) શહીદ થઈ ગયા તેમણે પોતાની પાછળ સાત છોકરીઓ છોડી હતી તો મેં એવી પરિણિત ઔરત સાથે શાદી કરવું યોગ્ય સમજયું જે તેમને એક સાથે રાખી શકે અને તેમની દેખભાળ કરી શકે."

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ખુદાએ ચાહ્યું તો તમે સારું જ કર્યું છે." **('બુખારી', 'મુસ્લિમ')**

**નોંધ :** એ જ પ્રમાણે બીજા પણ એવા કારણો હોઈ શકે છે જેના આધારે બેવા (વિધવા) ઔરતથી જ શાદી કરવું યોગ્ય હોય. દા.ત., બેવા ઔરત તરફ હમદર્દી અને ગમખ્વારી બતાવવાનો હેતુ હોય. અથવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ) કરવાનો ઈરાદો અને જઝબો (લાગણી) દિલમાં ઉભરી રહ્યો હોય તો આ અમલ સવાબને લાયક પણ થઈ શકે છે. અલ્લાહ વધુ જાણનાર છે. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## [૫] વધારે પ્રજનન શક્તિવાળી ઔરતની પસંદગી કરવી

ઔરતની પસંદગીમાં આ વાતનો લિહાઝ રાખવો જોઈએ કે તે સારી પ્રજનનશક્તિ ધરાવતી હોય. એનો સાચો અંદાઝો બે વાતોથી થઈ શકે છે :–

(૧) ઔરતને એવા રોગો ન હોય જે ગર્ભ ધારણમાં રુકાવટ કરે.

(૨) ઔરતની માતા અને પરિણિત બહેનોના હાલાત માલૂમ કરે કારણકે તેઓ બાળકોવાળી હશે તો આ ઔરત પણ તેવી જ હશે કારણકે સામાન્ય રીતે એવું જ બને છે. એટલે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એવી ઔરત સાથે શાદી કરવાની તરગીબ આપતા ફરમાવ્યું કે,

"તમે લોકો એવી ઔરતથી શાદી કરો જે ઘણા બાળકોને જન્મ આપનારી અને ઘણી મુહબ્બત કરનારી હોય એટલા માટે કે હું તમારી (ઉમ્મતીઓ)ની વધારે સંખ્યાના કારણે બીજી ઉમ્મતો પર ફખ્ર (ગર્વ) કરીશ." (**'અબૂ દાવૂદ', 'નસઈ', 'હાકિમ'**)

શાદીની બાબતમાં આ બુનિયાદી વાતો છે જેને તરબિયતની સમસ્યા સાથે ઘણો ઊંડો સંબંધ છે એટલા જ માટે ઈસ્લામે વ્યક્તિની તરબિયતની બાબતમાં ખાનદાનની પ્રથમ કડીથી દેખભાળ કરી છે અને તે કડી શાદી છે. એટલા માટે કે એ ફિતરતે ઈન્સાનની (માનવ સહજ પ્રકૃતિ)ની હાજત અને જરૂરત છે અને શાદીના મારફતે જ પતિ–પત્ની આપસની સહાય અને સહકારથી ઔલાદની તરબિયત કરે છે અને તેમના દિલોમાં મા–બાપ હોવાની સમજ અને જઝબહ (લાગણી) ઉછાળા મારે છે. અને એટલા જ માટે ઈસ્લામે જીવનસાથીની બાબતમાં શાદીની બુનિયાદ અને આધાર દીન અને વફાદારી, ખાનદાની શરાફત અને કુંવારી ઔરતની પસંદગી પર રાખ્યો છે.

# બીજું પ્રકરણ

## બાળકો તરફ મનની વૃત્તિઓ અને લાગણીઓ

મનોવૃત્તિઓ અને લાગણીઓથી મુરાદ તે મુહબ્બત, શફકકત, રહમત અને મહેરબાની છે જે અલ્લાહ તઆલાએ માતા–પિતાના દિલોમાં પોતાની ઔલાદના માટે પૈદા કરી છે.

આ બાબતમાં કેટલીક વાતો લખવામાં આવે છે.

[A]

## મા–બાપમાં બાળકોની મુહબ્બત ફિતરી (કુદરતી) હોય છે

આ વાત ઘણી સ્પષ્ટ છે કે માતા–પિતાના દિલોમાં બાળકોની મુહબ્બત ફિતરી (કુદરતી) હોય છે અને બાળકોની દેખભાળનું કષ્ટ સહન કરવું, તેમના પર રહમત અને શફકકત (વહાલ) કરવું અને તેમની બાબતો અને જરૂરતોની કાળજી રાખવી આ બધી જ ચીઝો માનસિક રીતે માતા–પિતામાં મૌજૂદ હોય છે અને તેમના દિલોમાં મજબૂત હોય છે તથા લાગણીઓ અને સમજમાં પ્રવેશેલી હોય છે. જો એવું ન હોત તો દુનિયામાં ઈન્સાનનું વુજૂદ (અસ્તિત્વ) ખત્મ થઈ જાત.

એટલા જ માટે કુર્આન કેટલીક જગ્યાએ બાળકોને દુનિયાની ઝીનત (શોભા) ઠેરવે છે :

"માલ અને ઔલાદ દુનિયાની જિંદગીની એક રોનક છે."
(સૂરએ 'કહફ' ૪૬)

તો કેટલાક સ્થળે ઔલાદને અલ્લાહ જલ્લ શાનુહુની એવી મોટી નેઅમત ઠેરવી છે જેનો શુક્ર કરવો વાજિબ છે.

એક જગ્યાએ ઈર્શાદે રબ્બાની છે :

"અને માલ અને દીકરાઓથી અમે તમારી મદદ કરીશું અને અમે તમારી જમાઅત વધારીશું." (સૂરએ 'ઈસરાઅ' ૬)

અને એ જ ઔલાદ જો નેક લોકો અને મુત્તકીઓ (પરહેઝગારો)ના રસ્તા પર ચાલનારી હોય તો તેને આંખોની ઠંડક બતાવી છે :

"અને તેઓ એવા છે કે દુઆ કરતા રહે છે કે,
હે અમારા પરવરદિગાર ! અમને અમારી પત્નીઓ અને અમારી ઔલાદની તરફથી આંખોની ઠંડક અર્પણ કર અને અમને મુત્તકીઓ (પરહેઝગારો)ના આગેવાન બનાવી દે."
(સૂરએ 'ફુરકાન' ૭૪)

આ ઉપરાંત કુર્આને કરીમમાં બીજી ઘણી એવી આયતો છે જે બાળકોની બાબતમાં માતા–પિતાના જઝબાત અને અહેસાસોની તસવીર ખેંચે છે અને પોતાના જિગરજાન તેમજ દિલના ટુકડાઓની બાબતમાં તેમના દિલની સદાકત (સચ્ચાઈ) અને દિલની મુહબ્બતથી પરદો ઉઠાવે છે.

હવે અમે ઉમય્યહ બિન સલ્તના તે અશ્આર (કાવ્ય પંક્તિઓ) રજૂ કરીએ છીએ જે તેમણે પોતાના નાફરમાન દીકરા વિષે કહ્યા છે. આ અશ્આર તે ચુંટેલા કસીદાઓમાંથી છે જે નરમી અને પ્રતિભાવથી ભરપૂર છે અને બાળકોના માતા–પિતાની દિલી લાગણીઓની સાચી તસવીર ખેંચનારા છે.

મજકૂર અરબી અશઆરનો ગુજરાતી અનુવાદ અહીં લખવામાં આવ્યો છે :–

(૧) જયારે તમે બાળક હતા તો મેં તમને ખવડાવ્યું પીવડાવ્યું અને જુવાન થયા તો દેખભાળ કરી. તમે એનાથી ફાયદો ઉઠાવતા હતા જે હું તમારા માટે જમા કરતો હતો અને એનાથી તૃપ્ત થતા હતા.

(૨) જો તમે કોઈ રાતે બીમાર થઈ ગયા તો મેં તમારી બીમારીના કારણે બેચેનીમાં જાગીને રાત વિતાવી.

(૩) એવું માલૂમ થતું હતું કે જાણે તમારા બદલે હું જ બીમારીનો શિકાર છું અને તેના કારણે મારી આંખોથી આંસૂ જારી થઈ જતા હતા.

(૪) મારું દિલ તમારી હલાકતથી ડરતું રહેતું હતું જો કે એને (દિલને) ખબર છે કે મૌત નકકી થયેલા સમયે જ આવશે.

(૫) જયારે તમે એવી ઉંમર અને જમાનામાં પહોંચી ગયા જે મારી ઉમ્મીદો અને આરઝૂઓની ચરમસીમા હતી.

(૬) તો તમે મને એનો આ બદલો આપ્યો કે સખ્તી અને મોઢું ચઢાવવાનું શરૂ કરી દીધું. એવું લાગે છે કે જાણે તમે મારા પર અહેસાન કર્યા હોય અને મહેરબાની કરી હોય.

(૭) એટલે જો હું તમારો પિતા હોવાના હકની તમે રિઆયત ન કરી તો કમથી કમ એટલું જ કરી લેતે જેટલું એક બાજુમાં રહેનાર પડોશી કરે છે.

(૮) તમે મને તે હક આપતે જે પડોશીનો હોય છે અને તમે મારા પર પોતાનો માલ ખર્ચવામાં કંજૂસી ન કરતે.

**નોંધ :–** પરંતુ અફસોસ કે હવે તો ઔલાદનો માતા–પિતા સાથે આ પ્રમાણેનો વર્તાવ સામાન્ય થઈ ગયો છે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

# [B]

## બાળકોની મુહબ્બત અને તેમના પર માયા અને મમતા અલ્લાહની બખ્શિશ છે

અલ્લાહ તઆલાએ માતા—પિતાના દિલોમાં જે કદર કરવા જેવા જઝબાત (લાગણીઓ) મૂકી છે તેમાં બાળકો પર રહમ, શફકકત, મુહબ્બત અને ઉલ્ફત પણ છે જે બાળકોની ઈસ્લાહ અને તરબિયત તેમજ પરવરિશની બાબતમાં ઘણી અસરકારક છે અને મોટી પરિણામદાયક છે.

એટલા જ માટે પવિત્ર શરીઅતે મખ્લૂકના દિલોમાં ઉલ્ફત અને મુહબ્બતની લાગણીને મજબૂત કરી અને મોટાઓ ભલે તે ઉસ્તાઝ અને શૈખ હોય યા માતા—પિતા યા કોઈ વિભાગના આગેવાન બધાંને આ ગુણો અપનાવવા તરફ રગબત અપાવી છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું,

> "તે શખ્સ અમારામાંથી નથી જે નાનાઓ પર રહમ ન કરે અને મોટાઓના હકને ન ઓળખે."

**('અબૂ દાવૂદ', 'તિરમિઝી')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કોઈ મોકા પર આ પ્રમાણે ઈર્શાદ ફરમાવ્યો,

> "જે બીજાઓ પર રહમ નથી કરતો તેના પર પણ રહમ નથી કરવામાં આવતો."

**('અલ અદબુલ મુફરદ લિલ બુખારી')**

ઉપરાંત ઈમામ બુખારી રહિમહુલ્લાહ 'અલ અદબુલ મુફરદ'માં હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :—

એક ઔરત હઝરત આઈશા સિદ્દીકા રદિયલ્લાહુ અન્હાની પાસે પોતાના

બે બાળકોને લઈને આવી. તેમણે તેને ત્રણ ખજૂરો આપી તો તેણે બંને બાળકોને એક એક ખજૂર આપી અને એક પોતાના માટે રાખી લીધી.

બંને બાળકોએ પોતાની ખજૂર ખાઈ લીધી અને પોતાની માતાની તરફ જોવા લાગ્યા. માતાએ પોતાની ખજૂરના બે ટુકડા કર્યા અને બંને બાળકોને એક એક ટુકડો આપી દીધો.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા તો હઝરત આઈશા સિદીકા રદિયલ્લાહુ અન્હાએ આપથી આ બનાવ બયાન કર્યો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું,

"તમને એના પર નવાઈ કેમ લાગી ! અલ્લાહ તઆલાએ બાળકો પર રહમ કરવાના કારણે એ ઔરત પર પણ રહમ કર્યો."

એટલે આ વાત મગજમાં બેસાડી લેવી જોઈએ કે માતા–પિતા પોતાની રહમની લાગણીના કારણે પોતાની તે તમામ જવાબદારીઓ અને ફરજોને પૂરી કરે છે જે બાળકોની પરવરિશ અને નિગરાનીની બાબતમાં અલ્લાહ તઆલાએ તેમના પર મૂકી છે.

[C]

## છોકરીઓને ખરાબ સમજવું જાહિલિય્યતના ઝમાનાની ગંદી આદત છે

ઈસ્લામ સમાનતા અને ન્યાયની દાવત આપે છે અને બાળકો પર રહમ અને શફકતની બાબતમાં ઈસ્લામે મર્દ અને ઔરતમાં કોઈ ભેદભાવ નથી રાખ્યો. જો ઈસ્લામી સમાજમાં કેટલાક એવા માતા–પિતા જોવામાં આવે છે જેઓ છોકરા અને છોકરીમાં ભેદભાવપૂર્વક વર્તન કરે છે તો એ માત્ર જાહિલિયતના ઝમાનાની આદતોમાંથી એક આદત છે જેની કડી જાહિલિયતના ઝમાનાથી ચાલી આવે છે જેના વિષે અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો છે કે,

"અને તેમનામાંથી કોઈને પુત્રીના (જન્મની) ખબર આપવામાં આવે તો આખો દિવસ તેનો ચહેરો બેરોનક રહે છે અને તે મનમાંને મનમાં ઘુંટાતો રહે છે અને જે ચીઝની તેને ખબર આપવામાં આવી છે તેની શરમથી લોકોથી લપાતો છુપાતો ફરે છે (અને વિચારે છે કે) શું એને અપમાનની હાલતમાં રાખી મૂકે યા તેને (જીવતી કે મારી નાંખીને) માટીમાં દાટી દે. સારી રીતે સાંભળી લો કે તેમની આ યોજના ઘણી બૂરી છે." **(સૂરએ 'નહલ' ૫૮,૫૯)**

એનું મૂળ કારણ ઈમાનની કમઝોરી અને યકીનનું નબળું હોવું છે એટલા માટે કે એનાથી આ વાત જાહેર થાય છે કે તે અલ્લાહ તઆલાના આ ફેસલાથી ખૂશ નથી જે અલ્લાહે તેને પુત્રી આપીને કર્યો છે.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ નબળા મનવાળા અને કમઝોર ઈમાનવાળાઓમાંથી જાહિલિયતના ઝમાનાની આ રસ્મોના મૂળ ઉખેડી નાંખવા માટે અને નષ્ટ કરી નાંખવા માટે છોકરીઓનો ખાસ ઉલ્લેખ કર્યો છે અને માતા–પિતા તેમજ તરબિયત કરનારાઓને તેમની સાથે સારો વર્તાવ કરવાનો તથા તેમની દેખભાળ કરવાનો અને તેમની જરૂરતોનો ખ્યાલ રાખવાનો ખૂબ જ ભારપૂર્વક હુકમ આપ્યો છે કે જેથી અલ્લાહ તઆલાની રઝામંદી (પ્રસન્નતા) અને જન્નતમાં દાખલ થવાને લાયક થઈ જાય અને સાથે જ છોકરીઓની સાચી તરબિયત પણ થાય અને તેઓ એવી છોકરીઓ બની જાય જેવી અલ્લાહ તઆલા ચાહે છે.

છોકરીઓની દેખભાળ, તેમની સાથે સારુ વર્તન અને તેમના તરફ ખાસ ધ્યાન આપવાની બાબતમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કેટલાક ઈર્શાદો વાંચકોની ખિદમતમાં રજૂ કરું છું :–

[૧]

"જે શખ્સ બે છોકરીઓનું બાલિગ (પુખ્ત) થવા સુધી ભરણપોષણ કરશે તો તે કિયામતમાં એવી રીતે આવશે કે હું અને તે આવી રીતે હોઈશું."

અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની બંને આંગળીઓને મેળવીને ઈશારો કરીને બતાવ્યું. **('મુસ્લિમ')**

[૨]

"જે શખ્સની ત્રણ છોકરીઓ હોય અને તે તેમને ખૂશદિલીથી બરદાશ્ત કરી લે અને પોતાના માલમાંથી તેમને ખવડાવે, પિવડાવે અને પહેવડાવે તો તે છોકરીઓ તે શખ્સના માટે દોઝખથી બચાવવાનો ઝરીઓ બનશે."

**('મુસ્નદે અહમદ')**

[૩]

"જે શખ્સની ત્રણ છોકરીઓ અથવા ત્રણ બહેનો હોય યા બે છોકરીઓ અને બે બહેનો હોય અને તે તેમની સાથે સારો વર્તાવ કરે અને ખૂશદિલીથી તેમને બરદાશ્ત કરે અને તેમની બાબતમાં અલ્લાહ તઆલાથી ડરતો રહે તો તે જન્નતમાં દાખલ થશે." **('હુમેદી')**

એટલા માટે તરબિયત કરનારાઓએ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈર્શાદોને પોતાના રહનુમા (માર્ગદર્શક) બનાવવા જોઈએ અને છોકરીઓ અને છોકરાઓના દરમિયાન ન્યાય અને સમાનતાથી કામ લેવું જોઈએ જેથી તે જન્નતના હકદાર બની શકે જે સૌથી મોટી દૌલત છે.

[D]

## બાળકના મોત વખતે સબ્ર કરવાનો અજર અને સવાબ

મુસલમાન જયારે ઈમાનના બુલંદ અને ઉચ્ચ દર્જા પર પહોંચે છે અને તકદીર પર સંપૂર્ણ ઈમાન ધરાવે છે તો મુસીબતોને સહન કરવું તેના માટે આસાન થઈ જાય છે. અલ્લાહ રબ્બુલ આલમીનના દરેક ફેસલાની સામે તે માથું ઝુકાવી દે છે. આવા પરિપૂર્ણ ઈમાનવાળા શખ્સના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ બશારત (ખૂશખબરી) સંભળાવી છે કે,

"જયારે કોઈ શખ્સના બાળકનો ઈન્તેકાલ થઈ જાય છે તો અલ્લાહ જલ્લ શાનુહુ ફરિશ્તાઓને પૂછે છે કે,

"શું તમે મારા બંદાના બાળકની રૂહ કબ્ઝ કરી લીધી ?"

તેઓ જવાબમાં કહે છે કે, "જી હાં !"

(અલ્લાહ તઆલા તેમને) પૂછે છે,

"મારા બંદાએ શું કર્યું ?"

તેઓ કહે છે કે,

"તેણે આપની હમ્દ બયાન કરી અને 'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન' પઢયો."

તો અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે,

મારા બંદાના માટે જન્નતમાં એક ઘર બનાવી દો અને તેનું નામ 'બૈતુલ હમ્દ' રાખી દો."

આ સબ્રના મોટા ફાયદા છે જેમાંથી એક ફાયદો આ છે કે જન્નત સુધી પહોંચાડવાનો અને દોઝખથી બચાવવાનો ઝરીઓ છે. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક વખતે ઔરતોથી ફરમાવ્યું કે,

"તમારામાંથી કોઈ ઔરત નથી જેના ત્રણ બાળકો વફાત પામે પરંતુ આ કે તે બાળકો તે ઔરતના માટે દોઝખથી પર્દો બનશે."

એક ઔરતે કહ્યું કે,

"અને જો બે બાળકો મરી જાય તો ?"

તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"બે પણ." ('બુખારી', 'મુસ્લિમ')

ઈમાનની કુવ્વત અને ઈમાની લાગણીની જો બહેતરીન મિસાલ જોવી હોય તો હઝરાતે સહાબા રદિયલ્લાહુ અન્હુમની પવિત્ર પત્નીઓના જીવન ચરિત્ર નજર સમક્ષ રાખો જે આ વાત પર ખુલ્લી દલીલ છે કે તેમણે બાળકોના મૃત્યુ વખતે કેવી ઈમાની કુવ્વત અને તકદીર પર પ્રસન્નતા અને સબ્રનો સુબૂત આપ્યો.

**નોંધ :-** એના માટે હિકાયાતે સહાબા રદિયલ્લાહુ અન્હુમ જેવી કિતાબોનું વાંચન ફાયદાકારક થશે. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

એટલા માટે મા–બાપને જોઈએ કે પોતાના ઈમાનમાં કુવ્વત પૈદા કરે અને કોઈ મુસીબત આવી પડે તો તે વખતે યકીન અને ઈમાનના હથિયારનો ઉપયોગ કરે. જો કોઈ બાળકનો ઈન્તિકાલ થઈ જાય તો તંગદિલ અને દુઃખી ન થાય બલ્કે સબ્ર કરે કે જેથી જે ઝાત બધી ચીઝોની માલિક અને સર્વસત્તાધિશ છે તેનાથી અજર અને સવાબ હાસિલ થાય.

હે અલ્લાહ ! દુનિયાની મુસીબતોને અમારા પર આસાન કરી દે અને પોતાના ફેસલાઓ અને તકદીર પર અમને રાઝી કરી દે અને દુનિયા અને આખિરત બંનેમાં તું જ અમારો વાલી બની જા એટલા માટે કે આપ જ રબ્બુલ આલમીન છો અને આપ જ બહેતરીન વાલી અને મૌલા છો.

[E]

## ઈસ્લામના હિતોને બાળકની મુહબ્બત પર અગ્રતા આપવી

મા–બાપના દિલમાં પોતાના જિગરના ટુકડાઓ અને બાળકોની મુહબ્બત, ઉલ્ફત, શફકકત અને રહમતની સાચી લાગણીઓ ઉછાળા મારતી હોય છે એટલે આ નજર સમક્ષ રહેવું જોઈએ કે આ લાગણીઓ અલ્લાહના રસ્તામાં અને દઅવત અને તબ્લીગના માટે સફરથી રુકાવટ ન બની જાય. એટલા માટે કે ઈસ્લામના હિતો તમામ લાગણીઓ અને જરૂરતો પર અગ્રતા ધરાવે છે અને ઈસ્લામી સમાજની સ્થાપના કરવી દરેક મોમિનનો અસલી મકસદ અને જિંદગીનો શ્રેષ્ઠ હેતુ છે કારણકે ઈન્સાનિયતના રસ્તાને ભૂલી ગયેલા લોકોને

સીધો રસ્તો દેખાડવો મુસલમાનની સૌથી મોટી ખ્વાહિશ (તમન્ના) હોય છે જેને હાસિલ કરવા માટે મુસલમાન સર્વસ્વ કુર્બાન કરી દે છે.

હઝરત રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અને તાબિઈન રહિમહુમુલ્લાહુ તઆલાએ આ વાતને બિલકુલ સહીહ સમજી હતી. એટલા જ માટે તેમની સામે જિહાદ અને દીનની તબ્લીગ (પ્રચાર) અને ઈસ્લામના પ્રસાર અને પ્રચારના સિવાય બીજો કોઈ મકસદ ન હતો. એટલા માટે કે તેમની સામે અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ હતો :–

"આપ કહી દો જો તમારા બાપ અને બેટા અને ભાઈ અને ઔરતો અને ખાનદાન અને તે માલ જે તમે કમાયા છો, અને તે વેપાર જેના બંધ થઈ જવાનો તમને ડર હોય, અને તે હવેલીઓ જેને તમે પસંદ કરો છો, તમને અલ્લાહ અને તેના રસૂલ અને તેના રસ્તામાં લડવા કરતા વધારે પ્યારી છે તો ઈન્તિઝાર કરો અહીં સુધી કે અલ્લાહ તઆલા પોતાનો હુકમ મોકલે અને અલ્લાહ તઆલા રસ્તો નથી આપતો નાફરમાન લોકોને."

**(સૂરએ 'તવબહ' ૨૪)**

ઉપરાંત આ પવિત્ર હદીષ પણ તેમની નજર સામે હતી :–

"તમારામાંથી કોઈ શખ્સ ત્યાં સુધી કામિલ (પરિપૂર્ણ) મોમિન બની શકતો નથી જ્યાં સુધી હું તેના માલ અને ઔલાદ અને તમામ લોકોના કરતા વધારે મહેબૂબ (પ્રિય) ન થઈ જાઉં."

**('બુખારી', 'મુસ્લિમ')**

[F]

## બાળકને શિક્ષા કરવી અને તેની ભલાઈ અને તરબિયત (કેળવણી)ના માટે તેની સાથે સંબંધ તોડવો

બાળકની સુધારણા અને તરબિયતની બાબતમાં ઈસ્લામનો પોતાનો

એક ખાસ તરીકો છે જેથી ઈસ્લામ આ તા'લીમ આપે છે કે :–

- જો બાળકને પ્યાર અને મુહબ્બતથી સમજાવવું ફાયદો આપતું હોય તો વાલીએ તેની સાથે સંબંધ તોડવો અને મુખ ફેરવવું દુરુસ્ત નથી.
- અને જો બાળકથી સંબંધ તોડવો અને તેને ધાક ધમકી આપવી ફાયદા–કારક હોય તો તેને મારપીટ કરવું દુરુસ્ત નથી.
- હાં જો સમજાવવા છતાં સુધારણા અને તરબિયત ન થાય અને સલાહ શિખામણ તેમજ ધાક ધમકીના તમામ તરીકાઓ બિન અસરકારક સાબિત થાય તો એવી પરિસ્થિતિમાં એટલા પ્રમાણમાં મારવાની ઈજાઝત છે જે મર્યાદાની અંદર હોય અને જાલિમોના જેવી અને નિર્દય તરીકાથી ન હોય. આ તરીકાથી શકય છે કે વડીલ તેની સુધારણા કરી શકે અને બાળકનું ચરિત્ર તેમજ ચાલ ચલણ દુરુસ્ત થઈ જાય.

એટલે ઈસ્લાહ અને તરબિયતની તમામ સમસ્યાઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત તેમજ સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમની જીવન પદ્ધતિને સામે રાખીને આપની ખિદમતમાં પેશ કરવામાં આવે છે કે જેથી તરબિયત કરનારા લોકોને તરબિયત અને ઈસ્લાહનો ઈસ્લામી તરીકો માલૂમ થઈ જાય.

પ્યાર અને મુહબ્બતથી બાળકની તરબિયત અને નરમીથી તેને સમજાવવા પટાવવા વિષે એક બનાવ ઈમામ બુખારી અને મુસ્લિમ રહિમહુમલ્લાહુ હઝરત ઉમર બિન અબી સલિમહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી નકલ કરે છે કે :–

હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નિગરાની અને પરવરિશમાં નાની ઉંમરનો છોકરો હતો. ખાવાના વાસણમાં મારો હાથ આમ તેમ ઘુમતો રહેતો હતો. આ જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"હે છોકરા ! અલ્લાહનું નામ લઈને ખાવાનું શરૂ કરો અને

જમણા હાથથી ખાઓ અને પોતાના તરફથી ખાઓ.''

('બુખારી', 'મુસ્લિમ')

એક બીજો બનાવ જુઓ. ઈમામ બુખારી અને મુસ્લિમ રહિમહુમલ્લાહુ હઝરત સહલ બિન સઅદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પીણું (પીવાની કોઈ ચીઝ) લાવવામાં આવી. આપની જમણી તરફ એક નાની વયનો છોકરો હતો અને ડાબી તરફ મોટી વયના લોકો બેઠેલા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પેલા છોકરાને કહ્યું કે,

"શું તમે મને આ વાતની ઈજાઝત આપો છો કે હું આ (પીણું) (મોટી ઉંમરના) લોકોને આપી દઉ ?''

સમજાવવાની આ પ્યાર ભરી રીત હતી. પેલા છોકરાએ કહ્યું કે,

"ખુદાની કસમ હું એવું હરગિઝ ન કરીશ. આપે આપેલા મુબારક હિસ્સા પર હું કોઈને અગ્રતા આપી શકતો નથી.''

જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પેલું બચેલું પીણું પેલા છોકરાને આપી દીધું. એ છોકરા હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમા હતા.

બાળકથી મુખ ફેરવવા અને સંબંધ તોડવાની બાબતમાં ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલયહ હઝરત અબૂ સઈદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે :–

તેમણે ફરમાવ્યું કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કાંકરાઓ મારવાથી મનાઈ ફરમાવી અને આ ફરમાવ્યું કે,

"આ પ્રમાણે કાંકરાઓ મારવાથી ન તો શિકાર મારી શકાય છે અને ન દુશ્મનને ઘાયલ કરી શકાય છે અલબત્ત એ કોઈની આંખ ફોડવાનો અથવા (કોઈના) દાંત તોડવાનો ઝરીઓ બની શકે છે."

('બુખારી')

એક રિવાયતમાં આવે છે કે :–

હઝરત ઈબ્ને મુગફફલ રદિયલ્લાહુ અન્હુના કોઈ અઝીઝ (સ્નેહી)એ જે હજુ બાલિગ ન થયા હતા, આ રીતે કાંકરો ફેંકયો તો તેમણે તેને એનાથી મનાઈ કરી અને આ ફરમાવ્યું કે,

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કાંકરા મારવાથી મનાઈ ફરમાવી છે કે એનાથી કોઈ જાનવર શિકાર નથી થઈ શકતું."

પેલા છોકરાએ એ જ પ્રમાણે બીજી વખત કાંકરો ફેંકયો તો તેમણે તેનાથી મનાઈ કરી કે હું તને બતાવી રહ્યો છું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એનાથી મનાઈ કરી છે અને છતાં તું બીજી વખત એવું જ કરી રહ્યો છે ?! હું તારી સાથે હરગિઝ વાત નહીં કરીશ.

બાળકને મારવાની બાબતમાં અબૂ દાવૂદ અને હાકિમ હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારા બાળકો સાત વર્ષના થઈ જાય તો તેમને નમાઝ પઢવાનો હુકમ આપો અને દસ વર્ષના થઈ જાય તો નમાઝ પઢાવવા માટે તેમને મારો અને તેમના બિસ્તર અલગ કરી દો."

('અબૂ દાવૂદ', 'હાકિમ')

તરબિયતના આ તરીકાઓ ત્યારે છે જયારે બાળકો નાની વયના હોય. પરંતુ જયારે બાલિગ (પુખ્ત) થઈ જાય અને મોટા થઈ જાય તો ત્યારે તરબિયત

અને ઈસ્લાહની રીતો કંઈક જુદી છે એટલે જો ત્યારે છોકરાને સમજાવવું અને નસીહત કરવું ફાયદો ન આપે તો તરબિયત કરનારે અને સુધારણા કરનારે જોઈએ કે જયાં સુધી છોકરો પોતાના વાંકાપણા અને ગુમરાહી તેમજ વ્યર્થ કામોથી અળગો ન થાય ત્યાં સુધી તેનાથી સંબંધ ન રાખે અને કોઈ પ્રકારનો મેળમિલાપ ન રાખે.

તબરાનીમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈમાનની કડીઓમાંથી સૌથી મજબૂત કડી અલ્લાહના માટે દોસ્તી અને અલ્લાહના માટે દુશ્મની અને અલ્લાહના માટે મુહબ્બત અને અલ્લાહના માટે બુગ્ઝ (કીનો) છે."

**('તબરાની')**

ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલયહ 'બાબુ મા યજૂઝુ મિનલ હિજરાનિ લિમન અસા' હેઠળ રિવાયત કરે છે કે :–

હઝરત કઅબ રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે કે,

"જયારે તેઓ ગઝવએ તબૂકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે ન જઈ શકયા અને પાછળ રહી ગયા તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મુસલમાનોને તેમની સાથે વાતચીત કરવાથી રોકી દીધા અને પચાસ દિવસ એ રીતે વીતી ગયા અને દુનિયા તેમના માટે વિશાળતા છતાં તંગ થઈ ગઈ અને તેઓ ઘણા દુઃખી થયા.

ન તેમની સાથે કોઈ શખ્સ વાત કરતો હતો,
ન સલામ કરતો હતો,
ન તેમની સાથે ઉઠતો બેસતો હતો.

તેમની સાથે આ મામલો ત્યાં સુધી ચાલુ રહ્યો જયાં સુધી અલ્લાહ તઆલાએ કુર્આને કરીમના ઝરીઆથી તેમની તૌબહ કબૂલ કરવાની આયત નાઝિલ ફરમાવી દીધી.''

સહીહ રિવાયતમાં આવે છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની કેટલીક પુનિત પત્નીઓ રદિયલ્લાહુ અન્હુન્નને ચેતવવા અને ધમકાવવા માટે એક મહિના સુધી છોડી રાખી. (અર્થાત્ વાતચીત બંધ રાખી.)

અલ્લામહ સુયૂતી રહમતુલ્લાહિ અલયહ રિવાયત કરે છે કે :–

અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ કોઈ વાત પર પોતાના પુત્રથી સંબંધ તોડી નાંખ્યો હતો અને મરતા દમ સુધી તેની સાથે વાત ન કરી.

ઔલાદની સાથે આવી વર્તણુંક ત્યારે યોગ્ય છે જયારે તે મોમિન અને મુસ્લિમ તો હોય પરંતુ તેના અમલમાં કંઈક સુસ્તી અને ફેરફાર પૈદા થઈ જાય. પરંતુ ધારી લો કે જો તે કાફિર અને મુલ્હિદ (ઈસ્લામ વિરુદ્ધ) થઈ જાય તો ત્યારે ઈમાનનો તકાઝો અને કુર્આને કરીમની તા'લીમ આ છે કે તેની સાથે સંપૂર્ણ સંબંધો તોડી નાંખવામાં આવે અને ખુલ્લમ ખુલ્લા તેનાથી છૂટા થઈ જવાનું એલાન કરી દેવામાં આવે.

**નોંધ :–**

એના પછી કેટલીક આયતો અને પુરાવાઓ અને ગવાહીઓ ટાંકી છે જે વાંચવા લાયક છે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

આ પ્રકરણમાં અમે જે કંઈ બયાન કર્યું છે તે એવી મહત્ત્વની મનોવૃત્તિઓ અને અહેસાસ તેમજ દિલની લાગણીઓ છે જે તરબિયત કરનારાઓમાં પૈદા થવી જોઈએ. એના વગર ઈસ્લાહ અને તરબિયતનો હક અદા નથી થઈ શકતો.

# ત્રીજું પ્રકરણ

## નવા જન્મેલા બાળકના સંબંધમાં સામાન્ય હુકમો

આ પ્રકરણમાં ચાર ચર્ચાઓ છે :–

### પહેલી ચર્ચા

## બાળકના જન્મ વખતે તરબિયત કરનારે શું કરવું જોઈએ ?

**1**

### બાળકના જન્મ વખતે મુબારકબાદ આપવી

કોઈને ત્યાં બાળક પૈદા થાય તો મુસલમાન ભાઈના માટે મુસ્તહબ આ છે કે પોતાના મુસલમાન ભાઈની ખૂશીમાં શરીક થાય અને તેને મુબારકબાદ આપે અને એવી રીત અપનાવે જેનાથી તેને વધારે ખૂશી થાય. આ પ્રમાણે કરવાથી તેની સાથેના સંબંધો અને સંપર્કો મજબૂત થાય છે.

અને માની લો કે મુબારકબાદ ન આપી શકે તો બહેતર આ છે કે તેના માટે અને તેના નવા જન્મેલા બાળકના માટે દુઆ કરે. અલ્લાહ તઆલા મુસલમાનની દુઆ મુસલમાન ભાઈના હકમાં કબૂલ ફરમાવે છે.

ઈસ્લામી ઉમ્મતના માર્ગદર્શન માટે કુર્આને કરીમે વિવિધ રીતે બાળકના જન્મ વખતે મુબારકબાદ અને ખૂશખબરી આપવાનો ઉલ્લેખ કર્યો છે.

જેથી હઝરત ઝકરિયા (અલૈ.)ના કિસ્સામાં ઈર્શાદે રબ્બાની છે :–

"પછી તેમને સાદ આપ્યો ફરિશ્તાઓએ જયારે તેઓ ઊભા હતા નમાઝમાં હુજરહની અંદર કે અલ્લાહ તઆલા તેમને યહ્યા (ના જન્મ)ની ખૂશખબરી આપે છે." **(સૂરએ 'આલે ઈમરાન' ૩૯)**

અને એક આયતમાં છે કે :–

"હે ઝકરિયા ! અમે તમને એક છોકરાની ખૂશખબરી સંભળાવીએ છીએ જેનું નામ યહ્યા છે. અમે તેનાથી પહેલા આ નામના કોઈને બનાવ્યા નથી." **(સૂરએ 'મરયમ' ૭)**

હઝરત હુસૈન રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે,

બાળકના જન્મ વખતે આ શબ્દોમાં મુબારકબાદ પેશ કરે :

"અલ્લાહ તઆલા આપના આ બાળકને મુબારક બનાવે અને આપને અલ્લાહ તઆલાનો શુક્ર કરવાની તૌફીક થાય અને આ બાળક આપનું ફરમાંબરદાર (આજ્ઞાંકિત) અને નેક થાય અને જવાનીએ પહોંચે."

**('કિતાબુલ અઝકાર, બાબુ ઈસ્તિહબાબિત તહનિઅહ' ૩૬૭)**

પ્રશંસા અને મુબારકબાદ દરેક બાળક વખતે આપવી જોઈએ એમાં છોકરા કે છોકરીનો ભેદભાવ ન કરવો જોઈએ. બલ્કે છોકરીના જન્મ વખતે વધારે ખૂશી જાહેર કરવી જોઈએ.

આપણે મુસલમાનોએ જોઈએ કે પોતાના સમાજમાં આ સુન્નતને કાયમ કરે કે જેથી આપસના સંબંધો મજબૂત થાય અને સાચા અર્થમાં અલ્લાહના બંદા અને ભાઈભાઈ બનીને રહી શકે અને તેમની એકતા એવા મજબૂત કિલ્લાના જેવી હોય જેનો એક હિસ્સો બીજા હિસ્સાને મજબૂત બનાવે છે.

## 2

## બાળકના જન્મ પછી અઝાન અને ઈકામત કહેવી

જન્મ પછી તરત જ બાળકના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવામાં આવે.

હઝરત અબૂ રાફિઅ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે,

"મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે જયારે હઝરત ફાતિમા રદિયલ્લાહુ અન્હાને ત્યાં હસન બિન અલી રદિયલ્લાહુ અન્હુ પૈદા થયા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમના કાનમાં અઝાન આપી."

ઉપરાંત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :–

"જયારે હસન બિન અલી રદિયલ્લાહુ અન્હુ પૈદા થયા તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમના જમણાં કાનમાં અઝાન આપી અને ડાબા કાનમાં ઈકામત કહી."

અઝાન અને ઈકામત કહેવાનું રહસ્ય અલ્લામહ ઈબ્નુલ કય્યિમ રહમતુલ્લાહિ અલયહ પોતાની કિતાબ 'તોહફતુલ મૌદૂદ'માં લખે છે કે :–

- ☐ ઈન્સાનના કાનમાં સૌથી પહેલો અવાજ એવા વાકયોનો પડે જે અલ્લાહ તઆલાની અઝમત અને કિબરિયાઈ (મહાનતા) દર્શાવતા હોય જેમકે મરતી વખતે કલિમએ તૌહીદની તલકીન કરવામાં આવે છે.
- ☐ ઉપરાંત એક ફાયદો આ પણ છે કે અઝાનના કલિમાત સાંભળીને શૈતાન ભાગી જાય છે.
- ☐ ઉપરાંત એક મસ્લિહત આ પણ છે કે તે બાળકને શરૂઆતથી જ અલ્લાહ

અને ઈસ્લામની તરફ તેમજ અલ્લાહની ઈબાદતની તરફ દાવત આપવામાં આવે અને શૈતાનની દાવતથી પહેલાં રહમાનની દાવત આપવામાં આવે.

એટલા માટે કે એ જ તે ફિતરત (પ્રકૃતિ, સ્વભાવ) છે જેના પર અલ્લાહ તઆલાએ લોકોને પૈદા કર્યા છે જેને શૈતાન બદલવા ચાહે છે. એટલા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બાળકનો જન્મ થતાં જ તૌહીદના અકીદાની હિફાઝત અને શૈતાનથી બચાવવાની કાળજી રાખી છે કે જેથી તે દુનિયામાં અલ્લાહનો સહીહ બંદો બનીને દુનિયાની ફાની (નાશવંત) જિંદગી ગુજારી શકે.

3

## બાળકના જન્મ પછી તહનીક કરવી

નવા જન્મેલા બાળકની બાબતમાં ઈસ્લામી અહકામો પૈકી તહનીક પણ છે.

તહનીકનો અર્થ આ છે કે ખજૂરને ચાવીને બાળકના તાળવા પર લગાવી દેવું. અર્થાત જે ખજૂર ચાવવામાં આવી છે તેનો કેટલોક ભાગ આંગળી પર મૂકીને નવા જન્મેલા બાળકના મોઢામાં દાખલ કરી દેવો અને ધીમે ધીમે આંગળીથી તેના મોઢામાં જમણી ડાબી તરફ ફેરવવું કે જેથી તે ચાવેલી ખજૂર આખા મોઢામાં પહોંચી જાય. અને જો ખજૂર હાજર ન હોય તો પછી કોઈ પણ મીઠી ચીઝ વડે તહનીક કરી દેવી જોઈએ ચાહે સાકર હોય યા શીરહ (ચાશણી અથવા પ્રવાહી ગોળ) કે જેથી સુન્નત પર અમલ અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અમલની પૈરવી થઈ જાય.

બહેતર આ છે કે તહનીક કોઈ મુત્તકી, આલિમ, નેક અને સાલિહ બુઝુર્ગથી કરાવવામાં આવે કે જેથી બાળકને બરકત હાસિલ થાય અને તેના માટે નેક ફાલ બને. જેથી હઝરત અબૂ મૂસા અશઅરી રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :–

"મારે ત્યાં એક બાળકનો જન્મ થયો તો હું તેને લઈને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. આપે તેનું નામ ઈબ્રાહીમ રાખ્યું અને એક ખજૂરથી તેની તહનીક કરી અને તેના માટે બરકતની દુઆ કરીને મને સોંપી દીધો."

('બુખારી', 'મુસ્લિમ')

**4**

## નવા જન્મેલા બાળકનું માથું મૂંડાવવું

નવા જન્મેલા બાળકની બાબતમાં ઈસ્લામના અહકામોમાંથી એક આ છે કે ઈસ્લામે સાતમાં દિવસે તેના માથાના વાળ મૂંડવાને અને તે વાળોના (વજન) બરાબર ચાંદી ફકીરોને સદકો કરવાને મુસ્તહબ ઠેરવ્યું છે. એમાં બે હિકમતો છે :–

(૧) તંદુરસ્તી અને તિબ (તબીબી વિદ્યા) પ્રમાણે એ ફાઈદો છે કે બાળકનું માથું મૂંડવાથી તેને શકિત મળે છે અને માથાની ચામડીના છિદ્રો ખુલ્લા થઈ જાય છે અને સાથે જ તેનાથી જોવા, સાંભળવા અને સૂંઘવાની શકિતમાં ફાયદો થાય છે.

(૨) બીજું આ કે તેના વાળના (વજન) બરાબર ચાંદી સદકો કરવાથી સમાજમાં આપસમાં મદદની ભાવના પૈદા થાય છે અને આપસમાં સહાય અને સહાનુભૂતિનું સુંદર વાતાવરણ પૈદા થાય છે.

અફસોસની વાત આ છે કે ઘણા માતા–પિતા અને તરબિયત કરનારાઓ આ અહકામથી સંપૂર્ણ રીતે અજાણ હોય છે. પરંતુ હું તે લોકોને આ વાત કહેવા ચાહું છું કે ઈસ્લામની નજરમાં અજાણ હોવું કોઈ ઉઝર નથી. એટલા માટે આ બાબતોમાં કોતાહી (ઉણપ) કરવી કિયામતમાં પૂછપરછથી બચાવી શકતી નથી જે ઈન્સાનને મહેશરના દિવસે તેની ફરજો અને જવાબદારીઓની બાબતમાં પૂછવામાં આવશે.

આ અહકામ જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે જો કે મન્દૂબાત અને મુસ્તહબ્બાતના સમાન છે. પરંતુ આપણને જોઈએ કે આપણે તેને સંપૂર્ણ રીતે પોતાની ઔલાદ, રિશ્તેદારો અને સંબંધીઓને લાગુ કરીએ અને ખૂદ અમલ કરીએ અને બીજાઓ પાસે અમલ કરાવીએ. એટલા માટે કે આજે અગર મુસ્તહબ્બાતમાં સુસ્તીથી કામ લઈશું તો આગળ ચાલીને વાજિબ અને ફર્ઝ બલ્કે ઈસ્લામના મુઆમલામાં પણ સુસ્તી કરવા લાગીશું જેના પરિણામે માત્ર નામના મુસલમાનો રહી જઈશું. બલ્કે શકય છે કે દીન અને ઈસ્લામથી જ નીકળી જઈએ.

'અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા' (અલ્લાહ આપણી હિફાઝત ફરમાવે.)

**નોંધ** :- ઘણી જ હિકમત ભરેલી અને બોધદાયક વાત લખી છે જે અમલ કરવાના લાયક છે. ફ જઝાહુમુલ્લાહુ તઆલા.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

## બીજી ચર્ચા

## બાળકનું નામ રાખવા વિષે અહકામ

બાળકનું નામ રાખવાની બાબતમાં ઈસ્લામે જે અહકામ આપ્યા છે તેમાંથી ખાસ ખાસ નીચે પ્રમાણે છે :-

**1**

### બાળકનું નામ ક્યારે રાખવું જોઈએ ?

- ☐ કેટલીક હદીષોથી માલૂમ પડે છે કે બાળકનું નામ સાતમાં દિવસે રાખવામાં આવે.
- ☐ અને કેટલીક હદીષોથી એની સાબિતી મળે છે કે બાળકનું નામ પૈદા થતાં જ રાખવું જોઈએ.
- ☐ અને કેટલીક હદીષોથી માલૂ ા પડે છે કે તરત જ રાખવું જરૂરી નથી.

ટૂંકમાં હદીષોથી આ વાત માલૂમ થાય છે કે નામની બાબતમાં વિશાળતા છે તંગી નથી. ભલે એનું નામ પૈદા થતાં જ રાખી લેવામાં આવે અથવા ત્રણ દિવસ પછી અથવા સાતમાં દિવસે રાખવામાં આવે જે દિવસે તેનો અકીકહ હોય. બધી રીતે ગુંજાઈશ છે.

## 2

## કયા નામો રાખવા મુસ્તહબ અને કયા નામો મકરૂહ છે ?

☐ નામ રાખતી વખતે પિતા અથવા ઘરના વડીલ કે મુરબ્બીએ બાળકોના માટે એવું નામ પસંદ કરવું જોઈએ જે અર્થપૂર્ણ, સારું અને પ્યારું હોય કે જેથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈર્શાદ પ્રમાણે અમલ થઈ જાય :–

“તમે લોકોને કિયામતમાં તમારા અને તમારા માતા–પિતાના નામોથી પુકારવામાં આવશે એટલે નામ સારું રાખ્યા કરો.”

(‘અબૂ દાવૂદ’)

☐ ઈમામ મુસ્લિમ રહમતુલ્લાહિ અલયહ પોતાની સહીહ મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત કરે છે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

“અલ્લાહને તમારા નામોમાંથી સૌથી વધારે પ્રિય નામ અબ્દુલ્લાહ અને અબ્દુર્રહમાન છે.”

(‘સહીહ મુસ્લિમ’)

☐ હાં માતા–પિતાને જોઈએ કે બાળકનું નામ એવા શબ્દોની સાથે ન રાખે જે અલ્લાહ તઆલાના ખાસ નામ છે એટલે : અહદ, સમદ, ખાલિક, રઝઝાક, રહમાન... વગેરે નામ નહીં રાખવા જોઈએ બલ્કે, અબ્દુલ અહદ, અબ્દુસ્સમદ... વગેરે નામ રાખવા જોઈએ.

☐ એ જ પ્રમાણે શહેનશાહ નામ નહીં રાખવું જોઈએ એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કિયામતના દિવસે અલ્લાહ તઆલાની નજીક સૌથી વધારે ખબીસ (ખરાબ) અને ગુસ્સાપાત્ર તે શખ્સ હશે જેને શહેનશાહ કહેવામાં આવે છે એટલા માટે કે શહેનશાહ (બાદશાહોનો બાદશાહ) માત્ર અલ્લાહ તઆલા જ છે."

☐ એ જ પ્રમાણે એવું નામ ન રાખવું જોઈએ જેમાં નેક ફાલી અને યુમ્ન (બરકત, સઆદત, ખૂશ કિસ્મતી, કામિયાબી) હોય કે જેથી એ નામવાળાને પુકારવામાં આવે અને તે ત્યાં હાજર ન હોય તો એ ન કહેવાય કે તે નથી. દા.ત., **અફલહ, નાફિઅ, રબાહ** અને **યસાર** વગેરે જેથી હદીષમાં સ્પષ્ટ રીતે આ નામો રાખવાની મનાઈ આવી છે.

**('મુસ્લિમ', 'તિરમિઝી')**

☐ એ જ પ્રમાણે બાળકોના નામ બાતિલ માબૂદોના નામ પર નહીં રાખવા જોઈએ. દા.ત., અબ્દુલઉઝઝા, અબ્દુલ કઅબહ, અબ્દુન્નબી વગેરે... એટલા માટે કે આ પ્રકારના નામો રાખવા સર્વ સંમતિથી નાજાઈઝ છે.

☐ ઉપરાંત એવા નામ ન રાખવા જોઈએ જેમાં ઈશ્ક અને મુહબ્બતનો પહેલૂ હોય અથવા ગંદા અને અશ્લીલ અર્થ નીકળતા હોય. એનું કારણ આ છે કે ઈસ્લામ ચાહે છે કે મુસલમાન કૌમ વિશિષ્ટ વ્યક્તિત્વની માલિક હોય અને તે પોતાની વિશિષ્ટતાઓ અને લક્ષણોથી ઓળખવામાં આવે જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઉસ્વહ અને તરીકો નામ રાખવાની બાબતમાં નિહાળો :–

ઈર્શાદ ફરમાવે છે કે,

"અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામના નામ રાખ્યા કરો. અને અલ્લાહ તઆલાને નામોમાં સૌથી વધારે પ્રિય નામ અબ્દુલ્લાહ અને

અબ્દુર્રહમાન છે અને સૌથી સાચા (નામો) હારિસ અને હમ્મામ❶ છે અને સૌથી નાપસંદ અને ખરાબ (નામો) હર્બ અને મુર્રહ❷ છે."

**નોંધ :-**

એટલે મુસલમાનોને જોઈએ કે પોતાના બાળકોના નામ અલ્લાહ તઆલાના નામોથી પહેલાં 'અબ્દ' લગાવીને રાખે અથવા હઝરાતે અંબિયા અલયહિમુસ્સલામ અને સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અને નેક લોકોના નામ રાખ્યા કરે. એમાં જ ખૈર અને બરકત તથા ઈસ્લામી લક્ષણો અને શાન અને શૌકત છે.

'વલ્લાહુ વલિયુત્તૌફીક'

(અલ્લાહ જ તૌફીક આપનારો છે)

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

❸

## બાળકની કુન્યત (ઉપનામ) 'અબૂ ફુલાં' ('ફલાણાનો પિતા') રાખવું સુન્નત છે

ઈસ્લામના બુનિયાદી તરબિયતી આયોજનમાંથી એક આ પણ છે કે નવા જન્મેલા બાળકની કુન્યત 'અબૂ ફુલાં' (ફલાણાંના પિતા) કરીને રાખવામાં આવે. આ પ્રમાણે કુન્યત રાખવાથી ઘણા ઉમદા મનોવૈજ્ઞાનિક અને અઝીમુશ્શાન તરબિયતી ફાયદાઓ હાસિલ થાય છે જે આ પ્રમાણે છે :–

---

❶ હારિસનો અર્થ કસબ (કમાણીનું કામ) કરનાર છે.
હમ્મામનો અર્થ ઈરાદો કરનારો છે.

❷ હર્બનો અર્થ જંગ થાય છે.
મુર્રહનો અર્થ કડવાશ થાય છે.

(૧) બાળકના મન અને દિલમાં ઈકરામ અને એહતિરામ (આદર અને સન્માન)ની વૃત્તિમાં વધારો કરે છે.

(૨) સામાજિક રીતે તેના વ્યકિતત્વને ખિલવે છે એટલા માટે કે તે મહેસૂસ કરશે કે તે મોટાઓના મર્તબા અને આદરપાત્ર ઉમરે પહોંચી ગયો છે.

(૩) ઉપરાંત દિલચસ્પ અને પ્યારી કુન્યતથી પુકારવાથી તેના દિલને ખૂશ કરવાનો પણ હેતુ હોય છે.

(૪) ઉપરાંત એટલા માટે કે તેને પોતાના વડીલોને સંબોધવાનો અને પોતાનાથી નાનાઓને પુકારવાનો તરીકો માલૂમ થઈ જાય.

હાં કુન્યત રાખવામાં આ જરૂરી નથી કે તેની ઔલાદના જ નામ પર હોય બલ્કે બીજાની ઔલાદની નિસ્બતથી પણ કુન્યત રાખી શકાય છે. જેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાને 'ઉમ્મે અબ્દુલ્લાહ' કુન્યત રાખવાની ઈજાઝત આપી હતી જો કે અબ્દુલ્લાહ (તેમના ભાણેજ હતા કારણકે) તેમની બહેન અસ્મા બિન્તે અબી બક્રના સાહબઝાદહ હતા.

ઉપરાંત આ જાઈઝ છે કે ઈન્સાન પોતાની ઔલાદ સિવાય બીજા કોઈ નામથી કુન્યત રાખી લે. જેથી હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુનો બક્ર નામનો કોઈ પુત્ર ન હતો છતાં આપની કુન્યત અબૂબક્ર હતી.

## 4

## નામ અને કુન્યત (ઉપનામ) રાખવા વિષે ધ્યાનમાં રાખવા જેવી કેટલીક બાબતો

[A] જો મા અને બાપના દરમિયાન બાળકનું નામ રાખવામાં મતભેદ થઈ જાય તો એવા સંજોગમાં નામ રાખવું બાપનો હક છે એટલા માટે કે કુર્આને કરીમએ સ્પષ્ટતા કરી દીધી છે કે બાળક બાપની તરફ મનસૂબ થશે (બાપના નામથી સંબોધવામાં આવશે) ન કે માની તરફ.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"પાળેલા (દત્તક લીધેલા) બાળકોને (તેમના) બાપના નામની તરફ નિસ્બત કરીને પુકારો. અલ્લાહ તઆલાને ત્યાં એ જ પૂરો ઈન્સાફ છે."

(સૂરએ 'અહઝાબ' ૫)

[B] બાળકનો લકબ ખરાબ અને અપ્રિય રાખવું ન બાપના માટે જાઈઝ છે ન બીજા કોઈના માટે.

[C] ઉલમાએ કિરામની એના પર સર્વસંમતિ છે કે બાળકોના નામ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક નામો પ્રમાણે રાખવા યોગ્ય છે પરંતુ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કુન્યત રાખવામાં મતભેદ છે. આ બાબતમાં માનવંત ઈમામોના વિવિધ મઝહબો અને વચનો છે :–

(૧) ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહની રાય છે કે, 'આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કુન્યત રાખવી સર્વ રીતે મકરૂહ છે.'

(૨) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કુન્યત રાખવી સર્વ રીતે મુબાહ છે.

(૩) કુન્યત અને નામ બંનેને ભેગા કરવા જાઈઝ નથી. દા.ત., કોઈ શખ્સ પોતાના પુત્રનું નામ મુહમ્મદ અને કુન્યત અબૂલ કાસિમ રાખે. હાં માત્ર મુહમ્મદ નામ રાખવું અથવા માત્ર અબૂલ કાસિમ કુન્યત રાખવી જાઈઝ છે.

(૪) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કુન્યત રાખવાની મનાઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હયાતીમાં હતી પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત બાદ આપની કુન્યત રાખવામાં કોઈ વાંધો નથી.

આ વચનોને નકલ કરવા બાદ માનવંત લેખક રહમતુલ્લાહિ અલયહ લખે છે કે :–

ચોથા નંબરનું વચન વધારે રાજિહ અને યોગ્ય માલૂમ પડે છે. એ જ મઝહબ ઈમામ માલિક રહિમહુલ્લાહનો છે. ઉપરાંત હદીષો પણ સાફ સમર્થન કરે છે. એટલે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામ અને કુન્યત બંને એક સાથે રાખવા જાઈઝ છે.

હકીકત આ છે કે જો આપણી બરબાદ થયેલી ઈઝઝત અને વૈભવ તેમજ છીનવાયેલું વતન ફરી પાછું હાસિલ કરવા ચાહતા હોય તો આપણે બધા એના મોહતાજ છીએ કે આ પ્રકારની ઉમ્દાતરીન (સર્વશ્રેષ્ઠ) તરબિયતની બુનિયાદી વાતો પર અમલ કરતા થઈ જઈએ તો અલ્લાહ તઆલા પહેલાની જેમ ઈઝઝતવાન અને પ્રતિષ્ઠિત બનાવી દેશે અને અલ્લાહ તઆલાના માટે એ કંઈ મુશ્કિલ નથી.

'વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ.'

## ત્રીજી ચર્ચા

## બાળકનો અકીકહ અને તેના અહકામ

શબ્દકોષ પ્રમાણે અકીકહનો અર્થ કાપવું થાય છે એટલા જ માટે માતા–પિતાની નાફરમાની અને સંબંધ કાપવાને 'ઉકૂકુલ વાલિદૈન' કહેવામાં આવે છે.

શરીઅતની પરિભાષામાં અકીકહનો અર્થ બાળકના જન્મના સાતમાં દિવસે બાળકના તરફથી બકરો અથવા બકરી ઝબહ કરવું થાય છે.

**1**

### અકીકહ મસનૂન છે

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"બાળક જન્મે ત્યારે અકીકહ કરવો જોઈએ. એટલે તેના તરફથી ખૂન (લોહી) વહાવો અને તે બાળકની ગંદકી દૂર કરો."

('બુખારી')

ઉપરાંત આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"છોકરા તરફથી બે બરાબર જેવા બકરા કે બકરી ઝબહ કરવામાં આવે અને છોકરીના તરફથી એક બકરો અથવા બકરી."

('તિરમિઝી')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પાક ઈર્શાદ છે કે,

"દરેક બાળક પોતાના અકીકહનો મરહૂન છે (એટલે કે ગીરો મૂકવા સમાન છે) તેના તરફથી સાતમાં દિવસે જાનવર ઝબહ કરવામાં આવે અને માથું મૂંડવામાં આવે અને તેનું નામ રાખવામાં આવે."

('તિરમિઝી' વગેરે...)

મતલબ આ છે કે બાળક ભલાઈઓ અને આફતો તેમજ વધારે પરવરિશથી રોકાયેલો રહે છે જયાં સુધી કે તેના તરફથી અકીકહ ન કરી દેવામાં આવે.

આ હદીષોથી અકીકહ મસનૂન અને મુસ્તહબ હોવાનું માલૂમ થાય છે. એ જ હનફીઓ, સર્વ ફુકહા અને અહલે ઈલ્મનો મઝહબ છે.

**2**

## અકીકહનો મુસ્તહબ સમય

જો સાતમાં દિવસે ન કરી શકે તો પછી ચઊદમાં દિવસે અને એમાં પણ ન કરી શકે તો પછી એકવીસમાં દિવસે અકીકહ કરે. આ હુકમ મુસ્તહબ છે. જો એના સિવાય બીજા કોઈ દિવસે પણ કરશે તો અકીકહ દુરસ્ત થઈ જશે પરંતુ સાતમાં દિવસનો લિહાઝ રાખવો બહેતર છે.

3

## શું છોકરા અને છોકરીના અકીકહમાં ફર્ક છે ?

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અકીકહના વિષે પૂછવામાં આવ્યું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"છોકરાના તરફથી બે બકરા અને છોકરીના તરફથી એક બકરો કરવામાં આવે."

આજ મઝહબ હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હુમા અને અહલે ઈલ્મની એક જમાઅતનો છે.

અને ઈમામ માલિક રહમતુલ્લાહિ અલયહનો મઝહબ આ છે કે છોકરાના અકીકહમાં પણ એક જ બકરો ઝબહ કરવામાં આવશે જેમકે છોકરીના અકીકહમાં હોય છે.

ખુલાસો આ નીકળ્યો કે જેની પાસે નાણાંની વિશાળતા હોય તે છોકરાના તરફથી બે બકરા કરે અને જો ગુંજાઈશ ન હોય તો છોકરાના તરફથી પણ એક જ બકરો કરે. તેને આ સંજોગોમાં પણ પૂરો અજર અને સવાબ મળશે અને સુન્નત પર અમલ કરનારો કહેવાશે. 'વલ્લાહુ અઅલમ' [અલ્લાહ વધુ જાણનાર છે.]

4

## અકીકહના જાનવરના હાડકાંઓ નહીં તોડવા મુસ્તહસન (ઉત્તમ) છે

અકીકહના જાનવરોના હાડકાંઓ નહીં તોડવા જોઈએ બલ્કે દરેક હાડકાંને તોડવા વગર તેના સાંધા આગળથી કાપવું જોઈએ જેમકે હદીષમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"તેના હાડકાંને તોડો નહીં."

એટલે સાંધા આગળથી અલગ કરવા જોઈએ અને તોડવું સુંદરતાના વિરુદ્ધ છે.

હઝરત અતા રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"લોકો આ વાતને મુસ્તહબ સમજતા હતા કે અકીકહના જાનવરના હાડકાંને તોડવામાં ન આવે." ('ઈઅલાઉસ્સુનન' ૧૭/૧૨૧)

એની બે હિકમતો માલૂમ પડે છે :–

(૧) ગરીબો અને પડોશીઓની સામે અકીકહના ગોશ્તની હૈસિયતને જાહેર કરવી કે એના મોટા મોટા ટુકડા પેશ કરવામાં આવે અને જે લોકોને આ ગોશ્ત હદિયો આપવામાં આવે તેમના પર ઊંડી અસર થશે. આ સખાવત અને મહેરબાનીનો ઘણો પ્રભાવ પડશે.

(૨) બાળકના અંગોની સલામતી, તંદુરસ્તી અને શકિતની નેક ફાલી લેવાના માટે. એટલા માટે કે અકીકહ જાણે બાળકના ફિદયાના સ્થાને છે. 'વલ્લાહુ અઅલમ'

5

## અકીકહ વિષે બીજા અહકામ

[A] ઉલમાની એના પર સર્વ સંમતિ છે કે અકીકહમાં તે જાનવર જાઈઝ નથી જે કુર્બાનીમાં જાઈઝ નથી. અને જે કુર્બાનીમાં જાઈઝ છે તે નીચે પ્રમાણે છે :

(૧) બકરો, ભેડ (ઘેટી), દુમ્બો (ઘેટો) એક વર્ષનો હોવો જોઈએ. અલબત્ત જો છ મહિનાનો દુમ્બો તગડો અને તાઝો હોય અને એક વર્ષના બરાબર માલૂમ પડતો હોય તો એવા છ મહિનાના દુમ્બાની કુર્બાની અને અકીકહ દુરુસ્ત છે.

પરંતુ બકરો કે બકરી જયાં સુધી એક વર્ષનો ન થઈ જાય ત્યાં સુધી તેની કુર્બાની અને અકીકહ દુરુસ્ત નથી.

(૨) કુર્બાનીનું જાનવર ખામી વગરનું અને દુરસ્ત હોવું જોઈએ. એટલે,

- આંધળું,
- ભેંગુ (નબળી આંખવાળું) અને
- એવું પાતળું નબળું જાનવર જેના હાડકાંમાં ગોશ્ત ન હોય, તેમજ
- એવા લંગડા જાનવરની કુર્બાની પણ જાઈઝ નથી જે કુર્બાનગાહ સુધી પોતે ચાલીને જઈ ન શકે.

(૩) ગાય, ભેંસની કુર્બાની ત્યાં સુધી દુરુસ્ત નથી જયાં સુધી બે વર્ષ પૂરા કરીને ત્રીજા વર્ષમાં દાખલ ન થઈ ગયા હોય.

(૪) ઊંટની કુર્બાની ત્યાં સુધી દુરુસ્ત નથી જયાં સુધી પાંચ વર્ષ પૂરા કરીને છઠ્ઠા વર્ષમાં દાખલ ન થઈ ગયું હોય.

[B] અકીકહમાં ભાગીદારી જાઈઝ નથી.
પરંતુ હનફી મઝહબ પ્રમાણે જો સવાબ અને કુર્બતની નિય્યત હોય તો એક જાનવરમાં ભાગીદારી થઈ શકે છે.

જેમકે :–

- કોઈની નિય્યત કુર્બાનીની હોય અને કોઈની નિય્યત અકીકહની હોય.❶
- એ જ પ્રમાણે એક ગાય અને એક ઊંટમાં સાત બાળકોના અકીકહ પણ થઈ શકે છે.

[વિગતો માટે 'શામી' ૫/૨૨૯ વગેરે કિતાબો વાંચવામાં આવે.]

(ઉર્દૂ અનુવાદક)

❶ આ સૂરતો કુર્બાનીના દિવસોમાં જ થઈ શકે છે પરંતુ એના સિવાય બીજા દિવસોમાં મોટા જાનવરમાં સાત બાળકોના અકીકહ થઈ શકે છે.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

[C] આ દુરુસ્ત છે કે બકરાની જગ્યાએ ઊંટ અથવા ગાય (નો અકીકહ) કરવામાં આવે.

[એની વિગતો ઉપર બયાન થઈ ચૂકી છે.]

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

[D] – જે હુકમ કુર્બાનીના ગોશ્તનો છે તે જ અકીકહના ગોશ્તનો પણ છે.

– એટલે એને સદકો કરવો, હદિયા કરવો બધુ દુરુસ્ત છે.

– અલબત્ત અકીકહમાં મુસ્તહબ આ છે કે એના ગોશ્તનો કેટલોક હિસ્સો દાયણ (સૂવાવડ કરાવનાર)ને પણ આપવામાં આવે કે જેથી તે પણ ખૂશીમાં શરીક થઈ જાય.

– જો કોઈ શખ્સ અકીકહની ખૂશીમાં દાવત કરવા અને તેનું ગોશ્ત પકાવીને ખવડાવવા ચાહે તો એ પણ દુરુસ્ત છે.

[E] મુસ્તહબ આ છે કે અકીકહ બાળકના નામથી કરવામાં આવે એટલા માટે કે ઈબ્ને મુન્ઝિર (રદિ.) હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત કરે છે કે :–

તેમણે ફરમાવ્યું કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"અલ્લાહના નામથી અકીકહનું જાનવર ઝબહ કરો.
એટલે આમ કહો :
અલ્લાહના નામથી ઝબહ કરું છું.
હે અલ્લાહ ! આપના જ માટે અને આપની જ તરફ આ પાછું ફરીને જશે.
હે અલ્લાહ ! આ ફલાણાંના તરફથી અકીકહ છે."

[ફલાણાંની જગાએ છોકરા કે છોકરીનું નામ લેવું.]

6

## અકીકહ મશ્રૂઅ (જાઈઝ) હોવાની હિકમત

- બાળકના દુનિયામાં આવતાં જ તેના તરફથી અલ્લાહની નઝદીકી મેળવવાનો આ ઝરીઓ છે.
- ઉપરાંત બાળકને મુસીબતોથી બચાવવાના માટે એક પ્રકારનો ફિદયો છે.
- ઉપરાંત માતા–પિતાના માટે શફાઅતનો વસીલો છે.
- એના ઉપરાંત બીજી પણ હિકમતો છે જે મૂળ કિતાબમાં લખેલી છે.

## ચોથી ચર્ચા

## બાળકની ખત્ના અને તેના અહકામ

1

### ખત્નાનો શબ્દકોષ તથા પરિભાષા પ્રમાણે અર્થ

શબ્દકોષમાં ખત્નાનો અર્થ તે ચામડીને કાપવું થાય છે જે શિશ્ન (છોકરાની ગુહ્યેન્દ્રિય)ની ટોચ પર હોય છે અને શરીઅતની પરિભાષામાં તે ગોળ ભાગ અને કિનારને કહે છે જે સુપારી (શિશ્નની ટોચ)ના ઉપર હોય છે. અર્થાત્ તે હિસ્સો જે શિશ્નથી કાપવાના સ્થાને હોય છે. એના પર જ શરઈ અહકામ બને છે. જેમકે ઈમામ અહમદ અને તિરમિઝી અને નસઈ રહિમહુમુલ્લાહુ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

> "જયારે બંને ખત્નાની જગાઓ મળી જાય [અર્થાત્ મર્દની સુપારી (શિશ્ન) ઔરતની ફરજ (યોનિ)માં દાખલ થઈ જાય] તો ગુસલ વાજિબ થઈ જાય છે."

('અહમદ', 'તિરમિઝી', 'નસઈ')

અને 'તબરાની'ની રિવાયતમાં આવે છે કે :–

જયારે (સ્ત્રી પુરુષની) ખત્નાની જગાઓ મળી જાય અને સુપારી (શિશ્ન) (ઔરતની ફરજ અર્થાત્ યોનિમાં) છુપાઈ જાય તો ચાહે ઈન્ઝાલ (વિર્ય પતન) થાય કે ન થાય ગુસલ વાજિબ થાય છે.

**2**

## ખત્ના વાજિબ છે કે સુન્નત ?

ઈમામ હસન બસરી, ઈમામ અબૂ હનીફા અને કેટલાક હંબલી (આલિમો) રહિમહુમુલ્લાહુ ખત્નાના સુન્નત હોવાને સ્વીકારે છે. આ હઝરાત ફરમાવે છે કે :–

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથ પર ઘણાં લોકો મુસલમાન થયા પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એમનામાંથી કોઈને ખત્ના વિષે પૂછપરછ ન કરી. જો ખત્ના વાજિબ હોત તો જરૂર તેની પૂછપરછ ફરમાવતે. ઉપરાંત એના સુન્નત હોવા વિષે આ દલીલ પણ કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હદીષમાં ખત્નાનો ઉલ્લેખ બીજી મસનૂન ચીઝોની સાથે કર્યો છે. દા.ત.,

- ☐ નખ કાપવા,
- ☐ બગલના વાળ ઉખાડવા...વગેરે.

એનાથી માલૂમ થાય છે કે ખત્ના સુન્નત છે, વાજિબ નથી.

અને જે હઝરાત એને વાજિબ હોવાનો સ્વીકાર કરે છે તેઓ શઅબી, રબીઅહ, અવઝાઈ, યહ્યા બિન સઈદ અન્સારી, માલિક, શાફિઈ રહિમહુમુલ્લાહુ તઆલા છે. તેમની દલીલ છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં એક શખ્સ હાજર થયા અને કહ્યું કે,

"હું ઈસ્લામ લાવ્યો છું."

તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે પોતાની કુફની હાલતના માથાના વાળ મૂંડો અને ખત્ના કરાવો."

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ ઈસ્લામ લાવે તેણે જોઈએ કે ખત્ના કરાવે ચાહે તે મોટો (ઉમરવાન) કેમ ન હોય."

અલ્લામહ ખત્તાબી રહમતુલ્લાહિ અલયહ લખે છે કે :–

જો કે ખત્નાનો સુન્નતોની (બાબતોના શીર્ષક) નીચે ઉલ્લેખ થયેલો છે પરંતુ ઘણાં ઉલમા એના વાજિબ હોવાની માન્યતા ધરાવે છે. એટલા માટે કે ખત્ના દીનનો શિઆર (લક્ષણ) છે અને એના જ મારફતે મુસ્લિમ અને કાફિરનો ફર્ક થાય છે.

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ચાર ચીઝો રસૂલોની સુન્નત છે :–

– ખત્ના કરાવવું,
– ખૂશ્બૂ લગાવવું,
– મિસ્વાક કરવું, અને
– નિકાહ કરવા. ('તિરમિઝી')

3

## ખત્ના ક્યારે થવી જોઈએ ?

મોટા ભાગના અહલે ઈલ્મનો મસ્લક છે કે બાળક પુખ્ત થવાથી પહેલાં

તેની ખત્ના થઈ જવી જોઈએ. અને બહેતર છે કે શરૂઆતમાં જ ખત્ના કરાવી દેવામાં આવે. જેમકે બયહકી હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત હસન અને હઝરત હુસૈન રદિયલ્લાહુ અન્હુમાનો અકીકહ અને ખત્ના સાતમાં દિવસે કરાવી દીધા હતા. **('બયહકી')**

**4**

## ખત્નાની અઝીમુશ્શાન હિકમતો

- ☐ ખત્ના ફિતરતે સલીમ (સુંદર પ્રકૃતિ)ની બુનિયાદ, ઈસ્લામનો શિઆર (લક્ષણ) અને શરીઅતનો ઉન્વાન (શીર્ષક) છે.
- ☐ ખત્ના આ મિલ્લતે હનીફાની તકમીલ (પરિપૂર્ણતા) છે જેને અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામની ઝબાનથી જારી ફરમાવી.
- ☐ એ મિલ્લતે હનીફા જ છે જેણે દિલોને તૌહીદ અને ઈમાન પર ઢાળ્યા છે.
- ☐ આ જ તે મિલ્લત છે જેણે બદનને ફિતરતે સલીમથી શણગાર્યું છે.

જેમાં :–

- ખત્ના (કરાવવી),
- મૂછોં કતરાવવી,
- નખોં કપાવવા અને
- બગલના વાળોને ઉખાડવા દાખલ છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"પછી અમે આપની પાસે વહી મોકલી કે આપ ઈબ્રાહીમ અલયહિસ્સલામના તરીકા પર ચાલો જે એક જ (અલ્લાહના) તરફના થઈને રહ્યા હતા."

**(સૂરએ 'નહલ' ૧૨૩)**

ખત્ના મુસલમાનને બીજા ધર્મના લોકોથી અનોખા કરે છે.

એના ઝરીઆથી :–

- અલ્લાહ તઆલાની ઉબૂદિયત (બંદગી)નો ઈકરાર,
- તેના હુકમોનું પાલન કરવું, અને
- તેના હુકમોની સામે ગરદન ઝુકાવવું સાબિત થાય છે.
- આ ઉપરાંત ખત્નાના બીજા ઘણાં આરોગ્યને લગતાં ફાયદાઓ છે જે અસલ કિતાબમાં જોઈ શકાય છે.

લેખક અંતમાં સારાંશ તરીકે લખે છે કે :–

પાછલા પૃષ્ઠોમાં જે અહકામનો ઉલ્લેખ કરવામાં આવ્યો, ભલે તે :–

- બાળકોના જન્મ વખતે મુબારકબાદ પેશ કરવા વિષે હોય,
- યા તેમના કાનમાં અઝાન આપવાની બાબતમાં હોય,
- યા માથું મૂંડાવવાના વિષે હોય,
- યા નામ રાખવાની બાબતમાં હોય,
- યા ખત્નાની બાબતમાં હોય,

એ તમામ અહકામ તરબિયત કરનારાઓના માટે એક મહત્ત્વની હકીકત સાબિત કરે છે અને તે આ છે કે બાળકના જન્મથી જ તેની દેખભાળ રાખવામાં આવે.

# ચોથું પ્રકરણ

## બાળક બગડવાના કારણો અને તેના ઈલાજો

**ભૂમિકા :–**

તે મોટા કામો અને અસ્બાબ કયા છે જે બાળકોમાં અનાદરની ભાવના પેદા કરવાના અને તેમને ગેરમાર્ગે લઈ જવાના સબબ બને છે અને તેમના અખ્લાકને ખરાબ કરીને તેમને તબાહીના કિનારે પહોંચાડી દે છે ? એનું જાણવું તરબિયત કરનારાઓના માટે જરૂરી છે કે જેથી બાળકોને અવળચંડાઈ (વાંકાચાલવા)થી અને ગુમરાહીથી બચાવી શકે. એટલા માટે અમે ઈસ્લામની રોશનીમાં અનાદર પેદા થવાના અસ્બાબ અને તેના ઈલાજ આપની સમક્ષ રજૂ કરીએ છીએ કે જેથી તરબિયત કરનારા લોકો પોતાની ફરજો અને વાજિબોની બાબતમાં સીધા રસ્તે દલીલો અને બુરહાનની સાથે ચાલી શકે.

**1**

## ગરીબી અને મુફલિસી

આ એક જાહેરી વાત છે કે જયારે બાળકને પોતાના ઘરમાં જરૂરત પ્રમાણે ભોજન, કપડાં ન મળશે તો ચોકકસ તે ઘર છોડીને બહાર નીકળશે. તો એવાં મૌકા પર તેને બદમાશ અને બદકાર લોકો પોતાની પકડમાં લઈ લે છે જેના કારણે તે સમાજમાં અપરાધિ બનીને ઉભરે છે. અને માનવના જાન, માલ, ઈઝઝત અને આબરૂના માટે ખતરો બની જાય છે.

ઈસ્લામની ન્યાયી શરીઅતે ગરીબી અને મુફલિસીના હલ માટે પોતાની મ઼જબૂત બુનિયાદો બનાવી છે જેનાથી દરેક વ્યકિતને રોટી, કપડાં અને મકાન જરૂરત પ્રમાણે હાસિલ થઈ જાય. એટલે અપંગ અને લાચાર લોકોના માટે બૈતુલ માલ (સરકારી તિજોરી)માંથી માસિક વઝીફો (રકમ) નકકી કર્યો અને એવા કાનૂનો બનાવ્યા જેના મારફતે એવી વ્યકિતઓની મદદ થાય જેના પર ખાનદાન અને પરિવારજનોના નિભાવની જવાબદારી છે. અને યતીમો (અનાથો), બેવાઓ (વિધવાઓ) અને વૃદ્ધોની એવી રીતે દેખભાળ થાય જેનાથી તેમની ઈઝઝત અને આબરૂ સુરક્ષિત રહે.

એટલે જો એ તરીકાઓને સહીહ રીતે લાગુ કરી દેવામાં આવે તો સમાજમાં અવળચંડા (બળવાખોર) અને અપરાધિ માનસની રોક થામ થઈ જાય.

**નોંધ :** પરંતુ અફસોસ કે ઈસ્લામી મુલ્કોમાં પણ એનો લિહાઝ નથી.

**વલ્લાહુલ મુવફિફક** [અલ્લાહ જ તૌફીક આપનારો છે.]

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

**2**

## મા-બાપની વચ્ચે લડાઈ ઝઘડો

બાળકમાં અનાદર અને બળવાની ભાવના પૈદા થવાનો એક સબબ

મા—બાપનો આપસનો લડાઈ ઝઘડો અને ઈખ્તિલાફ પણ છે. એટલે જયારે બાળક ઘરમાં આંખો ખોલે છે અને લડાઈ ઝઘડો જુએ છે તો અવશ્ય રીતે તે ઘરથી દૂર થવા ચાહે છે કે જેથી મનપસંદ દોસ્તોની સાથે સમય વિતાવે.

એ દોસ્તો મોટા ભાગે નીચી કક્ષાના હોય છે એટલે પેલું બાળક તેમની સાથે રહીને તેમના ગંદા અખ્લાક (કુસંસ્કારો) ગ્રહણ કરતો જાય છે. એના કારણે તેનામાં દીન તરફ અનાદર અને બળવાની ભાવના પૈદા થાય છે અને અપરાધિ બની જાય છે. એટલા માટે ઈસ્લામે પોતાના હિકમત ભરેલા નિયમો મારફતે નિકાહની ઈચ્છા રાખનાર પુરુષને પત્નીની પસંદગીમાં સાચો રસ્તો બતાવી દીધો છે. એ જ રીતે છોકરીના વાલીઓને તેના પતિની પસંદગીમાં સાચું માર્ગદર્શન આપ્યું છે જેનો બુનિયાદી મકસદ આ છે કે પતિ—પત્નીમાં મુહબ્બત અને ઉલ્ફતનું વાતાવરણ પૈદા થાય કે જેથી બાળક એ વાતાવરણમાં પરવરિશ પામે અને ખાનદાનના માટે નેકનામીનો સબબ બને.

3

## તલાકના પરિણામે પૈદા થનારી ગરીબી અને તંગી

બાળકમાં અનાદર અને બળવાની વૃત્તિ પૈદા થવાનો સબબ તલાક બાદ પૈદા થનારા સંજોગો પણ છે એટલા માટે કે બાળક જયારે દુનિયામાં આંખ ખોલે છે અને તેના પર વહાલ કરનારી માતા અને દેખરેખ રાખનાર પિતા નથી હોતા તો અવશ્ય રીતે મહરૂમી (વંચિતતા)નો અહેસાસ (લાગણી) તેને બૂરાઈઓની તરફ લઈ જાય છે અને આ પરિસ્થિતિ ત્યારે વધારે ખરાબ થઈ જાય છે જયારે તલાક આપવામાં આવેલી ઔરત બીજો પતિ કરી લે છે. તો સામાન્ય રીતે ઔલાદ ખરાબ અને બરબાદ થઈ જાય છે.

તલાક બાદ આ પરેશાનીને માતાની ગરીબી ઔર વધારે ગુંચવણ ભરેલી બનાવી દે છે. એટલા માટે કે આવી પરિસ્થિતિમાં તલાક આપવામાં આવેલી ઔરત કામકાજ કરવાના માટે ઘરમાંથી નીકળવા માટે મજબૂર હોય છે એટલે તે

ઘરને છોડીને કામ કરવા ચાલી જાય છે અને નાના બાળકો મિત્ર કે મદદગાર વગર આમતેમ ભટકે છે અને સંજોગો તેમજ રાત દિવસના ફિત્નાઓ તેમને રમકડાં બનાવી લે છે. ન કોઈ તેમની દેખભાળ કરવાવાળું હોય છે ન કોઈ નિગરાની કરનારું હોય છે. હવે આપ જ બતાવો કે એવી ઔલાદથી આપ શું આશા અને અપેક્ષા રાખો છો જેમને ન બાપની મુહબ્બત મળી હોય અને ન તેની દેખભાળ અને નિગરાની પ્રાપ્ત થઈ હોય. ન માનો પ્યાર મળ્યો હોય ન તેનું ધ્યાન અને હમદર્દીઓ પ્રાપ્ત થઈ હોય. આવા સંજોગોમાં આપણે તેનાથી આવારાપણું અને ખરાબ થવાની જ આશા અને અપેક્ષા કરી શકીએ છીએ. કોઈ ભલાઈ અને નેકીની આશા કે અપેક્ષા રાખી શકતા નથી.

એટલા માટે ઈસ્લામે પોતાના બુનિયાદી અહકામમાં પતિ–પત્નીમાંથી દરેકને આ હુકમ આપ્યો છે કે તે પોતપોતાની ફરજો અને વાજિબોને પૂરી કરે અને એક બીજાના હકકોને પૂરી રીતે અદા કરે કે જેથી એવી પરિસ્થિતિ પૈદા ન થાય જેનું પરિણામ ખરાબ અને ટીકાપાત્ર થાય.

એ હકકોનો ટૂંકમાં ઉલ્લેખ અહીં કરવામાં આવે છે.

## 4

## પતિ–પત્નીના હકકો

### [A] પત્ની પર પતિના હકકો

☐ આ હકકોમાંથી પત્નીના ઝિમ્મે પતિનો એક હક આ છે કે પત્ની પોતાના પતિની ઈતાઅત (અનુસરણ) અને ફરમાંબરદારી (આજ્ઞાપાલન) કરે.

જેમકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઔરતોના તરફથી પૂછવામાં આવેલા એક સવાલના જવાબમાં આ ઈર્શાદ ફરમાવ્યો કે,

"પતિની ફરમાંબરદારી (આજ્ઞાપાલન) અને તેના હકનો સ્વીકાર કરવો અલ્લાહના રસ્તામાં જિહાદના અજર અને સવાબના બરાબર છે."

['બઝ્ઝાઝ' અને 'તબરાની' (ટૂંકસાર)]

□ આ હકકોમાંથી આ પણ છે કે પત્ની પોતાના પતિનાં માલ અને પોતાની ઈસ્મત અને આબરૂની હિફાઝત (રક્ષા) કરે.

ઈબ્ને માજહ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ મુબારક ફરમાન નકલ કરે છે કે :—

"શું હું તમને એવી બહેતરીન ચીઝ ન બતાઉ જેને ઈન્સાન જમા કરે છે. તે એવી નેક અને સાલિહ ઔરત છે કે જયારે પતિ તેની તરફ જુએ તો તે તેને ખૂશ કરી દે અને જયારે તે કોઈ વાતનો હુકમ આપે તો તે ઔરત તેની ફરમાંબરદારી (તેની આજ્ઞાનું પાલન) કરે. અને જયારે પતિ હાજર ન હોય તો ઔરત પતિના માલની અને પોતાની ઈઝઝત અને આબરૂની હિફાઝત (રક્ષા) કરે."

('ઈબ્ને માજહ')

□ આ હકકોમાંથી આ પણ છે કે જો પતિ પત્નીને હમબિસ્તરી (સહશયન)ના માટે બોલાવે તો તે ઈન્કાર ન કરે.

જેમકે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે મર્દ પોતાની પત્નીને પોતાના બિસ્તર પર બોલાવે અને તે તેની પાસે જવાનો ઈન્કાર કરી દે અને પતિ તેનાથી નારાઝ થઈને રાત ગુજારે તો સવાર સુધી ફરિશ્તાઓ તે ઔરત પર લઅનત મોકલતા રહે છે."

('બુખારી', 'મુસ્લિમ')

## [B] પતિ પર પત્નીના હકકો

□ આ હકકોમાંથી પતિના ઝિમ્મે પત્ની અને બાળકોના ભરણપોષણની જવાબદારી પૂરી કરવી પણ છે.

એટલા માટે કે અલ્લાહ તઆલા ફરમાવે છે :—

"અને જેનું બાળક છે તે માતાઓની ખોરાકી અને પોશાકી કાયદા મુજબ બાપના શિરે છે."

(સૂરએ 'બકરહ' ૨૩૩)

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઔરતોની બાબતમાં ખુદાથી ડરો એટલા માટે કે તેમને અલ્લાહની અમાન (પનાહ)ના ઝરીઆથી હાસિલ કરી છે અને તેમની શર્મગાહોને અલ્લાહના કલિમહના ઝરીઆથી હલાલ કરી છે તમારા પર ખોરાકી અને પોશાકીની કાયદા પ્રમાણે જવાબદારી છે." ('મુસ્લિમ')

☐ એ જ હકકોમાંથી ઘરેલું બાબતોમાં પતિએ પત્ની સાથે સલાહ મશ્વરહ કરવો પણ દાખલ છે એટલા માટે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે :–

"ઓરતોની સાથે તેમની પુત્રીઓની બાબતમાં મશ્વરહ કરી લેતા રહો." ('અબૂ દાવૂદ')

એનો મતલબ આ છે કે છોકરીઓની શાદીથી પહેલાં તેની માતાઓની ઈજાઝત લેતા રહો અને મશ્વરહ કરતા રહો.

☐ એ હકકોમાંથી આ પણ છે કે પતિ પત્નીની કેટલીક કમઝોરીઓ અને ખામીઓથી દરગુઝર કરે. ખાસ કરીને જો તેનામાં કેટલીક એવી ખૂબીઓ અને ગુણો જોવામાં આવતા હોય જે આ કમઝોરીઓ અને ખામીઓની પૂર્તિ કરી શકે. એટલા માટે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક ફરમાન છે કે :–

"કોઈ મોમિન મર્દ કોઈ મોમિન ઔરતથી બુગ્ઝ (કીનો કપટ) ન રાખે એટલા માટે કે જો તેની કોઈ વાત નાપસંદ થશે તો તેના બદલે બીજી (વાત) પસંદ પડશે." ('મુસ્લિમ')

☐ આ હકકોમાંથી પતિએ પત્ની સાથે હસી ખૂશી જિંદગી ગુઝારવી અને તેની સાથે મહેરબાની અને દિલ્લગી (ગમ્મત વિનોદ) કરવું પણ છે. એટલા માટે કે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"અને ઔરતોની સાથે સારું વર્તન કર્યા કરો. અને જો તે તમને નાપસંદ હોય તો શકય છે કે એક વસ્તુને નાપસંદ કરો અને અલ્લાહ તઆલા તેનામાં કોઈ (દીન અને દુનિયાનો) ફાયદો મૂકી દે."

(સૂરએ 'નિસા–અ' ૧૯)

અને એના જ વિષે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મહત્ત્વનો ઈર્શાદ છે :–

"તમારામાંથી બહેતર તે શખ્સ છે જે પોતાના ઘરવાળાઓની સાથે સારો વર્તાવ કરતો હોય. અને હું પોતાના ઘરવાળાઓની સાથે તમારા બધાં કરતા બહેતર વર્તાવ કરું છું."

('ઈબ્ને માજહ', 'હાકિમ')

☐ આ હકકોમાંથી આ પણ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈકતિદા (અનુસરણ)માં ઘરના કામકાજમાં પતિએ પત્નીને સહાય કરવી જોઈએ. જેથી હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :–

જયારે તેમનાથી પૂછવામાં આવ્યું કે,

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરમાં શું કરતા હતા ?"

તો તેમણે ફરમાવ્યું કે,

"જેવી રીતે તમે લોકો કરો છો :–

– આ ચીઝ અહીંથી ઉઠાવીને ત્યાં મૂકી દીધી,

- અયોગ્ય જગાએ મૂકેલી ચીઝ યોગ્ય જગ્યાએ મૂકી દીધી,
- ઘરવાળાઓના કામકાજ કરી દીધા,
- તેમના માટે ગોશ્ત કાપી આપ્યું,
- ઘરની સાફ સફાઈ કરી દીધી,
- ખાદિમને મદદ કરી દીધી.''

**('તબરાની')**

આ તે મહત્ત્વના હકકો છે જેને ઈસ્લામે પતિ–પત્નીમાંથી દરેક પર લાઝિમ કર્યા છે. અને આ હકીકતમાં ખરેખરી અને ન્યાયી બાબતો છે, અને જો પતિ–પત્નીમાંથી દરેક એને પૂરા કરે તો ઈખ્તિલાફ અને લડાઈના બદલે એકતા અને સંપ વુજૂદમાં આવશે. તેમજ બુગ્ઝ (કીના કપટ) અને અપ્રિયતાની જગા ઉલ્ફત અને મુહબ્બત લઈ લેશે. અને પૂરું ખાનદાન ખૂશહાલ અને મુહબ્બત તથા સુકૂનથી ભરપૂર અને બહેતરથી બહેતર જિંદગી ગુઝારશે અને આ તદ્દન અશકય થશે કે કોઈ પણ એવી વાત થાય જેનાથી ખાનદાનવાળાઓની જિંદગી નાખૂશ થાય અથવા જેનાથી પતિ–પત્નીમાં એક બીજાને દુ:ખ થાય અથવા તકલીફ પહોંચે.

અને જો પતિની બદઅખ્લાકી અથવા પત્નીની અખ્લાકની ખરાબીના કારણે આપસમાં એકતા અને સંપ અશકય હોય અને તે બંનેમાં એક સાથે જિંદગી ગુઝારવી મુશ્કિલ થાય તો પતિએ જોઈએ કે તલાક આપવાથી પહેલાં પત્નીની સુધારણાની કોશિશ કરે અને એ વિષેની યુકિતઓ અપનાવે. એ કોશિશો અને યુકિતઓ નીચે પ્રમાણે છે :–

## [C] પત્નીની સુધારણા માટેની કોશિશો અને યુકિતઓ

☐ **વઅઝ અને નસીહત કરવું અને સમજાવવું.**

જેથી આ આયતે કરીમહ પર અમલ થઈ જાય :–

"નસીહત કરતા રહો એટલા માટે કે નસીહત કરવું મોમિનોને ફાયદો પહોંચાડે છે.'' **(સૂરએ 'ઝારિયાત' ૫૫)**

☐ અલગ બિસ્તર પર સૂવું.

આ એક મનોવૈજ્ઞાનિક સઝા છે. શકય છે કે એના મારફતે ઔરત સહીહ રસ્તા પર આવી જાય.

☐ ચેતવણીના માટે મામૂલી જેવી મારપીટ :

આ શરતે કે આ આશા હોય કે મારવાથી ફાયદો થશે. પરંતુ શર્ત આ છે કે વધારે મારવામાં ન આવે અને એવી રીતે ન મારવામાં આવે જેનાથી ઔરતના શરીર પર સોળ પડી જાય.

આ જ પ્રમાણે આ પણ શર્ત છે કે એવી જગાએ ન મારવામાં આવે જયાં મારવું નુકસાનકારક હોય. દા.ત., ચહેરો, છાતી, પેટ. પરંતુ આ વાત ધ્યાનમાં રહે કે મુકતદાએ કામિલ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કદી પણ કોઈ ઔરતને મારી નથી.

હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે,

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથ વડે ન કદી કોઈ ઔરતને મારી અને ન કદી ખાદિમ યા બીજા કોઈને માર્યા. પરંતુ આ કે આપ અલ્લાહના રસ્તામાં જિહાદ કરતા હોય."

એક બીજી રિવાયતમાં છે કે,

જયારે એક ઔરતે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પોતાના પતિ વિષે મારપીટની શિકાયત કરી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પતિને ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંથી એક શખ્સ પોતાની પત્નીને ગુલામની જેમ મારે છે અને પછી તેની સાથે બગલગીર થાય છે (આલિંગન કરે છે) અને તેને શરમ પણ નથી આવતી."

## ☐ કોઈને હકમ (મધ્યસ્થી, પંચ, લવાદ) બનાવવા

આખરી તદબીર (યુક્તિ, પ્રયાસ) આ છે કે કોઈને હકમ (મધ્યસ્થી, પંચ, લવાદ) બનાવી લેવામાં આવે તે એવી રીતે કે પતિ–પત્નીના ખાનદાનવાળાઓના સમતોલ સ્વભાવના, અકલમંદ, સમજદાર લોકોને વચમાં નાંખવામાં આવે જેઓ પતિ–પત્ની વચ્ચેની મુશ્કિલીઓની તપાસ કરે અને પછી તે બંને વચ્ચે ફરી પાછી એકતા અને સંપ પૈદા કરવા માટે અમલી ઉપાયો સૂચવે.

શકય છે કે આ ઉપાયો મકસદ હાસિલ કરવામાં ફાયદાકારક સાબિત થાય અને તલાકથી બચાવી લે.

આ સાવચેતી માટેના પ્રયાસો કરવા જરૂરી છે કે જેથી અલ્લાહ તઆલાના મુબારક ફરમાન પર અમલ થઈ જાય.

ઈર્શાદે રબ્બાની છે :–

"અને જે સ્ત્રીઓની નાફરમાનીની તમને ધાસ્તી હોય તો (પ્રથમ) તેણીઓને (નરમીથી) સમજાવો અને (ન માને તો) તેમને બિછાણાંમાંથી જુદી કરી દો અને તે છતાં ન માને તો (સહેજ) મારો, પછી જો તમારું કહ્યું કરવા લાગે તો તેણીઓ પર (સતામણી માટે) બહાનાં ન શોધો. (કારણકે) નિઃસંદેહ, અલ્લાહ તઆલા સર્વોપરી (અને) મહત્તાવાળો છે. અને જો તમને (ઉપરવાળાઓને) તે બંને (પતિ–પત્ની) વચ્ચે (અનિષ્ટ) અણબનાવની ધાસ્તી હોય તો એક (લાયક) લવાદ પતિના કુટુંબ તરફથી અને એક પત્નીના કુટુંબ તરફથી નકકી કરો. જો આ બંને લવાદ (અંતઃકરણપૂર્વક) સુલેહ કરાવવા ચાહશે તો અલ્લાહ તે બંને વચ્ચે બનાવ કરી આપશે. બેશક, અલ્લાહ સર્વજ્ઞ (અને) સંપૂર્ણ માહિતીવાળો છે."

**(સૂરએ 'નિસા–અ' ૩૪,૩૫)**

આ તબકાઓથી પસાર થયા બાદ અને આ પ્રમાણેના પ્રયાસો કરવા

બાદ પણ જો બંને વચ્ચે સંપ થવો શકય ન હોય તો પુરુષે જોઈએ કે પત્નીની પાકીના એવા સમયમાં એક તલાક આપે જેમાં તેની સાથે હમબિસ્તરી (સહશયન) કર્યું ન હોય કે જેથી પ્રથમ તલાક આપવા બાદ પણ લગ્નજીવન ફરી પાછું મંડાવાની શકયતા બાકી રહે.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે :–

"પછી જો એ તેને તલાક આપી દે તો તે બંને માટે એમાં કંઈ ગુનાહ નથી કે અગાઉ પ્રમાણે ફરી પાછા મળી જાય આ શર્તે કે બંને એવી પ્રબળ ધારણા રાખતા હોય કે ખુદાવંદી કાનૂનોને જાળવશે અને આ ખુદાવંદી કાનૂનો છે, હક તઆલા તેને બયાન ફરમાવે છે એવા લોકોના માટે જેઓ સમજુ છે."

(સૂરએ 'બ–ક–રહ' ૨૩૦)

જે બાબતો અમે બયાન કરી છે તેનાથી ઉજજવળ દિવસની જેમ આ વાત માલૂમ થઈ ગઈ કે ઈસ્લામે એવા મહત્ત્વના પ્રયાસો અને કાળજી ભરેલા કદમો અપનાવ્યા છે જે તલાક થવાની વચમાં અવરોધ બની શકે. એટલા માટે કે પતિ–પત્ની અને બાળકો પર તલાકની ઘણી બૂરી અસરો પડે છે. એટલા જ માટે જયારે આપણે જોઈએ છીએ કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તલાકને એવી હલાલ ચીઝ બતાવી છે જે અલ્લાહને સૌથી વધારે નાપસંદ છે તો આપણને એમાં જરા પણ નવાઈ નથી થતી.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી છે :–

"અલ્લાહ તઆલાને હલાલ ચીઝોમાં સૌથી વધારે નાપસંદ ચીઝ તલાક છે."

('અબૂ દાવૂદ')

દીને ઈસ્લામે તલાક આપવાની સૂરતમાં પતિ પર તલાક આપેલી પત્નીને ઈદ્દતનું ભરણપોષણ અને બાળકોનું ભરણપોષણ લાઝિમ (ફરજિયાત) કર્યું છે કે જેથી તલાક પામેલી ઔરત અને તેના બાળકો દર દરની ઠોકરો ન ખાતા ફરે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"તેમને કંઈક ખર્ચ આપો.❶ ધનવાનો પર તેમની હૈસિયત પ્રમાણે અને ગરીબો પર તેમની હૈસિયત પ્રમાણે કાયદેસર ખર્ચ આપવું નેકી કરનારાઓ પર જરૂરી છે."

(સૂરએ 'બ–ક–રહ' ૨૩૬)

અને જો પતિ ગરીબ અને મિસ્કીન હોય અને ભરણપોષણ કરવા માટે શકિતમાન ન હોય તો પછી હુકૂમતની જવાબદારી છે કે તે બાળકોના ખાવાનો અને ખર્ચનો બંદોબસ્ત કરે અને બાળકોની તા'લીમ અને તરબિયતની બાબતમાં જે ભૌતિક અસ્બાબ અને નાણાંની જરૂરત હોય તે ત્યાં સુધી આપતી રહે જયાં સુધી બાળકો મોટા અને જુવાન ન થઈ જાય. બાળકોને ખરાબ થવાથી અને બગડવાથી બચાવવાનો આ એક રસ્તો છે.

---

❶ ખર્ચ આપવાની સૂરત હનફીઓની નજીક આ છે કે એવી ઔરત જેનાથી નિકાહ કરતી વખતે પતિએ મહર નકકી કરી ન હોય અને સમાગમ અથવા એકાંતવાસથી પહેલાં તેને તલાક આપી દીધી તો પતિ પર મહર તો વાજિબ ન થશે પરંતુ પતિ પર લાઝિમ છે કે પોતાની પાસેથી ઔરતને કંઈક આપી દે. ઓછામાં ઓછા એક જોડ કપડાં અર્થાત કુર્તા, સરબંદ, ચાદર આપી દે.

રહી સામાન્ય તલાક પામેલી ઔરતના ભરણપોષણની અને રહેવાની બાબત પતિ પર વાજિબ હોવી તો તે અલ્લાહ તઆલાના આ ઈર્શાદથી સાબિત છે :–

"તલાક આપેલી ઔરતને જયાં તમે પોતે રહો છો ત્યાં જ તમારી ગુંજાઈશ મુજબ રહેવાની જગ્યા આપો અને તેણીઓને સંતાપવા માટે તેણીઓને ઈજા ન પહોંચાડો." (સૂરએ 'તલાક' ૬)

એનાથી જ માલૂમ થાય છે કે તેને ખાવાનું પણ આપવું જોઈએ કારણકે ઔરત આટલા દિવસ સુધી એ જ પતિના કારણે મકાનમાં ઘેરાયેલી અને કેદી રહેશે.

આ તે મદદ અને સહાય ઉપરાંત છે જે ઈસ્લામે તે લોકો પર લાઝિમ કરી છે જેઓ બાળકોની પરિસ્થિતિથી જાણકાર હોય. એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ઈર્શાદ છે કે :–

"જે શખ્સની પાસે જરૂરત કરતા વધારે સવારી હોય તેને જોઈએ કે તે તેને આપી દે જેની પાસે સવારી નથી અને જેની પાસે જરૂરત કરતા વધારે તૌશહ (ભાથું) હોય તે તેને આપી દે જેની પાસે ભાથું નથી."

('મુસ્લિમ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી છે :–

"માલમાં ઝકાત ઉપરાંત પણ હક છે."

ઉપરાંત તબરાનીમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ નકલ થયેલો છે કે :–

"અલ્લાહ તઆલાએ માલદાર મુસલમાનોના માલમાંથી એટલું પ્રમાણ કાઢવું ફર્ઝ કર્યું છે જે ગરીબોની જરૂરત પૂરી કરી દે અને ગરીબો ભૂખ અને લિબાસ વિહિનતાની મુસીબતમાં ગિરફતાર ન થાય પરંતુ માલદારોના કરતૂતોના કારણે (એવું થશે તો) અલ્લાહ તઆલા તે માલદારોથી સખ્ત હિસાબ લેશે અને તેમને દર્દનાક અઝાબ આપશે."

('તબરાની')

એ જ પ્રમાણે બઝઝાઝ અને તબરાની રહિમહુમુલ્લાહુ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નીચે લખેલું મુબારક ફરમાન રિવાયત કરે છે,

"મારા પર તે શખ્સ ઈમાન નથી લાવ્યો જે પોતે તો પેટ ભરીને રાત ગુજારે અને એની બાજુનો પડોશી ભૂખ્યો હોય અને તેને એની જાણ પણ હોય."

('બઝ્ઝાઝ', 'તબરાની')

## 5

## બાલિગ (પુખ્ત) થવાની નજીક હોય એવા (કિશોર વયના) બાળકોનું બેકાર રહેવું

બાળકોના બગડવાનો એક સબબ તેમની ફુરસદ અને બેકારી પણ છે. એટલા માટે કે આ ખુલ્લી હકીકત છે કે બાળક દરેક પળે પ્રવૃત્તિમય રહે છે. કદી પોતાના સમાનવયના છોકરાઓ સાથે ખેલકૂદમાં પ્રવૃત્તિમય રહે છે અને કદી વરઝિશ (કસરત, વ્યાયામ) વગેરેમાં મશગૂલ રહે છે. એટલા માટે તરબિયત કરનારાઓએ જોઈએ કે આ મૌકાથી ફાયદો ઉઠાવે અર્થાત તેમના ફુરસદના સમયને એવા કામોમાં લગાવે જે તેમના શરીરના માટે ફાયદાકારક હોય એટલે :–

☐ તેમના માટે ખેલકૂદના માટે ખુલ્લા મૈદાનની વ્યવસ્થા કરવી જોઈએ.
☐ તેમને તરવા માટે તળાવ (તરણકુંડ) બનાવવું જોઈએ.

જો એવું કરવામાં ન આવે તો બાળકો ગંદા સાથીઓના સાથે મેળમિલાપ કરશે જેનું પરિણામ એ થશે કે તેમનામાં પણ તેમના સોહબતીઓના જેવી આદતો અને ખરાબીઓ પૈદા થઈ જશે.

ખાસ કરીને બાળકોને નમાઝની ટેવ પાડવી જોઈએ જે ઈસ્લામનો સુતૂન (સ્તંભ) છે એટલા માટે કે નમાઝમાં અસંખ્ય રૂહાની અને શારીરિક ફાયદાઓ છે. (એના પછી નમાઝના ફાયદાઓ ગણાવ્યા છે. જેની ઈચ્છા હોય તે અસલ કિતાબ વાંચી લે.)

ઉપરાંત ઈસ્લામે બાળકોને :–

☐ લડાઈના તરીકાઓ,
☐ શહસવારી (ઘોડેસવારી),
☐ તરવું,
☐ છલાંગ લગાવવું,

☐ કુસ્તી લડવી અને પછાડવું,

...વગેરે કળાઓ શિખવવાનો હુકમ આપ્યો.

આ રીતે બાળકોને એ તરફ માર્ગદર્શન આપ્યું કે, તેઓ પોતાની ફુરસદના સમયને ઉપયોગી બનાવે અને સમયને બરબાદ ન કરે.

## 6

## બૂરી સોહબત અને બૂરા સાથી

બાળકોને બગાડવાનો અને ખરાબ કરવાનો સૌથી મોટો સબબ બૂરી સોહબત અને બૂરા ચરિત્રવાળા સાથીઓ હોય છે. ખાસ કરીને જો બાળક સીધું હોય અને ભોળુ–ભાલું હોય તો બૂરી આદતોને ઘણી જલ્દી ગ્રહણ કરી લે છે. એટલા માટે ઈસ્લામે તરબિયત કરનારાઓ અને માતા–પિતાનું ધ્યાન આ તરફ કેન્દ્રિત કરી દીધું કે તેઓ પોતાની ઔલાદની સંપૂર્ણ દેખરેખ રાખે કે જેથી તેમને ખબર પડે કે બાળક કોની સાથે રહે છે અને સવાર સાંજ કયાં વિતાવે છે.

અને ઈસ્લામે આ તરફ પણ માર્ગદર્શન આપ્યું છે કે, ઔલાદના માટે નેક અને સારા સાથીઓની પસંદગી કરે કે જેથી તેમના સારા અખ્લાક શીખે.

ઈસ્લામે ખરાબ ચરિત્રવાળા લોકો અને ગંદા તેમજ બૂરા સાથીઓથી બચવાની બાબતમાં જે સૂચનાઓ આપી છે તેનો એક નમૂનો આ ઈર્શાદે રબ્બાની છે :–

"અને જે દિવસે ઝાલિમ (કાફિર) પોતાના હાથ કરડી કહેશે કે હું રસૂલની સાથે (દીનના) પંથે પડયો હોત તો કેવું સારું થાત ! હાય મારી કમબખ્તી ! (જો) મેં ફલાણાંને દોસ્ત બનાવ્યો ન હોત તો કેવું સારું થાત ! ખચીત તેણે તો મારી પાસે નસીહત આવ્યા પછી મને તેનાથી બહેકાવ્યો અને શયતાન તો માનવીને ખરા વખતે દગો દેનાર જ છે."

(સૂરએ 'ફુરકાન' ૨૭,૨૮,૨૯)

**નોંધ :-** લેખકે બીજી ઘણી આયતો અને હદીષો રજૂ કરી છે જે અસલ કિતાબમાં જોઈ શકાય છે. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## 7

## બાળકો સાથે મા-બાપે અયોગ્ય વર્તાવ કરવો

તરબિયતના જાણકારો લગભગ બધા જ આ વાત પર સર્વસંમતિ ધરાવે છે કે માતા-પિતા અને તરબિયત કરનારા લોકો જો બાળકની સાથે સખ્ત અથવા કડવી વર્તણૂંક અપનાવશે અને તેનો તિરસ્કાર અને અપમાન કરતા રહેશે તો તેની પ્રતિક્રિયા તેની આદતો અને અખ્લાકમાં જાહેર થશે અને શકય છે કે નોબત આપઘાત યા માતા-પિતાની સાથે લડાઈ ઝઘડા અને કત્લ (હત્યા) સુધી પહોંચી જાય. યા ઘરમાંથી તે એટલા માટે ભાગી જાય કે અત્યાચાર અને સખ્તી તેમજ મારપીટની તકલીફથી બચી જાય. પછી તેની અંદર જેટલો બગાડ અને ફસાદ ન પૈદા થાય તે ઓછો છે.

## 8

## ઈસ્લામમાં નરમી, ભલમણસાઈ અને રહમદિલીના નમૂના

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :-

"બેશક, અલ્લાહ તમને અદલ તથા અહેસાન અને સગાં-સંબંધીઓને આપવાનો હુકમ ફરમાવે છે." **(સૂરએ 'નહલ' ૯૦)**

ઉપરાંત ઈર્શાદે રબ્બાની છે કે :-

"અને ક્રોધને દબાવે છે અને લોકો (ના અપરાધ)ને માફ કરે છે અને અલ્લાહ એવા ભલાઈ કરનારાઓને દોસ્ત રાખે છે."

**(સૂરએ 'આલે ઈમરાન' ૧૩૪)**

એક બીજી જગાએ બારી તઆલાનો ઈર્શાદ છે કે :-

"અને બધાં લોકોથી નેક વાત કહો."

(સૂરએ 'બ-ક-રહ' ૮૩)

ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલયહ રિવાયત કરે છે કે :-

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા દરેક મામલામાં નરમીને પસંદ ફરમાવે છે."

('બુખારી')

ઈમામ અહમદ અને બયહકી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક ફરમાન નકલ ફરમાવે છે :-

"અલ્લાહ તઆલા જયારે કોઈ ઘરવાળાઓની સાથે ભલાઈનો ઈરાદો ફરમાવે છે તો તેમનામાં નરમી પૈદા કરી દે છે. અને નરમી તથા ભલમણસાઈ ધારી લો કે કોઈ મખ્લૂક હોત તો એવી ખૂબસૂરત હોત કે લોકોએ એના કરતા વધારે ખૂબસૂરત બીજી કોઈ મખ્લૂક ન જોઈ હોત. અને સખ્તી જો કોઈ મખ્લૂકની શિકલમાં હોત તો એવી બદસૂરત હોત કે તેના કરતા વધારે બદસૂરત કોઈ મખ્લૂક ન જોઈ હોત."

('અહમદ', 'બયહકી')

ઉપરાંત અબૂશૈખ 'કિતાબુસ્સવાબ'માં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ નકલ કરે છે :-

"અલ્લાહ તઆલા તે પિતા પર રહમ કરે જે ભલાઈમાં પોતાના બાળકની મદદ કરે." ('કિતાબુસ્સવાબ')

એટલે માતા-પિતાએ પોતાના બાળકોની તરબિયતમાં ભલમણસાઈ અને સદ્વર્તનની રીતભાત અપનાવવી જોઈએ નહિતર બૂરો સ્વભાવ અને સખ્તીનું જરૂરી પરિણામ આ થશે કે તેનામાં સરકશી, નાફરમાની અને બગાવત પૈદા થશે જેના જવાબદાર માતા-પિતા જ થશે.

સીરત (જીવન ચરિત્ર)ની કિતાબમાં લખ્યું છે કે :–

એક વખતે હઝરત મુઆવિયહ બિન અબી સુફિયાન રદિયલ્લાહુ અન્હુમા પોતાના દીકરા યઝીદથી નારાઝ થઈ ગયા તો અહનફ બિન કૈસની પાસે આદમી મોકલ્યો કે જેથી તેમનાથી બાળકો વિષે તેમની રાય (અભિપ્રાય) જાણે.

તો તેમણે કહ્યું,

"બાળકો આપણાં દિલોના ફળ અને આપણી પીઠના સહારા છે. અને આપણે તેમના માટે સમતળ ઝમીન છીએ. અને છાયા કરનારું આકાશ છીએ. એટલે જો તેઓ નારાઝ થઈ જાય તો તેમને રાઝી કરી લેતા રહો. એટલા માટે કે તેઓ એના બદલે તમને પોતાની મુહબ્બતનો બદલો આપશે અને પોતાની મુહબ્બતના ફળ આપશે. અને તેમના પર સખ્તી ન કરશો નહિતર તેઓ તમારી જિંદગીથી તંગ થઈ જશે અને તમારા મરવાની તમન્ના કરશે."

**નોંધ :–**

ઘણી જ દૂરંદેશી અને હિકમતની વાતો છે જેને નઝર સમક્ષ રાખવાની જરૂરત છે.

'વલ્લાહુલ હાદી ઈલા સવાઈસ્સબીલ'

[ અને અલ્લાહ તઆલા સીધા રસ્તા તરફ હિદાયત કરનાર છે. ]

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

**9**

## બાળકોએ જાતીય સંબંધ ( સેક્સ SEX ) અને અપરાધોના વિષય પર બનેલી ફિલ્મો જોવી

બાળકોના ખરાબ થવાનો સૌથી મોટો ઝરીઓ જે તેમને ખરાબચરિત્ર

અને બદઅખ્લાકીના આદી બનાવે છે તે સીનેમા અને ફિલ્મોમાં અને ટેલીવીઝન (ટી.વી.) પર પોલીસની કારવાઈ અને બેશરમીથી ભરપૂર દશ્યોવાળી ફિલ્મો અને ગંદા દશ્યો છે.

એ જ પ્રમાણે તે સામયિકા (મેગેઝીનો) અને પુસ્તકો જે અખ્લાકને બગાડનારા જાતીય બનાવો અને વાર્તાઓ તેમજ વાસના ઉશ્કેરનારા કિસ્સાઓ પર આધારિત હોય છે.

આ બધાંનો મકસદ અને હેતુ વાસનાને ભડકાવવાનો અને બગાવત તેમજ અપરાધ તરફ પ્રેરવાનો અને ઉશ્કેરવાનો હોય છે. એનાથી તો મોટાઓના અખ્લાક પણ ખરાબ થાય છે તો પછી બાળકો અને નાસમજ કિશોરોના ઉપર કેમ અસર ન થાય ? એટલે એમાં મોટા પ્રમાણમાં રસ લેવાના કારણે બાળકોમાં બેહદ ખરાબીઓ અને બદઅખ્લાકીઓ જાહેર થઈ રહી છે.

એટલા માટે તરબિયતના આયોજનની બુનિયાદી વાતોમાંથી આ છે કે બાળકોને એવી ચીઝોથી બચાવવામાં આવે જે અલ્લાહના અઝાબનું કારણ બને.

જેમકે અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો :–

"હે ઈમાનવાળાઓ ! તમે પોતાની ઝાતને અને પોતાના ઘરવાળાઓને આગ (જહન્નમ)થી બચાવો."

(સૂરએ 'તહરીમ' ૬)

એટલા માટે માતા–પિતાએ પોતાની આ જવાબદારીને મહેસૂસ કરવી જોઈએ. એટલા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"ઈન્સાન પોતાના ઘરનો રખેવાળ છે અને તેનાથી પોતાની રૈયત (પોતાના તાબા હેઠળના લોકો) વિષે પૂછપરછ થશે."

('બુખારી', 'મુસ્લિમ')

## 10

## સમાજમાં બેકારી અને બેરોઝગારી ફેલાઈ જવી

બાળકના ખરાબ થવાના અસબાબમાં બેકારી અને બેરોઝગારીનું હોવું પણ છે, એટલા માટે કે એવી પરિસ્થિતિમાં પૂરું ખાનદાન તબાહ અને બરબાદ તેમજ વેરવિખેર થઈ જશે અને બાળકો અવશ્ય રીતે ગેરમાર્ગે અને અપરાધિ માનસની તરફ ખેંચાશે. એટલે ઈસ્લામે એના માટે ઈલાજના બે તરીકાઓ નકકી કર્યા છે.

[A] હુકૂમત (સરકાર) પર ફરજિયાત કરી દીધું કે તે લોકોના માટે કમાણીના રસ્તાઓ અને અસબાબ પૈદા કરે.

[B] સમાજ અને કૌમ પર ત્યાં સુધી તેની મદદ ફરજિયાત કરી દીધી જયાં સુધી તે કામકાજ ન કરે. હુકૂમત (સરકાર) પર રોજગારની તકો ઊભી કરવાની જવાબદારી એટલા માટે છે કે હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

એક અનસારી સહાબી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને આપથી કંઈક માંગ્યું :–

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને પૂછયું કે,

"તમારી પાસે કંઈ નથી ?"

તેમણે કહ્યું કે,

"કેમ નહીં ! એક ટાટ (કંતાન) છે જેનો કેટલોક ભાગ અમે બિછાવીએ છીએ અને કેટલોક ભાગ ઓઢીએ છીએ. અને પાણી પીવાના માટે એક વાસણ છે."

આપે ફરમાવ્યું,

"જાઓ ! તે બંને ચીઝો મારી પાસે લઈ આવો !"

તે બંને ચીઝો લઈને આવ્યા.

આપે બંને ચીઝોને હાથમાં લઈને ફરમાવ્યું,

"આ બંને ચીઝો કોણ ખરીદે છે ?"

એક સાહબે કહ્યું,

"એને એક દિરહમમાં હું ખરીદું છું."

તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ નહીં આપ્યું અને ફરી પાછું એ જ પ્રમાણે એલાન ફરમાવ્યું.

તો બીજા શખ્સે કહ્યું કે,

"હું એને બે દિરહમમાં ખરીદું છું."

એટલે આપે તે બંને ચીઝો તેમને આપી દીધી અને દિરહમ (ચાંદીના સિકકા) લઈને અનસારી સહાબીને આપ્યા અને તેમનાથી ફરમાવ્યું કે,

"એક દિરહમનું ખાવાનું ખરીદીને ઘરે પહોંચાડો અને બીજા દિરહમથી એક કુહાડી ખરીદીને મારી પાસે લાવો."

એટલે તે કુહાડી ખરીદી લાવ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતે પોતાના હાથ વડે કુહાડીમાં લાકડાનો હાથો બેસાડયો.

તે પછી આપે ફરમાવ્યું,

"જાઓ, એના વડે લાકડા કાપીને વેચો. પંદર દિવસ સુધી હું તમને ન જોઉં." (અર્થાત્ પંદર દિવસ પછી આવજો.)

એટલે તેમણે એવું જ કર્યું.

જયારે પેલા શખ્સ ફરી પાછા આવ્યા ત્યારે તેમની પાસે દસ દિરહમ હતા. તેમાંથી કેટલાકના કપડાં ખરીદી લીધાં અને કેટલાકથી ખાવાનો સામાન ખરીદી લીધો.

તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"આ (મહેનત, મઝદૂરી) તમારા માટે એના કરતા બહેતર છે કે તમે કિયામતના દિવસે એવી હાલતમાં આવો કે તમારું (ભીખ) માંગવું તમારી પેશાની પર એક નુકતા (કલંક)ના સ્વરૂપમાં જાહેર થતું હોય."

('બુખારી')

બેકાર શખ્સ જયાં સુધી કામકાજ ન મેળવી લે અને કમાતો ન થઈ જાય ત્યાં સુધી તેની મદદ જરૂરી છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"જે (ગરીબ) શખ્સની આસપાસ માલદારો હોવા છતાં પણ તેમના ધ્યાન ન આપવાના કારણે મરી જાય તો માલદારોથી (પૂછવામાં આવશે.) અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એમાં જવાબદારી નથી. (અર્થાત્ એના વિષે આખિરતમાં માલદારોથી પૂછપરછ થશે.)"

હાં ઈસ્લામે એવી બેરોઝગારી માટે પૂછપરછ કરી છે જે સુસ્તીના કારણે પૈદા થાય છે અને એવું કરનારાઓની સખ્ત નિગરાની કરી છે અને ઈસ્લામી હુકૂમત તેમને નસીહત કરે છે છતાં પણ કામ કરવા માટે તૈયાર ન થાય તો હુકૂમત તેમને જબરદસ્તી કામમાં લગાડે છે.

રહી ઝકાતની વાત તો તે એટલા માટે આપવામાં આવે છે કે વકતી (હંગામી) જરૂરત પૂરી થઈ જાય અને કામકાજ તલાશ કરવામાં મદદ મળે. ન કે ઈન્સાન એનાથી સુસ્ત થઈ જાય અને બેસીને ખાવાનો આદી બની જાય.

હાં જો બેકારીનું કારણ મઅઝૂરી (અપંગતા) યા ઘડપણ યા કોઈ બીમારી હોય તો હુકૂમતની ફરજ છે કે એવા લોકોના હકકો અને જરૂરતોનો ખ્યાલ રાખે. અને તેમના માટે ખૂશગવાર જિંદગી ગુજારવાની તકો પૂરી પાડે.

જેથી હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુનો એક બનાવ છે કે તેઓ ઈસાઈઓની એક જમાઅતની પાસેથી પસાર થયા જેમને રકતપિત થયો હતો. તો આપે બૈતુલમાલ (સરકારી તિજોરી)માંથી તેમને માલ આપવાનો હુકમ કર્યો જેનાથી તેમની જરૂરતો પૂરી થઈ શકે અને ઈલાજ થઈ શકે અને આત્મગૌરવ જળવાઈ રહે.

સુબ્હાનલ્લાહ ! ઈસ્લામે બેરોઝગારી અને બેકારીનો કેવી રીતે ઈલાજ કર્યો છે એનાથી માલૂમ થયું કે ઈસ્લામ રહમત અને શફકકત અને અદલ અને ઈન્સાફનો દીન છે. અલ્લાહ તઆલાએ આ દીનને એટલા માટે નાઝિલ ફરમાવ્યો કે માનવતાના માટે સંતોષપૂર્ણ માર્ગદર્શનનો ઝરીઓ બની જાય. અને અલ્લાહ જલ્લ શાનુહૂએ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હાદી, બશારત આપનાર, ડરાવનાર અને રોશન ચિરાગ બનાવીને મોકલ્યા છે.

## 11

## બાળકોની તરબિયત તરફ મા-બાપની બેદરકારી

બાળકોના બગડવાનો સૌથી મોટો સબબ મા–બાપની બાળકોની તરબિયત તરફ બેદરકારી હોય છે. અને માતા પણ આ અમાનતની મોટી ઝિમ્મેદાર છે. એટલા માટે કે ઝિમ્મેદારી અને ફરજની બાબતમાં માતાની પણ ફરજ અને ઝિમ્મેદારી છે. બલ્કે માતાની ઝિમ્મેદારી વધારે મહત્ત્વની અને નાઝુક છે. એટલા માટે કે માતા બાળકના જન્મથી જુવાન થવા સુધી બાળકની સાથે રહે છે એટલા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઝિમ્મેદાર હોવાની હૈસિયતથી માતાનો અલગ ઉલ્લેખ કર્યો છે :–

"માતા પોતાના પતિના ઘરની નિગહબાન છે અને તેનાથી તેની રૈયત (તાબા હેઠળના લોકો) વિષે પૂછપરછ થશે."[1]

[1] 'અલ ઉમ્મ' શબ્દથી તલાશ કરવા છતાં આ રિવાયત મળી નથી. (મુ. કમરુઝ્ઝમાં)

એટલે જો માતા–પિતા પોતાનો ફુરસદનો સમય ઘુમવા ફરવામાં, મિત્રો અને સખીઓની સાથે ખેલકૂદ અને ચા–પાણીમાં બરબાદ કરશે તો પછી અવશ્ય રીતે બાળકોની તરબિયત યતીમોની જેમ થશે અને તેઓ આવારહ બાળકોની જેમ ઘુમશે ભટકશે. અને અપરાધિ જીવનમાં હદથી આગળ વધી જશે.

એટલા માટે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બાળકોની નિગરાની અને તરબિયતની બાબતમાં એક કરતા વધારે વખત હુકમ આપ્યો અને ઘણી વખત વસિય્યત ફરમાવી છે. જેમાંથી કેટલીક હદીષો નીચે પ્રમાણે છે :

(૧) ‘પોતાના બાળકોને અદબ (શિષ્ટાચાર) શિખવો અને તેમની સારી રીતે તરબિયત કરો.’ (‘ઈબ્ને માજહ’)

(૨) ‘પોતાના બાળકોને અને ઘરવાળાઓને ખૈર (ભલાઈ)ની તા’લીમ આપો અને તેમને અદબ શીખવો.’ (‘રવાહુ અબ્દુર્રઝ્ઝાક’)

(૩) ‘પોતાની ઔલાદને શરીઅત પર અમલ કરવાનો અને મનાઈ કરેલી ચીઝોથી બચવાનો હુકમ આપો કારણકે એ તેમના માટે જહન્નમથી બચવાનો ઝરીઓ છે.’ (‘ઈબ્ને જરીર’)

(૪) ‘પોતાના બાળકોને ત્રણ વાતો શિખવો :–

- ☐ પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બત,
- ☐ તેમના અહલે બૈત (ઘરવાળાઓ)થી મુહબ્બત, [1]
- ☐ અને કુર્આન પાકની તિલાવત એટલા માટે કે કુર્આને કરીમના હામિલીન (ધારણ કર્તાઓ) તે દિવસે અલ્લાહના અર્શના સાયા (છત્રછાયા)માં હશે જે દિવસે એ અર્શના સાયા સિવાય કોઈ સાયો ન હશે.’ (‘તબરાની’)

[1] જાહેર છે કે અહલે બૈતથી તે હઝરાત મુરાદ છે જેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તૌર તરીકા પર કાયમ હોય. (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

12

# યતીમ હોવું

બળવાખોર વૃત્તિ અને ખરાબીના અસબાબમાં બાળકનું યતીમ હોવું પણ છે એટલા માટે કે યતીમ બાળક પોતાના શિર પર શફકકત કરનારા હાથ અને રહમ કરનારા દિલ ન પામશે તો તે ધીમે ધીમે દીનથી બગાવત તરફ વધતો રહેશે. બલ્કે ભવિષ્યમાં,

ઉમ્મતની માળાને વેરવિખેર કરવામાં,
અને એની ઈમારતને તોડી પાડવામાં,
અને એની વહદત (એકતા)ને ટુકડે ટુકડા કરવામાં,
અને કૌમના લોકોમાં આવારગી અને આઝાદી અને કુસંપ ફેલાવવામાં સબબ બનશે.

એટલા માટે ઈસ્લામે (જે ચિરંજીવી દીન છે) યતીમોની કફાલત (ભરણ પોષણ અને ઉછેર) કરનારાઓને હુકમ આપ્યો કે તેમની સાથે સારો વર્તાવ કરે અને પોતાની ઝાતે તેની નિગરાની અને તરબિયત કરે કે જેથી તે સારી રીતે તરબિયત હાસિલ કરે અને તેનામાં સારા અખ્લાક પૈદા થાય.

જેથી યતીમ બાળકની દેખભાળ અને તેની સાથે શફકકત અને મુહબ્બત તેમજ પ્યાર અને ઉલફતની બાબતમાં પુષ્કળ આયતો અને હદીષો છે જે જાણીતી અને મશહૂર છે. હાં જો યતીમના રિશ્તેદાર ગરીબ હોય અને યતીમ બાળકની કફાલત (ભરણપોષણ અને ઉછેર)થી મઅઝૂર હોય તો હુકૂમત (સરકાર)ની આ ફરજ છે કે તે તેમની કફાલત કરે અને દેખભાળની ઝિમ્મેદારી સંભાળે અને તેમની તરબિયત કરે કે જેથી તેઓ આવારગી અને બેકાર ફરવા અને ખરાબ થવાથી બચે.

એટલે બાળકોમાં બળવાખોર વૃત્તિ અને ખરાબી થવાના આ મહત્ત્વના બુનિયાદી અસબાબ અને અમલ કરનારાઓની ખામીઓ છે જે ખૂબ જ ખતરનાક

અને નુકસાનકારક છે. એટલે જો તરબિયતના ઝિમ્મેદારોએ તેમના આ અમલોની સુધારણા ન કરી તો બાળકોનો ઉછેર અને પરવરિશ બૂરાઈઓમાં થશે અને તેઓ દરેક પ્રકારની બેહયાઈ અને ગુમરાહીને ગ્રહણ કરશે અને લોકોની સુખ શાંતિને બરબાદ કરશે. તે પછી તેમને સીધા રસ્તા પર લાવવું ઘણું જ મુશ્કિલ થઈ જશે.

એટલા માટે તરબિયત કરનારા લોકોએ જોઈએ કે તેમની ઈસ્લાહના માટે ઈસ્લામી તરીકાને અપનાવે કે જેથી બાળકો રૂહાની પાકીઝગી, મનની સફાઈ અને અંતરની પવિત્રતા અને અલ્લાહ તઆલાના હુકમના પાલનમાં ફરિશ્તાઓની જેમ થઈ જાય અને બીજાઓના માટે બહેતરીન નમૂનો બની જાય.

હવે છેવટમાં હું એના સિવાય બીજું કંઈ કરી નથી શકતો કે ખૂબ જ વિનમ્રતાપૂર્વક અલ્લાહ જલ્લ શાનુહૂથી દુઆ કરું કે મુસલમાનોને એવા કામોની તૌફીક આપે જે તેમની ઈઝઝત અને સઆદત (સૌભાગ્ય)નો ઝરીઓ બને. અને આ અલ્લાહ તઆલાના માટે કંઈ મુશ્કિલ નથી. બેશક દુઆઓને કબૂલ કરવી તેની શાનને લાયક છે અને તે બેહતરીન ઝિમ્મેદાર છે અને એટલા માટે કે તમામ તારીફો અલ્લાહના જ માટે છે જે તમામ આલમનો રબ છે.

---

## યાદ દાશ્ત

અલ્હમ્દુલિલ્લાહ કે સોમવારના દિવસે ૧૧, રબીઉસ્સાની, ૧૪૧૨ હિજરી મુતાબિક ૨૧, ઓકટોબર, ૧૯૯૧ ઈસ્વીસનના દિવસે પહેલા વિભાગનો ટૂંકસાર પૂરો થયો. અલ્લાહ તઆલા બાકીના ભાગોનો ટૂંકસાર લખવામાં આસાની ફરમાવે અને કબૂલ ફરમાવે.

આમીન

(મુહમ્મદ કમરુઝઝમાં)

# બીજો વિભાગ

## પ્રકરણ : ૧

## ઈમાની તરબિયતની જવાબદારી

## પ્રકરણ : ૨

## અખ્લાકી તરબિયતની જવાબદારી

## પ્રકરણ : 3

## શારીરિક તરબિયતની જવાબદારી

## પ્રકરણ : ૪

## માનસિક અને બૌદ્ધિક તરબિયતની જવાબદારી

# ભૂમિકા

તે જવાબદારીઓ જેનો ઈસ્લામે ખૂબ જ પ્રબંધ કર્યો છે અને જેના તરફ પ્રોત્સાહન આપ્યું છે તેમાંથી મુરબ્બીઓના ઝિમ્મે તે લોકોની તરબિયત પણ છે જેમની તા'લીમ અને તરબિયત તેમને સોંપવામાં આવેલી છે. એટલા માટે કે કુર્આન શરીફની પુષ્કળ આયતો અને નબવી હદીષો આ ફરજમાં કોતાહી (ઉણપ કરવા)થી ડરાવે છે કે જેથી દરેક મુરબ્બીને પોતાની અમાનતની અઝમત અને જવાબદારીની નઝાકત અને મહત્ત્વ માલૂમ થઈ જાય.

## કેટલીક આયતો

**1**

"અને પોતાના સંબંધીઓને પણ નમાઝનો હુકમ કરતા રહો અને પોતે પણ એના પાબંદ રહો."

(સૂરએ 'તા-હા' ૧૩૨)

**2**

"હે ઈમાનવાળાઓ ! તમે પોતાને અને પોતાના ઘરવાળાઓને દોઝખની આગથી બચાવો."

(સૂરએ 'તહરીમ' ૬)

**3**

"આપના પરવરદિગારની કસમ અમે તે બધાંથી તેમના આમાલની જરૂર પૂછપરછ કરીશું."

(સૂરએ 'હિજર' ૯૨, ૯૩)

# કેટલીક હદીષો

**1**

"મર્દ પોતાના ઘરનો રખેવાળ છે અને તેનાથી તેની રૈયત (તેના તાબા હેઠળના લોકો)ના વિષે પૂછપરછ થશે."

**('બુખારી', 'મુસ્લિમ')**

**2**

"કોઈ બાપે પોતાના બેટાને સારા અદબ (શિષ્ટાચાર)ના કરતા બહેતર ભેટ અને બખ્શિશ નથી આપ્યા."

**('તિરમિઝી')**

**3**

"પોતાની ઔલાદ અને ઘરવાળાઓને ખૈર (ભલાઈ) શિખવો અને બાઅદબ (સુસભ્ય) બનાવો."

**('રવાહુ અબ્દુર્રઝ્ઝાક')**

જેથી કુર્આને કરીમની આ આયતો અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈર્શાદોની રહનુમાઈ (માર્ગદર્શન) પ્રમાણે દરેક ઝમાનામાં તરબિયત કરનારાઓએ બાળકોની તા'લીમ અને તરબિયતનો ઘણો પ્રબંધ કર્યો છે. અને તેમની બગાવત અને વાંકા વર્તનને દૂર કરવાનો ખ્યાલ રાખ્યો છે. બલ્કે આ ઉચ્ચ મકસદના માટે એવા ઉસ્તાદો અને મુઅલ્લિમોની પસંદગી કરી છે જેઓ ઈલ્મ અને અદબના લિહાઝથી બુલંદ અને ઉચ્ચ કક્ષાના હોય જેથી તેઓ સહીહ અકીદાઓ અને સારા અખ્લાક શિખવે અને ઈસ્લામની આ

ફરજને સુંદરતા અને ખૂબીપૂર્વક અદા કરી શકે.❶

હવે અમે આ સાત જવાબદારીઓમાંથી દરેકના દરેક ખૂણા પર ઈન્શાઅલ્લાહ વિસ્તૃત રોશની નાખીશું. અલ્લાહ જ સીધો રસ્તો દેખાડનાર છે અને તેનાથી જ આપણે મદદ અને તૌફીક હાસિલ કરીએ છીએ.



❶ કેટલાક અકાબિર (બુઝુર્ગો)ના બનાવો પણ નકલ ફરમાવ્યા છે. જો કોઈનું દિલ ચાહે તો મૂળ કિતાબ જુએ.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

# પહેલું પ્રકરણ

## ઈમાની તરબિયતની જવાબદારી

ઈમાની તરબિયતથી મકસૂદ આ છે કે જયારથી બાળકમાં સૂજસમજ પૈદા થાય, ત્યારથી જ તેને ઈમાનની બુનિયાદી વાતો અને ઉસૂલ (સિદ્ધાંતો) સમજાવવામાં આવે અને તેને ઈસ્લામના અરકાનનો આદી બનાવવામાં આવે. બાળક થોડું વધારે મોટું થાય તો તેને પવિત્ર શરીઅતના બુનિયાદી ઉસૂલોની તા'લીમ આપવામાં આવે. આ બાબતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મહત્ત્વના ઈર્શાદો અને વસિય્યતો નીચે રજૂ કરવામાં આવે છે :–

**1**

### બાળકને સૌથી પ્રથમ કલિમહ 'લા–ઈલા–હ ઈલ્લલ્લાહ' શિખવવાનો હુકમ

હાકિમ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત કરે છે કે :–

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું,

"પોતાના બાળકોને સૌથી પ્રથમ કલિમહ 'લા–ઈલા–હ ઈલ્લલ્લાહ' શિખવો." ('હાકિમ')

એનું રહસ્ય આ છે કે બાળકના કાનમાં સૌથી પ્રથમ કલિમએ તૌહીદ પડે જે ઈસ્લામનો શિઆર (ઓળખચિન્હ) છે જેમકે નવા જન્મેલા બાળકના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવું મુસ્તહબ છે.

❷

## બાળકમાં બુદ્ધિ અને સમજશક્તિ આવે તે પહેલાં જ હલાલ અને હરામના અહકામ શિખવવા જોઈએ

ઈબ્ને જરીર અને ઈબ્ને મુન્ઝિર હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત કરે છે કે :–

તેમણે ફરમાવ્યું કે,

"અલ્લાહ તઆલાની ઈતાઅત (ફરમાંબરદારી) કરો અને અલ્લાહ તઆલાની નાફરમાનીથી બચો. અને પોતાની ઔલાદને અવામિર પર અમલ કરવાનો અને મમનૂઆતથી બચવાનો હુકમ કરો એટલા માટે કે એ ખૂદ તમારા માટે અને તમારી ઔલાદના માટે આગ (જહન્નમ)થી બચવાનો ઝરીઓ છે. એમાં રહસ્ય આ છે કે બાળક જયારે આંખ ખોલે ત્યારે અલ્લાહના અહકામ પર અમલ કરનારો હોય. અને જયારે બાળપણથી જ શરીઅતના અહકામથી સંપર્ક થશે તો ઈસ્લામ સિવાય બીજા કોઈ દીન અને મઝહબને શરીઅત ન સમજશે અને અમલ કરવાને પાત્ર ન બનાવશે."

❸

## સાત વર્ષની ઉમર થવાથી ઈબાદતોનો હુકમ કરવો

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો,

"પોતાની ઔલાદને સાત વર્ષની ઉંમર થવાથી નમાઝનો હુકમ કરો અને નમાઝ ન પઢવા પર તેમને મારો જયારે તેઓ દસ વર્ષના થઈ જાય અને તેમના બિસ્તર અલગ-અલગ કરી દો."

('હાકિમ', 'અબૂ દાવૂદ')

રોઝહને પણ એના પર જ કિયાસ કરવો જોઈએ. એટલે જયારે બાળક રોઝહ રાખવાના કાબિલ થઈ જાય તો રોઝહની આદત પાડવા માટે રોઝહ પણ રખાવવા જોઈએ. અને પિતાની પાસે હજની ગુંજાઈશ હોય તો બાળકને હજનો પણ આદી બનાવવો જોઈએ. અને એ જ પ્રમાણે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની પણ આદત પાડવી જોઈએ.

ઉપરાંત બિસ્તર અલગ કરવાના હુકમથી માલૂમ થયું કે તમામ બૂરાઈઓથી બચાવવાનો પ્રબંધ કરવો જોઈએ કે જેથી બાળકો ઈફફત (પાક દામની) અને પારસાઈ (પવિત્રતા)ની ખસલત સાથે જવાન થાય અને પછી એના પર જ વૃદ્ધ થાય અને એના પર જ વફાત પામે.

ફલિલ્લાહિ દર્રુહૂ

**4**

## બાળકોને અહલે બૈત (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરવાળાઓ)થી મુહબ્બત અને કુર્આને પાકની તિલાવતની ટેવ પાડવી

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ ફરમાવે છે કે :-

"પોતાના બાળકોને ત્રણ વાતો શિખવો :-

(૧) પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બત,

(૨) તેમના અહલે બૈત (ઘરવાળાઓ)થી મુહબ્બત અને
(૩) કુર્આને પાકની તિલાવત.

એટલા માટે કે કુર્આનના હામિલીન (ધારણ કર્તાઓ) અલ્લાહ તઆલાના અર્શની છાયામાં અંબિયા અલયહિમુસ્સલામ અને અસ્ફિયાની સાથે હશે, જે દિવસે તેની છાયાના સિવાય કોઈ છાયા ન હશે."

એનાથી આ વાત પણ જાહેર થાય છે કે બાળકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગઝવાત (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેમાં શામિલ હતા એવા જંગો) અને સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમની સીરત (જીવન ચરિત્ર) અને મુસલમાનોના મોટા મોટા નેતાઓ અને સરદારોના જીવન ચરિત્રો અને તેમની વીરતા અને બહાદુરીના કારનામાઓની પણ તા'લીમ આપવામાં આવે કે જેથી બાળક પોતાના કરતા પહેલાંના ઝમાનાના લોકોની પૈરવી કરે અને તેમના પગલાં પર ચાલે અને ઉચ્ચ દરજાઓ પર પહોંચે.

જેથી હઝરત સઅદ બિન અબી વકકાસ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે,

"અમે પોતાના બાળકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગઝવાત એવી રીતે યાદ કરાવતા હતા જેવી રીતે કુર્આને પાકની સૂરતો યાદ કરાવતા હતા."

ઈમામ ગઝાલી રહમતુલ્લાહિ અલયહએ 'ઈહ્યાઉલ ઉલૂમ'માં આ વસિય્યત કરી છે કે :–

બાળકોને,

– કુર્આને કરીમ
– નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસો,
– નેક લોકોના બનાવો અને
– દીની અહકામ

ની તા'લીમ આપવામાં આવે.

ઈબ્ને સીનાએ 'કિતાબુસ્સયાસત'માં આ નસીહત લખી છે કે :–

જેવું બાળક શારીરિક અને બૌદ્ધિક રીતે શીખવા–શિખવવાના લાયક થઈ જાય તો તેની તા'લીમની શરૂઆત કુર્આને કરીમથી કરી દેવી જોઈએ કે જેથી અસલ લુગત (શબ્દ કોષ) તેની ગુટ્ટી(ગળથૂથી)માં પડે અને ઈમાન અને તેની સિફાત તેના મનમાં મજબૂત થઈ જાય.

એટલા માટે ઘણું જરૂરી છે કે તરબિયત કરનારા લોકો આ બુનિયાદી સૂચનાઓ પ્રમાણે પોતાના બાળકોની તરબિયત કરે કે જેથી બાળકોના અકીદાઓને ગુમરાહી અને ઈલ્હાદ (ઈસ્લામથી વિમુખતા) અને વિદ્રોહથી બચાવવાની જામિનગીરી મળી શકે.

## 5

## ઉપર લાગેલી જવાબદારીઓ અને ફરજોની મર્યાદાઓ

એ પછી લેખકે તરબિયત કરનારાઓને આ સલાહ–સૂચનાઓ ફરમાવી છે :–

(૧) બાળકોને અલ્લાહ પ્રત્યે ઈમાન, તેની મહાન કુદરત અને તેની અજબ સૃષ્ટિ અને મખ્લૂકની તરફ એવી રીતે માર્ગદર્શન આપે કે તે આસમાનો અને ઝમીનોને પૈદા કરવા (સર્જન)માં ચિંતન મનન કરવા લાગે.

**નોંધ :** આ બાબતમાં ઘણી આયતો ટાંકેલી છે જેના માટે અસલ કિતાબનું અવલોકન કરવામાં આવે. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

(૨) બાળકોના મનમાં ખુશૂઅ અને ખુઝૂઅ (એકાગ્રતા અને તલ્લીનતા) અને અલ્લાહ તરફ મજબૂત લગાવ અને બંદગીની રૂહ પૈદા કરે. એનો તરીકો આ છે કે તેમની સામે અલ્લાહ તઆલાની મહાન કુદરત સ્પષ્ટ રીતે બયાન કરવામાં આવે કે તેની હુકૂમત અત્યંત મહાન છે અને તેની હુકૂમત દરેક નાની–મોટી વસ્તુઓ પર વર્ચસ્વ ધરાવે છે.

થઈ શકે છે કે શરૂ શરૂમાં તરબિયત કરનારાઓને બાળકોમાં ખુશૂઅ અને ખુઝૂઅ (એકાગ્રતા અને તલ્લીનતા)ની કૈફિયત પૈદા કરવામાં મુશ્કિલીઓ પેશ આવે પરંતુ વારંવાર સૂચનાઓથી બાળકોમાં ખુશૂઅ અને ખુઝૂઅની કૈફિયત કુદરતી રીતે આવી જશે અને એ તેની આદત અને ફિતરત બની જશે જે મોટા થવા બાદ મુશ્કિલીથી હાસિલ થાય છે.

આ ખુશૂઅ અને ખુઝૂઅ તેમજ આહ અને ઝારી (રુદન)ના આદી બનાવવાની જે મશ્ક (પ્રેકટીસ) ઔલિયા અલ્લાહને ત્યાં કરાવવામાં આવે છે તેનું કારણ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈર્શાદ છે :–

"કુર્આને કરીમ પઢો અને રડયા કરો અને જો રડવાનું ન આવે તો રડવાની સૂરત બનાવી લેતા રહો." ('તબરાની')

(૩) બાળકોમાં આ કૈફિયત પૈદા કરે કે અલ્લાહ તઆલા તેમની તમામ પ્રવૃત્તિઓને અને હાલતોને જુએ છે. આ તરબિયત કરનારની સૌથી મોટી કોશિશ અને મૂળ મકસદ છે.

જેથી અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"જો કે તેમને (અગાઉની આકાશી કિતાબોમાં) એ જ હુકમ થયો હતો કે અલ્લાહ તઆલાની એવી રીતે ઈબાદત કરો કે ઈબાદત તેના જ માટે ખાસ રાખે." (સૂરએ 'બય્યિનહ' ૫)

અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા માત્ર તે જ અમલ કબૂલ ફરમાવે છે જે માત્ર તેની જાતના માટે કરવામાં આવ્યો હોય અને તેનાથી તેની જ રિઝા (પ્રસન્નતા) મકસૂદ (લક્ષ્ય) હોય."

('અબૂ દાવૂદ', 'નસઈ')

(૪) એ જ પ્રમાણે મુરબ્બી (તરબિયત કરનાર)ના ઝિમ્મે છે કે, બાળકને અલ્લાહ તઆલાના મુરાકબહ (ધ્યાન) અને જોવાનો આદી બનાવે કે જેથી તે એ વિચારોને સમજી શકે જે તેને ખાલિકે અઝીમ (મહાન સર્જનહાર)થી નજીક કરનારા છે. જેનાથી ખૂદ તેને પણ ફાયદો થશે અને બીજાઓને પણ લાભ થશે. એટલે તે ન હસદ (ઈર્ષા, અદેખાઈ) કરશે ન ગીબત અને ચુગલખોરી વગેરે કરશે.

(૫) એ જ પ્રમાણે મુરબ્બી પર આ પણ લાઝિમ છે કે બાળકમાં મુહાસબહ (પોતાના આચાર વિચારનું પરિક્ષણ અને હિસાબ) કરવાની આદત પાડે અને તેને એવો બનાવી દે કે તે પોતાનો મુહાસબહ એવા બૂરા ખ્યાલો અને પાયા વગરના વિચારો (તરંગો)માં પણ કરે જે તેના દિલમાં કોઈ કોઈ વાર આવે છે.

(૬) મુરબ્બીને જોઈએ કે બાળકને સૂરએ 'બ–ક–રહ'ની આખરી આયતો યાદ કરાવી દે અને સાથે જ એ આયતોમાં જે ઈર્શાદો અને દુઆઓ છે તેને સ્પષ્ટ રીતે બયાન કરે.

સાંભળો ! આ ઈમાની તરબિયત છે જે અમે બયાન કરી છે અને એના પર કંઈક પ્રમાણમાં રોશની નાંખી છે. આ તે તરબિયત છે જેના માટે પશ્ચિમના (યૂરોપના) તરબિયત કરનારાઓ અને સંસ્કારના ઘડતર કરનારાઓ ખૂબ જ તીવ્રતાથી પ્રયત્નશીલ છે કે જેથી પોતાના સમાજને બદદીની, અપરાધો અને ગંદા અખ્લાક તેમજ બેહયાઈના કામોથી મુક્તિ અપાવી શકે.

જેથી પશ્ચિમના સૌથી મોટા વાર્તાલેખક દોસ્તોવસ્કીએ આ સ્પષ્ટ કરવા ચાહ્યું કે ઈન્સાન જયારે અલ્લાહ તઆલાને છોડી બેસે છે તો પછી તે કોઈક રીતે શયતાનના હાથે ચઢી જાય છે. (અર્થાત્ તેના કાબૂમાં આવી જાય છે.)

કેન્ટ નામના ફિલ્સૂફએ આ એલાન કર્યું કે ત્રણ પ્રકારના એઅતિકાદ (શ્રદ્ધા) પૈદા કરવા વગર અખ્લાક અસ્તિત્વમાં આવી નથી શકતા :–

- ☐ અલ્લાહના અસ્તિત્વનો અકીદો,
- ☐ રૂહ (આત્મા)નો હંમેશાં (ચિરંજીવ) રહેવાનો અકીદો,
- ☐ મરવા પછી હિસાબ અને કિતાબનો અકીદો.

ઉપરના સ્પષ્ટીકરણથી આ ખુલાસો નીકળે છે કે બાળકની ઈસ્લાહ (સુધારણા) અને તેની અખ્લાકી તેમજ નફસિયાતી (મનોવૈજ્ઞાનિક) તરબિયતની બુનિયાદ અને મૂળ અલ્લાહ તઆલા પર ઈમાન લાવવું છે. જેથી પિતા અને મુરબ્બીએ જોઈએ કે બાળકને પ્રત્યેક પળે એવી દલીલો અને સમર્થનોથી પરિચિત કરે જે અલ્લાહ તઆલાના વુજૂદ (અસ્તિત્વ) અને વહદાનિયત (અનન્યતા) પર દલીલ કરતાં હોય અને તેનું એવું માર્ગદર્શન કરે જે તેના ઈમાનને મજબૂત કરે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :–

હું એક દિવસ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પાછળ સવારી પર સવાર હતો ત્યારે આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"સાહબઝાદા ! હું તમને કેટલીક વાતો બતાઉં છું :–

- ☐ તમે અલ્લાહ તઆલાના હકકોની હિફાઝત કરો, અલ્લાહ તઆલા તમારી હિફાઝત કરશે.
- ☐ તમે અલ્લાહ તઆલાના હકકોનો ખ્યાલ રાખો, અલ્લાહ તઆલાને પોતાની સામે પામશો.
- ☐ અને જયારે માંગો તો માત્ર અલ્લાહ તઆલાથી માંગો.
- ☐ અને જયારે મદદ તલબ કરો તો અલ્લાહ તઆલાથી જ મદદ તલબ કરો.
- ☐ અને આ વાતને જાણી લો કે જો તમામ મખ્લૂક પણ તમને કંઈ ફાયદો પહોંચાડવા ચાહે તો તમને માત્ર તે જ ફાયદો પહોંચાડી શકે છે જે અલ્લાહ તઆલાએ તમારા માટે લખી દીધો છે.

☐ અને જો બધાં મળીને પણ તમને કંઈ નુકસાન પહોંચાડવા ચાહે તો તમને એટલું જ નુકસાન પહોંચાડી શકે જેટલું અલ્લાહ તઆલાએ તમારા માટે લખી દીધું છે.

☐ કલમ ઉઠાવી લેવામાં આવી અને સહીફહ ખુશ્ક થઈ ગયા.”

(‘તિરમિઝી’)

એક બીજી રિવાયતમાં આવે છે :–

☐ અલ્લાહ તઆલાના હુકૂકનો ખ્યાલ રાખો, તેને પોતાની સામે પામશો.

☐ ખૂશહાલીમાં અલ્લાહ તઆલાને યાદ રાખો, અલ્લાહ તઆલા તમને તંગી અને પરેશાનીમાં યાદ રાખશે.

☐ અને તમે આ યાદ રાખો કે જે ચીઝ તમારા સુધી નથી પહોંચી તે હરગિઝ તમારા સુધી નહિ પહોંચી શકતી હતી.

☐ અને જે ચીઝ તમને પહોંચી ગઈ તમે તેનાથી કદી બચી શકતા ન હતા.

☐ અને તમે જાણી લો કે કામિયાબી સબ્રની સાથે હોય છે અને ફર્રાખી (વિપુલતા) અને કુશાદગી (વિશાળતા) તકલીફ અને દુઃખના પછી હોય છે.

☐ અને તંગીની સાથે આસાની હોય છે.

(‘તિરમિઝી’)

**નોંધ :**

સુબ્હાનલ્લાહ ! આ હદીસો કેવી ઈમાન અફરોઝ (ઈમાનમાં વધારો કરનારી) છે જે દરેક મુસલમાને નજર સમક્ષ રાખવા અને તેના પર અમલ કરવા લાયક છે.

‘વ બિલ્લાહિત્તવફીક’ [અને અલ્લાહ જ તવફીક આપનારો છે]

એના પછી લેખક રહમતુલ્લાહિ અલયહએ દરેક સમસ્યા વિષે એવી કિતાબો વાંચવાની સલાહ આપી છે જે અરબી ભાષામાં છે અને અહીં (ભારતમાં) મળતી નથી એટલે મેં તેને નકલ કરી નથી. પરંતુ આપણે ત્યાંના ઉલમાએ હક સાથે સંપર્ક કરીને વાંચક પોતાના માટે ઉર્દૂમાં કિતાબો પસંદ કરાવે અને તેને વાંચે. મેં મુસ્તનદ ઉલમાથી મશ્વરહ કરીને પોતાના અકાબિર (બુઝુર્ગો)ની કેટલીક કિતાબોના નામ આ કિતાબના અંતમાં આપ્યા છે તેનું વાંચન પણ ઈન્શાઅલ્લાહ ફાયદાકારક થશે.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

# બીજું પ્રકરણ

## અખ્લાકી તરબિયતની જવાબદારી

અખ્લાકી તરબિયતથી અમારી મુરાદ તમામ અખ્લાકી બુનિયાદી વાતો અને કિરદાર (ચરિત્ર) અને વિજદાન (લાગણીના ઉભરા)થી સંબંધિત તે ફઝીલતોનો સંગ્રહ છે જેને હાસિલ કરવું અને શીખવું બાળકના માટે જરૂરી છે કે જેથી જયારે તે મુકલ્લફ (શરીઅતના અહકામોના પાલન કરવાને પાત્ર) થાય અને જુવાન થાય અને જિંદગીના ઊંડા સાગરમાં પગ મૂકે તો આ તમામ ફઝીલતો અને ખૂબીઓ તેનામાં મૌજૂદ હોય.

જેથી બાળપણમાં નાની વયથી જ અલ્લાહ પર ઈમાન પૈદા થશે અને અલ્લાહ તઆલાના ખૌફ અને તેના મુરાકબહ (ધ્યાન)ની તેને આદત થશે અને તેનાથી મદદ માંગવાનો અને તેની સામે ગરદન ઝુકાવવાનો આદી થશે તો દરેક ફઝીલત અને દરેક સુંદર અખ્લાકને ગ્રહણ કરવાનો તેનામાં કુદરતી ગુણ અને લાગણીઓની સમજ અને અહેસાસ પૈદા થશે. આ વાતનું સમર્થન એનાથી પણ થાય છે કે ઘણા દીનદાર માતા–પિતા અને ઘણા મુરશિદો અને પીરો તેમજ તરબિયત કરનારાઓનો પોતાના શાગિર્દો, મુરીદો અને ઔલાદની બાબતમાં અમલી અનુભવ કામિયાબ રહ્યો છે જેથી આ અનુભવ અને અવલોકન, નેકપૂર્વજોના જીવનચરિત્રો તેમજ હકીકત અને બનાવોની દુનિયામાં સત્ય સાબિત થઈ ચૂકયા છે.

અને જયારે બાળકની તરબિયત ઈસ્લામી અકીદા અને દીની ધ્યાન વગરની હશે તથા અલ્લાહ તઆલાથી સંબંધ ન હશે તો બેશક બાળક ખોટા અને વ્યર્થ કામોમાં તેમજ આઝાદી (મનમાન્યું કરવામાં) આગળ વધશે અને ઈલ્હાદ (ઈસ્લામથી વિમુખતા) અને ગુમરાહીમાં વિકાસ કરશે. પછી જો તેનો સ્વભાવ જડ હશે તો દુનિયવી જિંદગીમાં મુર્ખાઓ અને ગાફિલોની જેમ રહેશે. જીવતો હશે પરંતુ મરેલાની જેમ અને તેનું અસ્તિત્વ ન હોવા બરાબર હશે. કોઈને ન તેની જિંદગીની ખબર હશે અને ન જ તેના મરવાથી કોઈ ખાલીપો થશે.

**નોંધ :** (૧) માલૂમ થયું કે જડતા અને બેકારી કોઈ ખૂબીની વાત નથી-બલ્કે તેના કારણે આદમી ઘણી ખૂબીઓ પ્રાપ્ત કરી શકતો નથી.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**



અને જો તેના પર પાશવી ગુણો ગાલિબ થશે તો વાસનાઓ, કામેચ્છાઓ અને લિઝઝતોની પાછળ દોડતો ફરશે. ન શરમ અને હયા તેને રોકશે અને ન તેનો અંતરઆત્મા તેને ટોકશે અને ન અકલ તેના માટે અવરોધક બનશે.

અને જો તેનો સ્વભાવ જઝબાતી (લાગણીશીલ) હશે તો તેનો મકસદ દુનિયામાં વર્ચસ્વ અને શકિત મેળવવાનો અને લોકો પર મોટાઈ દેખાડવાનો અને હુકમ ચલાવવાનો તેમજ પોતાની શકિતનું પ્રદર્શન કરવાનો અને પોતાના મુખથી ગર્વ અને ઘમંડની વાતો કરવાનો હશે. અને પોતાના કારનામાઓ પર ઈતરાવવાનો હશે. અને આ બાબતમાં તેને એની પણ પરવા ન હશે કે તે આ મકસદ હાસિલ કરવા માટે લોકોની ખોપડીઓથી મહેલ બનાવે અને પાક અને સાફ લોકોના લોહીથી એની શોભા અને શણગાર કરે.

'અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા' [અલ્લાહની પનાહ]

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

**નોંધ :** (૨) જેથી અત્યારના નેતાઓ અને રાજકીય લીડરોની સામાન્ય રીતે એ જ દુ:ખદ હાલત છે. તૌબહ, તૌબહ.

‘બરીં અકલ વ દાનિશ બબાયદ ગિરીસ્ત.’

[ એવી બુદ્ધિ અને સમજ પર તો રડવું જોઈએ. ]

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

અને જો તેના પર શયતાની પહેલૂ ગાલિબ થશે તો તે :–

ગોરખ ધંધા કરતો રહેશે.
અને મિત્રોમાં કુસંપ કરાવશે.
અને હલાક કરવાના માટે દારૂગોળાની સુરંગો બિછાવશે.
અને કત્લ કરવાના માટે કૂવાઓમાં ઝેર મેળવશે.
અને શિકાર કરવાના માટે પાણીને ડહોળી નાખશે.
અને ગુનાહોને સજાવશે.
અને લોકોમાં કીનો કપટ અને અદાવત પૈદા કરશે.

નોંધ :–

આ પ્રકારના લોકો આ ઝમાનામાં મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. અલ્લાહ તઆલા એવી દિલની બૂરાઈ અને સંગદિલ (નિર્દય) લોકોની બૂરાઈથી આપણને બચાવે. આમીન !

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

એટલે આ પ્રકારના લોકો પોતાના દુષ્ટ મનની સાથે ફરતા ફરે છે. જયાં તેનું મન લઈ જાય છે ત્યાં ચાલ્યો જાય છે અને પોતાની ખ્વાહિશાત (મનેચ્છાઓ)નો ગુલામ બની જાય છે. વાસના અને કામેચ્છા તેને આંધળો અને બહેરો બનાવી દે છે. અને આ એવી બૂરી ચીઝ છે જે ખુદા અને મા’બૂદ બની બેસે છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે,

“અને એવા શખ્સ કરતાં વધારે કોણ ગુમરાહ હશે જે અલ્લાહ તઆલા તરફથી કોઈ માર્ગદર્શન વગર પોતાની નફસાની ખ્વાહિશ (મનેચ્છાઓ) પર ચાલતો હોય.” (સૂરએ ‘ક–સ–સ’ ૫૦)

એનો ખુલાસો આ છે કે,

ઈમાની તરબિયત જ આઝાદ અને દરેક પ્રકારના બળવાખોર સ્વભાવના લોકોની ઈસ્લાહ કરે છે. એના વગર ન કોઈ પ્રકારની ઈસ્લાહ શકય છે અને ન મનની શાંતિ અને સુકૂનની આશા રાખી શકાય છે.

ઈમાન અને અખ્લાકના દરમિયાન એ જ મજબૂત સંપર્ક અને સંબંધ તેમજ અકીદા અને અમલના દરમિયાન આ મહાન અને મજબૂત બંધનના કારણે પશ્ચિમના (યૂરોપના) વિદ્વાનો, તરબિયત કરનારાઓ અને સમાજના સુધારકો અને તેમના ઉપરાંત બીજી ઘણી કૌમોના સુધારકોએ પોતાનું ધ્યાન આ તરફ કેન્દ્રિત કર્યું છે અને આ બાબતમાં માર્ગદર્શન આપવાનું શરૂ કરી દીધું છે. અને તેમણે પોતાનું દષ્ટિબિંદુ અને અભિપ્રાય આ જાહેર કર્યો છે કે દીનના વગર ન તો પૂર્ણ અને પરિપૂર્ણ સ્થિરતા મેળવી શકાય છે અને ન ઈમાન વગર ઈસ્લાહ મજબૂત થઈ શકે છે અને ન અખ્લાક દુરુસ્ત થઈ શકે છે.

## કેટલાક ગૈરમુસ્લિમોના અભિપ્રાયો

(૧) જર્મન ફિલ્સૂફ ફીખ્તહ કહે છે કે,

"દીન વગર અખ્લાક વ્યર્થ અને બેકાર ચીઝ છે."

(૨) હિન્દુસ્તાનના મશહૂર લીડર ગાંધીજી કહે છે કે,

"દીન અને સારા અખ્લાક એ બંને એક જ વસ્તુ છે અને એ અલગતા અને જુદાઈ સ્વીકારતા નથી અને એમાંથી કોઈ પણ એક બીજાથી જુદું નથી થઈ શકતું. આ બંને વચ્ચે એવી એકતા અને સંપ છે જેમાં વિક્ષેપ નથી થઈ શકતો. દીન અખ્લાકના માટે આત્મા સમાન છે અને અખ્લાક આત્માના માટે વાતાવરણ (ઓકિસજન) સમાન છે. બીજા શબ્દોમાં દીન અખ્લાકને એવી રીતે ખોરાક પહોંચાડે છે જેવી રીતે પાણી ખેતીને ખોરાક પહોંચાડે છ અને તેનો વિકાસ કરે છે."

(૩) બ્રિટીશ જજ મિસ્ટર ડેનિંગ લખે છે કે,

"દીન વગર અખ્લાકનું અસ્તિત્વ અશકય છે અને અખ્લાક વગર કોઈ કાનૂન પામવો અશકય છે."

**નોંધ :-**

ગૈર મુસ્લિમોના ઉપર ટાંકેલા અભિપ્રાયો અને મંતવ્યોથી દીન અને ઈમાનની જરૂરત અને મહત્ત્વનો ખૂબીપૂર્વક અંદાઝો થયો. પરંતુ જાહેર છે કે ઈસ્લામ જ એવો પરિપૂર્ણ દીન છે જેમાં તા'લીમ અને તરબિયતની બહેતરીન વ્યવસ્થા અને આયોજન છે જેને અપનાવીને જ આદમી પોતાના માટે તેમજ સમગ્ર મખ્લૂકના માટે ફાયદાકારક સાબિત થઈ શકે છે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## અખ્લાકી (સંસ્કારી) રીતભાત વિષે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહત્ત્વની નસીહતો

(૧) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કોઈ પિતાએ પોતાના પુત્રને ઉમદા અને બહેતરીન અદબ (સંસ્કાર અને સભ્યતા) કરતા વધારે સારી ભેટ નથી આપી."

**('તિરમિઝી')**

(૨) ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"પોતાના બાળકોનો ઈકરામ (આદર) કરો અને તેમને સારી તરબિયત આપો."

**('ઈબ્ને માજહ')**

(૩) ઉપરાંત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"બાળકનો બાપ પર હક છે કે તે તેને સારી તરબિયત આપે અને તેનું નામ સારું રાખે."

**('બયહકી')**

ઉપરાંત હઝરત અલી રદિયલ્લાહુ અન્હુથી નકલ થયેલ છે કે :–

"પોતાની ઔલાદ અને ઘરવાળાઓને ખૈર અને ભલાઈની વાતો શિખવો અને તેમની સારી તરબિયત કરો."

(અબ્દુર્રઝ્ઝાક)

એનાથી માલૂમ થયું કે તરબિયત કરનારાઓ ખાસ કરીને માતા–પિતા પર આ ઝિમ્મેદારી છે કે તેઓ પોતાની ઔલાદને ખૈરની વાતો શિખવે અને અખ્લાકની બુનિયાદી વાતો તેમની ગળથૂથીમાં નાંખી દે.

## બાળકોમાં જોવામાં આવતી ચાર બૂરી આદતો

તરબિયત કરનારાઓ અને માતા–પિતાને જોઈએ કે આ વાતનો ખાસ ખ્યાલ રાખે કે બાળકોમાં આ ચાર વાતો ન આવવા પામે. એટલા માટે કે એ ખૂબ જ ખરાબ અને બદતરીન અવસાફ (આદતો) છે. એ આ પ્રમાણે છે :–

(૧) જૂઠું બોલવાની આદત
(૨) ચોરીની આદત
(૩) ગાળગલોચ કરવાની આદત
(૪) ગેરમાર્ગે ચાલવાની અને આઝાદી (મનમાની કરવા)ની આદત

**1**

## જૂઠું બોલવાની આદત

ઈસ્લામની નઝરમાં સૌથી બૂરી ખસલત જૂઠું બોલવું છે. જેથી જૂઠું બોલવાની બૂરાઈના માટે એટલું પૂરતું છે કે ઈસ્લામે એને નિફાકની ખસલતોમાં ગણાવી છે.

જેમ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સમાં આ ચાર વાતો હશે તે ખાલિસ (શુદ્ધ) મુનાફિક હશે

અને જેનામાં એમાંની એક વાત હશે તેનામાં નિફાકની એક ખસલત હશે જયાં સુધી કે તે એને છોડી ન દે.

(૧) જયારે તેની પાસે અમાનત રાખવામાં આવે તો ખિયાનત (વિશ્વાસઘાત) કરે.
(૨) અને જયારે વાતચીત કરે તો જૂઠું બોલે.
(૩) અને જયારે વાયદો કરે તો તેનાથી વિરુદ્ધ કામ કરે. (વચનભંગ કરે)
(૪) અને જયારે ઝઘડો કરે તો ગાળગલોચ કરે."

('બુખારી', 'મુસ્લિમ')

એ ઉપરાંત બીજી પણ ઘણી હદીષો છે જેમાં જૂઠું બોલવાની બૂરાઈ અને ખરાબી માલૂમ પડે છે. અહીં સુધી કે મઝાકમાં પણ જૂઠું બોલવાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મનાઈ ફરમાવી છે.

**નોંધ :–**

આ હદીષથી જૂઠું બોલવાની, ખિયાનત (વિશ્વાસઘાત) કરવાની, વચનભંગ કરવાની અને ગાળગલોચ કરવાની કેટલી બધી બૂરાઈ સાબિત થઈ, જેનાથી દરેક મુસલમાને બચવું જરૂરી છે. એટલા જ માટે આ હદીષનું બહેતરીન સ્પષ્ટીકરણ કરીને મિસરી આલિમ અલ્લામહ અબ્દુલ અઝીઝ ખૌલી રહમતુલ્લાહિ અલયહ 'અલ અદબુન્નબવી' (કિતાબ)માં લખે છે કે :–

"આ હદીષમાં દર્શાવેલી બાબતો અખ્લાકના સુતૂનો (સ્થંભો) માંથી અત્યંત મહત્ત્વના અને મહાન સુતૂનો (સ્થંભો) છે જેના પર ઉમ્મતોની સઆદત (ઉત્કર્ષ) અને ઈઝઝતનો આધાર છે."

આ ઈબારતને હઝરત મુર્શિદી મુસ્લિહુલ ઉમ્મત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ કુદિસ સિર્રુહુ ઘણી પસંદ ફરમાવતા અને સંભળાવતા હતા.

(મુહમ્મદ કમરુઝઝમાં)

## 2

## ચોરીની આદત

ચોરીની આદત જૂઠું બોલવાની આદત કરતા ઓછી ખતરનાક નથી. અને ચોરીની આદત તે પછાત વિસ્તારોમાં વધારે આમ છે જેમણે પોતાની જાતને ઈસ્લામી અખ્લાકથી શણગારી નથી. અને જેઓ ઈમાની તરબિયતથી સહીહ રીતે ફૈઝયાબ નથી થયા. અને આ દેખીતી વાત છે કે જો બાળપણથી બાળકમાં અલ્લાહ તઆલાનો ખૌફ અને તેના હાઝિર–નાઝિર હોવાનો યકીન પૈદા ન થાય, અને અમાનતદારી તેમજ હુકૂક અદા કરવાનો ખ્યાલ ન હોય તો બેશક બાળક ધીમે–ધીમે ધોકાબાઝી, ચોરી અને ખિયાનત (વિશ્વાસઘાત) અને બીજાનો માલ નાહક ખાવાનો આદી બની જશે. બલ્કે તે એવો બદબખ્ત અને અપરાધી સાબિત થશે જેનાથી સમાજના લોકો પનાહ માંગશે અને તેના બૂરા કામોથી લોકો અમાન (સુરક્ષા) ચાહશે.

એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારના ઝિમ્મે ફર્ઝ છે કે બાળકોના દિલમાં અલ્લાહ તઆલાના (સર્વત્ર) હાઝિર અને નાઝિર (બધું જોનાર) હોવાનો તસવ્વુર (ખ્યાલ) પૈદા કરે અને આ અકીદો તેમના મનમાં મજબૂત કરે. અને તેમનામાં અલ્લાહ તઆલાનો ખૌફ પૈદા કરે. અને ખિયાનત (વિશ્વાસઘાત) અને ચોરીના બૂરા પરિણામોથી ચેતવે કે જેથી ચોરીની આદત ન પડે.

આ વાત ઘણી તકલીફ આપનારી અને અફસોસનાક છે કે ઘણા માતા–પિતા પોતાના બાળકોની પાસે જે સાઝ અને સામાન (સાધન સામગ્રી) અને રૂપિયા–પૈસા છે તેની સહીહ દેખરેખ નથી રાખતા અને ઔલાદના માત્ર આ કહેવાથી કે તેમને રસ્તામાં પડેલા મળ્યા છે અથવા કોઈ સાથીએ આપ્યા છે તો એને સ્વીકારી લે છે અને તેમની જૂઠી વાત માની લે છે તો કુદરતી વાત છે કે બાળક જયારે જોશે કે તેના પર દેખરેખ રાખનાર અને તરબિયત કરનાર તપાસ નથી કરતો તો બાળક અપરાધિ જીવનમાં હજુ વધારે પરોવાય જશે.

એક શરઈ અદાલતે એક ચોર પર ચોરીની સઝા લાગુ કરવાનો હુકમ

આપી દીધો અને જયારે સઝા પર અમલ કરવાનો વખત આવ્યો ત્યારે પેલા ચોરે લોકોને બુલંદ અવાઝે કહ્યું કે,

"મારો હાથ કાપવાથી પહેલા મારી માતાની જીભ કાપી નાંખો એટલા માટે કે મેં જિંદગીમાં પહેલી વખત પોતાના પડોશીને ત્યાંથી એક ઈંડાની ચોરી કરી હતી તો મારી માતાએ ન મને ધમકાવ્યો અને ન મને હુકમ આપ્યો કે હું ઈંડું પોતાના પડોશીને પાછું આપી દઉં. બલ્કે માતા ખૂશ થઈ ગઈ અને તેણે વખાણ કરતાં કહ્યું કે,

'અલ્લાહ તઆલાનો શુક્ર છે કે હવે મારો દીકરો પૂરો આદમી બની ગયો છે.'

જો મારી માતાની પાસે (મારા) અપરાધ પર ખૂશ થનારી જીભ ન હોત તો આજે હું સમાજમાં ચોર ન બનતે."

એટલે માતા–પિતા અને તરબિયત કરનારાઓ પર લાઝિમ છે કે ઔલાદની ઈમાની તરબિયતનો ખાસ ખ્યાલ રાખે અર્થાત ઉઠતાં બેસતાં અલ્લાહ તઆલાનો મુરાકબહ (ધ્યાન) અને તેના હાઝિર અને નાઝિર (સર્વત્ર હાજર અને સર્વ જોનાર) હોવાનો અકીદો મજબૂત કરવાની કોશિશ કરે. એટલા માટે કે કાનૂન એનાથી બિલ્કુલ આજિઝ (લાચાર) છે કે લોકોને ખિયાનત અને ધોકાબાઝીથી દૂર રાખે. માત્ર અલ્લાહ તઆલાના હાઝિર અને નાઝિર હોવાનો યકીન જ આ ક્ષેત્રમાં પોતાનું કામ દેખાડે છે.

**નોંધ :–** સુબ્હાનલ્લાહ ! કેવી સુંદર વાત ઈર્શાદ ફરમાવી. કાશ મુસલમાન એને સમજે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

**3**

## ગાળ બોલવાની અને ગંદી ભાષાની આદત

ગાળગલોચ અને ગંદી ભાષાની આદત તે બદતરીન આદતોમાંથી છે જે બાળકોમાં સામાન્ય રીતે પ્રચલિત છે. એનો અસલ સબબ બે બુનિયાદી વાતો છે :

(૧) **બૂરો નમૂનો :**

જયારે બાળક માતા–પિતાના મુખથી ગાળગલોચ સાંભળશે તો અવશ્ય રીતે બાળક પણ એ શબ્દોની નકલ કરશે અને બૂરી વાતો અને જૂઠાણું જ તેના મુખથી નીકળશે.

(૨) **ખરાબ સોહબત :**

બાળકને જયારે ગલીઓમાં અને સડકો પર આઝાદ છોડી દેવામાં આવશે અને બૂરા સાથીઓની સાથે રહેશે તો જાહેર વાત છે કે એવું બાળક પેલા ગલત પ્રકારના લોકોથી મહેણાં ટોણાં, ગાળગલોચ અને ગંદી ભાષા જ સાંભળશે. એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારાઓ પર લાઝિમ છે કે પોતાની ઔલાદના માટે અત્યંત પ્યાર ભરેલો મીઠો અંદાઝ, સુસભ્ય ભાષા, તેમજ પ્યાર અને સારા શબ્દોથી બહેતરીન નમૂનો રજૂ કરે અને સાથે જ એ પણ જરૂરી છે કે ગલીઓમાં અને સડકો પર રમવાથી અને ગંદા લોકોની સોહબતથી અને બદતરીન સાથીઓની દોસ્તીથી બચાવે કે જેથી તે પેલા લોકોની બૂરાઈ અને બગાવતથી પ્રભાવિત ન થાય અને તેમની આદત પોતાની અંદર પૈદા ન કરે.

ઉપરાંત એ લોકોની આ પણ ફરજ છે કે બાળકોને ભાષાની આફતો અને બૂરા પરિણામોથી જે માનવના વ્યકિતત્વને નુકસાન પહોંચાડે છે અને તેના મોભાને ઘટાડે છે તેનાથી ચેતવે અને તેમની સામે તે પરિણામો સ્પષ્ટ રીતે બયાન કરે. ઉપરાંત આ પણ જરૂરી છે કે તે હદીસો બતાવે અને શિખવે જે ગાળગલોચ અને ગંદી ભાષાથી મનાઈ કરે છે.

☐ જેમ કે સરવરે કૌનૈન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"મુસલમાનને ગાળ આપવી દુષ્ટતા છે અને તેને કત્લ કરવું કુફ્ર છે." ('બુખારી', 'મુસ્લિમ')

☐ ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"નથી પાડતી તે લોકોને જહન્નમમાં ઊંધા મોઢે પરંતુ તે વાતો જે તેઓ પોતાની ઝબાનથી કાઢે છે."

('સુનને અરબઆહ', 'મુસ્નદે અહમદ')

☐ ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"મોમિન :
ન મહેણાં ટોણા આપનારો હોય છે,
ન લઅનત (ધિક્કાર, બદદુઆ) કરનારો,
ન ગંદુ બોલનારો અને ગંદી તથા બેહૂદા વાતો કરનારો (હોય છે.)"

('જામિઅ તિરમિઝી')

જેથી જોઈ લો કે બાળક જયારે પ્યારા અને સુંદર શબ્દો બોલે છે તો કેવું સરસ લાગે છે અને જયારે તે મહેણાં ટોણાં અને ગાળગલોચ કરે છે તો કેટલું દુ:ખ થાય છે. એટલે તરબિયત કરનારાઓએ એનો બેહદ ખ્યાલ રાખવો જોઈએ કે જેથી બાળક બાઅદબ (સુસભ્ય) તરીકાથી વાતચીત કરવાનો આદી થાય. એટલા માટે કે એવા સંજોગોમાં એવું બાળક બેશક ઘરનું એક ફૂલ અને લોકોમાં અનોખું સ્થાન મેળવશે.

**4**

## ગેરમાર્ગે ચાલવાની અને આઝાદી (મનમાની કરવા)ની આદત

આ વીસમી સદીમાં જે બદતરીન ચીઝ મુસલમાન છોકરાઓ અને છોકરીઓમાં ફેલાઈ ગઈ છે તે બેહયાઈ (નિર્લજજતા) અને આઝાદી (મનમાની કરવાની આદત) છે જેથી આપ ઘણાં કિશોરો અને નવજુવાન છોકરાઓ અને છોકરીઓને જોશો કે તેઓ આંધળા અનુકરણની પાછળ પડેલા છે. અને ગુમરાહી અને આઝાદીના પ્રવાહમાં વહી રહ્યા છે. એટલા માટે ઘણાંને જોશો કે તેમનો મકસદે હયાત (જીવનનું ધ્યેય) માત્ર આ છે કે તેઓ જાહેરી રીતે હિપ્પી બની જાય. તેમની ચાલમાં અસ્થિરતા અને વાતચીતમાં ગંદી અને બેપરદગી ઝલકે

છે. અને તેઓ કોઈ એવી આઝાદ અને નીચ (આવારહ) છોકરીની તલાશમાં ફરતા હશે જેના ચરણોમાં પોતાની મર્દાનગી વેડફી નાંખે અને તેની દોસ્તી હાસિલ કરવામાં પોતાની શખ્સિયત (વ્યકિતત્વ)ને કત્લ કરી નાંખે. આ પ્રમાણે એક ખરાબીથી બીજી ખરાબી તરફ અને એક બેહયાઈથી બીજી બેહયાઈની તરફ ચાલતા રહે છે. અને છેવટે એવા ખાડામાં પડી જાય છે જે તેમની તબાહી અને બરબાદીનો સબબ બની જાય છે.

'અલ ઈયાઝુ બિલ્લાહ' [ અલ્લાહની પનાહ ]

**નોંધ :-**

વર્તમાન પરિસ્થિતિની કેટલી સરસ રજૂઆત કરી છે જેની સત્યતામાં જરા પણ શક નથી. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## વ્યકિતત્વને સુરક્ષિત કરવાના પાયાના નિયમો

એટલે આ આવારહપણું અને આઝાદીની ઈસ્લાહ અને તરબિયતના માટે ઈસ્લામે જે બુનિયાદી ઉસૂલ (નિયમો) નકકી કર્યા છે તેમાંથી મહત્ત્વની કલમો અને અનોખા બુનિયાદી ઉસૂલ નીચે પ્રમાણે છે.

**1**

## આંધળુ અનુકરણ અને બીજાનું અનુસરણ કરવાની મનાઈ

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી છે કે :-

– "મુશ્રિકોની મુખાલિફત કરો (અર્થાત તેમનાથી વિરુદ્ધ કામ કરો.)
– દાઢી વધારો અને
– મૂંછો કાપો."

**('બુખારી', 'મુસ્લિમ')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ અમારામાંથી નથી જે બીજાઓ (ગેરકૌમો)ની મુશાબહત (સમરૂપતા) ઈખ્તિયાર કરે. યહૂદીઓ અને નસારા (ઈસાઈ)ની સાથે મુશાબહત ઈખ્તિયાર ન કરો."

('તિરમિઝી')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ કોઈ કૌમની મુશાબહત (સમરૂપતા, મળતાપણું) ઈખ્તિયાર કરે તે તેઓમાંથી જ છે."

('અબૂ દાવૂદ')

2

## મોજશોખમાં પડવાની મનાઈ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે લોકો નાઝ અને નેઅમત તેમજ ઐશ અને ઈશરતમાં પડવાથી બચો એટલા માટે કે અલ્લાહ તઆલાના બંદાઓ નાઝ અને નેઅમતમાં નથી પડતા."

('અહમદ', 'અબૂ નઈમ')

નાઝ અને નેઅમતથી મુરાદ આ છે કે જરૂરતથી વધારે લિઝઝતોમાં ડૂબી જાય અને ઐશ અને ઈશરત તેમજ નાઝ અને નખરામાં પડેલા રહે. અને જાહેર વાત છે કે હંમેશા નાઝ અને નેઅમતમાં પડેલા રહેવાથી ઈન્સાન દાવત અને ઈર્શાદ તથા જિહાદની ફરજથી પાછળ રહી જશે અને આઝાદી અને આવારહ-પણાની વાદીઓમાં ફસાયેલો રહેશે. અને આ ચીઝ બીમારીઓના ફેલાવવાનો ઝરીઓ પણ છે.

3

## સંગીત, વાજિંત્રો અને ગંદા ગીતો ગાવા-સાંભળવાની મનાઈ

બંને જહાંનના સરદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલાએ મને બંને જહાન (દુનિયા અને આખિરત)ના માટે રહમત અને હિદાયત બનાવીને મોકલ્યો છે. અને મને હુકમ આપ્યો છે કે હું વાંસળીઓ, ગાવા વગાડવાના સાધનો (વાજિંત્રો), શરાબ અને તેમની મૂર્તિઓને ખત્મ કરી નાંખું જેની જાહિલિય્યતના ઝમાનામાં પૂજા થતી હતી."

('અહમદ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ ગાવાનો અવાજ સાંભળે છે તેને આ વાતની ઈજાઝત નહીં આપવામાં આવશે કે જન્નતમાં રૂહાનિય્યિન (રૂહાની લોકો)નો અવાજ સાંભળે."

('તિરમિઝી')

અને આ વાત કોઈ પણ અકલમંદ અને સમજદાર માણસ પર છૂપી નથી કે આ હરામ ચીઝોનું સાંભળવું બાળકના અખ્લાક પર અસર કરે છે અને તેને વાસનાઓ અને હૈવાની લિઝઝતોના સાગરમાં ધકેલી દે છે. અને એટલા માટે કે આ ઝમાનામાં સામાન્ય રીતે રેડિયો અને ટેલીવીઝન વગેરેમાં ખૂબ જ ગંદા પ્રકારના વાજિંત્રો અને ગીતો અને નગ્ન નૃત્યો અને ડાન્સ પ્રસારિત થાય છે એટલા માટે તેને જોવું અને તેના પ્રોગ્રામોને સાંભળવા ઘણો મોટો ગુનાહ અને સખ્ત હરામ છે.

# 4

## હિજડાપણું અને ઔરતોનું અનુકરણ કરવાની મનાઈ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી છે કે,

"અલ્લાહ તઆલાએ તે મર્દો પર લઅનત મોકલી છે જેઓ હિજડા બને છે અને તે ઔરતો પર પણ (લઅનત મોકલી છે) જેઓ મર્દ બને છે (અર્થાત મર્દોથી મળતાપણું ઈખ્તિયાર કરે છે.)"

હઝરત અલી રદિયલ્લાહુ અન્હુએ ઈર્શાદ ફરમાવ્યો કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે આપે રેશમનો એક ટુકડો લીધો અને પોતાના જમણા હાથમાં પકડી લીધો અને સોનું ઉઠાવીને ડાબા હાથમાં પકડી લીધું અને ફરમાવ્યું કે,

"રેશમનો લિબાસ અને સોનું મારી ઉમ્મતના મર્દો પર હરામ કરી દેવામાં આવ્યા છે અને ઔરતોના માટે હલાલ કરી દેવામાં આવ્યા છે."

એટલા માટે :–

- ☐ વીગ (કૃત્રિમ વાળ) અથવા બીજાના વાળ લગાવવા,
- ☐ મર્દોના માટે રેશમ અને સોનાનો ઉપયોગ કરવો,
- ☐ ઔરતોએ મર્દોથી મુશાબહત (મળતાપણું) ઈખ્તિયાર કરવું,
- ☐ એ જ પ્રમાણે મર્દોનું ઔરતોથી મુશાબહત ઈખ્તિયાર કરવું,
- ☐ ઔરતોએ એવો લિબાસ પહેરવો જેને પહેરવા છતાં નગ્ન નજર આવે.

તો આ બધાં હિજડાપણા અને બેહયાઈનું પ્રદર્શન છે. અને મર્દાનગીને ખત્મ કરનાર અને વ્યક્તિત્વને રુસવા અને ઝલીલ કરનાર અને શરાફત તથા અખ્લાકના માટે ઊંડો ઘા છે. બલ્કે એના ઝરીઆથી ઉમ્મતને ગંદી આઝાદી અને અપ્રિય મેળમિલાપ તેમજ નાબાલિગો અને નવયુવાનોને બૂરાઈ, બેહયાઈ અને બદઅખ્લાકીની તરફ ધકેલવું છે.

## 5

# પર્દા વગર અને શોભા શણગાર કરીને નીકળવાની મહિલાઓને મનાઈ

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"હે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા બીજા મુસલમાનોની સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાની ચાદરો (માથાથી) પોતાના (મુખના) ઉપર સહેજ નીચી લટકાવે, એનાથી જલ્દી ઓળખાણ થઈ જશે તો તેણીઓને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ તઆલા મોટો બખ્શનાર (તથા) દયાળુ છે." **(સૂરએ 'અહઝાબ' ૫૯)**

આ આયતના અનુસંધાનમાં ઈબ્ને જરીર રહિમહુલ્લાહ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાનું વચન નકલ કરે છે કે :–

અલ્લાહ તઆલાએ મોમિન સ્ત્રીઓને આ હુકમ આપ્યો છે કે, જયારે તે કોઈ કામ માટે અથવા જરૂરતથી બહાર નીકળે તો પોતાના ચહેરા (મુખ)ને ચાદરથી ઢાંકી લે અને ફકત એક આંખ ખોલે.

અને અલ્લામહ અબૂબક્ર જસ્સાસ રહિમહુલ્લાહ લખે છે કે :–

આ આયતમાં આ વાત પર દલાલત (પુરાવો) છે કે પરાયા મર્દોથી જવાન સ્ત્રીઓએ પોતાનું મુખ (ચહેરો) છુપાવવાનો અને બહાર નીકળતી વેળા પર્દો કરવાનો તેમજ પાકદામન (પતિવ્રતા, સુશીલ) રહેવાનો હુકમ આપવામાં આવ્યો છે એટલા માટે કે ફાસિક (વ્યભિચારી) અને બદકિરદાર (દુરાચારી) લોકો એમના વિષે કોઈ ખૂશ ફેહમીમાં મુબતલા ન થાય.

અને કાઝી બયઝાવી રહિમહુલ્લાહ અલ્લાહ તઆલાનું મુબારક ફરમાન :–

'યુદની–ન અલયહિન્ન મિન જલાબીબિહિન્ન'

(સૂરએ 'અહઝાબ' ૫૯)

[પોતાની ચાદરો (માથાથી) પોતાના (મુખના) ઉપર સહેજ નીચી લટકાવે]

ની તફસીરમાં લખે છે કે :–

સ્ત્રીઓ કોઈ જરૂરતથી બહાર નીકળે તો પોતાનો ચહેરો (મુખ) અને શરીરને ઢાંકી લે.

## આ બાબતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદાત અને સહાબિયાત (સહાબી મહિલાઓ)ના વચનો

'અબૂ દાવૂદ', 'તિરમિઝી' અને 'મુઅત્તા ઈમામ માલિક'માં આવ્યું છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હજ કરવાવાળી સ્ત્રીને એહરામની હાલતમાં આ હુકમ આપ્યો કે, 'તે ન નકાબ' [ ચહેરા પર નાંખવાનો પર્દો] લગાડે અને ન હાથમોજાં પહેરે.

એનાથી સ્પષ્ટ માલૂમ પડે છે કે નબવીકાળમાં સ્ત્રીઓ ચહેરો ઢાંકવાની અને હાથમોજાં પહેરવાની આદી હતી. એટલા જ માટે એહરામની હાલતમાં તેણીઓને એનાથી રોકવામાં આવી છે પરંતુ આ હુકમ અલલ ઈતલાક (શર્ત વિનાનું, નિરપેક્ષ) નથી જેમકે આગળ આવનારી તે હદીસો જેમનો હમણાં ઝિક્ર (વર્ણન) કરીશું તે પોતે એના પર દલાલત (દલીલ) કરે છે.

ઉપરાંત હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :–

તેઓ ફરમાવે છે કે,

"કાફલાઓ (વણજારો) અમારી પાસેથી ગુઝરતા હતા અને અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે એહરામની હાલતમાં હતા. ઉપરાંત જયારે તે અમારી પાસેથી ગુઝરતા હતા તો અમારામાંથી

દરેક સ્ત્રી પોતાની ચાદરને પોતાના ચહેરા (મુખ) પર નાંખી દેતી અને જયારે તેઓ અમારાથી આગળ વધી જતા ત્યારે ચહેરો ખોલી લેતી હતી.''

('સુનને અબૂ દાવૂદ')

ઉપરાંત હઝરત ફાતિમા બિન્તુલ મુન્ઝિર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :–

તે ફરમાવે છે કે,

''અમે એહરામની હાલતમાં પોતાના ચહેરા (મુખ)ને છુપાવી લેતા હતા અને અમે હઝરત અસ્મા બિન્તે અબીબક્ર રદિયલ્લાહુ અન્હુમાના સાથે હતા પરંતુ ચહેરો (મુખ) છુપાવવા પર તે અમારાથી કોઈ એઅતિરાઝ (વિરોધ) ન કરતી હતી.''

('મુઅત્તા ઈમામ માલિક' રહ.)

ઉપરાંત હઝરત આઈશા સિદ્દીકા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :–

''સ્ત્રી પોતાની ચાદર માથાના ઉપરથી પોતાના ચહેરા (મુખ) પર લટકાવશે.''

('ફત્હુલ બારી')

આ સહીહ હદીસોથી સાફ માલૂમ થાય છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર પત્નીઓ અને બીજા સહાબા રદિયલ્લાહુ અન્હુમની પત્નીઓ કોઈ કામસર અગર બહાર નીકળતી હતી તો મોંને છુપાવી લેતી હતી. ચાહે એહરામની હાલતમાં❶ કેમ ન હોય અને તેણીઓ આ સમઝતી હતી કે પર્દો જરૂરી છે અને પવિત્ર શરીઅતે એનો હુકમ આપ્યો છે.

---

❶ સ્ત્રી એહરામની હાલતમાં કોઈ ચીઝ પેશાનીના ઉપર એવી રીતે લટકાવીને કપડું નાંખી લે કે કપડું ચહેરા (મુખ)ને ન લાગે.

('મુઅલ્લિમુલ હુજ્જાજ'માંથી)

# મુજતહિદ ઈમામોના વચનો

મુજતહિદ ઈમામો પૈકી ઈમામ શાફિઈ અને ઈમામ અહમદ અને ઈમામ માલિક રહિમહુમુલ્લાહુ ફરમાવે છે કે :–

સ્ત્રીનો ચહેરો (મુખ) પણ ઔરત (છુપાવવાને લાયક) છે. એનું છુપાવવું વાજિબ છે અને ગૈરમહરમ (જેની સાથે નિકાહ થઈ શકે એવી વ્યક્તિ)ના સામે એનું ખોલવું હરામ છે.

એના પછી સંપાદક રહિમહુલ્લાહએ આ હઝરાતમાંથી દરેકની દલીલો પણ પેશ કરી છે જેમને જરૂર હોય તે એનું વાંચન કરી લે.

હનફીઓના ઈમામો અને તેમના અનુસરણ કરનારાઓનો મઝહબ આ છે કે :–

સ્ત્રીનો ચહેરો ઔરત (છુપાવવાને લાયક) નથી એટલા માટે અગર ચહેરો ખોલવાથી કોઈ ફિત્નહ પૈદા ન થાય તો એને ખોલવું જાઈઝ છે. પરંતુ અગર કોઈ ફિત્નહનું અનુમાન હોય તો ફિત્નહથી બચવા માટે અને ફસાદને દૂર કરવા માટે એનું ખોલવું હરામ થઈ જશે.

ઉપરાંત સંપાદક રહમતુલ્લાહિ અલયહ છેવટમાં ફરમાવે છે કે :–

આપણા આ સમાજમાં જયારે કે આપણે જાનવરો અને પશુઓના જેવી જિંદગી ગુઝારી રહ્યા છીએ શું એમાં કોઈ વ્યક્તિ ચહેરો ખોલવાથી ફિત્નહ અને ફસાદ ફેલાવવાથી ઈન્કાર કરી શકે છે ? આ કારણસર જયારે વર્તમાન પરિસ્થિતિ આ છે તો ગૈરતમંદ (શરમવાળા, લજજાવાળા) પિતાને જોઈએ કે પોતાની પુત્રીઓ અને પત્નીને ચહેરા પર નકાબ નાંખવાનો હુકમ આપે અને અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમને અંજામ આપવાની અને પાકબાઝ સહાબી મહિલાઓ રદિયલ્લાહુ અન્હુન્નનું અનુસરણ કરવાની અને મુજતહિદ ઈમામોના ફેસલા અને ચુકાદાની ઈત્તિબાઅ (અનુસરણ)ના માટે તેણીઓને ચહેરો છુપાવવાનો હુકમ આપે.

નોંધ :- નિ:શંક આ ફસાદના ઝમાનામાં સાવચેતીનો તકાઝો આ જ છે કે સ્ત્રીઓના ચહેરાનો પણ પર્દો વાજિબ છે. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## સ્ત્રી પુરુષની દોસ્તી અને મેળાપની મનાઈ

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ગિરામી (આદરણીય, મહત્ત્વનો) ઈર્શાદ છે કે :–

"કોઈ પુરુષ કોઈ સ્ત્રી સાથે એકલતા અને એકાંતમાં મળે છે (ત્યારે) શયતાન તેના સાથે એમનો ત્રીજો (સાથી) હોય છે."

**('તિરમિઝી')**

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે સ્ત્રીઓની પાસે જવાથી બચો."

એક સાહબે પૂછયું,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
જેઠ અને દીયર વગેરેનો શું હુકમ છે ?"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"આ લોકો મૌત છે." (અર્થાત્ મૌતની જેમ નુકસાનકર્તા છે.)

**('બુખારી', 'મુસ્લિમ') ('તરબિયતુલ ઔલાદ' ૧૯૪)**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંથી કોઈ પુરુષ પણ સ્ત્રીની સાથે એકાંતમાં એક જગ્યાએ સાથે ન થાય, તે સગાં સંબંધીઓના સિવાય જે મહરમ છે. (અર્થાત જેનાથી નિકાહ હંમેશાના માટે હરામ છે.)"

**('બુખારી', 'મુસ્લિમ')**

નોંધ :- બલ્કે આ ફસાદના ઝમાનામાં એમનાથી પણ પરહેઝ રાખવામાં (બચવામાં) આવે તો મુનાસિબ (યોગ્ય) છે (અર્થાત તેમનાથી નિઃસંકોચ બેપર્દગી ન કરવામાં આવે.) **(મુહમ્મદ કમરુઝઝમાં)**

# પરાઈ સ્ત્રીઓ તરફ જોવું હરામ છે

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે." **(સૂરએ 'નૂર' ૩૦)**

હઝરત જરીર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

મેં અચાનક પડી જનારી નજરના વિષે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"પોતાની નજરને ફેરવી લો." (અર્થાત્ હટાવી લો.)

ઉપરાંત જયારે સર્વ સમાજ અને સર્વ કૌમો આ ઈસ્લામી અહકામ પર અમલ કરશે તો નિઃશંક તે પવિત્ર અને ઈઝઝત તેમજ બુઝુર્ગીના બગીચાઓમાં શાનથી અકડીને ચાલશે અને શાંતિ અને સુરક્ષાના છાયડામાં મઝા કરશે અને ઈઝઝત તેમજ શરાફતના શિખર પર પહોંચી જશે.

'વલ્લાહુ વલિય્યુત્તૌફીક' (અને અલ્લાહ જ તૌફીક આપનારો છે)

નોંધ :- પરંતુ અફસોસ કે હવે આપણામાંથી વધુ પ્રમાણમાં પુરુષો અને સ્ત્રીઓનો અમલ એના વિરુદ્ધ જોવામાં આવે છે, એટલા જ માટે આપણા પૂર્વજો અને બુઝુર્ગો ઈઝઝત તેમજ શરાફતના જે દરજા સુધી પહોંચ્યા તેનાથી આપણે મહરૂહ (વંચિત) છીએ. **(મુહમ્મદ કમરુઝઝમાં)**

એટલા માટે તરબિયત કરનારાઓ અને માતા–પિતાની ઝિમ્મેદારી છે કે અખ્લાકની સુધારણા અને ઈસ્લાહ તેમજ વ્યકિતત્વના વિકાસના માટે બારીક દેખરેખ રાખે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તે હદીષો જે સુંદર અખ્લાક અને સદ્‌ગુણોની તરફ માર્ગદર્શન કરે છે તેનાથી બાળકોને આગાહ કરે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"મને સુંદર અખ્લાકની પરિપૂર્ણતાના માટે મોકલવામાં આવ્યો છે."

('અહમદ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"સૌથી ભારી ચીઝ જે કિયામતના દિવસે અમલના ત્રાજવામાં મૂકવામાં આવશે તે અલ્લાહ તઆલાનો ખૌફ અને સુંદર અખ્લાક છે."

('અબૂ દાવૂદ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"મો'મિનોમાં કામિલ (પરિપૂર્ણ) ઈમાનવાળો તે શખ્સ છે જે તેઓમાં બહેતરીન અખ્લાક ધરાવે છે."

('અબૂ દાવૂદ', 'તિરમિઝી')

એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારાઓની પણ ફરજ છે કે, તેઓ પોતાની અંદર આ અવસાફ (ગુણો) પૈદા કરે અને પોતે એના પર કાયમ રહે કે જેથી બાળકોના માટે બહેતરીન નમૂનો રજૂ કરી શકે.

એટલે હે તરબિયત કરનારા સાહિબો ! અલ્લાહ તઆલાએ આપ લોકોને જે જવાબદારી સોંપી છે તેને પૂરી કરો અને પોતાની ફરજ સુંદરતા અને ખૂબીપૂર્વક અદા કરો. જો આપે સહીહ તરીકાથી અમાનત અદા કરી દીધી તો આપ પોતાનાં

બાળકોને ઘરમાં મહેકતાં ફૂલ, સમાજમાં પૂરનૂર અને દુનિયામાં ચમકતા ચાંદ પામશો. જેઓ ફરિશ્તાઓના સમાન સુકૂનથી અને ભરપૂર તરીકાથી ધરતી પર ચાલતા ફરતા હશે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"અને આપ ફરમાવી દો કે (ચાહો તે) કામ કર્યે જાઓ ફરી હમણાં (દુનિયામાં જ) તમારા કર્મોને અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા ઈમાનવાળાઓ જોઈ લેશે."

(સૂરએ 'તવબહ' ૧૦૫)

# ત્રીજું પ્રકરણ

## શારીરિક તરબિયતની જવાબદારી

તે મોટી જવાબદારીઓ જે ઈસ્લામે તરબિયત કરનારા માતા–પિતા અને ઉસ્તાદોને સોંપી છે તેમાં શારીરિક તરબિયતની જવાબદારી પણ છે કે જેથી બાળક શારીરિક કુવ્વત અને સલામતી, પ્રફુલ્લતા અને ચુસ્તી તેમજ સિહત અને તંદુરસ્તી પ્રાપ્ત કરે. હવે આપ પોતાની આ જવાબદારીની બારીકીઓને સમજી લો જે ઈસ્લામે આપના ઉપર ફરજ કરી છે.

**1**

### પત્ની અને બાળકોનું ભરણ–પોષણ વાજિબ હોવું

અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે કે :–

"અને જેનું બાળક છે (તેના પિતા પર) તે (માતાઓ)ના ખાવા અને કપડાંની કાયદા પ્રમાણે જવાબદારી છે."

(સૂરએ 'બ–ક–રહ' ૨૩૩)

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદોથી માલૂમ થાય છે કે અહલો અયાલ (ઘરવાળાઓ) પર ખર્ચ કરવાથી અને ઉદારતા કરવાથી વધારે અજર અને સવાબ મળે છે. એટલા જ માટે જો તેમના પર ખર્ચ ન કરે તો તેને ગુનાહ થાય છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈન્સાનના ગુનાહગાર હોવાના માટે આટલી વાત પૂરતી છે કે તે તે લોકોને બરબાદ કરી દે જેના ભરણ–પોષણની જવાબદારી તેના શિર પર છે." ('અબૂ દાવૂદ')

ઘરવાળાઓ પર ખાવા અને ખર્ચમાં આ પણ શામિલ છે કે પતિ પોતાની પત્ની અને બાળકોના માટે સહીહ ખોરાક અને રહેવા લાયક મકાન અને ઉપયોગ કરવા લાયક લિબાસ પૂરા પાડે કે જેથી તે લોકો બીમાર ન પડી જાય અને તેમના શરીર વબાઓ અને બીમારીઓના નિશાના (લક્ષ્ય) ન બની જાય.

**2**

## ખાવા–પીવા અને સૂવામાં કુદરતી નિયમોની કાળજી રાખવી

☐ **ખાવું :–**

ખાવાની બાબતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું માર્ગદર્શન આ છે કે પેટ ભરવાથી બચવામાં આવે અને જરૂરત કરતાં વધારે ખાવા–પીવાથી દૂર રહેવામાં આવે.

☐ **પીવું :–**

પીવાની બાબતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ હિદાયત ફરમાવી છે કે,

– "ત્રણ શ્વાસ યા બે શ્વાસમાં પાણી પીવું જોઈએ,
– અને વાસણમાં શ્વાસ ન લેવું જોઈએ,
– અને ઊભા રહીને પાણી (અથવા ચા) વગેરે પીવું ન જોઈએ."

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

– "ઊંટની જેમ એક શ્વાસમાં ન પીઓ, બલ્કે બે યા ત્રણ શ્વાસમાં પાણી પીયા કરો.

– અને જયારે પાણી પીવું હોય તો અલ્લાહ તઆલાનું નામ લેતા રહો. (અર્થાત્ 'બિસ્મિલ્લાહ' કહ્યા કરો.)
– અને જયારે પી ચૂકો તો અલ્લાહ તઆલાની હમ્દ અને તારીફ બયાન કરો. (અર્થાત્ 'અલ્હમ્દુ લિલ્લાહ' કહો.)"

('તિરમિઝી')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંથી કોઈ ઊભા રહીને હરગિઝ પાણી ન પીએ. અને જો ભૂલથી પી લેતો તેને જોઈએ કે ઊલટી કરી દે."

('મુસ્લિમ')

**નોંધ :-** એનાથી ઊભા રહીને પાણી પીવાની કેટલી બૂરાઈ વ્યકત થાય છે! પરંતુ આજકાલ મોટા ભાગના મુસલમાન આ સુન્નતની પણ ઈત્તિબાઅ (અનુસરણ) નથી કરતા. અલબત્ત તે હદીષો જેનાથી ઊભા રહીને પીવાનો સુબૂત મળે છે તે જરૂરતના વખતે જાઈઝ હોવાના માટે બયાન થયેલી છે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

☐ **સૂવું :-**

સૂવાની બાબતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ નસીહત છે કે :-

ઈન્સાન જમણી કરવટ (પડખાં) પર સૂએ એટલા માટે કે ડાબી કરવટ પર સૂવાથી દિલ (હૃદય)ને નુકસાન થાય છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

– જયારે તમે પોતાના બિસ્તર પર આવો તો પ્રથમ નમાઝવાળું વુઝૂ કરો.
– પછી પોતાની જમણી કરવટ (પડખાં) પર સૂઈ જાઓ.
– તે પછી આ દુઆ પઢો :

اَللّٰهُمَّ اَسْلَمْتُ نَفْسِىْ اِلَيْكَ وَوَجَّهْتُ وَجْهِىْ اِلَيْكَ وَفَوَّضْتُ اَمْرِىْ اِلَيْكَ وَاَلْجَاْتُ ظَهْرِىْ اِلَيْكَ رَغْبَةً وَّرَهْبَةً اِلَيْكَ لَا مَلْجَاً وَلَا مَنْجاً مِنْكَ اِلَّا اِلَيْكَ اٰمَنْتُ بِكِتَابِكَ الَّذِىْ اَنْزَلْتَ وَنَبِيِّكَ الَّذِىْ اَرْسَلْتَ. (مسلم)

'અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફસી ઈલય-ક વ વજજહતુ વજહી ઈલય-ક વ ફવ્વઝતુ અમ્રી ઈલય-ક વ અલ્જઅ્તુ ઝહરી ઈલય--ક રગબતંવ વ રહબતન ઈલય-ક લા મલ્જ-અ વલા મન્જ--અ મિન્ક ઈલ્લા ઈલય-ક આમન્તુ બિ કિતાબિ-કલ્લઝી અન્ઝલ-ત વ નબિય્યિ-કલ્લઝી અરસલ-ત.

('મુસ્લિમ')

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! મેં પોતાના નફસ અને જાન આપને સોંપી દીધા અને પોતાનો ચહેરો આપની તરફ કરી દીધો અને પોતાનો મુઆમલો આપના હવાલે કર્યો અને પોતાની પીઠ આપની સામે ઝુકાવી દીધી. આપથી ઉમ્મીદ અને રગબત અને આપના ખૌફ અને ડરની સાથે. આપના સિવાય ન કોઈ આશ્રયસ્થાન છે અને ન કોઈ નજાતની જગા. હું આપની આ કિતાબ પર ઈમાન લાવ્યો જે આપે નાઝિલ કરી અને તે નબી પર જેને આપે મોકલ્યા.

આ પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"આ કલિમાત (વાકયો)ને તમે પોતાની આખરી ગુફતગૂ (વાતચીત) બનાવી લો."

❸

## ચેપી રોગોથી બચવું

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુમા રિવાયત કરે છે કે,

સકીફના પ્રતિનિધિ મંડળમાં એક માણસ જુઝામ (રકતપિત્ત, Leprosy)ની બીમારીમાં ગિરફતાર હતા તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમની પાસે આ સંદેશો મોકલ્યો કે,

"તમે પાછા ચાલ્યા જાઓ. મેં તમને બૈઅત કરી લીધા છે."

('મુસ્લિમ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે જુઝામી (રકતપિત્તવાળા)થી એવા દૂર ભાગો જેવા કે તમે વાઘ–સિંહથી દૂર ભાગો છો."

('બુખારી')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"(ચેપી રોગવાળો) કોઈ આદમી તંદુરસ્તની પાસે ન જાય."

એટલા માટે તરબિયત કરનારાઓ ખાસ કરીને માતાઓએ જોઈએ કે તેમની ઔલાદમાંથી કોઈ બાળક કોઈ ચેપી રોગમાં સપડાય જાય તો તેને બીજા બાળકોથી અલગ અને દૂર રાખે કે જેથી રોગ (ચેપ) ફેલાવા ન પામે.

જુઓ બદનના ઉછેર અને તંદુરસ્તીની રક્ષાની બાબતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ રાહનુમાઈ કેટલી ભવ્ય છે.

## 4

## બીમારી અને તેનો ઈલાજ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દરેક બીમારીની એક દવા હોય છે. એટલે જયારે બીમારીના અનુરૂપ દવા પહોંચે છે તો અલ્લાહ તઆલાના હુકમથી શિફા હાસિલ થઈ જાય છે."

('મુસ્લિમ', 'અહમદ')

એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારાઓએ જોઈએ કે બાળકોની બીમારીના સમયે તેમના ઈલાજ અને ઉપચારનો ખ્યાલ રાખે. એટલા માટે કે સબબો અને વસીલાઓને ઈખ્તિયાર કરવું કુદરતી જરૂરતો અને ઈસ્લામના બુનિયાદી ઉસૂલોમાંથી છે.

## 5

## ન પોતે નુકસાન વેઠો અને ન બીજાઓને નુકસાન પહોંચાડો

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ન પોતે નુકસાન વેઠો અને ન બીજાઓને નુકસાન પહોંચાડો."

('ઈબ્ને માજહ')

આ કાયદા પ્રમાણે તરબિયત કરનારાઓ અને ખાસ કરીને માતાઓના માટે જરૂરી છે કે તેઓ પોતાના બાળકોને આરોગ્યના તે શિક્ષણ અને સૂચનાઓના પાબંદ બનાવે જે તંદુરસ્તીના માટે જરૂરી છે.

☐ **કાચું ફળ ન ખાવું :–**

કાચું ફળ ખાવું શરીરને નુકસાન પહોંચાડે છે અને બીમારીનો

સબબ છે એટલા માટે તરબિયત કરનારાઓની ફરજ છે કે બાળકોને એનાથી મનાઈ કરે.

☐ **ફળો અને શાકભાજી ધોવા વગર ન ખાવા :-**

ઉપરાંત ફળો અને શાકભાજીઓને ધોવા વગર ખાવી બીમારીનો ઝરીઓ બને છે એટલા માટે તરબિયત કરનારાઓની ફરજ છે કે તેઓ બાળકોને સૂચના આપે કે તેઓ ફળ અને શાકભાજી ધોઈને ઉપયોગ કરે.

☐ **ભરેલા પેટે ન ખાવું :-**

એ જ પ્રમાણે ખાવા પર ખાવું અર્થાત પેટ ભરેલું હોવા છતાં ખાવું પેટની બીમારીઓનો સબબ બને છે એટલા માટે તરબિયત કરનારાઓને જોઈએ કે તેઓ બાળકોને આ વાતના આદી બનાવે કે તેઓ માત્ર ખાસ સમયે જ ખાય.

☐ **ખાવા પહેલાં અને ખાવા બાદ હાથ ધોવા :-**

અને હાથ ધોવા વગર ખાવું બીમારી ફેલાવવાનો ઝરીઓ બને છે એટલે તરબિયત કરનારાઓએ જોઈએ કે તેઓ બાળકોને બતાવે કે ખાવાથી પહેલાં અને ખાવા બાદ હાથ ધોવાના ઈસ્લામી તરીકા પર અમલ કરે.

☐ **ખોરાકમાં ફૂંક ન મારવી :-**

અને ખોરાકમાં ફૂંક મારીને ઠંડો કરવો શારીરિક તકલીફોનો સબબ બને છે એટલે તરબિયત કરનારાઓએ બાળકોને મનાઈ કરવી જોઈએ.

એટલે જયારે આ પ્રમાણે તરબિયત કરનારાઓ તિબ્બી અને આરોગ્યના શિક્ષણ પર અમલ કરશે તો બેશક ઔલાદ બળવાન અને તંદુરસ્ત અને સહીહ અને સલામત રીતે ઉછેર પામશે.

## 6

## બાળકોને કસરત, વ્યાયામ અને શહસવારીની ટેવ પાડવી

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"બળવાન મોમિન બહેતર અને અલ્લાહ તઆલાને વધારે પ્રિય છે તે મોમિનના કરતા જે કમઝોર હોય." (**'મુસ્લિમ'**)

એટલા માટે ઈસ્લામે તરણ, તીરંદાઝી અને ઘોડેસવારી શીખવાનું આમંત્રણ આપ્યું છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે તીરંદાઝી શીખો એટલા માટે કે એ તમારા ખેલકૂદમાંથી બહેતરીન ખેલ છે." (**'તબરાની'**)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ તિલાવત ફરમાવ્યો કે,

"અને પેલા કાફિરોના માટે જેટલા પ્રમાણમાં તમારાથી થઈ શકે હથિયાર અને પાળેલા ઘોડાઓથી સામાન દુરૂસ્ત રાખો."

અને ફરી પાછું આપે ફરમાવ્યું કે,

"સાંભળી લો ! કુવ્વત (શકિત) તીરંદાઝી છે.
સાંભળી લો ! કુવ્વત તીરંદાઝી છે.
સાંભળી લો ! કુવ્વત તીરંદાઝી છે." (**'મુસ્લિમ'**)

એ જ પ્રમાણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"રેસ (દોડવાની હરિફાઈ), મુસાબકત (સ્પર્ધા) અને મુકાબલો ઊંટો અને ઘોડાઓ અને તીરંદાઝી સિવાય બીજી કોઈ ચીઝમાં જાઈઝ

નથી એટલા માટે કે જંગ અને જિહાદમાં આ મુસાબકત અને મુકાબલો ઘણો અસરકારક થાય છે."

**નોંધ :-** એટલે આ ઝમાનામાં જે ચીઝો જિહાદની તૈયારીમાં ફાયદાકારક અને અસરકારક થઈ શકતી હોય તેને ઈખ્તિયાર કરવામાં વાંધો નથી બલ્કે જરૂરી છે. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

**7**

## બાળકોને સાદાઈથી જીવવાની અને મોજશોખમાં ન પડવાની આદત પાડવી.

ઈમામ અહમદ અને અબૂ નઈમ હઝરત મઆઝ બિન જબલ રદિયલ્લાહુ અન્હુથી મરફૂઅન[1] રિવાયત કરે છે કે :-

"તમે નાઝ અને નેઅમતમાં પડવાથી બચો એટલા માટે કે અલ્લાહ તઆલાના બંદા એશ પસંદ કરનારા નથી હોતા."

**('અહમદ', 'અબૂ નુએમ')**

સાદી જિંદગી અપનાવવામાં અને મામૂલી લિબાસનો ઉપયોગ કરવામાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપણા માટે બહેતરીન નમૂનો અને ઉમદાતરીન અનુકરણ કરવા લાયક છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ખાવા-પીવામાં, રહેવામાં, મતલબ કે જિંદગીના દરેક વિભાગમાં સાદગીને પસંદ ફરમાવી છે કે જેથી મુસ્લિમ સમાજ અને ઉમ્મત આપનું અનુસરણ કરીને નકામાં દંભ અને દેખાડાથી મુક્તિ મેળવે.

---

[1] તે હદીષ જેના રાવીઓની સાંકળ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી અખંડિત પહોંચતી હોય તેને હદીષે મરફૂઅ કહે છે.

અને આ વાત તો સ્પષ્ટ છે કે જયારે મુસ્લિમ ઉમ્મત નેઅમતોમાં મસ્ત અને ખાવા–પીવામાં ડૂબી જશે તો ઘણી જલ્દી પોતાના સ્થાનથી પતન પામશે અને દુશ્મનોની સામે ગરદન ઝુકાવી દેશે અને તેના નવજવાનોના દિલોમાંથી સબ્ર અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાની રૂહ મંદ પડી જશે.

જેથી અત્યારે જે સ્પેનનો ભયજનક બનાવ બન્યો તેનો સબબ એ જ હતો કે ત્યાંના લોકો એશ અને ઈશરતમાં એવા મસ્ત અને બેખૂદ થઈ ગયા કે તેમની અંદર દુશ્મનથી મુકાબલાની શકિત બાકી ન રહી જેના કારણે તબાહ અને બરબાદ થઈ ગયા.

'અઆઝનલ્લાહુ મિન્હુ' [અલ્લાહ તઆલા તેનાથી હિફાઝત ફરમાવે.]

**8**

## બાળકોને બેપરવાહી અને ખોટા રસ્તે ચાલવાથી બચાવવા

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી છે કે,

"એવી ચીઝના હરીસ (આતુર) બનો જે તમને ફાયદો પહોંચાડનારી હોય. અને અલ્લાહ તઆલાથી મદદ માંગતા રહો અને આજિઝ (લાચાર) અને આળસુ ન બનો." (**'મુસ્લિમ'**)

આ પ્રકારની બીજી પણ ઘણી હદીસો છે જેનાથી લાચારી અને આળસ વગેરેની બૂરાઈ અને ખરાબી સાબિત થાય છે. એટલા માટે તરબિયત કરનારા લોકો ખાસ કરીને માતા–પિતાની ફરજ છે કે બાળપણથી જ બાળકોની દેખભાળ રાખે અને તેમનામાં મર્દાનગી, ખુદારી (આત્મગૌરવ), બુલંદી અને અખ્લાકની ઉચ્ચતા અને મહત્ત્વતા પૈદા કરે. એ જ પ્રમાણે આ ઝિમ્મેદારી પણ છે કે બાળકોને દરેક તે ચીઝથી દૂર રાખે જે તેમની મર્દાનગી અને વ્યકિતત્વને બરબાદ કરનારી હોય.

'વલ્લાહુ વલિય્યુત્તવફીક' [અને અલ્લાહ જ તૌફીક આપનારો છે.]

# કિશોરોમાં અને નવયુવાનોમાં જોવામાં આવતી બૂરી આદતો

કિશોરોમાં અને નવયુવાનોમાં સામાન્ય રીતે નીચેની ચાર બૂરી આદતો જોવામાં આવે છે :–

(૧) સિગારેટ પીવાની આદત
(૨) હસ્તદોષ (શિશ્નને હાથ વડે પંપાળીને વિર્ય સ્ખલન કરવા)ની આદત
(૩) નશાકારક અને મુખદ્દરાત (લાગણીશૂન્ય કરનારી) ચીઝોંનો ઉપયોગ કરવાની આદત
(૪) વ્યભિચાર અને સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) કર્મની આદત

1

## સીગારેટ પીવાની આદત

આપણા સમાજમાં જે ચીઝ વબાઈ શકલ (આફતના સ્વરૂપ)માં જોવામાં આવે છે તે સિગારેટ પીવાની આદત છે જે બીજી બધી આદતો કરતાં વધારે નાના–મોટા બધામાં ફેલાયેલી છે. આ લઅનતથી તે જ શખ્સ બચ્યો છે જેણે ખ્વાહિશાત (મનેચ્છાઓ) પર મનોબળને અને જઝબાત (લાગણીઓ) પર અકલને અને ફસાદ (બગાડ) પર ઈસ્લાહને પ્રાધાન્ય અને મહત્ત્વ આપ્યું છે અને એવા લોકો ઘણાં ઓછા છે.

સીગારેટ પીવામાં નીચે પ્રમાણે ઘણાં નુકસાનો છે :–

**[A] તંદુરસ્તીને લગતાં નુકસાનો :–**

તબીબોના ફેંસલા પ્રમાણે આ વાત નિશ્ચિત છે કે સિગારેટ પીવાથી :–

- ☐ ટી.બી. (ક્ષય)ની બીમારીની સંભાવના છે.
- ☐ ફેફસાઓમાં ઝખ્મ થાય છે.

- ☐ યાદશકિતને કમઝોર કરે છે.
- ☐ ભૂખને ઓછી કરે છે.
- ☐ ચહેરા અને દાંતોને પીળા કરે છે.
- ☐ દમ અને શ્વાસની બીમારી થાય છે.
- ☐ શરીરના અંગોમાં ઉત્તેજના પૈદા કરે છે.
- ☐ શરીરની શકિતમાં સામાન્ય રીતે ઘટાડાનો સબબ બને છે.
- ☐ અખ્લાકને બગાડે છે.
- ☐ મનોબળને કમઝોર કરે છે.
- ☐ સુસ્તી અને આળસ પૈદા કરે છે.

**[B] એના માલી (આર્થિક) નુકસાનો :-**

આ યકીની વાત છે કે એક મર્યાદિત આવકવાળો માણસ દરરોજ સિગારેટ પીવામાં પોતાના પગારનો ચોથો હિસ્સો અથવા તેના કરતાં પણ વધારે ખર્ચી નાંખે છે એના કારણે પ્રતિષ્ઠા તેમજ ઘરબારને નુકસાન થાય છે તથા ખાનદાનમાં જે કુસંપ પૈદા થાય છે તે કોઈ છૂપી વાત નથી.

પરંતુ ઘણાં જ અફસોસની સાથે કહેવું પડે છે કે મોટા ભાગના લોકો આ વાતને નથી સમજતા અને એટલા માટે આ આદતને છોડતા નથી.

**[C] સિગારેટ પીવાનો શરઈ હુકમ :-**

☐ ફકીહો અને મુજતહિદોનો આ સર્વ સંમત મસ્અલો છે કે દરેક તે ચીઝ જે તબાહી સુધી પહોંચાડે અને હલાકતમાં નાંખે તેનાથી બચવું વાજિબ છે અને તેને ઈખ્તિયાર કરવું હરામ છે.

જેથી અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે,

"અને પોતાની ઝાતને પોતાના હાથે તબાહીમાં ન નાંખો."

(સૂરએ 'બ-ક-રહ' ૧૯૫)

અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ન પોતે નુકસાન વેઠો અને ન બીજાઓને નુકસાન પહોંચાડો."

('અહમદ')

આ લિહાઝથી જયારે સિગારેટ પીવાથી શરીરને નુકસાન થવું સાબિત થઈ ગયું તો શરીઅતની રૂએ એનો ઉપયોગ હરામ થશે.

**નોંધ :-** પરંતુ હનફી મઝહબના ફુકહા એના હરામ હોવા વિષે સ્પષ્ટ કુર્આની હુકમ ન હોવાના કારણે મકરૂહ કહે છે.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

☐ સહીહ સમજ ધરાવનારાઓનો આ સર્વ સંમત નિર્ણય છે કે, સિગારેટ ખબીસ (દુષ્ટ) અને ગંદી ચીઝોમાંની એક છે કારણકે તે શરીરના માટે નુકસાનકર્તા અને મોઢામાં ગંદકી (દુર્ગંધ) પૈદા કરે છે. અલ્લાહ તઆલાએ ઈન્સાનના માટે સારી અને પવિત્ર ચીઝોને હલાલ કરી છે અને ગંદી ચીઝોને હરામ કરી છે કે જેથી એના શરીરની હિફાઝત (રક્ષા) થાય અને અખ્લાક તેમજ વિચારશકિત સુરક્ષિત રહે અને સમાજમાં ઈન્સાન સારા સ્વરૂપમાં જઈ શકે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે,

"તમે સારી ચીઝથી બૂરી ચીઝને ન બદલો."

(સૂરએ 'નિસા-અ' ૨)

ઉપરાંત ફરમાવ્યું કે,

"અને પવિત્ર ચીઝોને તેમના માટે હલાલ બતાવે છે અને ગંદી ચીઝોને (એ જ પ્રમાણે) તેમના પર હરામ ફરમાવે છે."

(સૂરએ 'અઅરાફ' ૧૫૭)

☐ એની સાથે સાથે ધૂમ્રપાન અકલમાં ખલલ અને શરીરમાં બગાડ પૈદા કરે છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બગાડ પૈદા કરનારી દરેક ચીઝના ઉપયોગથી મનાઈ ફરમાવી છે.

આ તમામ કુર્આની આયતો પોતાની દલીલો અને ભાવાર્થોના લિહાઝથી આ વાતની તાકીદ કરે છે કે સિગારેટ પીવી હરામ છે અને એનાથી બચવું વાજિબ છે એટલા માટે કે એનું નુકસાન ઘણું વધારે છે અને એની ગંદકી અને ખબાસત (દુષ્ટતા) સ્પષ્ટ છે.

**[D] આ બીમારીનો ઈલાજ :-**

☐ પ્રથમ તો સરકારની જવાબદારી છે કે અખબારો, સામયિકો અને રેડિયો મારફતે એના નુકસાનોને પ્રસારિત કરે અને ચિંતકો અને લેખકોની મદદ લે.

☐ એના પર ટેક્ષ વધારે લગાવે.

☐ સામાન્ય સ્થળોએ પહોંચવાથી રોકે.

☐ જે મોટી ઉંમરના વૃદ્ધો સિગારેટ પીવાના વ્યસની થઈ ગયા છે તેઓ અલ્લાહ તઆલાની સામે જવાનો અને હાજર થવાનો ખ્યાલ કરે અને આ મગજમાં રાખે કે અલ્લાહ તઆલા (દરેક જગાએ) હાજર છે અને દરેક વસ્તુને જુએ છે અને આ સિગારેટ પીવાને પણ જુએ છે જે તેને નાપસંદ છે.

☐ અને જે બાળકો આ બીમારી (વ્યસન)ના શિકાર થઈ ગયા છે તેમને હરગિઝ આઝાદ ન છોડવામાં આવે બલ્કે તેમને સમજાવીને એનાથી દૂર રાખવામાં આવે નહિતર તેઓ ધીમે ધીમે એના કરતા વધારે ખરાબ અને બૂરી ચીઝોનો ઉપયોગ કરશે. જે ઘણી વધારે ખરાબી અને બગાડનો સબબ અને ઝરીઓ બનશે.

**2**

## હસ્તદોષ (શિશ્નને હાથ વડે પંપાળીને વિર્યસ્ખલન કરવા)ની આદત અને તેના નુકસાનો

આ લઅનત કિશોરો અને નવયુવાનોમાં સામાન્ય થઈ ગઈ છે. એના ફેલાવાના અને સામાન્ય થવાના સબબો આ પ્રમાણે છે :–

☐ સડકો, બજારો અને ફરવાના સ્થળોએ ઔરતોનું ફિત્નો પૈદા કરે તેવા, ભડકાવનારા, ચુસ્ત અને નગ્ન લિબાસ અને અયોગ્ય ચેનચાળા અને ઉત્તેજક શોભા શણગાર કરીને મર્દોની સામે બેધડક નીકળવું અને ઘુમવું–ફરવું છે અને યુવાનોને જોવા માટે આકર્ષવું છે.

☐ એટલે જો કિશોરોમાં અલ્લાહ તઆલાના સર્વત્ર હાજર હોવાના અને બધું જોતા હોવાનો તસવ્વુર ન હશે જે તેને ગુનાહોથી રોકી દે તો જાહેર છે કે તે બે વાતોમાંથી એકમાં જરૂર ગિરફતાર થઈ જશે :–

(૧) યા તો હરામકારીના ઝરીઆથી પોતાની જાતીય ભૂખ સંતોષશે
(૨) યા તો હસ્તદોષના ઝરીઆથી પોતાની વાસનાની તિવ્રતાને કમ કરશે.

### હસ્તદોષના નુકસાનો

તિબ્બી (વૈદકિય) દષ્ટિબિંદુથી આ વાત સાબિત થઈ ચૂકી છે કે હસ્તદોષની આદતવાળો નીચેની બીમારીઓનો શિકાર થઈ જાય છે :–

[A] **શારીરિક નુકસાનો :-**

હસ્તદોષની આદતથી,

– શરીરની શકિત અને બળ ઘટે છે.
– શરીર માયકાંગલું થઈ જાય છે.
– શરીરના અંગોમાં ધ્રુજારી અને કપકપીની બીમારી થાય છે.

- દિલની ધડકન કમઝોર થઈ જાય છે.
- નિગાહ અને યાદશકિત કમઝોર થાય છે.
- પાચન તંત્રમાં ખરાબી થાય છે.
- ફેફસામાં સોજો થાય છે જેનાથી ટી.બી. અને દમ તથા ન્યૂમોનિયા થાય છે.
- લોહીના પરિભ્રમણમાં અવરોધ થાય છે.
- લોહીની કમીની શિકાયત થઈ જાય છે.

**[B] જાતીય નુકસાનો :-**

આ નુકસાનોમાંથી સૌથી મહત્ત્વનું નુકસાન નામર્દી (નપુંસકતા, શિશ્ન ઉત્થાન નહિ પામવા)ની બીમારી છે જેનો મતલબ આ છે કે નવાયુવાન માણસ લગ્નના લાયક નથી રહેતો. અને જાહેર છે કે એવા શખ્સથી ઔરત નફરત જ કરશે જેના કારણે દામ્પત્યજીવન ટકી શકશે નહિ અને ઔરત ખાનગીમાં બીજા મર્દો સાથે સંબંધ પૈદા કરશે.

**[C] મનોવૈજ્ઞાનિક અને બૌદ્ધિક નુકસાનો :-**

મનોવિજ્ઞાનના નિષ્ણાંતોનું કહેવું છે કે આ આદતમાં પડેલા માણસો ઘણી મનોવૈજ્ઞાનિક અને ખતરનાક બૌદ્ધિક અને માનસિક બીમારીઓનાં શિકાર થઈ જાય છે. દાખલા તરીકે,

- મનની મૂંઝવણ, વ્યાકુળતા, બેચેની, અજંપો, ઉદાસી, હતાશા
- ભૂલકણાપણું (વિસ્મૃતિ),
- સંકલ્પશકિતની કમઝોરી,
- યાદશકિતની કમઝોરી,
- એકલતા અને એકાંતવાસ તરફ અભિરુચિ,
- હયા અને શરમનો ગલબો (વર્ચસ્વ),
- સુસ્તીનો અહેસાસ,
- લઘુતાગ્રંથી..... વગેરે.

[D] એના સૌથી વધારે ફાયદાકારક ઈલાજો :-

(૧) યુવાનીની શરૂઆતમાં શાદી કરી દેવી.

કારણકે શાદી આ ખતરનાક આદતને મૂળમાંથી ઉખેડવા માટે કામિયાબ અને ફાયદાકારક ઈલાજ છે.

(૨) નફલ રોઝહ

જો સંજોગો એવા હોય કે નવયુવાનીમાં શાદી ન થઈ શકે તો એવા લોકોએ સતત રોઝહ રાખવાનું ઈસ્લામે માર્ગદર્શન આપ્યું છે એટલા માટે કે રોઝહ વાસનાની પ્રબળતાને ઓછી કરે છે અને અલ્લાહ તઆલાના ખૌફ અને ડરમાં વધારો કરે છે અને રોઝહથી અલ્લાહ તઆલાના મુરાકબહ (ધ્યાન)માં કુવ્વત પૈદા થાય છે.

(૩) જાતીય લાગણીઓને ભડકાવનારી ચીઝોથી બચવું

તરબિયત કરનારાઓની ઝિમ્મેદારી છે કે તેઓ નસીહતની ફરજને અદા કરે અને બાળકોના મગજમાં આ વાત બેસાડતા રહે કે :-

- એવી ઔરતોને જોવું જે લિબાસ પહેરવા છતાં નગ્ન હોય અને પોતાની સુંદરતા અને રૂપનું પ્રદર્શન કરતી હોય.
- એવા સામયિકો (મેગેઝિનો) વાંચવા જેને ઈઝઝત અને આબરૂથી રમત રમનારા વેપારીઓ પ્રચલિત કરે છે.
- અને એવા બેહૂદા અને અશ્લીલ ગીતોને સાંભળવા તેમજ દશ્યોને જોવા જે રેડિયો, ટી.વી.થી પ્રસારિત કરવામાં આવે છે.

એ તમામ બાબતો :-

- ગૈરતને મદહોશ કરનારી,
- અને શરાફતને ગંદી કરનારી,
- અને અખ્લાકને બગાડનારી,

— અને ઈઝઝત અને પ્રતિષ્ઠાને ખત્મ કરનારી,
— અને અકકલ અને સમજને નિષ્ક્રિય કરનારી,
— અને યાદશકિતને કમઝોર કરનારી,
— અને જાતીય લાગણીઓને ઉત્તેજનારી,
— અને વ્યકિતત્વને નષ્ટ કરનારી છે.

કાશ ! આપણો નવયુવાન તબકો આ નસીહત સાંભળી લે અને એના પરિણામોનો હિસાબ કિતાબ કરી લે તો પાકબાઝ, સાલિહીન અને નેક મોમિનીનના સમૂહમાં શામિલ થઈ જાય જે સૌથી મોટી નેઅમત છે.

(૪) ફુરસદનો નફાકારક કામોમાં ઉપયોગ કરવો

કિશોરોને સમજાવો કે તેઓ પોતાનો સમય કેવી રીતે વિતાવે. સમયને વિતાવવા માટે ફુરસદનો ઉપયોગ કરવાના ઘણાં તરીકા છે એટલે એવા છોકરાને જોઈએ કે :—

— યા તો તે શારીરિક કસરત (વ્યાયામ)માં લાગી જાય જેનાથી શરીરને કુવ્વત પ્રાપ્ત થાય.
— યા પવિત્ર (સ્થળોના) પ્રવાસ અને પર્યટનમાં મશગૂલ થાય જેમાં વિશ્વાસુ મિત્રો સાથે હોય.
— યા કોઈ કિતાબ વાંચવામાં મશગૂલ થાય જે તેને ઈલ્મના ક્ષેત્રમાં ફાયદો પહોંચાડે.
— યા કોઈ દસ્તકારી (હસ્તકળા)માં મશગૂલ થઈને પોતાની અભિરુચિને જીવંત કરે.
— યા કોઈ દીની દર્સ (સબક)માં શરીક થઈ જાય જેનાથી તેના અખ્લાક દુરૂસ્ત થાય.
— યા કોઈ સાંસ્કૃતિક ઈલ્મી મુકાબલા (જ્ઞાનની સ્પર્ધા)માં શરીક થાય જેનાથી અકકલમાં તેજી આવે.

– યા તીરંદાઝી વગેરેની અથવા જિહાદને લગતી કોઈ પ્રવૃત્તિની પ્રેકટિશ કરે.
– યા એ ઉપરાંત બીજા ફાયદાકારક ક્ષેત્રો અને માધ્યમો ઈખ્તિયાર કરે જે વિચાર પોષક હોય અને (આત્મા) રૂહનો (આધ્યાત્મિક) વિકાસ કરે અને શરીરને શકિત આપે.

(૫) સારા સાથી

એમાં કોઈ શક નથી કે ઈન્સાન પોતાના દોસ્તનો હમમઝહબ (સહધર્મી) હોય છે અને સાથી સાથીનું જ અનુસરણ કરે છે અને પક્ષીઓ પોતાના સાથીઓની પાસે જ ઉતરે છે. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બિલ્કુલ સાચું ફરમાવ્યું છે કે,

"ઈન્સાન પોતાના દોસ્તના મઝહબ પર હોય છે એટલા માટે તમારામાંથી દરેક શખ્સને જોઈએ કે તે જોઈ લે કે તે કોની સાથે દોસ્તી કરે છે." (**'તિરમિઝી'**)

અને આ વાત તો નિશ્ચિત રીતે ખબર છે કે જે શખ્સ ગુનાહગારો, ફાસિકો, ફાજિરો (બૂરા કામ કરનારાઓ)ની સાથે ઉઠે–બેસે છે તો તે તેને અવશ્ય રીતે ગુમરાહીની તરફ લઈ જશે અને બૂરા કામોની તરફ જ ધકકો મારશે અને અંગત ફાયદા અને દુન્યવી ગરજના કારણે તેની દોસ્તી અપનાવશે.

એનાથી વિરુદ્ધ નેક સાથીઓ તેને નેકીની તરફ લઈ જશે અને તેમની દોસ્તી ખુલૂસ (નિસ્વાર્થતા) પર આધારિત હશે.

(૬) તિબ્બી તા'લીમાત (આરોગ્ય માટેની સૂચનાઓ) પર અમલ કરવો

– ગરમીના દિવસોમાં ઠંડા પાણીથી નહાવું.
– રિયાઝત (મહેનત અને પરિશ્રમ), ખેલકૂદ અને શારીરિક કસરતો કરવી.

– એવી વસ્તુઓ ખાવાથી બચવું જે ગરમ મસાલાઓ વગેરેથી મિશ્રિત હોય.

– કોફી, ચા, ગોશ્ત, ઈંડા વગેરેનો ઉપયોગ ઓછો કરવો.

– ચત્તા અને ઊંધા મોઢે ન સૂવું બલ્કે સુન્નત પ્રમાણે જમણી કરવટ (પડખા) પર સૂવું.

(૭) અલ્લાહ તબારક વ તઆલાના ખૌફને મહેસૂસ કરતા રહેવું

આ વાત નિશ્ચિત છે કે નવયુવાન માણસ જયારે પોતાના દિલના ઊંડાણથી આ મહેસૂસ કરશે કે અલ્લાહ તઆલા તેને જુએ છે અને તેની નિગરાની કરે છે તો તે હલાક કરનારી ચીઝો, ગુનાહો અને બૂરા કામોથી અટકી જશે અને નાજાઈઝ કામો તેમજ મોટા ગુનાહોથી દૂર રહેશે.

આ વાત નિશ્ચિત છે કે :–

– ઈલ્મ અને ઝિક્રની મજલિસમાં હાજર થવું,

– ફર્ઝ અને નફલ અને કુર્આને કરીમની સતત તિલાવત કરવું,

– સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમના વાકિઆત સાંભળવા,

– નેક લોકોની દોસ્તી ઈખ્તિયાર કરવી,

– મૌત અને મૌત પછી જે કંઈ સામે આવનારું છે તેને યાદ કરવું,

આ બધી બાબતો મોમિનના દિલમાં અલ્લાહ તઆલાના ડરનો પહેલૂ અને તેના મુરાકબહ (ધ્યાન) અને તેની અઝમત (મહાનતા)ના અહેસાસને શક્તિ આપે છે. એટલા માટે મુસલમાનોએ જોઈએ કે આ માધ્યમોને ઈખ્તિયાર કરે અને પોતાના મનમાં અલ્લાહ તઆલા હાઝિર અને નાઝિર (બધે હાજર હોવાના અને બધું જોતા) હોવાના અને તેના તકવા અને ડરના અકીદાને મજબૂત કરે કે જેથી જઝબાત (લાગણીઓ)ને ઉશ્કેરનારી ચીઝો પોતાના તરફ આકર્ષિત ન કરી શકે.

③

## નશાકારક (શરાબ વગેરે) અને મુખદ્દરાત (હેરોઈન, એલ.એસ.ડી. વગેરે લાગણીશૂન્ય કરનારી) ચીઝોનો ઉપયોગ કરવાની આદત

આ એક ખૂબ જ ખતરનાક અને તકલીફ આપનારી વબા છે. તે એવા સમાજમાં સામાન્ય છે જેમાં સારા અખ્લાકની કોઈ કદર અને કીમત નથી તેમજ ઈસ્લામી તરબિયતનો કોઈ આદર નથી. આ વબા સામાન્ય રીતે તે બાળકોમાં પણ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે જેઓ દરબદર (બારણે બારણે) ફરે છે અને તેમનો કોઈ સરપરસ્ત અને તેમનો કોઈ તરબિયત કરનારો અને માર્ગદર્શન આપનારો હોતો નથી. અથવા તે બાળકો જેઓ માતા–પિતા અને સરપરસ્તોની ગફલત અને ઉદાસીનતાના કારણે ગુમરાહીના શિકાર થઈ જાય છે.

આ બીમારી પર સંપૂર્ણ રીતે ચર્ચા કરવા માટે ત્રણ બાબતો પર ગુફતગૂ (વાર્તાલાપ) કરવો યોગ્ય છે :–

(૧) એના નુકસાનો (૨) એના વિષે ઈસ્લામનો હુકમ
(૩) એનો ઉપચાર અને ઈલાજ

**[૧] આ બૂરી આદતના નુકસાનો :–**

☐ શારીરિક નુકસાનો

તબીબો અને આરોગ્યના નિષ્ણાંતોની નજીક આ વાત નિશ્ચિત છે કે નશાકારક ચીઝો અને મુખદ્દરાત (લાગણીશૂન્ય કરનારી ચીઝો)નો ઉપયોગ કરવો ગાંડપણ અને યાદશકિતની કમઝોરીનો સબબ બને છે ઉપરાંત બીજા ઘણાં સ્નાયુઓના, પેટના અને આંતરડાના રોગો પૈદા કરે છે.

આ વબાના નુકસાનોની બાબતમાં ફ્રાંસની વસ્તી ગણતરીની સંસ્થાએ લખ્યું છે કે :–

શરાબથી હલાક થનારાઓની સંખ્યા એના કરતા વધારે છે જેઓ ક્ષય (ટી.બી.) અને ન્યૂમોનિયાના કારણે હલાક થયા છે. એટલા માટે કે ઈસ્વીસન ૧૯૫૫ માં શરાબ પીવાના કારણે ફ્રાંસના સિત્તેર હજાર ૭૦,૦૦૦/– નાગરિકો મૃત્યુ પામ્યા જયારે કે એ જ વર્ષે ક્ષય (ટી.બી.) અને ન્યૂમોનિયાના રોગથી માત્ર ૧૨,૦૦૦ (બાર હજાર) માણસો મૃત્યુ પામ્યા હતા.

☐ આર્થિક નુકસાનો

આ વાત બધાંને ખબર છે કે જે શખ્સ શરાબ અને નશાકારક ચીઝોનો ઉપયોગ કરે છે તે એના માટે બેહિસાબ માલ ખર્ચ કરે છે જેના કારણે ખાનદાન બરબાદી અને ભૂખમરાની તરફ જાય છે.

☐ મનોવૈજ્ઞાનિક અને અખ્લાકી નુકસાનો

જે માણસ નશાકારક ચીઝોનો વ્યસની થઈ જાય છે તે બીજી પણ ઘણી બૂરી આદતોમાં સપડાય છે જેમકે :–

– જૂઠું બોલવું,
– બુઝદિલી (કાયરતા),
– ચોરી અને હરામકારી.....વગેરે.

એનાથી તે પોતાની આખિરત બરબાદ કરે છે અને આ હકીકત છે કે વિદેશી સરકારો નશાકારક ચીઝો અને લાગણી શૂન્ય કરનારી ચીઝોને બીજી કૌમોની શાન અને શૌકતને ખત્મ કરવા માટે તેમજ અખ્લાકને બગાડવા માટે અને જિહાદની રૂહને ખત્મ કરવાના માટે પ્રચલિત કરે છે.

મિસર હજુ સુધી નશાકારક અને લાગણીશૂન્ય કરનારી ચીઝોની આ લડાઈને સહન કરી રહ્યું છે જે ત્યાં ઘણાં વખત પહેલાં ફેલાઈ ગઈ હતી.

**[૨] નશાકારક અને લાગણીશૂન્ય કરનારી ચીઝોનો શરઈ હુકમ :–**

નશાકારક અને લાગણીશૂન્ય કરનારી ચીઝોનો ઉપયોગ શરીઅતે

હરામ ઠેરવ્યો છે અને એ વિષે કુર્આન અને હદીષમાં સખ્ત વઈદો (ધમકીઓ અને ચેતવણીઓ) આપવામાં આવી છે. જેમકે :–

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"હે ઈમાનવાળાઓ ! આ શરાબ અને જુગાર તથા મૂર્તિઓ અને તીરનાં પાસાં એ સૌ ગંદા શયતાની કામ છે માટે તેનાથી તદ્દન દૂર રહો કે જેથી તમે મુક્તિ મેળવો. મુદ્દો એ જ છે કે શયતાન તો એમ ચાહે છે કે શરાબ અને જુગાર વડે તમારા વચ્ચે શત્રુતા અને દ્વેષભાવ નાંખે અને તમને અલ્લાહની યાદ તથા નમાઝથી રોકે તો શું હજુ પણ તમે અટકી જશો ? (કે નહિ) " (સૂરએ 'માઈદહ' ૯૦,૯૧)

અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે,

"અલ્લાહ તઆલાની લઅનત થાય :–

– શરાબ પર,
– અને એના (શરાબના) પીવાવાળા પર,
– અને (શરાબને) પિવડાવવાવાળા પર,
– અને (શરાબને) ખરીદવાવાળા પર,
– અને (શરાબને) વેચવાવાળા પર,
– અને (શરાબને) નિચોવવાવાળા (બનાવવાવાળા) પર,
– અને (શરાબને) નિચોળવાનો જે હુકમ કરે (શરાબની ભટ્ટીના માલિક) પર
– અને (શરાબને) ઉઠાવવાવાળા (પહોંચાડનાર, કેરીઅર) પર
– અને તેના પર જેના માટે એને ઉઠાવીને લઈ જઈ રહ્યા છે."

('અબૂ દાવૂદ')

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર પત્ની હઝરત ઉમ્મે સલ્મહ રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :–

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દરેક નશાકારક અને ખરાબી પૈદા કરનારી વસ્તુથી મનાઈ ફરમાવી છે."

('અહમદ')

નોંધ :- એમાં નશાકારક દરેક ચીઝો શામિલ છે. (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

**[૩] તેનું નિવારણ અને ઈલાજ :-**

– સારી અને નેક તરબિયત (કેળવણી),

– તેના અસબાબની રોકટોક,

– તેનું આચરણ (પસંદ, ઈખ્તિયાર, અમલ) કરનારને શિક્ષા આપવી.

(૧) નેક અને સારી તરબિયત આ છે કે બાળપણથી જ તે બૂરાઈઓથી નફરત (ઘૃણા) આપવામાં આવે અને એમનામાં અલ્લાહ તઆલા પર ઈમાન અને તેનો ખૌફ અને ડર પૈદા કરવામાં આવે એટલા માટે કે તેના દિલને શણગારવામાં તેની ઘણી સારી અસર પડશે જેમકે ઈસ્લામી ઈતિહાસ તેના પર શાહિદ (ગવાહ) છે.

(૨) રહ્યું તેના અસબાબની રોકટોક તો આ હુકૂમત (સરકાર)ની ઝિમ્મેદારી છે કે તે બજારો અને બીજી સર્વે જગાઓમાં શરાબ અને તેની વિવિધ જાતો અને પ્રકારો (બ્રાન્ડો) પર પ્રતિબંધ લગાવી દે અને તેને જડમૂળથી કાઢવા માટે બધાં અસબાબ અને વસીલાને કામમાં લાવે.

(૩) તેનો ઉપયોગ કરનારાઓ માટે ઈસ્લામે સખ્ત શિક્ષા નકકી કરેલી છે એટલા માટે હુકૂમત (સરકાર)ને જોઈએ કે તેને લાગુ પાડે (અમલમાં લાવે) ઉપરાંત અગર હુકૂમત (સરકાર) તેના માટે તૈયાર થઈ જાય તો સમાજ શરાબ અને લાગણીશૂન્ય કરનારી વસ્તુની હાનિકારક અસરોથી અને નુકસાનોથી બચી જાય.

**[૪] વ્યભિચાર અને સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) કર્મની આદત :-**

વ્યભિચાર અને સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) કર્મ કિશોરો અને નવયુવાનોમાં પૈદા થનારી એક અત્યંત ખતરનાક બીમારી છે. અમોને ઘણાં છોકરાઓ વિષે ખબર મળી છે જે જુવાની (યુવાવસ્થા) પહેલાં જ પોતાના મા–બાપની બેપરવાહીના કારણે બદઅખ્લાકી (દુરાચારી), બેરાહરવી (આવારગી) અને બેહયાઈ (બેગૈરતી, બેશરમી)ના કીચડમાં ફસી ગયા અને હલાકત (વિનાશ) અને તબાહી (બરબાદી)ની ખાઈ (કબર)માં દફન થઈ ગયા.

ઉપરાંત જયારે માતા–પિતા અને વાલીઓ પોતાના જિગરગોશ (અર્થાત ફરઝંદ) અને દિલના ટુકડાને બૂરાઈઓના કીચડમાં ફસાયેલો અને ફસાદ (પ્રપંચ) અને બેહયાઈ (નિર્લજજતા)ના તળાવોમાં ડૂબતો જોશે તો તે સમયે હસરત (પસ્તાવા)ના વગર બીજું શું પ્રાપ્ત થશે ? પરંતુ અગર આ લોકો તેમની દેખરેખ રાખતે અને તેમના દોસ્તો તથા સાથીઓ પર તીવ્ર નજર રાખતે તો તેમના છોકરાઓ આ તકલીફ આપનારી વર્તમાન પરિસ્થિતિ અને આ બેઈઝઝત કરનારા અંજામ સુધી કદી ન પહોંચતે.

હવે હું આ લઅનતના વિષે ચાર બાબતો પર ચર્ચા વિચારણા રજૂ કરું છું,

[A] આ લઅનતથી પૈદા થનારા નુકસાનો,
[B] તેના વિષે ઈસ્લામનો ફેસલો (ચુકાદો),
[C] એના માટે શરીઅતે નકકી કરેલી સજાઓ,
[D] તેના ખાતિમા (અંત) માટે ગુણકારી ઈલાજ.

**[A]**

**એનાથી તંદુરસ્તી અને શરીરને થનારા રોગો અને નુકસાનો**

(૧) આતિશકની બીમારી

જેની નિશાની આ હોય છે કે શિશ્ન (પુરુષનું ગુપ્તાંગ) અથવા હોંઠ અથવા જીભ અથવા આંખના ભવાં પર ઘા અથવા સોજો આવી જાય છે અને શરીરના વિવિધ ભાગો પર સફેદ ડાઘ પડી જાય છે. આ બીમારીના કારણે ખતરનાક રોગો જેમકે, સુસ્ત થઈ જવું અને આંધળાપણું વગેરે પૈદા થઈ શકે છે.

(૨) સૈલાન અથવા સૌઝાક (ધાત, વીર્ય જવા)ની બીમારી

આ બીમારીના મુખ્ય ચિન્હો આ છે કે :–

– પેશાબ કરતી વખતે દુઃખાવો યા સખ્ત જલન (બળતળા) થાય છે.
– પુરુષોને પેશાબના માર્ગે પરૂં વહે છે,
– ઔરતોને ગર્ભાશય અથવા પેશાબની નળીથી પરૂં વહે છે અથવા દુઃખાવો થાય છે,
– કદી પુરુષની પેશાબની નળીમાં ઝખ્મ થઈ જાય છે જેના કારણે સામાન્ય રીતે પેશાબ બંધ થઈ જાય છે અને કોઈક વાર મૃત્યુ પણ થાય છે.

(૩) ચેપી રોગોનું ફેલાવું

વ્યભિચાર અને સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) કર્મથી ઘણાં ખતરનાક ચેપી રોગો પૈદા થઈ જાય છે જે ઘણું ખૌફનાક સ્વરૂપ લઈ લે છે અને સમાજને તબાહ અને બરબાદ કરી દે છે.

સાદિકે મસ્દૂક (સત્ય વકતા) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો છે કે,

“જે કૌમમાં વ્યભિચારની બીમારી (પરાયા સ્ત્રી–પુરુષો વચ્ચે અનૈતિક સંબંધ) સામાન્ય થઈ જશે તો અલ્લાહ તઆલા તે કૌમને એવા રોગોમાં સપડાવી દેશે જે પહેલાંના લોકોમાં જોવામાં આવ્યા ન હશે.”

નોંધ :- જેમકે યુરોપના દેશોમાં એઈડ્સ જેવી લાઈલાજ (અસાધ્ય) બીમારી ફેલાઈ રહી છે. (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

## [B]

## સામાજિક નુકસાનો

આ લઅનતના નુકસાનોના માટે આટલું પૂરતું છે કે :-

- એનાથી વંશમાં મિશ્રણ અને નસલ બરબાદ થાય છે.
- ઈઝઝત અને આબરૂ બરબાદ થાય છે.
- સ્ત્રી–પુરુષોના સંબંધો ખરાબ થાય છે.
- ખાનદાનની એકતા છિન્ન ભિન્ન થઈ જાય છે.
- આદમી બેહયાઈના કીચડમાં ફસાય જાય છે.
- મર્દાનગી, ઈઝઝત અને શરાફતને ખોઈ બેસે છે.

આપ જ બતાવો કે તે સમાજની શું હેસિયત હશે જેના અખ્લાક તબાહ થઈ જાય, હયા ખત્મ થઈ જાય તેમજ એકતા અને વિશિષ્ટતા છિન્ન ભિન્ન થઈ જાય ?

અને એવા સમાજની શું કદર અને કીમત થશે જેના બાળકો આઝાદ, બેસર વ સામાન (નિરાધાર અને નિર્ધન) હોય અને ઔરતો બદનામ અને મર્દો બદકાર હોય. જાહેર છે કે, એવો સમાજ બેકાર અને દરેક પળે પતન અને તબાહીનું લક્ષ્ય બનેલો હશે.

અલ્લાહ તઆલાએ સત્ય ફરમાવ્યું છે કે,

"અને જયારે અમે કોઈ વસ્તીને હલાક કરવા ચાહિયે છીએ તો તેના ઐશ કરનાર (આગેવાન) લોકોને (નબીની) તાબેદારીનો હુકમ આપીએ છીએ. ફરી તેઓ તે વસ્તીમાં નાફરમાની કરે છે તેથી તેઓના ઉપર હુજજત (દલીલ) સાબિત થઈ જાય છે. ફરી તે વસ્તીને અમે તબાહ–બરબાદ કરી નાખીએ છીએ." (સૂરએ 'ઈસરાઅ' ૧૬)

## [C]

# વ્યભિચાર અને સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) કર્મ બાબતમાં ઈસ્લામનો ફેસલો

વ્યભિચાર હરામ છે એટલા માટે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે,

"અને વ્યભિચારની પાસે પણ ન જાઓ. બેશક તે બહુ બેશરમીની વાત છે અને ખોટો માર્ગ છે." **(સૂરએ 'ઈસરાઅ' ૩૨)**

અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"નથી વ્યભિચાર કરતો વ્યભિચારી જયારે કે તે વ્યભિચાર કરી રહ્યો હોય અને વળી તે મોમિન હોય." **('બુખારી', 'મુસ્લિમ')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"વ્યભિચારીઓના ચહેરા ઉપર આગ ભડકી રહી હશે."

**('તબરાની')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે કોઈ વસ્તીમાં વ્યભિચાર અને વ્યાજ સામાન્ય થઈ જાય તો તે વસ્તીવાળાઓએ પોતાની ઉપર અઝાબ નાઝિલ કરી લીધો."

**('હાકિમ')**

રહ્યું સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) કર્મનું હરામ હોવું તો એના વિષે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"શું તમે દુનિયાના તમામ લોકોમાંથી (આ હરકત કરો છો કે) મર્દોની સાથે બદકારી કરો છો અને તમારા પરવરદિગારે જે તમારા માટે પત્નીઓ પૈદા કરી છે તેમના તરફ નઝર કરતા નથી બલ્કે (મૂળ વાત આ છે કે) તમે (માનવતાની) હદ (મર્યાદા) ઓળંગનાર છો."

**(સૂરએ 'શુઅરાઅ' ૧૬૫,૧૬૬)**

અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ધિક્કારને પાત્ર છે તે શખ્સ જે કૌમે લૂતની હરકત કરે.❶
ધિક્કારને પાત્ર છે તે શખ્સ જે કૌમે લૂતની હરકત કરે.
ધિક્કારને પાત્ર છે તે શખ્સ જે કૌમે લૂતની હરકત કરે."

('હાકિમ')

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"મને પોતાની ઉમ્મત પર જે ચીઝનો સૌથી વધારે ખૌફ છે તે આ છે કે આદમી કૌમે લૂતવાળું કામ કરવા લાગે." ('તિરમિઝી')

## [D]

## શરીઅતમાં વ્યભિચાર અને સૃષ્ટિ વિરુદ્ધ સંભોગની સજા

### (૧) વ્યભિચારની સજા

– કોરડા મારવા – રજમ અને સંગસાર કરવું

### ☐ કોરડા મારવાની સજા

કોરડા મારવાની અને શહેરમાંથી તડીપાર કરવાની સઝા તે વ્યભિચારીને આપવામાં આવશે જે કુંવારો કે કુંવારી હોય. ભલે વ્યભિચાર કરનાર વ્યક્તિ મર્દ હોય કે ઔરત, તેને ૧૦૦ (એકસો) કોરડા મારવામાં આવશે. એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે,

"વ્યભિચાર કરનારી ઔરત અને વ્યભિચાર કરનારો મર્દ, તેઓમાંથી દરેકને ૧૦૦ (એકસો) કોરડા મારો."

(સૂરએ 'નૂર' ૨)

❶ એનાથી સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) સંભોગ તરફ ઈશારો છે.

શહેરમાંથી તડીપાર કરવાની સઝા હનફીઓની નઝદીક તા'ઝીરના વિભાગમાં આવે છે.❶

---

❶ ઈસ્લામી દંડવિધાન અનુસાર સજાઓના નીચે મુજબ ત્રણ પ્રકારો છે :–

(૧) **કિસાસ :–** કિસાસનો અર્થ બરાબરીનો છે અર્થાત એક વ્યકિત બીજી વ્યકિત સાથે જે પ્રકારનું વર્તન આચરે તે જ પ્રકારનું વર્તન તેની સાથે પણ કાયદાકીય ધોરણે કરવું :–

– જો હત્યા કરે તો હત્યારાને પણ મૃત્યુદંડ આપવો.
– જો ઘાયલ કરે તો ઘાયલ કરનારને પણ ઘાયલ કરવો.

ઈસ્લામી દંડવિધાને કિસાસ માટે આર્થિક વળતર (દિયત)નો વિકલ્પ ઉઘાડો રાખ્યો છે. ઉપરાંત અસરગ્રસ્તને તથા તેના વારસદારોને એ અધિકાર આપ્યો છે કે તેઓ આ પ્રકારના અપરાધમાં અપરાધીને માફી આપી શકે છે.

(૨) **હુદૂદ :–** હુદૂદ એટલે તે સઝાઓ કે જે કેટલાક અપરાધો માટે અલ્લાહ તઆલાએ પોતે નિર્ધારિત કરી દીધી છે. આ સઝાઓના સ્વરૂપ સાથે જરા પણ છેડછાડ કરવાનો અધિકાર શાસનતંત્રને પ્રાપ્ત નથી.

હુદૂદના વર્તુળમાં આવતાં અપરાધો આ મુજબ છે :–

– વ્યભિચાર,
– વ્યભિચારનો આક્ષેપ,
– મદ્યપાન (શરાબ પીવું),
– ચોરી,
– બળવાખોરી,
– આતંક અને લૂંટફાટ,
– ઈલ્હાદ (ઈસ્લામથી ફરી જવું)

(૩) **તા'ઝીરાત :–** 'કિસાસ' અને 'હુદૂદ' સિવાય જે અન્ય અપરાધોની સઝાઓને ઈસ્લામી શરીઅતે નિર્ધારિત નથી કરી, પરિભાષામાં આ સઝાઓને 'તા'ઝીરાત' કહેવામાં આવે છે. ન્યાયાધીશ ઈસ્લામી દંડવિધાનની મર્યાદામાં રહીને પોતાની વિવેક બુદ્ધિથી આ પ્રકારની સઝાઓ લાગુ કરવાનો અધિકાર ધરાવે છે.

એટલે જો ઈમામને એમાં ફાયદાની આશા હોય તો તેને શહેરમાંથી તડીપાર કરી દેશે.

બાકી (હનફી સિવાયના) ઈમામોને ત્યાં કોરડા મારવા બાદ વ્યભિચારીને શહેરમાંથી તડીપાર કરવામાં આવશે અને તેને એટલે દૂર મોકલવામાં આવશે કે જેમાં નમાઝ કસર ન થાય.

અને શહેરમાંથી તડીપાર કરવાના ફેસલા ખુલ્ફાએ રાશિદીન (રદિ.)એ પણ કર્યા હતા. અને એ જ ઘણાયે સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમના પણ ઈર્શાદ છે.

☐ રજમ (સંગસાર)ની સજા

રજમ (સંગસાર, પથ્થરમારા વડે મૃત્યુદંડ)ની સઝા તે વ્યભિચારીના માટે છે જે પરિણિત હોય. એટલા માટે કે નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે,

"જે મુસલમાન આ ગવાહી (સાક્ષી) આપતો હોય કે, અલ્લાહ તઆલાના સિવાય કોઈ મઅબૂદ (પૂજય) નથી અને હું અલ્લાહનો રસૂલ છું, તેનું ખૂન વહાવવું (હત્યા કરવી) ત્રણ વાતોમાંથી એક વાત સિવાય કોઈ પ્રકારમાં હલાલ નથી :–

– એવો વ્યભિચારી જે પરિણિત હોય.
– કિસાસ (અર્થાત કત્લના બદલામાં કત્લ)
– અને તે શખ્સ જે દીન બદલી નાંખે (ઈસ્લામનો ત્યાગ કરે) અને મુસલમાનોની જમાઅતથી અલગ થઈ જાય."

અને સહીહ હદીસોથી સાબિત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત માઈઝ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ અને ગામિદિય્યહ રદિયલ્લાહુ અન્હાના રજમનો હુકમ આપ્યો હતો એટલા માટે કે એ બંને વ્યકિતઓએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ વ્યભિચારનો સ્વીકાર કર્યો હતો અને તેઓ બંને પરિણિત હતા.

## (૨) સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) સંભોગની સજા

ઉલમા આ વાતમાં સંમત છે કે સૃષ્ટિ વિરુદ્ધ સંભોગ વ્યભિચારના હુકમમાં છે. પરંતુ એમાં મતભેદ છે કે સઝા શી આપવામાં આવે ?

અલ્લામા બગવી (રહમતુલ્લાહિ અલયહ) લખે છે કે,

સૃષ્ટિ વિરુદ્ધ સંભોગની સઝાની બાબતમાં કેટલાક હઝરાત (ઉલમા) કહે છે કે સૃષ્ટિ વિરુદ્ધ (સજાતીય) સંભોગની તે જ સઝા છે જે વ્યભિચારની છે. અર્થાત જો તેઓ પરિણિત હોય તો રજમ (સંગસાર) કરવામાં આવશે અને અપરિણિત હોય તો ૧૦૦ (એકસો) કોરડા મારવામાં આવશે.

અને એ જ ઈમામ શાફિઈ રહિમહુલ્લાહના બે કૌલમાંથી મશહૂર કૌલ છે.

અને કેટલાક હઝરાત (ઉલમા) કહે છે કે,

સૃષ્ટિ વિરુદ્ધ સંભોગ કરનારને રજમ (સંગસાર) કરવામાં આવશે ચાહે પરિણિત હોય કે અપરિણિત.

ઈમામ માલિક (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.) એ જ ફરમાવે છે.

ઈમામ શાફિઈ (રહ.)નો બીજો કૌલ આ છે કે,

એવું કરનારા અને કરાવનારા બંનેને કત્લ કરી દેવામાં આવશે.

હનફિય્યહનો મઝહબ આ છે કે,

એવા અપરાધના માટે ઈમામ અને હાકિમ જે સઝા મુનાસિબ સમજે તે આપે.

અને જો કોઈ શખ્સ આ હરકત વારંવાર કરે અને એનાથી અટકે નહિ તો સઝા તરીકે તેની ગરદન ઉડાવી દેવામાં આવશે.

## [E]

## સૃષ્ટિ વિરુદ્ધ સંભોગની બૂરી આદતનો ઈલાજ

આ લઅનતને મૂળમાંથી ઉખેડવાનો તરીકો અને ઈલાજ તે જ છે જે હસ્ત-દોષનો છે. એટલા માટે કે આ બંને બીમારીઓ અને એના ઈલાજની પરિસ્થિતિ બિલકુલ સરખા સ્વરૂપની છે એટલે એ બાબતમાં ફરીથી લખવાની જરૂરત નથી.

માનનીય વાચકો ! હું આપને વધુ એક ઈલાજ બતાવી દઉં છું કે આ ઉમ્મતના પાછળના લોકોની એ જ ચીઝોથી ઈસ્લાહ થશે જેનાથી તેમના પહેલાંના લોકોની ઈસ્લાહ થઈ છે. એટલે જેવી રીતે ભૂતકાળમાં આપણી ઈસ્લાહ ઈસ્લામના આયોજન અને પવિત્ર શરીઅતથી થઈ છે તેવી રીતે આજે પણ આપણી ઈસ્લાહ એનાથી જ થશે. જો આપણે એ તરીકાઓને અપનાવી લીધા તો આ મુસ્લિમ ઉમ્મતની ખોવાયેલી ઈઝઝત અને શાન અને શૌકત તેમજ અજોડ શકિત અને મજબૂત હુકૂમત તેમજ ઉલ્લેખપાત્ર સ્થિરતા અને દઢતા પાછા આવશે. જેથી હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે,

"આપણે એવી કૌમ છીએ જેને અલ્લાહ તઆલાએ ઈસ્લામના કારણે ઈઝઝત બખ્શી છે એટલે જયારે પણ એને છોડીને આપણે ઈઝઝત ચાહીશું તો અલ્લાહ તઆલા આપણને ઝલીલ કરી દેશે."

## [F]

## શારીરિક તરબિયતમાં ઉપયોગી સાવચેતીપૂર્ણ ઉપાયો

(૧) ઝેરી ચીઝોને બંધ કબાટમાં રાખવી જોઈએ.

(૨) જે દવાઓ જરૂરત કરતાં વધારે હોય તેને ફેંકી દેવી જોઈએ.

(૩) ચૂલો સળગાવવાના સાધનો, ગરમ વાસણો અને ખાવાનો-પકાવવાનો સામાન બાળકોના હાથ ન પહોંચે એટલો દૂર મૂકવો જોઈએ.

(૪) ધારદાર સાધનો દાખલા તરીકે : કાતરો, છરીઓ અને કાચના વાસણો પણ બાળકોના હાથ ન પહોંચે એટલા દૂર મૂકવા જોઈએ.

(૫) એવા ખેલકૂદની ઈજાઝત ન આપવી જોઈએ જે ભયનો સબબ બની શકતા હોય જેમકે : દોરડીથી રમવું અને તેને ગરદનની ફરતે લપેટવું.

(૬) માતાને જોઈએ કે બાળકને દૂધ પિવડાવીને સ્તન તેના મોઢામાંથી અલગ

કરી દે એટલા માટે કે એવું સાંભળવામાં આવ્યું કે માતા ઊંઘી ગઈ અને બાળક પણ સ્તનને મોઢામાં રાખીને ઊંઘી ગયું અને જયારે માતા જાગી અને બાળકની તરફ ઝુકી તો બાળકનો શ્વાસ રુંધાઈ ગયો.

(૭) માળની બારીઓ સહી સલામત હોવાની ખાતરી કરી લેવી જોઈએ અને બારીઓ એવી હોવી જોઈએ કે બાળક તેને કૂદીને બહાર ન નીકળી શકે.

(૮) મશીનરી અને યાંત્રિક સાધનો તેમજ ઈલેકટ્રીકનો સામાન ઉપયોગ કરતી વખતે હોશિયાર રહેવું જોઈએ. ખાસ કરીને વોશિંગમશીન, ખીમો કરવાનું અને કબાબ બનાવવાનું મશીન વગેરેનો ઉપયોગ કરતી વખતે.

(૯) ઘરનાં બહારના દરવાજાની બાબતમાં ખ્યાલ રાખવો જોઈએ કે તે ખુલ્લો ન રહી જાય કે બાળક ચુપચાપ બહાર નીકળી જાય અને માતા–પિતાને ખબર પણ ન પડે અને બહાર કોઈ અકસ્માત થાય યા ઘરમાં કોઈ ચોર અથવા જાનવર વગેરે દાખલ થઈ જાય.

(૧૦) દરવાજો બંધ કરતી વખતે ખ્યાલ રાખવો જોઈએ કે કયાંક એવું ન થાય કે બાળકે આંગળી મૂકી હોય અને દરવાજો બંધ કરવાથી તેની આંગળીઓ કચડાઈ જાય.

બાળકોની શારીરિક તરબિયતના માટે આ એવા મહત્ત્વના મસાઈલ છે જેને ઈસ્લામે નકકી કર્યા છે. અને આપે જોયું છે તેમ આ બાબતો લાઝિમી (ફરજિયાત) અને જરૂરી છે અને એ સાવચેતીના ઉપાયો છે.

જો માતા–પિતા અને તરબિયત કરનારાઓએ આ સૂચનાઓ પર અમલ કર્યો તો જોશો કે એ કૌમના બાળકો તંદુરસ્તીના વિશાળ મેદાનોમાં દોડતા હશે અને કુવ્વતની નેઅમતથી માલામાલ હશે. શકય છે કે આ રીતે આજનો આપણો સમાજ ઈલ્હાદ (ઈસ્લામથી વિમુખતા), આઝાદી અને જાહિલિય્યતના અંધકારમાંથી ઈમાનના નૂર, સુંદર અખ્લાક અને ઈસ્લામની હિદાયતની તરફ ફેરવાઈ જાય.

'વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ'

[ આ કામ અલ્લાહના માટે કંઈ પણ મુશ્કિલ નથી. ]

# ચોથું પ્રકરણ

## માનસિક અને બૌદ્ધિક તરબિયતની જવાબદારી

માનસિક અને બૌદ્ધિક તરબિયતથી મુરાદ આ છે કે શરઈ ઉલૂમ અને ઈલ્મી તેમજ આધુનિક તેહઝીબ અને સંસ્કૃતિ અને વૈચારિક તેમજ મનોવૈજ્ઞાનિક સૂઝબૂઝ પર આધારિત એવી ફાયદાકારક ચીઝોથી બાળકના મગજને શણગારવામાં આવે જે બાળકના વિચારોમાં મજબૂતી પૈદા કરી દે અને તેને ઈલ્મી અને સાંસ્કૃતિક લિહાઝથી પૂર્ણ અને પરિપૂર્ણ બનાવી દે.

મહત્ત્વના લિહાઝથી આ જવાબદારી ઈમાની, અખ્લાકી અને શારીરિક તરબિયતની જવાબદારીઓથી કંઈ કમ મહત્ત્વ ધરાવતી નથી. એટલે બાળકોની બાબતમાં પણ તરબિયત કરનારાઓ પર જે જવાબદારીઓ લાગુ પડે છે તેના વિવિધ તબકકાઓ બયાન કરવા જરૂરી છે કે જેથી તરબિયત કરનારાઓ એના પર તબકકાવાર ચાલતા રહે. એટલા માટે હું સમજું છું કે અકલી તરબિયતની બાબતમાં તેમની જવાબદારી નીચેની બાબતો પર આધારિત છે :–

(૧) તા'લીમી (શૈક્ષણિક) જવાબદારીઓ અને ફરજો.

(૨) વૈચારિક ઘડતરની જવાબદારી.

(૩) માનસિક તંદુરસ્તીની જવાબદારી.

1

## તા'લીમી (શૈક્ષણિક) જવાબદારીઓ અને ફરજો

એમાં કોઈ શક નથી કે ઈસ્લામની નજરમાં આ ઝિમ્મેદારી અત્યંત મહત્ત્વની અને નાજુક છે એટલા માટે કે ઈસ્લામે માતા–પિતા અને વાલીઓ પર બાળકોની તા'લીમ (શિક્ષણ) અને તેમનામાં સહીહ સમજશકિત અને સૂઝ–બૂઝના લાયક બનાવવાના સંબંધમાં મોટી જવાબદારી નાંખી છે. ઐતિહાસિક એઅતિબારથી દરેક વ્યકિતને માલૂમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર સૌથી પહેલાં જે આયતો નાઝિલ થઈ છે તે નીચે પ્રમાણે છે :–

> "(હે પૈગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) જે કુર્આન આપના પર (ઉતર્યા કરશે તેને) પોતાના પરવરદિગારનું નામ લઈ પઢયા કરો. (અર્થાત જયારે પઢો તો બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ કહીને પઢયા કરો.) જેણે (સર્વે મખ્લૂકને) પૈદા કરી. જેણે મનુષ્યને જામી ગયેલા લોહીથી પૈદા કર્યા. આપ કુર્આન પઢો અને આપનો પરવરદિગાર અતિશય રહમવાળો છે. (જે વિચારે છે અર્પણ કરે છે અને) જેણે (ભણેલા લોકોને) કલમ વડે ઈલ્મ શીખવ્યું (અને સામાન્ય રીતે) મનુષ્યને (બીજા વસીલાઓથી) એવી વાતો શિખવી કે જેને તે જાણતો ન હતો."
>
> (સૂરએ 'અ–લ–ક' ૧ થી ૫)

અને આ એટલા માટે કે ઈલ્મ અને શીખવા શિખવવાની હકીકત અને મહત્તા તેમજ મોટાઈ પ્રગટ થાય અને આ બતલાવી દેવામાં આવે કે ફિક્ર (વિચાર) અને અકકલનો દર્જો ઘણો મોટો છે અને સાથે જ ઈલ્મ અને સંસ્કૃતિના દરવાજાને પરિપૂર્ણ રીતે ખોલવો મકસૂદ હતો.

કુર્આન મજીદની આયતો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસો પુષ્કળ છે જે ઈલ્મને ઉભારનારી અને ઉલમાની કીમત અને પ્રતિષ્ઠાની બુલંદીને બયાન કરનારી છે.

☐ એટલા માટે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે,

"આપ કહો કે ઈલ્મવાળા (જ્ઞાની) અને જહલવાળા (અજ્ઞાની) (શું) સરખા થઈ શકે છે ?"

(સૂરએ 'ઝુમર' ૯)

☐ અને પવિત્ર ઈર્શાદ છે કે,

"અને આપ આ દુઆ કરો કે હે મારા પરવરદિગાર મારો ઈલ્મ વધારી દે."

(સૂરએ 'તા–હા' ૧૧૪)

☐ હદીષ શરીફમાં છે કે,

"જે શખ્સ કોઈ એવા રસ્તા પર ચાલે જેમાં ઈલ્મની તલાશ કરી રહ્યો હોય તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતનો રસ્તો આસાન ફરમાવી દે છે."

('મુસ્લિમ')

☐ બીજી હદીષ શરીફમાં છે કે,

"જે શખ્સ ઈલ્મ પ્રાપ્ત કરવા માટે નીકળે છે તે અલ્લાહ તઆલાના રસ્તામાં ત્યાં સુધી રહે છે જયાં સુધી પાછો ન આવી જાય."

('તિરમિઝી')

☐ ત્રીજી હદીષ શરીફમાં છે કે,

"આલિમની ફઝીલત આબિદ પર એવી છે જેવી મારી (ફઝીલત) તમારામાંથી મામૂલી આદમી પર. બેશક અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તા અને આ આસમાનો અને ઝમીનવાળા અહીં સુધી કે કીડીઓ પોતાના સૂરાખો (દરો)માં અને માછલીઓ લોકોને ભલાઈ શિખવનરાઓના માટે દુઆ કરે છે."

('તિરમિઝી')

કુર્આને કરીમના આ માર્ગદર્શન અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈર્શાદોની રોશનીમાં સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈન અને તેમના પછીના મુસલમાન દુન્યવી ઈલ્મ શીખવામાં અને તેનાથી ઈબ્રત હાસિલ કરવામાં લાગી ગયા અને તેમણે દરેક ફાયદાકારક ઈલ્મ શીખવાને ફર્ઝ યા વાજિબ ઠેરવી દીધું અને દુનિયામાં મૌજૂદ બીજી કૌમોની સંસ્કૃતિથી ફાયદો મેળવ્યો. અને તેમાં નવીનતા અને આધુનિકતા પૈદા કરી અને તેને પોતાના તાબે કરીને ઈસ્લામના અનોખા બીબાંમાં ઢાળી લીધા પછી સદીઓ સુધી આખું વિશ્વ તેમના ઉલૂમથી ફાયદો અને લાભ લેતું રહ્યું.

અને પૂર્વ અને પશ્ચિમમાં ભૌતિક વિકાસમાં જે આ દૌરમાં નવા ચમક દમક તેમજ શાન અને શૌકત પ્રાપ્ત થયા છે તે એટલા જ કારણે કે તેમણે સકલિયહ અને ઉન્દલુસ અને બીજા સલીબી જંગોના કારણે મુસલમાનોના ઉલૂમ અને સંસ્કૃતિથી ફાયદો ઉઠાવ્યો અને ખરેખર સાચી રીતે વિશ્વના ભટકેલા લોકો અને પરેશાન ઈન્સાનિયતના માટે ઈસ્લામી સલ્તનત એક ઉસ્તાઝ અને મુઅલ્લિમ અને ઈમામની હેસિયત ધરાવતી હતી.

**નોંધ :-** ઈતિહાસના એક લાંબા અરસામાં મુસલમાનોએ જે ઈલ્મી અને સાંસ્કૃતિક અઝમત અને બુલંદી પ્રાપ્ત કરી તેની સાબિતીના માટે પશ્ચિમના ન્યાયપ્રિય ફિલસૂફોના વચનો લેખકે નકલ કર્યા છે જે જોવા લાયક છે. ટૂંકાણ જાળવવા માટે અહીં તેને નકલ નથી કર્યા.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

### ☐ ઈલ્મની બુલંદી અને સાંસ્કૃતિક તરક્કીનું રહસ્ય

[A] આ સર્વ એટલા માટે હતું કે ઈસ્લામ રૂહાનિયત અને ભૌતિકતા, દીન અને દુનિયા બંનેનું જ નામ છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે,

"અને તને અલ્લાહ તઆલાએ જેટલું આપ્યું છે તેમાં આલમે

આખિરતની પણ તલાશ કરતો રહે અને દુનિયાથી પોતાનો હિસ્સો (આખિરતમાં લઈ જવાનું) ભૂલી ન જા." (સૂરએ 'ક-સ-સ' ૭૭)

અને બીજી જગ્યાએ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે,

"પછી જયારે નમાઝ (જુમ્અહ) પૂરી થઈ જાય તો (તે વખતે તમને ઈજાઝત છે કે) તમે ધરતી પર ચાલો ફરો અને ખુદાની રોઝી તલાશ કરો."

(સૂરએ 'જુમ્અહ' ૧૦)

[B] અને એટલા માટે કે ઈસ્લામ સમાનતા અને ઈન્સાનિયતની દઅવત આપે છે કે જેથી દરેક તે શખ્સ કે જે ઈસ્લામના ઝંડા નીચે હોય ભલે કોઈ પણ જાતી અને રંગનો અથવા કોઈ પણ ભાષા બોલનારો હોય બધાં જ સાથે મળીને ઈસ્લામી સભ્યતા અને સંસ્કૃતિના નિર્માણમાં પોતાની ફરજ અદા કરે.

આ બાબતમાં ઈસ્લામનો શિઆર (લક્ષણ) આ છે કે,

"અલ્લાહ તઆલાની નજીક તમારા બધામાં મોટો શરીફ (સજજન) તે જ છે જે સૌથી વધારે પરહેઝગાર છે."

(સૂરએ 'હુજુરાત' ૧૩)

[C] અને એટલા માટે કે ઈસ્લામ દરેક મિલ્લત અને કૌમથી પરિચય અને સંબંધ પૈદા કરવા તરફ દઅવત આપનારો દીન છે. અને ઈસ્લામનો મિઝાજ (પ્રકૃતિ) આ બાબતમાં અલ્લાહ તઆલાનું નીચેનું ફરમાન છે :

"હે લોકો ! અમે તમને એક મર્દ અને એક ઔરતથી પૈદા કર્યા છે અને તમને જુદી જુદી કૌમો અને જુદા જુદા ખાનદાન બનાવ્યા કે જેથી એક બીજાને ઓળખી શકો." (સૂરએ 'હુજુરાત' ૧૩)

આ અવાજ પર મુસલમાનોએ લબ્બૈક કહી (અર્થાત એનો સ્વીકાર કર્યો) અને બીજી કૌમોથી મળ્યા અને તેમની સંસ્કૃતિથી ફાયદો ઉઠાવ્યો.

આ રીતે તેમની પાસે જુદી જુદી કળા કારીગરી, વેપારની, ખેતીની અને હુન્નર ઉદ્યોગની માહિતી જમા થઈ ગઈ. જેથી એ બધી માહિતીને ઈસ્લામની ભઠ્ઠીમાં નાંખીને પીગાળી અને તે પછી તેને ઈસ્લામના બીબાંમાં ઢાળીને ઈસ્લામી મુહર લગાવી દીધી.

[D] એટલા માટે કે ઈસ્લામ હંમેશાં રહેનારો (ચિરંજીવ) દીન છે જે વ્યવસ્થાતંત્ર અને પાયાના ઉસૂલોના એવા ઉચ્ચ શિખર પર પહોંચેલો છે જેના કરતા વધારે ઊંચી બુલંદીની કલ્પના પણ થઈ શકતી નથી. એની શરાફતના માટે એટલું જ પૂરતું છે કે એ અલ્લાહ તઆલાનો ઉતારેલો દીન છે અને કિયામત સુધી પોતાના પરિપૂર્ણ કાનૂનોથી ઈન્સાનિયતની મદદ કરતો રહેશે.

જેમકે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે,

"અને ફેસલો કરવામાં અલ્લાહ તઆલા કરતા સારો કોણ હશે યકીન રાખનારાઓની નઝદીક." (સૂરએ 'અલમાઈદહ' ૫૦)

અને ઈસ્લામના ગૌરવ અને ચિરંજીવ હોવાના માટે આટલી વાત પૂરતી છે કે તેની અઝમત અને તેના કાનૂનો જીવંત અને ક્રિયાશીલ હોવાના પશ્ચિમના (યૂરોપના) મોટામોટા વિદ્વાનો શાહિદ અને ગવાહ છે.

અંગ્રેજ ફિલસૂફ (તત્ત્વજ્ઞાની) બરનાર્ડશોના આ વાકયો વાંચો :-

"મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો દીન અત્યંત મહાન અને ઉચ્ચ મરતબો ધરાવે છે એટલા માટે કે એમાં નવાઈજનક શકિત જોવામાં આવે છે. અને ઈસ્લામ જ એક એવો અનન્ય દીન છે જેમાં જિંદગીની જુદી જુદી રીતભાત અને સંજોગોને પચાવવાની પાત્રતા અને ક્ષમતા છે. અને હું જરૂરી સમજું છું કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઈન્સાનિયતના મુકિતદાતાના નામથી પોકારવામાં આવે. અને જો એમના જેવા આદમી વર્તમાનકાળની સરદારીનું બીડું ઉઠાવી લે તો તે આજકાલની મુશ્કિલીઓ હલ કરવામાં કામિયાબ થઈ જાય."

અને ડોકટર ઈઝ કવાન્સા બાટૂ કહે છે કે,

"ઈસ્લામી શરીઅત પોતાની ઘણી ચર્ચાઓમાં યૂરોપી કાનૂનો પર સરસાઈ ધરાવે છે બલ્કે ઈસ્લામી શરીઅત એક એવી શરીઅત છે જે આખી દુનિયાને મજબૂત અને સૌથી વધારે ટકાઉ કાનૂન અર્પણ કરે છે."

[E] અને એટલા માટે કે ઈસ્લામ એક એવો અનન્ય દીન છે જેણે બાળપણથી જ તા'લીમ (શિક્ષણ)ને ફરજિયાત અને મફત બનાવી છે. જેમાં ન શરીઅતના ઉલૂમમાં ભેદભાવ છે અને ન દુનિયાના ઉલૂમ (વિદ્યા અને જ્ઞાન)માં ભેદભાવ છે. હાં અલબત્ત જરૂરત, કિફાયત અને વિશિષ્ટતાને જરૂર નજર સમક્ષ રાખવામાં આવશે જેની વિગતો હવે પછી લખી છે.

## ☐ ઈસ્લામે શિક્ષણને ફરજિયાત કર્યું છે

જેથી હુઝૂર સલ્લલલાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈલ્મને હાસિલ કરવું દરેક મુસલમાન પર (ભલે મર્દ હોય કે ઔરત) ફર્ઝ છે."

**('ઈબ્ને માજહ')**

આ હદીષમાં 'મુસ્લિમ'નો શબ્દ સામાન્ય છે જે ઔરતો અને મર્દોને એક સરખો લાગૂ પડે છે.

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ એવા ઈલ્મને છુપાવશે જેનાથી અલ્લાહ તઆલા લોકોને દીનની બાબતોમાં નફો પહોંચાડતા હોય તો કિયામતમાં તેને અલ્લાહ તઆલા આગની લગામ પહેરાવશે."

**('ઈબ્ને માજહ')**

એટલે જયારે ઈસ્લામની નજરમાં ઈલ્મનું આટલા પ્રમાણમાં મહત્ત્વ છે તો પછી આ કહેવું યોગ્ય થશે કે ઈસ્લામ એવો દીન છે જે ઈલ્મ શીખવા અને શિખવવાને ફરજિયાત અને જરૂરી ઠેરવે છે.

**☐ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શિક્ષણને મફત અને નિઃશુલ્ક રાખ્યું છે**

જેથી નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દઅવત અને તા'લીમની બાબતમાં કોઈથી કોઈ વળતર (મહેનતાણું) લેતા ન હતા અને આપનો અને બધા અંબિયા અલહિમુસ્સલામનો આ મુબારક ઈર્શાદ હતો કે,

"મારું મહેનતાણું તો માત્ર (કૃપાના વાયદા પ્રમાણે) અલ્લાહ તઆલાના જ ઝિમ્મે છે."

(સૂરએ 'યૂનુસ' ૭૨)

ઉપરાંત ફરમાવ્યું કે,

"આપ કહી દો કે હું તમારાથી આ (કુર્આનની તબ્લીગ) માટે કંઈ પણ મહેનતાણું ચાહતો નથી."

(સૂરએ 'અન્આમ' ૯૦)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે સહાબા રદિયલ્લાહુ અન્હુમને મહેનતાણું અને વળતર લેવાથી ડરાવ્યા કરતા હતા. આ બાબતમાં અબૂ શૈબહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

હઝરત ઉબાદહ બિન સામિત રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"મેં સુફ્ફાવાળા (ચબૂતરાવાળા) કેટલાક આદમીઓને લખતા અને કુર્આને કરીમ પઢતા શિખવ્યું તો તેઓમાંથી એક સાહબે મને એક કમાન આપી દીધી. મેં તેને આ વિચારીને સ્વીકારી લીધી કે એ તો માલ નથી. એનાથી અલ્લાહના રસ્તામાં તીરંદાઝી કરીશ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને એના વિષે હું પૂછપરછ કરી લઈશ."

જેથી (હું) આપની ખિદમતમાં હાજર થયો અને અરઝ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એક સાહબને હું લખતા વાંચતા શિખવતો અને કુર્આને કરીમ પઢાવતો હતો. તેણે મને એક કમાન ભેટ આપી છે જે માલ નથી. હું એનાથી અલ્લાહના રસ્તામાં તીરંદાઝી કરીશ."

તો નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જો તમે આ પસંદ કરતા હોય કે તે તમારા માટે આગનો એક તૌક (ગળાની સાંકળ) બને તો તમે તેને કબૂલ કરો."

('અબૂ દાવૂદ')

અને આ વાત ઐતિહાસિક રીતે સાબિત છે કે મુસલમાનોના બાળકો જેઓ મસ્જિદો અને મદ્રસાઓની તરફ ઈલ્મ મેળવવા માટે રુખ કરતા તો તેઓ માલ અને દૌલત ખર્ચ કરતા ન હતા બલ્કે કેટલાક જમાનાઓમાં હુકૂમતના ખર્ચ પર તેઓ ઈલ્મ હાસિલ કરતા હતા અને પૂર્વજ ઉલમા દઅવત અને ઈર્શાદના કામમાં લાગેલા લોકોને મહેનતાણું અને વળતર લેવાથી મના ફરમાવતા અને ડરાવતા હતા.

**સવાલ :**

પરંતુ અહીં એક સવાલ આ પૈદા થાય છે કે જો કોઈ ઉસ્તાઝ પોતે પોતાને કોઈ તા'લીમ અને શિક્ષણ કાર્ય માટે ફારિગ કરી દે અને તેની પાસે કમાણીનો કોઈ ઝરીઓ ન હોય તો શું તેણે તા'લીમ માટે મહેનતાણું લેવું જાઈઝ છે ?

**જવાબ :**

એનો જવાબ આ છે કે નિઃશંક જો શિક્ષક અને ઉસ્તાઝ ઈલ્મ અને તા'લીમના માટે પોતાને ફારિગ કરી દે અને તેની જીવન જરૂરિયાતો માટે બીજા અસબાબ અને ઝરીઆ ન હોય અને હુકૂમત બેપરવાહી અને ગફલતથી કામ લે અથવા સમાજ તેની જરૂરતોને પૂરી કરવાથી અને ભરણપોષણ કરવાથી કોતાહી કરે તો એવા સંજોગોમાં મુઅલ્લિમ (શિક્ષક,

(ઉસ્તાઝ)ને મહેનતાણું અને વળતર લેવું જાઈઝ છે જેનાથી તેની પ્રતિષ્ઠા અને ગૌરવ સુરક્ષિત રહે અને જીવન જરૂરિયાત પૂરી થઈ શકે.

કાબસી રિવાયત કરે છે કે,

અબૂલ હસનએ ફરમાવ્યું કે,

"મેં એક હિકાયત વાંચી છે જે ઈબ્ને વહબ રહમતુલ્લાહિ અલયહ સાથે સંબંધ ધરાવે છે."

તેમણે કહ્યું કે,

હું ઈમામ માલિક રહિમહુલ્લાહની પાસે બેઠેલો હતો કે તેમની પાસે મદ્રસાના એક મુઅલ્લિમ (ઉસ્તાઝ) આવ્યા અને તેમણે ઈમામ માલિક રહમતુલ્લાહિ અલયહથી કહ્યું કે,

"હે અબૂ અબ્દિલ્લાહ (હે અબ્દુલ્લાહના પિતા) ! હું બાળકોને પઢાવું છું અને મને એક રિવાયત પહોંચી છે જેના કારણે હું મહેનતાણું નકકી કરવાને બૂરું સમજું છું. અને લોકો કંજૂસ થઈ ગયા છે. પહેલાં જેટલું આપતા હતા તેટલું હવે આપતા નથી. અને હું મારા બાલ બચ્ચાંના કોઈ કામ કરી શકતો નથી."

તો ઈમામ માલિક રહિમહુલ્લાહએ તેને ફરમાવ્યું કે,

"જાઓ પહેલાંથી (મહેનતાણું) નકકી કરી લેતા રહો."

તે સાહબ ચાલ્યા ગયા તો ઈમામ માલિક રહિમહુલ્લાહને તેમની પાસે (બેઠેલા) તેમના કેટલાક હાજરજનોએ પૂછયું કે,

"હે અબૂ અબ્દુલ્લાહ ! આપે તેને આ હુકમ આપ્યો છે કે તા'લીમની બાબતમાં મહેનતાણું નકકી કરી લે ?"

તો ઈમામ માલિક રહિમહુલ્લાહએ તેમને ફરમાવ્યું કે,

"જી હાં ! નહિતર પછી આપણા બાળકોની ઈસ્લાહ કોણ કરશે ? તેમને તા'લીમ કોણ આપશે ? જો શિક્ષકો અને ઉસ્તાઝો ન હોત તો ખબર નથી આજે આપણે કયાં હોત ?!"

એટલે આપણે જે સમાજમાં રહીએ છીએ તેને અનુરૂપ હું એક વાત આ અર્ઝ કરું છું કે, આપણા માટે એવા શિક્ષકો અને ઉસ્તાઝોનું વુજૂદ (અસ્તિત્વ) જરૂરી છે જેઓ આપણી ઔલાદને :–

– અકીદાના મસાઈલ,
– અને અખ્લાકની બુનિયાદી વાતો,
– અને ઐતિહાસિક બનાવો,
– અને કુર્આને કરીમની તિલાવત શિખવે.

ભલે પગાર અને વળતર લઈને કે વળતર વગર. જો એવું ન થયું તો આપણી ઔલાદ મુલ્હિદ (ઈસ્લામથી વિમુખ) અને ગુમરાહ થઈ જશે.

મહેનતાણું અને વળતર જાઈઝ હોવાની બાબતમાં હું આ બનાવથી શહાદત (સાક્ષી) રજૂ કરું છું કે :–

એક સહાબીએ જેને સાપે ડંખ માર્યો હતો તેવા એક શખ્સના માટે મહેનતાણું નકકી કરીને કુર્આન શરીફ પઢીને દમ કર્યો અને પેલો શખ્સ સારો થઈ ગયો. અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને જાઈઝ ઠેરવ્યું.

ઉપરની ચર્ચાથી આ વાત સાબિત થાય છે કે ઈસ્લામી શરીઅત ઉસૂલી રીતે તા'લીમ માટે મહેનતાણું લેવાને નાજાઈઝ ઠેરવે છે પરંતુ આ કે કોઈ એવું કારણ અને ઉઝર હોય જેના કારણે મહેનતાણું લેવું જાઈઝ થઈ જાય જેમકે, એવા ઉસ્તાઝો જેઓ ઈલ્મના માટે વકફ છે અને તા'લીમના સિવાય તેમની પાસે આવકનો કોઈ ઝરીઓ નથી.

ઈસ્લામ એવો દીન છે જે તા'લીમના કર્તવ્યના બે વિભાગ કરે છે : ફર્ઝે ઐન અને ફર્ઝે કિફાયહ એની વિગતો નીચે પ્રમાણે છે :–

☐ ફર્ઝે ઐન :–

જો ઈલ્મ પ્રાપ્ત કરવાનો સંબંધ મુસલમાન વ્યકિતના રૂહાની, શારીરિક અને અખ્લાકી વ્યકિતત્ત્વના ઘડતર સાથે હોય તો એવો ઈલ્મ જરૂરત અને આવશ્યકતા પ્રમાણે ફર્ઝે ઐન છે અર્થાત મર્દ હોય યા ઔરત, બાળક હોય યા વૃદ્ધ, નોકરિયાત હોય યા મઝદૂર, ગરઝ કે મુસ્લિમ ઉમ્મતના દરેક તબકા પર ફર્ઝ છે. એટલે :–

– કુર્આને પાકની તિલાવત શીખવી,
– ઈબાદતોના અહકામ શીખવા,
– ઉચ્ચ બુનિયાદી અખ્લાકના ઉસૂલ શીખવા,
– હરામ અને હલાલના મસાઈલ શીખવા,
– તંદુરસ્તીને લગતા સામાન્ય નિયમો શીખવા,
– અને તમામ તે ચીઝો જેની જરૂરત એક મુસલમાનને પોતાના દીન અને દુનિયાની બાબતોના માટે પડે છે તે સર્વ શીખવું દરેક મુસલમાન મર્દ અને ઔરત પર ફર્ઝે ઐન છે.

☐ ફર્ઝે કિફાયહ :–

અને જો એ ઈલ્મનો સંબંધ ખેતીવાડી, હુન્નર, ઉદ્યોગ, કળા, કારીગરી, વેપાર, તિબ (વૈદક શાસ્ત્ર) એન્જીનિયરીંગ, વીજળી, એટમ અને સંરક્ષણ ઉપરાંત બીજા ઉપયોગી ઉલૂમ (વિદ્યાઓ) સાથે હોય તો એવો ઈલ્મ (શીખવો) ફર્ઝે કિફાયહ છે.

જો થોડાક આદમી એને હાસિલ કરી લે તો બધા લોકો ગુનાહથી મુકત થઈ જશે. અને જો ઈસ્લામી સમાજમાંથી કોઈ શખ્સ પણ એને

હાસિલ ન કરશે તો બધા જ ગુનાહગાર થશે અને બધાથી એ વિષે (આખિરતમાં) પૂછપરછ થશે.

દરેક હાલતમાં આ ઈસ્લામી ઉસૂલોના પાલન માટે ઈતિહાસના દરેક દૌરમાં મુસલમાનોએ પોતાના બાળકોને આ બુનિયાદી ઉલૂમ (વિદ્યાઓ અને શાસ્ત્રો) તેમજ જરૂરી હુન્નર ઉદ્યોગ તથા કળા કારીગરીની તા'લીમ આપવાની ઘણી કોશિશ કરી.

ઉત્બહ બિન અબી સુફયાનએ પોતાના પુત્રના ઉસ્તાઝ અબ્દુસ્સમદને આ વસિય્યત કરી કે તેઓ તેને અલ્લાહની કિતાબની તા'લીમ આપે અને પાકીઝહ અશ્આર (કાવ્ય પંક્તિઓ) યાદ કરાવે અને ઉમ્દહ હદીષો અને વાતો શિખવે.

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ તઆલા અન્હુએ પોતાના ગવર્નરોને નીચે લખેલું ફરમાન જારી કર્યું કે,

"હમ્દ અને સલાત બાદ ! આપ લોકોને જોઈએ કે પોતાના બાળકોને તરવાની અને ઘોડેસવારીની તા'લીમ આપે અને તેમને મશહૂર નમૂનારૂપ અને બહેતરીન તથા ઉમ્દહ અશ્આર યાદ કરાવે."

એ જ પ્રમાણે ઈબ્ને સીનાએ 'કિતાબુસ્સિયાસત'માં બાળકોની તરબિયત વિષે ઘણી કીમતી સલાહ આપી છે.

અને ઈબ્ને ખલ્લદૂનએ બાળકોને કુર્આને કરીમ હિફ્ઝ કરાવવાનું મહત્ત્વ બયાન કર્યું છે.

બાળકોની તા'લીમના સંબંધમાં જે કાયદાઓ ઈસ્લામે બનાવ્યા છે તેમાંથી આ પણ છે કે તેના બાળપણના સમયની શરૂઆત તા'લીમથી થવી જોઈએ. એટલા માટે કે એ વખતે બાળકનું મગજ અત્યંત સાફ, સ્વચ્છ હોય છે અને યાદશકિત બળવાન હોય છે અને તા'લીમમાં ખૂબ ઉત્સાહ અને ઉમંગ હોય છે.

એ જ તરફ મુઅલ્લિમે અવ્વલ (ઈસ્લામના પ્રથમ શિક્ષક) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના આ મુબારક ફરમાનમાં ઈશારો ફરમાવ્યો છે જેને હઝરત અબૂ દરદહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરવામાં આવ્યું છે :–

"બાળપણમાં ઈલ્મ હાસિલ કરવું એવું છે જેમકે પથ્થર પર કોતરી દેવું."

**('મુઅજમે અવસત', 'બયહકી')**

**નોંધ :**

આ ઈર્શાદને 'અલ મકાસિદુલ હસનહ લિસ્સખાવી'માં હઝરત હસન બસરી રહમતુલ્લાહિ અલયહનો હોવાનું જણાવ્યું છે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

**☐ આ ઉલૂમ (વિદ્યાઓ) પ્રાપ્ત કરવા માટે ઔરતોનો શું હિસ્સો અને શું હુકમ છે ?**

પહેલાના અને પછીના સર્વ ઉલમા અને ફુકહાએ કિરામ આ બાબતમાં સર્વ સંમત છે કે જેટલો ઈલ્મ હાસિલ કરવો ફર્ઝના દરજામાં છે તેમાં મર્દ અને ઔરત બંને બરાબર છે. એ ઉલૂમને હાસિલ કરવાનો ઔરતને પણ બિલ્કુલ એ જ પ્રમાણે હુકમ છે જે પ્રમાણે મર્દને.

એના બે કારણો છે :–

(૧) શરઈ અને દીની અહકામમાં ઔરત બિલકુલ મર્દની જેમ જ છે.
(૨) આખિરતમાં જઝા અને સઝાના એઅતિબારથી પણ ઔરત મર્દની જેમ છે.

રહી આ વાત કે શરઈ અહકામ અને ફરજોમાં ઔરત મર્દની જેમ છે તો એ એટલા માટે કે ઈસ્લામે ઔરત પર તે તમામ ફરજો ફરજિયાત કરી છે જે મર્દ પર લાઝિમ કરી છે અને મર્દની જેમ ઔરતને પણ એની

મુકલ્લફ (અહકામના પાલન કરવાને પાત્ર) બનાવી છે. જેમકે, નમાઝ, રોઝહ, હજ, ઝકાત, નેકી અને ઈબાદત, અદલ અને ઈન્સાફ, હુસ્ને સુલૂક (સદવર્તન), ખરીદ–વેચાણ, ગિરો, વકીલ બનવું અને બનાવવું, સારી વાતોનો હુકમ આપવો અને બૂરી વાતોથી રોકવું તદઉપરાંત બીજી ઝિમ્મેદારીઓ અને ફરજો.

પરંતુ કેટલાક ખાસ સંજોગોમાં ઈસ્લામે ઔરતોથી તે ફરાઈઝ ઉઠાવી લીધા છે અથવા આ ખૌફથી કે ઔરત મુશ્કિલી અને તકલીફમાં ગિરફતાર ન થઈ જાય યા તેની તંદુરસ્તીની ખરાબીના ડરથી દાખલા તરીકે : હૈઝ અને નિફાસ❶માં ઔરતથી નમાઝ અને રોઝહને માફ કરવા.

યા આ કારણે કે એ કામ ઔરતના શરીરના બંધારણ અને ઔરતની પ્રકૃતિ સાથે મેળ ખાતા નથી. દાખલા તરીકે :–

- ઔરત મૈદાને જંગમાં કત્લ અને ગારતમાં શરીક થાય.
- યા તે કડીયા કે લુહારી કામ કરે.
- યા તે કામ એવું હોય જે તેના સ્વભાવ અને પૈદાઈશી ઝિમ્મેદારીથી વિરુદ્ધ હોય, જેમકે,
- બાળકોની તરબિયત અને ઘરની દેખભાળમાં રુકાવટ પૈદા થાય,
- યા એવું કામ હોય જેના કરવાથી સામાજિક બગાડ પૈદા થાય, જેમકે, એવી નોકરી ઈખ્તિયાર કરવી જયાં મર્દ અને ઔરત ભેગા થતા હોય.

અને અહલે નઝર અને અસ્હાબે બસીરત (સૂઝબૂઝ અને દીર્ઘદષ્ટિ ધરાવનારા લોકો)ના ખ્યાલમાં તે કામોથી ઔરતને દૂર રાખવી હકીકતમાં ઔરતની ઈઝઝત અને તેની પ્રશંસા અને પ્રતિષ્ઠામાં વધારો કરવા સમાન

❶ હૈઝ : સ્ત્રીને માસિક લોહી વહેવું (એમ.સી.)
નિફાસ : પ્રસૂતિ (સુવાવડ) પછી સ્ત્રીને લોહી વહેવું

છે. નહિતર આપ જ બતાવો કે કોણ એને પસંદ કરશે કે ઔરતને એવા કામમાં ફસાવી દે જે તેની ઈઝઝત અને આબરૂ બરબાદ થવાનો અને તેની શરાફતને કલંક લાગવાનો ઝરીઓ બને.

અને શું ઔરતના માટે ઈઝઝત અને આબરૂથી વધીને બીજી કોઈ ચીઝ કીમતી હોઈ શકે છે ?! અને બતાવો કે અગર ઔરત બૂરાઈના રસ્તા પર ચાલવા લાગે અને ગંદા રસ્તાને ગ્રહણ કરી લે તો પછી બાળકોની તરબિયત કેવી રીતે થઈ શકે ?!

અલ્લાહ રહમ કરે તે (અરબી ભાષાના) શાઈર (કવિ) પર જેણે નીચેના શે'ર (કાવ્ય પંકિતઓ) લખી છે.

**ભાવાર્થ :–**

અને શું તે બાળકોને પરિપૂર્ણતાએ પહોંચવાની ઉમ્મીદ તે વખતે રાખી શકાય છે જયારે કે તેમને નાકિસ (અપરિપૂર્ણ) ઔરતોના સીના (સ્તન)થી દૂધ પિવડાવવામાં આવ્યું હોય ?!

## ☐ ઔરતોના ઘરથી નીકળવા બાબત પશ્ચિમના (યૂરોપના) ફિલસૂફોના વિચારો

ઔરતોના ઘરથી બહાર નીકળવા અને બહાર કામ કરવા અને નોકરી કરવાની બાબતમાં પશ્ચિમના ફિલસૂફોના અભિપ્રાયો નીચે રજૂ કરવામાં આવે છે :–

[A] અંગ્રેજ વિદ્વાન સેમ્યુઅલ સ્માઈલ્સ પોતાના પુસ્તક 'અલ અખ્લાક'માં લખે છે કે :–

"તે વ્યવસ્થાતંત્ર જે આ ફેસલો કરે છે કે ઔરત કારખાનાઓ અને દુકાનોમાં કામકાજ કરે તેનાથી ભલે કેટલીયે દૌલત હાસિલ થઈ જાય પરંતુ તેનું પરિણામ ઘરેલું જિંદગીને તબાહ કરવાના સ્વરૂપમાં આવે છે. એટલા માટે કે આ વ્યવસ્થાતંત્રનું બીજા વ્યવસ્થાતંત્ર સાથે ઘર્ષણ થાય છે

અને એના કારણે ખાનદાનના સ્થંભો તૂટી ફૂટી જાય છે અને સામાજિક સંબંધ છિન્ન ભિન્ન થઈ જાય છે જેનું કારણ આ છે કે ઔરતની હકીકી ઝિમ્મેદારી આ છે કે તે ઘરની ઝિમ્મેદારી પૂરી કરે અને તેને સંભાળે. દાખલા તરીકે,

– ઘરને વ્યવસ્થિત કરવું,
– બાળકોની તરબિયત કરવી,
– આજીવિકાના માધ્યમોમાં સમતોલન અને મધ્યમ માર્ગ અપનાવવો,
– અને સાથે સાથે કૌટુંબિક અને ખાનદાની જવાબદારીઓને પૂરી કરવી.

પરંતુ કારખાનાઓ વગેરેએ ઔરતને આ તમામ જવાબદારીઓથી દૂર કરી દીધી છે અને પરિણામ આ નીકળ્યું છે કે, ઘર ઘર ન રહ્યા અને બાળકો સહીહ તરબિયતમાં ઉછેર પામી શકતા નથી. એટલા માટે કે તેમના તરફ બેદરકારી રાખવામાં આવે છે. અને આ કારખાનાઓના કારણે પતિ–પત્નીનો પ્રેમભાવ ઉજડી ગયો છે. અને ઔરત સમજદાર અને અકલમંદ અને પતિથી પ્રેમ કરનારી પત્ની થવાના બદલે કામકાજ અને કમાણીની જવાબદારીમાં તેની સાથી બની ગઈ છે. અને તે એવી ચીઝોનું લક્ષ્ય બની ગઈ જે સામાન્ય રીતે તેની વૈચારિક અને અખ્લાકી સિફતોને નેસ્ત નાબૂદ કરી દે છે જેના પર ઈઝઝત અને આબરૂની હિફાઝતનો આધાર હોય છે.”

[B] ‘શજરતુદુર’ નામના માસિક અખબારમાં પહેલાં વર્ષના છઠ્ઠા અંકમાં અંગ્રેજ કટાર લેખક મિસ એન્ની રૂડ લખે છે કે :–

“આપણી દીકરીઓ ઘરોમાં નોકરડીઓ યા દાસીઓની જેમ બનીને રહે એ એના કરતા બહેતર અને ઓછું નુકસાનકારક છે કે તે કારખાનાઓમાં નોકરી કરે જયાં જઈને છોકરી એવી ગંદકી અને ખરાબીમાં પડી જાય છે જે હંમેશાં હંમેશાંના માટે તેની જિંદગીની રોનકને ખત્મ કરી દે છે. અને કાશ કે આપણા શહેરો અને દેશો પણ

મુસલમાનોના તે દેશો અને શહેરોની જેમ બની જાત જયાં ઈસ્મત (શીલ), પાકદામની અને ઈફફત (સુચરિત્ર) જોવામાં આવે છે જયાં સ્ત્રી અત્યંત ઉમદા અને ખૂશગવાર જિંદગી ગુજારે છે અને તેની ઈઝઝત અને આબરૂ પણ સુરક્ષિત રહે છે."

જી હાં અંગ્રેજો અને યૂરોપના દેશોના માટે આ ઘણા નાનમની વાત છે કે તેઓ પોતાની છોકરીઓને મર્દોની સાથે વધુ પડતા મેળમિલાપ મારફતે બેહયાઈ અને બૂરાઈઓના માટે નમૂના અને મિસાલ બનાવી દે. આપણને શું થઈ ગયું છે કે આપણે તે રસ્તો કેમ નથી અપનાવતા જે આપણી છોકરીઓને એવી રીતે ઢાળી દે કે જેના કારણે તે પોતાના કુદરતી સ્વભાવ પ્રમાણે કામ કરવા લાગે. (જેમકે આસમાની મઝહબોએ પણ એ જ ફેસલો કર્યો છે) અને તે છે ઔરતનું ઘરમાં રહેવું અને મર્દોના કામોનું મર્દોના માટે છોડી દેવું અને એમાં ઔરતની ઈઝઝત અને શરાફત સુરક્ષિત રહે છે.

## આખિરતની જઝા-સઝામાં ઔરત-મર્દ સમાન છે

રહી આ વાત કે આખિરતની જઝા અને સઝામાં ઔરત મર્દની જેમ છે, તો આ બાબતમાં આપણા માટે કાફી છે કે આપણે કુર્આને કરીમનું અવલોકન કરીએ કે જેથી આપણે તે અસંખ્ય આયતોને જોઈ શકીએ જે અજર અને સવાબને હાસિલ કરવામાં ઔરતને મર્દના સમાન ઠેરવે છે.

લો એ આયતોમાંથી કેટલીક આયતો જુઓ !

"પછી તેઓના પરવરદિગારે પણ તેમની દરખ્વાસ્તને મંજૂર કરી, (અને ફરમાવ્યું) હું પણ તમારામાંથી (સારા) કામ કરવાની મહેનતને અકારત (બેકાર) કરતો નથી (પછી તે) પુરુષ હોય કે સ્ત્રી, (કારણકે) તમે સઘળાં આપસમાં એક છો, ફરી જેમણે હિજરત કરી અને જેઓને પોતાના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને મારી રાહમાં સતાવવામાં આવ્યા વળી તેઓ (ધર્મકાજે) લડયા અને માર્યા ગયા તો હું તેમની

બૂરાઈઓ તેઓથી જરૂર દૂર કરીશ અને અવશ્ય તેમને એવા બગીચાઓમાં દાખલ કરીશ જેમના (મહેલો) નીચે નહેરો વહેતી હશે. અલ્લાહના તરફથી આ (તેમના કૃત્યોનો) બદલો છે. અને અલ્લાહની પાસે સરસ બદલો છે.''

(સૂરએ 'આલિ ઈમરાન' ૧૯૫)

''અને જે કોઈ પુરુષ હોય કે સ્ત્રી પોતાના મુઅમિન હોવાની સ્થિતિમાં નેક કાર્ય કરશે તો તેવા જ લોકો જન્નતમાં દાખલ થશે અને તેમના પર એક તલભાર પણ ઝુલ્મ થશે નહિ.''

(સૂરએ 'નિસાઅ' ૧૨૪)

- ''બેશક મુસલમાન પુરુષો તથા મુસલમાન સ્ત્રીઓ અને
- ઈમાનદાર પુરુષો તથા ઈમાનદાર સ્ત્રીઓ અને
- બંદગી કરનાર પુરુષો તથા બંદગી કરનાર સ્ત્રીઓ અને
- (વર્તન તેમજ કથનમાં) સાચા પુરુષો તથા સાચી સ્ત્રીઓ અને
- દીની કામોમાં કષ્ટ વેઠનાર પુરુષો તથા કષ્ટ વેઠનાર સ્ત્રીઓ અને
- નમ્ર પુરુષો તથા નમ્ર સ્ત્રીઓ અને
- દાન આપનાર પુરુષો તથા દાન આપનાર સ્ત્રીઓ અને
- રોઝહદાર પુરુષો તથા રોઝહદાર સ્ત્રીઓ અને
- પોતાના ગુપ્ત અવયવોની સંભાળ રાખનાર મરદો તથા સંભાળ રાખનાર ઔરતો અને
- અલ્લાહને બહુ યાદ કરનાર પુરુષો તથા બહુ યાદ કરનાર સ્ત્રીઓ,

એ સૌને માટે અલ્લાહે (ગુનાહોથી) માફી અને મહાન સવાબ તૈયાર રાખ્યો છે.'' (સૂરએ 'અહઝાબ' ૩૫)

અજર અને સવાબને હાસિલ કરવામાં કોઈ પણ જાતના ભેદભાવ વગર ઔરત મર્દના બરાબર હોવા પર તે રિવાયત પણ સમર્થન કરે છે જેને ઈબ્ને અબ્દુલ બર એ પોતાની કિતાબ 'અલ ઈસ્તીઆબ'માં અને

ઈમામ મુસ્લિમ રહમતુલ્લાહિ અલયહએ 'સહીહ મુસ્લિમ'માં રિવાયત કરી છે કે,

હઝરત અસ્મા બિન્તે યઝીદ બિન અસ્સકન રદિયલ્લાહુ અન્હા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈ અને અરઝ કરી કે,

"હું મુસલમાન ઔરતોની જમાઅતની કાસિદ (પ્રતિનિધી) છું જેઓ પાછળ રહી ગઈ છે (અને અહીં આપની પાસે હાજર થઈ શકી નથી) તે બધી ઔરતો એ જ વાત કહી રહી છે જે હું કહી રહી છું અને તેમની પણ એ જ રાય (અભિપ્રાય) છે જે મારી છે. અલ્લાહ તઆલાએ આપને મર્દો અને ઔરતો બંનેની તરફ મોકલ્યા છે. અમે પણ આપ પર ઈમાન લાવ્યા છીએ અને અમે પણ આપની પૈરવી કરીએ છીએ. અને અમે ઔરતોની જમાઅત ઘરોમાં પર્દા સહિત રહીએ છીએ. ઘરોમાં બંધ રહીએ છીએ. અને મર્દોને જુમ્અહ અને બંને ઈદોની નમાઝ અને જનાઝહની નમાઝ અને જિહાદમાં શિર્કતના કારણે ફઝીલત આપવામાં આવી છે. મર્દ જયારે જિહાદમાં જાય છે તો અમે તેમના માલ અને દૌલતની હિફાઝત કરીએ છીએ અને તેમના બાળકોની તરબિયત કરીએ છીએ.

તો હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું અજર અને સવાબમાં અમે પણ તેમની સાથે બરાબરના શરીક થઈશું ?"

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાનો મુબારક ચહેરો પોતાના સહાબા રદિયલ્લાહુ અન્હુમની તરફ ફેરવ્યો અને ફરમાવ્યું,

"શું તમે કોઈ ઔરતની વાતચીત જે પોતાના દીનની બાબતમાં કરી રહી હોય, આ ઔરત કરતા વધારે બહેતર અંદાઝમાં સાંભળી છે ?"

સહાબા રદિયલ્લાહુ અન્હુમએ અરઝ કરી કે,

"કેમ નહીં હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)"

તે પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"હે અસ્મા ! જાઓ અને જે ઔરતો અહીં હાજર નથી તેમને બતાવી દો કે તમારામાંથી કોઈ ઔરતનો પોતાના પતિની સાથે સારો વર્તાવ અને તેની રઝામંદી હાસિલ કરવાની કોશિશ કરવી અને તેની વાત માનવી એ તમામ તે ચીઝોના બરાબર છે જેનો તમે ઉલ્લેખ કર્યો છે."❶

હઝરત અસ્મા ખૂશીખૂશી 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ' અને 'અલ્લાહુ અકબર' પઢતી પઢતી અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક ફરમાનથી ખૂશખબરી હાસિલ કરીને ત્યાંથી પાછી ગઈ.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ મુબારક હદીષથી આ સાબિત થયું કે ઔરત ઘરની દેખભાળ, કામકાજ અને પતિની ફરમાંબરદારી અને બાળકોની તરબિયત બદલ જે મેળવે છે તે અજર અને સવાબ પેલા અજર અને સવાબ બરાબર છે જે મર્દને જિહાદ અને બીજા કામોં બદલ મળે છે.

### ☐ ઈસ્લામ છોકરીઓના શિક્ષણ અને તરબિયત (કેળવણી) તરફ પણ ધ્યાન આપે છે

આ બાબતમાં નીચેની સહીહ હદીષો ધ્યાનથી વાંચો :–

'તિરમિઝી' અને 'અબૂ દાવૂદ' રિવાયત કરે છે અને અલફાઝ (શબ્દો) 'સુનને અબી દાવૂદ'ના છે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જેની ત્રણ છોકરીઓ યા ત્રણ બહેનો હોય, યા બે છોકરીઓ યા બે બહેનો હોય અને તે તેમને અદબ (શિષ્ટાચાર અને સભ્યતા) શિખવે

❶ અર્થાત બંને ઈદોની અને જનાઝાની નમાઝ તેમજ જિહાદ અને અન્ય કામો.

અને તેમની સાથે સારો વર્તાવ કરે અને તેમની શાદી કરી દે, તો તેને જન્નત મળશે." ('તિરમિઝી', 'અબૂ દાવૂદ')

બીજી એક રિવાયતમાં આ પ્રમાણે આવે છે કે :–

"જે શખ્સની પાસે કોઈ બાંદી હોય અને તે તેને તા'લીમ આપે અને સારી રીતે પઢાવે અને તેને અદબ શિખવે અને ઘણી સારી રીતે અદબ શિખવે અને પછી તેને આઝાદ કરીને તેની સાથે શાદી કરી લે તો તેને બે અજર (બેવડો સવાબ) મળે છે."

'સહીહ બુખારી' અને 'મુસ્લિમ'માં આ આવે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઔરતોના માટે કેટલાક દિવસ મખ્સૂસ (ખાસ) ફરમાવ્યા કરતા હતા અને તેમાં તેમને તે વાતો શિખવ્યા કરતા હતા જે અલ્લાહ તઆલાએ આપને બતલાવી હતી.

અને આપે આ એટલા માટે કર્યું હતું કે એક વખતે એક ઔરત આપની પાસે હાજર થઈ અને તેણે અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મર્દ તો આપની હદીષો સાંભળી લે છે, આપ અમારા માટે પણ એક દિવસ નક્કી ફરમાવી દો જેમાં અમે આપની પાસે હાજર થયા કરીએ અને આપ અમને તે વાતો શિખવ્યા કરો જે અલ્લાહ તઆલાએ આપને બતલાવી છે."

તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"ફલાણાં ફલાણાં દિવસે ભેગી થયા કરો !"

જેથી તે ઔરતો હાજર થઈ ગઈ અને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને આપે અલ્લાહે બતાવેલી વાતો તેમને શિખવી અને બતાવી દીધી.

અને બિલાઝરીની કિતાબ 'ફુતૂહુલ બુલદાન'માં લખ્યું છે કે :–

ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસહ બિન્તે ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ તઆલા અન્હુમા જાહિલિય્યતના ઝમાનામાં 'શિફા અદવિયહ' નામની એક ઔરતની પાસે લખવાનું શીખતા હતા. પછી જયારે નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામએ તેમની સાથે શાદી કરી લીધી તો આપે શિફાથી ફરમાવ્યું કે,

"તેમને લખાણ અને લખાણના મરોડ અને બારીકી અને સફાઈ તેમજ ખૂબસૂરતી (અર્થાત સુલેખન કળા) પણ એ જ પ્રમાણે શિખવી દો જે પ્રમાણે તેમને લખતા શિખવ્યું છે."

ઉપર લખેલી હદીષો અને રિવાયતોથી પરિણામ આ નીકળે છે કે ઈસ્લામે છોકરીને નફાકારક ઈલ્મ અને ફાયદાકારક સંસ્કાર શિખવવાનો હુકમ આપ્યો છે. અને જો વિતેલા દૌરમાં કેટલાક ઉલમાથી ઔરતોને તા'લીમ આપવાની મનાઈ મળે છે તો તેનું કારણ તે ઈલ્મ છે જે ગંદી અને અશ્લિલ શે'ર શાઈરી અને બેહૂદા વાતો અને બાઝારી અદબ અને નુકસાનકારક ઈલ્મથી મિશ્રિત હોય.

જો ઔરત તે ઉલૂમ (વિદ્યા) પઢે જે તેને દીન અને દુનિયામાં ફાયદો પહોંચાડે અને અર્થપૂર્ણ, સાફ સ્વચ્છ, સુંદર અશ્આર (કાવ્ય પંકિતઓ) કહે અને ઉમદહ અર્થપૂર્ણ ગદ્ય લખે તો તેનાથી ન કોઈ રોકનાર મળે છે અને ન કોઈ મનાઈ કરનાર.

– ઈબ્ને સહનૂનની 'કિતાબુલ મુઅલ્લિમીન'ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે,

મુત્તકી અને પરહેઝગાર કાઝી ઈસા બિન મિસ્કીન પોતાની પુત્રીઓ અને પૌત્રીઓને પઢાવ્યા કરતા હતા.

– કાઝી અયાઝ કહે છે કે,

અસરની નમાઝ બાદ તેઓ પોતાની બંને પુત્રીઓ અને ભત્રીજીઓને બોલાવતા હતા કે જેથી તેમને કુર્આને કરીમ અને ઈલ્મ પઢાવે.

- અને તેમનાથી પહેલાં સકલિયહના વિજેતા અસદ બિન ફુરાત પણ પોતાની બેટી અસ્માને ઈલ્મે દીન પઢાવતા હતા જે ઘણાં ઉચ્ચ દરજ્જાની આલિમ બની.
- અને ખશની રિવાયત કરે છે કે,

હાકિમ મુહમ્મદ બિન અગલબનાં મહેલમાં એક ઉસ્તાઝ હતા જેઓ દિવસે છોકરાઓને પઢાવતા હતા અને રાત્રે છોકરીઓને પઢાવતા હતા.

અને ઐતિહાસિક રીતે આ વાત સાબિત થઈ ચૂકી છે કે ઔરત ઈસ્લામની છત્રછાયામાં ઈલ્મ અને સંસ્કારના અત્યંત ઉચ્ચ દરજ્જા સુધી પહોંચી અને ઈસ્લામના શરૂઆતના દૌરમાં ઔરતે તા'લીમ અને તરબિયતનો ઘણો મોટો હિસ્સો હાસિલ કર્યો હતો.

- લેખો લખનારી અને સાહિત્યકાર ઔરતો પણ હતી.
- અને શાઈરાત (કવિયિત્રીઓ) પણ હતી. જેમકે, અલિય્યહ બિન્તે અલમેહદી અને આઈશા બિન્તે અહમદ બિન કાદિમ અને ખલીફા મુસ્તકફી બિલ્લાહની બેટી દુલ્લાદહ.
- એમાં મોટી મોટી તબીબાઓ પણ હતી જેમકે, બની ઔદની તબીબહ ઝૈનબ જે આંખોના ઈલાજની નિષ્ણાંત હતી અને અબૂ જાફર તન્જાલીની સાહબઝાદી ઉમ્મુલ હસન જે પોતાના ઝમાનાની ઘણી જ ઝબરદસ્ત અને મશહૂર તબીબહ હતી.
- ઔરતોમાં મોટી મોટી મુહદ્દિષહ પણ હતી જેમકે, કરીમહ મરવઝિયહ અને સય્યિદહ નફીસા બિન્તે મુહમ્મદ.
- હાફિઝ ઈબ્ને અસાકિર (જેઓ હદીષના રિવાયત કર્તાઓમાંથી છે) લખે છે કે,

તેમના ઉસ્તાઝ મશાઈખમાં એંસી (૮૦) કરતા વધારે ઔરતો હતી.

— અને અસંખ્ય ઔરતો ઈલ્મના અત્યંત ઉચ્ચ અને બુલંદ મર્તબા પર પહોંચેલી હતી જેથી એમાંની કેટલીક :—
હઝરત ઈમામ શાફિઈ અને
હઝરત ઈમામ બુખારી અને
હઝરત ઈબ્ને ખલ્કાન અને
હઝરત ઈબ્ને હય્યાનની ઉસ્તાનીઓ (શિક્ષિકાઓ) અને પઢાવનારીઓ પણ હતી.

અને આ બધા હઝરાત ફુકહા, ઉલમા અને મશહૂર સાહિત્યકારોમાંથી થયા છે જે આ વાતની સૌથી મોટી દલીલ છે કે ઈસ્લામી તરબિયત, ઈલ્મી અને વૈચારિક ઉન્નતીનો ઘણો ખ્યાલ રાખે છે અને ઈસ્લામી સંસ્કૃતિ અત્યંત વિવિધતા અને સર્વગ્રાહિતાવાળી છે.



શરીઅતે જયારે ઔરતને આ વાતની ઈજાઝત આપી છે કે તે એવા ઉલૂમ હાસિલ કરે જે તેને દીન અને દુનિયામાં ફાયદો પહોંચાડે તો એમાં આ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે ઔરતની તા'લીમ ફરજિયાત રીતે મર્દોથી અલગ અને દૂર હોય કે જેથી છોકરીઓની ઈઝઝત, શરાફત અને આબરૂ સુરક્ષિત રહે અને છોકરી હમેશા સારી શોહરત અને બહેતરીન તેમજ પાકીઝહ અખ્લાક ધરાવે અને આદરપાત્ર વ્યકિતત્વવાળી સમજવામાં આવે.

અને કદાચ ઈલ્મે તરબિયત (કેળવણીશાસ્ત્ર)ના તે લેખકો જેમણે તા'લીમ વગેરેના ક્ષેત્રમાં ઔરત અને મર્દ બંને જાતીઓને અલગ રાખવાનો સૌથી પહેલાં નઅરો બુલંદ કર્યો તે ઈમામ કાલબસી છે. જેથી તા'લીમની બાબતમાં તેમના રિસાલહ (સામયિક)માં લખ્યું છે કે,

સારી રીત આ છે કે છોકરાઓ અને છોકરીઓને એક જગાએ ભેગા કરવામાં ન આવે.

અને જયારે હઝરત ઈબ્ને સહનૂનથી છોકરા–છોકરીઓની મિશ્ર તા'લીમના વિષે પૂછવામાં આવ્યું તો તેમણે ફરમાવ્યું કે,

"મને આ વાત નાપસંદ છે કે છોકરીઓને છોકરાઓ સાથે તા'લીમ આપવામાં આવે. એટલા માટે કે એ છોકરીઓને બગાડવાનો અને ખરાબ કરવાનો ઝરીઓ બને છે."

વિચાર કરો કે જયારે ઈબ્ને સહનૂન અને કાલબસી જેવા હઝરાતની રાય આ છે કે છોકરીઓને છોકરાઓથી દૂર રાખવામાં આવે કે જેથી અખ્લાકી ખરાબીઓ ન ફેલાય અને આ સ્પષ્ટ વાત છે કે આ બંનેની રાય હકીકતમાં શરીઅતથી જ લીધેલી છે અને દુનિયામાં શરીઅતનો હુકમ દરેક હુકમ અને ફેસલા પર સરસાઈ ધરાવે છે. એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલાનો મુબારક ઈર્શાદ છે કે,

"અને કોઈ ઈમાનદાર પુરુષ અને ઈમાનદાર સ્ત્રીને ઘટિત નથી કે જયારે અલ્લાહ તથા તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ કામનો હુકમ આપી દે તો (ફરી) તેમને માટે પોતાના કામનો અધિકાર રહે અને જેણે અલ્લાહની તથા તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નાફરમાની કરી તો તે દેખીતી ભૂલ કરી માર્ગ ભૂલ્યો."

(સૂરએ 'અહઝાબ' ૩૬)

અને મેં જે આ કહ્યું કે અલ્લામહ ઈબ્ને સહનૂન અને કાલબસીની રાય શરીઅતથી લીધેલી છે તે નીચે લખેલી નુસૂસ અને આયતોના કારણે છે :–

અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે કે,

"અને જયારે તમે તેઓ (રસૂલની પત્નીઓ)થી કોઈ ચીઝ માંગો તો તેમનાથી પર્દાની બહારથી માંગ્યા કરો."

(સૂરએ 'અહઝાબ' ૫૩)

આ આયત મુસલમાનોની માતાઓ અર્થાત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમની પુનિત પત્નીઓની બાબતમાં નાઝિલ થઈ છે. અને ઉસૂલિય્યિનના કાયદા પ્રમાણે એઅતિબાર ઉમૂમે અલફાઝનો થાય છે ન કે ખુસૂસે સબબનો. અને જયારે મુંઅમિનોની તે માતાઓ જેમની પાકીઝગી અને પાકદામની યકીની અને કતઈ છે, જયારે તેમને પર્દાનો હુકમ આપવામાં આવે છે અને તેમનાથી કહેવામાં આવ્યું છે કે તેઓ પરાયા મર્દોની સામે ન આવે તો મુસલમાન ઔરતોને તો એના કરતા પણ વિશેષ રીતે આ હુકમ છે કે તેઓ પર્દો કરે અને કોઈ પરાયા મર્દની સામે બિલ્કુલ ન આવે. ઉલમાએ ઉસૂલ અને ફુકહાને ત્યાં એને મફહૂમે અવલવી (પ્રાથમિક ભાવાર્થ) નામ આપવામાં આવે છે.

અને અલ્લાહ જલ્લ શાનુહૂ ફરમાવે છે કે,

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ!) ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે એમાં તેમના માટે વધારે સફાઈ છે. બેશક અલ્લાહ તેને જાણે છે જે કંઈ લોકો કરતા રહે છે. અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે અને પોતાના શણગાર (ની જગ્યાઓ) જાહેર ન થવા દે, પરંતુ તેમાંથી જે ભાગ (નું દરેક વખત છુપાવવું અશકય હોવાથી ઘણું કરી તે) ખુલ્લાં રહે છે અને તેણીઓને જોઈએ કે પોતાની ઓઢણીઓ પોતાની છાતી પર નાંખી રાખે અને પોતાના શણગાર (ની જગ્યાઓ જાહેર) ન થવા દે, પરંતુ પોતાના પતિઓની આગળ અથવા પોતાના પિતા અથવા પોતાના પતિના પિતા (સસરા) અથવા પોતાના દીકરાઓ પર."

(સૂરએ 'નૂર' ૩૦,૩૧)

આ આયતમાં જયારે આ હુકમ આપવામાં આવ્યો છે કે,

- ☐ •નિગાહો નીચી રાખે, ☐ ઓઢણી ઓઢે, ☐ છાતી ઢાંકે,
- ☐ શોભા અને શણગારને તેમજ ખૂબસૂરતીને મહરમ (જેની સાથે નિકાહ હરામ છે એવા નિકટના સગાઓ) સિવાય તે કોઈની સામે જાહેર થવા ન દે.

તો શું આ બધી વાતો આ વાત પર દલીલ નથી કરતી કે મુસલમાન ઔરતોને આ હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ પર્દામાં રહે અને પાકબાઝી અને પાકદામનીના દામનને મજબૂતીથી પકડે અને ઈઝઝત અને પ્રભાવથી રહે અને પરાયા મર્દોની સાથે મેળમિલાપ ન રાખે.

અને અલ્લાહ તઆલા ફરમાવે છે કે,

"હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાના (મુખ) ઉપર પોતાની ચાદરોને (માથાથી) સહેજ નીચી લટકાવે, એમાં જલ્દીથી ઓળખાઈ જશે તો તેણીઓને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ મોટો બખ્શનાર (તથા) દયાળુ છે." (સૂરએ 'અહઝાબ' ૫૯)

આ આયતમાં મુસલમાન ઔરતોને પર્દો કરવાનો અને ચાદર તેમજ બુરકો ઓઢવાનો હુકમ આપવામાં આવ્યો છે તો પછી ભલા એની કોઈ કલ્પના કરી શકે છે કે કોઈ ઔરત કોઈ પરાયા મર્દની સાથે મેળમિલાપ કરે ?

ઈમામ તિરમિઝી રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે,

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"કોઈ મર્દ કોઈ પરાઈ ઔરતની સાથે એકાંતમાં ભેગો નથી થતો પરંતુ આ કે શયતાન તેમની સાથે ત્રીજી વ્યક્તિ હોય છે (અર્થાત તેમને બહેકાવીને ગુનાહમાં સપડાવી દે છે.)" ('તિરમિઝી')

અને ઈમામ બુખારી અને મુસ્લિમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે,

આપે ફરમાવ્યું કે,

"ઔરતોની પાસે જવાથી બચો."

તો એક સાહબે અર્ઝ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિવ સલ્લમ) ! બતાવો કે શું દિયર વગેરેનો પણ આ જ હુકમ છે ?"

તો આપે ફરમાવ્યું કે,

"દિયર તો મૌત (ની જેમ ખતરનાક) છે."

('બુખારી', 'મુસ્લિમ')

આ કુર્આની આયતો અને નબવી હદીષો નિશ્ચિત રીતે મર્દ અને ઔરતના મેળમિલાપને હરામ ઠેરવે છે. આ આયતો અને હદીષોમાં ન કોઈ શક અને શુબહની ગુંજાઈશ છે અને ન કોઈ ચર્ચા કે વાદવિવાદની ગુંજાઈશ છે.

એટલે જે લોકો મર્દ અને ઔરતના મેળમિલાપને જાઈઝ ઠેરવે છે અને તેને જાઈઝ ઠેરવવાના માટે સામાજિક કાર્યક્રમો અને મનોવૈજ્ઞાનિક ઈલાજો તેમજ શરઈ દલીલોને બહાના બનાવે છે તે લોકો હકીકતમાં શરીઅત પર આક્ષેપ મૂકે છે અને કુદરતી અને સ્વભાવિક આદતથી ગાફિલ બનવાની કોશિશ કરે છે અને એ લોકો આ તકલીફ આપનારી હકીકતની ઉપેક્ષા કરે છે જેમાં આજે તમામ માનવ સમાજો ગિરફતાર છે.

જે લોકો ઔરત–મર્દના મેળમિલાપને જાઈઝ ઠેરવે છે તેમના વિષે મેં એમ કહ્યું છે કે, તેઓ શરીઅત પર આક્ષેપ કરે છે એ પેલી અસંખ્ય આયતોના આધારે કહ્યું છે જેનો ઉપર ઉલ્લેખ થઈ ગયો છે. અને આદત અને કુદરતી સ્વભાવથી અજાણ થઈને કામ લેવાનો હુકમ મેં એટલા માટે લગાવ્યો છે કે અલ્લાહ તઆલાએ જયારે મર્દ અને ઔરતને પૈદા કર્યા તો તેમનામાંથી દરેકમાં એક બીજાની તરફ જાતીય ખેંચાણ અને આકર્ષણ મૂકી દીધા છે.

"અલ્લાહની તે ફિતરત (પ્રકૃતિ)નું અનુસરણ કરો જેના પર ઈન્સાનને પૈદા કર્યા છે. અલ્લાહની બનાવેલી ફિતરતમાં કોઈ ફેરફાર નથી." (સૂરએ 'રૂમ' 30)

મર્દ અને ઔરતના મેળમિલાપ તેમજ બેપર્દગીની દઅવત દેનારા શું આ ચાહે છે કે દુનિયાનું તંત્ર અને મિઝાજ અને ઈન્સાનની ફિતરતને બદલી નાંખે અને જિંદગીના તરીકાઓને ઉલટાવી દે અને ખાસ કરીને એવા સંજોગમાં જયારે કે મેળમિલાપની પરિસ્થિતિમાં મર્દ અને ઔરતમાંથી દરેક જાતીય રીતે ભૂખ્યા અને અખ્લાકી રીતે બેલગામ અને બદકાર હોય. જાહેર છે કે એવી પરિસ્થિતિમાં ફિત્નો વધારે તીવ્રતાથી થશે. અને બૂરાઈ તેમજ ગુનાહની તરફ આકર્ષણ હજુ વધારે તીવ્ર થઈ જશે.

અને જો બાળપણથી છોકરા–છોકરીઓનો પરસ્પર મેળમિલાપ અને જિંદગીની દરેક અવસ્થામાં તેમનું એક સાથે રહેવું, ઔરતની તરફ જોવાને એક એવું સ્વભાવિક અને કુદરતી પરિચિત કાર્ય બનાવી દેશે જેનાથી મર્દ અને ઔરતના દિલમાં શહવત (વાસના) અને જાતીય ખ્વાહિશ (કામેચ્છા) પૈદા ન થાય તો પછી તો પતિ–પત્નીના દરમિયાન મુહબ્બત અદાવતમાં ફેરવાય જશે અને તેમના દરમિયાન રહમત અને ઉલ્ફત ઝુલ્મથી પરિવર્તન પામશે અને તો પછી જાતીય સંબંધોમાં નિરુત્સાહપણું આવી જવું જોઈએ અને બંનેમાંથી દરેકને એકબીજાની સાથે દામ્પત્ય સંબંધમાં જોડાયેલા રહેવાને પસંદ નહી કરવું જોઈએ. જો કે આ વાત બિલ્કુલ ગલત અને અનુભવ અને અવલોકનથી વિરુદ્ધ છે.

અને મેં જે કહ્યું છે કે એ લોકો તકલીફ આપનારી હકીકતથી ગફલત વર્તે છે જેમાં ઘણાં ખરા માનવ સમાજો મર્દ અને ઔરતના મેળમિલાપની આઝાદી આપીને ગિરફતાર થયા છે. અને આ ઝહરીલા અનુભવના કારણે ખતરનાક સંજોગોનો સામનો થયો છે. તેમને જોઈએ કે આ પશ્ચિમ અને પૂર્વના દેશોના એ સમાજોથી પૂછે કે તેમને ત્યાં ઔરત આઝાદી, અવળા માર્ગે ચાલવું, ફસાદ અને ગુનાહના કેવા અંતિમ દર્જા સુધી પહોંચી ગઈ છે. જો કે ત્યાં તમામ તબકાઓ અને દરેક સમાજમાં મર્દ અને ઔરતનો મેળમિલાપ સામાન્ય છે. સડક હોય યા સ્કૂલ, બજાર હોય યા ઓફિસ, યુનિવર્સિટી અને કોલેજ હોય યા ફરવાના સ્થાનો. દરેક જગ્યાએ મર્દ અને ઔરત ખભેખભા મેળવીને ફરે છે.

લો આપની ખિદમતમાં તેમના સમાજના થોડાક બનાવો રજૂ કરવામાં

આવે છે. અને ત્યાં આ મેળમિલાપના જે પરિણામો આવ્યા છે અને જે બનાવો સામે આવ્યા છે તે બનાવોમાંથી કેટલાક આ પ્રમાણે છે :–

☐ સય્યિદ કુતુબ શહીદની કિતાબ 'અલ ઈસ્લામુ વસ્સલામુલ આલમી'માં લખ્યું છે કે :–

"અમેરીકામાં માધ્યમિક સ્કૂલોની ગર્ભવતી વિદ્યાર્થીનીઓની સંખ્યા ૪૮ ટકા સુધી પહોંચી ગઈ છે."

☐ લેબેનોનનું અખ્બાર 'અલ અહદ' પોતાના ૬૫૦ નંબરના પ્રકાશનમાં અમેરીકી કોલેજો અને યુનિવર્સિટીઓમાં જાતીય અપરાધોની બાબતમાં લખે છે કે :–

– અમેરીકાની કોલેજો અને યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓના દરમિયાન જાતીય અપરાધો દિન પ્રતિ દિન નવા નવા સ્વરૂપમાં વધતા જાય છે. અમેરિકાની યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓએ દેખાવો કર્યા તેમાં તેમનું સૂત્ર આ હતું કે,

'અમને છોકરીઓ આપવામાં આવે અમે મોજમઝા કરવા ચાહિયે છીએ.'

– વિદ્યાર્થીનીઓના સૂવાના કમરાઓ પર રાતે અચાનક વિદ્યાર્થીઓએ છાપો માર્યો અને તેમના ખાસ ઉપવસ્ત્રો (અંડરવેર) ચોરી લીધા.

– યુનિવર્સિટીના ઝિમ્મેદાર આ બનાવ પર અવલોકન કરતા કહે છે,

"મોટા ભાગના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ અત્યંત ભયાનક જાતીય ભૂખના શિકાર છે. અને એમાં જરા બરાબર કોઈ શક અને શુબહ નથી કે અત્યારના દૌરની જીવન પદ્ધતિનો વિદ્યાર્થીઓના અખ્લાકી બગાડમાં સૌથી વધારે હિસ્સો છે."

— દૈનિક અખબાર આ પણ લખે છે કે,

ગયા વર્ષના બનાવો ગણવાથી અને અંદાજો લગાવવાથી આ માલૂમ થયું કે ૧,૨૦,૦૦૦ (એક લાખ વીસ હજાર) નાજાઈઝ (હરામ) બાળકોને એ કુંવારી, અપરિણીત છોકરીઓએ જન્મ આપ્યો છે જેમની ઉમર ૨૦ (વીસ) વર્ષ કરતાં વધારે નથી અને તેમાંની મોટા ભાગની છોકરીઓ કોલેજો અને યુનિવર્સિટીઓની વિદ્યાર્થીનીઓ છે.

— દૈનિક અખબાર વધુમાં લખે છે કે,

બ્રુકેડન્સ રાજયના પોલિસ રિપોર્ટમાં લખ્યું છે કે,

ગયા મે મહિનાના છેલ્લા અઠવાડિયાની રજાઓ ૬૬ (છાંસઠ) વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ રૂડીલેન્ડમાં વિતાવી, અને પછી તે વિદ્યાર્થીઓ યુનિવર્સિટી પાછા નહીં આવ્યા બલ્કે રાજયની જેલમાં રવાના કરી દેવામાં આવ્યા. એટલા માટે કે તેમને શંકાસ્પદ હાલતમાં ગિરફતાર કરવામાં આવ્યા હતા. અને તેઓમાંથી કેટલાક તો નશાકારક વસ્તુઓનો ઉપયોગ પણ કરતા હતા.

— કૌમ અને સમાજના વડીલ માર્ગ્રેટ સ્મીથથી એક વાતચીત નકલ કરતા અખબાર લખે છે કે,

તેમણે કહ્યું કે,

વિદ્યાર્થીનીઓને માત્ર પોતાની લાગણીઓ અને કામેચ્છાઓની જ ચિંતા વળગેલી રહે છે અને તેઓ એવા માધ્યમોની શોધમાં રહે છે જે તેમની એ ઈચ્છાને પૂરી કરી શકે. ૧૦૦ (સો)માંથી ૬૦ (સાંઠ) કરતા વધારે વિદ્યાર્થીનીઓ પરિક્ષાઓમાં નાપાસ થઈ ગઈ અને નિષ્ફળતાના અસબાબમાંથી આ છે કે તેઓ પોતાના અભ્યાસ અને ભવિષ્યના કરતા વધારે

જાતી અને જાતીયતા (Sex)ના વિષે વિચારે છે અને તેમાંથી માત્ર ૧૦ (દસ) ટકા એવી વિદ્યાર્થીનીઓ છે જે પોતાના અભ્યાસ અને ઈઝઝત અને આબરૂની હિફાઝત કરે છે.

☐ જયોર્જ બાલૂસી પોતાના પુસ્તક 'અસ્સૌરતુલ જિન્સિય્યહ'માં લખે છે કે :–

– (અમેરિકાના ત્યારના પ્રમુખ જહોન એફ.) કેનેડીએ ઈસ્વીસન ૧૯૬૨ માં સાફ સાફ આ કહ્યું છે કે,

અમેરીકાનું ભવિષ્ય ખતરામાં છે એટલા માટે કે અમેરિકાના યુવાનો અખ્લાક ખોઈ બેઠા છે અને તેઓ અવળા માર્ગે ચઢી ગયા છે અને જાતીય કૌભાંડોમાં એવા ડૂબેલા છે કે તેઓ આ ઝિમ્મેદારીને અદા કરી શકતા નથી જે તેમના ખભાઓ પર મૂકવામાં આવી છે.

અને ફોજમાં ભરતી માટે આવતા દરેક સાત નવયુવાનોમાંથી છ અયોગ્ય હોય છે એટલા માટે કે તેઓ જાતીય અવળા માર્ગમાં ડૂબી ચૂકેલા હોય છે. તેણે તેમની તંદુરસ્તી અને શકિત અને મનોબળને તબાહ કરી દીધેલા હોય છે.

– અને ઈસ્વીસન ૧૯૬૨ માં (રશિયાના પ્રમુખ) ખ્રુશ્ચેવએ પણ કેનેડીની જેમ કહ્યું હતું કે,

રશિયાનું ભવિષ્ય ખતરામાં છે અને રશિયાના નવયુવાનોનું ભવિષ્ય અરક્ષિત છે એટલા માટે કે તેઓ ખોટા રસ્તે અને વાસનાઓ અને જાતીયતામાં ડૂબેલા છે.

☐ અને ડેલડયૂરેન્ટ પોતાના પુસ્તક 'મબાહિજુલ ફલસફહ'માં લખે છે કે :–

એક વાર ફરીથી આપણે એ જ પરેશાની અને મુશ્કિલના શિકાર

થઈ ગયા છીએ જેણે (મશહૂર ગ્રીક ફિલસૂફ) સોક્રેટિસને બેચેન કરી દીધો હતો. મારી મુરાદ આ છે કે આપણે તે ફિતરી (કુદરતી) અખ્લાક સુધી ફરી પાછા રસ્તો કેવી રીતે પામીશું જે પેલી કાનૂની સઝાઓ અને કલમોની જગા લઈ લે જેની અસર લોકોના ચરિત્ર અને જિંદગીમાંથી ખત્મ થઈ ચૂકી છે. આપણે આ બેહયાઈ અને ખોટા માર્ગથી પોતાની મહાન સામાજિક પૂંજીને તબાહ અને બરબાદ કરી રહ્યા છીએ.

ગર્ભનિરોધક ચીઝો અને દવાઓની શોધ તેમજ તેનું આમ થઈ જવું આપણા અખ્લાકને બગાડવાનો એક મહત્ત્વનો અને મોટો સબબ બન્યો છે. એટલા માટે કે પહેલાંના ઝમાનામાં અખ્લાકી કાનૂન પ્રમાણે જાતીય મેળાપ માટે શાદીનું બંધન જરૂરી હતું એટલા માટે કે નિકાહનું ફરજિયાત પરિણામ બાપ બનવાના સ્વરૂપમાં જાહેર થતું હતું જેનાથી કોઈ રીતે છટકી શકતા ન હતા અને બાપ પોતાના બાળકનો જવાબદાર અને ઝિમ્મેદાર માત્ર નિકાહના રસ્તાથી જ બનતો હતો. પરંતુ આજે એ પરિસ્થિતિ નથી બલ્કે આજે જાતીય મેળાપ અને ઔલાદ પૈદા થવી તેમજ નસલના ચાલુ રહેવાના સબબ સાથે સંપર્ક ઢીલો પડી ગયો છે. અને એક એવું વિરામસ્થાન અસ્તિત્વમાં આવી ગયું છે જેની આપણા માતા–પિતાને હરગિઝ આશા ન હતી. એટલા માટે કે આ સબબના કારણે ઔરતો અને મર્દોના દરમિયાન તમામ સંબંધોમાં ફેરફાર થઈ રહ્યો છે.

અલબત્ત આ વાત ઘણી નામોશી ભરેલી છે કે આપણે પાંચ લાખ અમેરિકન છોકરીઓને આ વાતની ખૂશી ખૂશી ઈજાઝત આપી દઈએ કે તેઓ પોતાની ઝાતને આઝાદી, કુમાર્ગ અને દુન્યવી લિઝઝતોને ભેટ ચઢાવી દે જેને આપણી સમક્ષ નાટકો અને નગ્ન તેમજ અશ્લિલ સાહિત્યના પુસ્તકોમાં રજૂ કરવામાં આવે છે. તે છોકરીઓ જેઓ એવું ચાહે છે કે એવા મર્દો અને ઔરતોમાં જાતીય લાગણીઓ અને કામેચ્છાઓ ભડકાવી દેવામાં આવે જેઓ શાદીના સુરક્ષિત કિલ્લા તેમજ તેના મારફતે તંદુરસ્તીની સુરક્ષા કરનારી જિંદગીથી મહરૂમ છે.

જેથી જે શખ્સ પણ શાદીમાં વિલંબ કરે છે તો તે પેલી બાઝારી છોકરીઓના સાથે મેળમિલાપ કરી લે છે જે જાહેરમાં બૂરાઈની ઘાટીમાં ઊલટા સીધા હાથ-પગ પછાડતી રહે છે. અને મર્દોને એ અરસામાં પોતાની જાતીય વાસનાઓ અને પોતાની નીચ વૃત્તિઓ સંતોષવાનો મોકો મળી જાય છે જેના કારણે તે શાદીમાં વિલંબ કરે છે. તે એવું આંતરરાષ્ટ્રિય શણગારેલું અને સુશોભિત ષડયંત્ર પામે છે જે અત્યંત આધુનિકમાં આધુનિક લિબાસથી સુશોભિત હોય છે અને વિવિધ ઉચ્ચ કક્ષાની સંસ્થાઓના સંગઠન સાથે સંકલિત હોય છે અને એવું માલૂમ થાય છે કે આખી દુનિયાએ જાતીય વાસનાઓને ભડકાવવા અને સંતોષવા માટેના કલ્પનામાં આવી શકે એવા તમામ તરીકાઓ શોધી લીધા છે !

મોટા ભાગે અનુમાન આ છે કે નફસાની લિઝઝતોને હાસિલ કરવાના માટે આ નિતનવા તરીકાઓ ઈખ્તિયાર કરવાનો સૌથી મોટો સબબ અને અમલ કરાવનાર (જર્મન ફિલસૂફ) ડારવિનનો દીની અકીદહ વગેરેનો તીવ્ર વિરોધ છે એટલા માટે કે જયારે નવયુવાન છોકરાઓ અને છોકરીઓને આ માલૂમ થયું કે દીન તેમની જાતીય વાસનાઓ અને લિઝઝતોનો વિરોધ કરે છે તો તેમણે ઈલ્મના જ ઝરીયાથી દીનને રુસ્વા અને બદનામ કરવાના હજારો અસબાબ તલાશ કરી લીધા.

અને શરીરમાં જાતીય લાગણીઓ ભડકે એનાથી ભાગવાનો કોઈ રસ્તો નથી ભૂતકાળના લોકોમાં આત્મસંયમનો જે ગુણ અને શકિત હતી તે કમઝોર પડી જાય અને તે પાકદામની અને ઈફફતનું જૌહર જે પહેલાં અઝમત અને ઈઝઝતનો ઝરીઓ હતો અને નજાતનો ઝરીઓ હતો તથા તે હયા જે ખૂબસૂરતીને ચાર ચાંદ લગાવ્યા કરતી હતી તે નેસ્ત અને નાબૂદ થઈ જાય. અને લોકો પોતાના ગુનાહોને ગણીને ફખ્ર કરવા લાગે. અને ઔરતો પોતાની અમર્યાદિત આઝાદી અને દરેક રીતે ઘુમવા ફરવાના હકની આ બુનિયાદ પર માંગણી કરે કે જેથી મર્દોની સાથે બરાબરી અને સમાનતા હાસિલ થઈ જાય. અને શાદીથી પહેલાં જ જાતીય સંબંધ એક પરિચિત ચીઝ બની જાય. અને ધંધાદારી વેશ્યાઓ પોલિસના

ખૌફના બદલે તે ઔરતોના કારણે સડકો પરથી ગાયબ થઈ જાય જે પોતાની વાસના સંતોષવાના માટે આવારગીને ઈખ્તિયાર કરે છે.

('મુબાહિજુલ ફલસફા' ૧/ ૬ થી ૧૩૪)

☐ મિસરી દૈનિક અખબાર 'અલ યવમ'એ તારીખ ૨૪–૦૪–૧૯૬૫ ના પોતાના અંકમાં આ ખબર છાપી છે કે :–

– સ્વીડનની ઔરતોએ એક એવા દેખાવમાં શિર્કત કરી જેમાં સ્વીડનના વિવિધ વિસ્તારોની ઔરતો શામિલ હતી અને ત્યાંના વિવિધ પ્રદેશોમાં દેખાવ કરીને તેમણે આ માંગણી કરી કે ખુલ્લી જાતીય આઝાદી પર પ્રતિબંધ લગાવવામાં આવે. અને એ દેખાવમાં એક લાખ ઔરતોએ શિર્કત કરી હતી.

– એ જ અખબાર લખે છે કે,

એપ્રિલ ૧૯૬૪ ઈસ્વીસનમાં જયારે સ્વીડનમાં એકસો ચાલીસ મોટા મોટા ડોકટરોએ બાદશાહ અને પાર્લામેન્ટને એક યાદદાશ્ત (સ્મૃતિપત્ર) પેશ કરી હતી જેમાં તેમણે આ માંગણી કરી હતી કે એવા કાનૂનો લાગૂ કરવામાં આવે જે આ જાતીય અનાચાર અને આવારગીની રોકથામ કરી શકે. જે હકીકતમાં લોકોની તંદુરસ્તી અને જિંદગીને કમઝોર કરનારી છે. અને ડોકટરોએ આ માંગણી કરી કે જાતીય આઝાદીના વિરુદ્ધ કાનૂન અને કલમ બનાવવામાં આવે. તો એના પર ઘણી ચર્ચા થઈ અને હોહા મચાવવામાં આવી.

☐ બિન લિન્દસી નામના એક જજ (ન્યાયાધિશ) પોતાના પુસ્તક 'નઈ નસલકી સરકશી'માં લખે છે કે :–

અમેરીકામાં છોકરીઓ સમયથી પહેલાં બાલિગ થવા લાગી છે. અને નાની ઉંમરથી જ તેમનામાં જાતીય સમજ ખૂબ જ તેઝીથી જાગૃત થઈ રહી છે.

મઝકૂર જજે કસોટી માટે ૩૧૨ (ત્રણસો બાર) છોકરીઓ પર રિસર્ચ (સંશોધન) કર્યું તો માલૂમ થયું કે તેમનામાંથી ૨૫૦ (બસો પચાસ) છોકરીઓ અગિયારથી તેર વર્ષની ઉંમરમાં બાલિગ થઈ ગઈ હતી અને આ નાની ઉંમરમાં જ તેમની જાતીય વાસના અને શારીરિક બંધારણ એવું થઈ ગયું હતું જે સામાન્ય રીતે ૧૮ (અઢાર) વર્ષ અને એના કરતા વધારે ઉંમરની છોકરીઓમાં હોય છે.

☐ શિકાગોની અમેરીકન સી.આઈ.એ.નો રિપોર્ટ જે તેર ગ્રંથોમાં પ્રકાશિત થયો છે તેમાં આ લખ્યું છે કે :–

આ તબાહ કરનારી આઝાદી અને હેવાનો જેવી તરક્કી અને તેહઝીબે અમેરીકાના માત્ર ખાનદાનોના તંત્રને જ ખરાબ નથી કર્યું બલ્કે તેણે અમેરીકામાં એવી તેહઝીબ (સંસ્કૃતિ)ની બુનિયાદ નાંખી દીધી છે જેનું નિવારણ ન પોલિસથી થઈ શકે છે અને ન અદાલતોથી.

☐ અમેરીકન અખબાર 'હેરોલ્ડ ટ્રીબ્યૂન' પોતાના તારીખ ૨૯–૦૬–૧૯૭૯ ઈસ્વીસનના પ્રકાશનમાં એ ચર્ચાનો ખુલાસો રજૂ કરે છે જે અમેરીકાના સ્પેશ્યાલિસ્ટો (વિશેષજ્ઞો)એ ગંદી અને નાપસંદીદહ વર્તમાન પરિસ્થિતિના વિષે રજૂ કર્યો છે. જે પશ્ચિમી સમાજોમાં સામાન્ય રીતે અને અમેરીકાના સમાજોમાં ખાસ રીતે ફેલાઈ રહી છે. અને તે બીમારી મહરમાત❶ અર્થાત બેટી અને બહેનની સાથે હરામકારી કરવાનું કાર્ય છે.

સંશોધકો લખે છે કે, આ વાત કોઈ અનોખી અને નાદિર (દુર્લભ) નથી રહી બલ્કે આ વર્તમાન પરિસ્થિતિ એટલી હદે પહોંચી ગઈ છે કે અનું સમર્થન કરવું મુશ્કિલ થઈ ગયું છે જેથી ત્યાં દરેક દસ ખાનદાનોમાંથી એક ખાનદાન એવું જરૂર છે જેમાં આ બેહયાઈનું કામ કરવામાં આવે છે.

---

❶ મહરમાત : જેમની સાથે નિકાહ કરવા જાઈઝ નથી એવા નિકટના સગાઓને મહરમ કહે છે. એનું બહુવચન મહરમાત છે.

આ પરિસ્થિતિ તો બહેન ભાઈઓ અને બીજા નજીકના મહરમ રિશ્તેદારોમાં છે. તો પછી ભલા આપ જ બતાવો કે ત્યારે શી પરિસ્થિતિ થશે જયારે નવયુવાન છોકરાઓ અને નવયુવાન છોકરીઓ એક બીજાની સાથે શિક્ષણ યા કામકાજ અને નોકરીના ક્ષેત્રમાં ભેગા થશે અને તેમનામાં ન તો નસબનો સંબંધ હશે અને ન રિશ્તેદારીનો તઅલ્લુક. જાહેર છે કે આવી પરિસ્થિતિમાં તેમનું ગુનાહોમાં સપડાવું અને બેહયાઈમાં ગિરફતાર થવું વધારે નિશ્ચિત હશે !!?

પશ્ચિમી કૌમોની ખરેખરી જિંદગી અને મર્દ અને ઔરતના મેળમિલાપનો અનુભવ કરવાના કારણે તેઓ જે વર્તમાન પરિસ્થિતિનો સામનો કરી રહ્યા છે તેના જે ખરા અને સાચા બનાવો અમે રજૂ કર્યા છે તે ઘણામાંથી થોડા છે, સાગરમાંથી ખોબો ભરવા બરાબર છે. અને એ હકીકતમાં જાતીય ગલત રસ્તા પર ચાલવાના અને અખ્લાકી બૂરાઈ અને બગાવતના સમુદ્રનું એક ટીપું છે. જેમાં આખી દુનિયાના સમાજો ગિરફતાર છે. જેઓ હકીકતમાં આઝાદી અને બેપર્દગી અને ગુમરાહી તેમજ અધોગતીના દૌરમાં મર્દ–ઔરતના મેળમિલાપનો સામાન્ય થવાનો એક દર્દનાક અને ભયાનક નતીજો છે.

આ યાદ રહે કે પશ્ચિમ અને પૂર્વ વાળાઓને ત્યાં મર્દ અને ઔરતનો આપસમાં મેળમિલાપ બાળકોની પ્રાથમિક શાળાઓ અને માધ્યમિક તથા ઉચ્ચ માધ્યમિક શાળાઓ તેમજ કોલેજો અને યુનિવર્સિટીઓ સુધી બરકરાર રહે છે બલ્કે જેમકે મેં ઉલ્લેખ કર્યો છે, તે સમાજોની બધી સમાજી જિંદગીના દરેક વિભાગમાં પરિપૂર્ણ રીતે મેળમિલાપ મૌજૂદ અને સામાન્ય છે.

હવે આપ જ બતાઓ કે આ સ્પષ્ટતા અને વિવરણના પછી શું કોઈ દૂરંદેશ અકલમંદ આજકાલના મેળમિલાપના દાવેદારોની આ વાતને સહીહ રીતે કબૂલ કરી શકે છે કે પુરુષ–સ્ત્રીના પારસ્પરિક મેળમિલાપ કુદરતી જઝબાત (ભાવના)ને ઠંડા અને વાસનાની તેઝીને ઓછી કરવાનો એક ઝરીઓ છે અને એના કારણે બંને જાતીઓ (મર્દ અને ઔરત)નું એક બીજાની સાથે ઊઠવું–બેસવું, ભેગા મળવું એક પરિચિત અને સામાન્ય ચીઝ બની જાય છે.

અલ્લામહ ઝાહિદ કૌસરી રહિમહુલ્લાહએ પોતાના લેખોમાં જે ટુચકાઓ બયાન કર્યા છે તેમાંથી એક ટુચકો આ પણ છે કે :–

ઉસ્માની સામ્રાજયનો એક સફીર (પ્રતિનિધિ) એક વખતે અંગ્રેજોના દેશમાં બ્રિટનની હુકૂમતના ઉચ્ચ હોદ્દદારોની સાથે એક મહેફિલમાં શરીક થયો. તો ત્યાં હાજર લીડરોમાંથી એક સાહબે તેને કહ્યું કે,

"આપ લોકો આ વાતનો શા માટે આગ્રહ રાખો છો કે મુસલમાન ઔરત તરક્કીની દોડમાં મર્દ કરતા પાછળ અને મર્દો કરતા અલગ તેમજ નૂર અને રોશનીઓથી દૂર રહે !?"

ઉસ્માની હુકૂમતના સફીરે તે સાહબથી ફરમાવ્યું કે,

"એટલા માટે કે પૂર્વની અમારી ઔરતો આ પસંદ નથી કરતી કે પોતાના પતિઓ સિવાય કોઈ બીજાથી બાળક પૈદા કરે !"

આ વાત સાંભળીને તે સાહબ ઘણાં શરમિન્દહ થયા અને કોઈ જવાબ ન આપી શકયા.

'ફ બિ અય્યિ હદીષિન બઅદહૂ યૂ'મિનૂન'

[ બતાવો હવે એના પછી બીજી કઈ વાત પર તેઓ ઈમાન લાવશે ? ]

(સૂરએ 'મુરસલાત' ૫૦)

મર્દ અને ઔરતના પરસ્પર મેળમિલાપ અને તેના પરિણામોની બાબતમાં વાત કરતી વખતે માતા–પિતા અને તરબિયત કરનારા લોકોની સામે હું આ હકીકત ખોલીને બયાન કરી દેવા ચાહું છું કે :–

સયહૂનિયત (યહૂદીઓની વિશ્વવ્યાપી ચળવળ) અને વિદેશી આક્રમણ કરનારાઓ અને સામ્રાજયવાદીઓ અને ભૌતિકવાદીઓ અને દુન્યવી લિઝ્ઝતોને પસંદ કરનારાઓના પ્રોગ્રામોનો સૌથી મોટો અને પ્રથમ મકસદ આ હોય છે કે મુસ્લિમ સમાજને બગાડી નાખવામાં આવે અને તેની હેસિયતને ખત્મ કરીને ટુકડા ટુકડા અને વેરવિખેર કરી દેવામાં આવે. જેનો તરીકો આ છે કે :–

- ☐ અખ્લાકી કદર (મહત્ત્વ)ને ખત્મ કરી દેવામાં આવે.
- ☐ નવયુવાન છોકરાઓ અને છોકરીઓના દિલોમાંથી દીની ભાવના અને મઝહબની અઝમત ખત્મ કરી દેવામાં આવે.
- ☐ મુસ્લિમ સમાજમાં દરેક એઅતિબાર અને દરેક પહેલૂથી આઝાદી, ગેરમાર્ગે ચલન અને બૂરાઈઓને ફેલાવી દેવામાં આવે.

લિઝઝત પસંદી અને આઝાદીની આ દઅવતને આમ કરવાના માટે અને ધોકાબાઝીની જાળ ફેલાવવાના માટે એ લોકોને ત્યાં ઔરત સૌથી વધારે ઉપયોગી સાધન અને સૌથી પ્રથમ મકસૂદ અને લક્ષ્ય છે. એટલા માટે કે લિઝઝત પસંદીની દઅવતને આમ કરવા માટે અને સામ્રરાજનો પ્રોગ્રામ લાગૂ કરવા માટે ઔરત જ સૌથી વધારે નિર્બળ અને કમઝોર તેમજ જઝબાતી (લાગણીશીલ) તત્ત્વ છે જે આ હેતુઓને હાસિલ કરવાનો બહેતરીન ઝરીઓ બને છે.

સામ્રાજયવાદીઓનો એક પોપ (વડો) કહે છે કે,

> "શરાબનો જામ અને સુંદર રૂપાળી મહિલા મુહમ્મદી ઉમ્મતના ટુકડે ટુકડા કરવામાં તે અસર ધરાવે છે જે હજાર તોપો પણ ધરાવતી નથી જેથી આ મુહમ્મદી ઉમ્મતને મહિલાઓ અને જાતીયતા અને વાસનાઓની મુહબ્બતમાં ડૂબાવી દો."

આજના ઝમાનામાં બદનામ થયેલ ફ્રી મેશન તન્ઝીમ (કોઈ પણ બંધન વગર મુકત જીવન જીવવાનો પ્રચાર કરતું સંગઠન)ના લીડરોમાંથી એક લીડર લખે છે કે :–

ઔરતોને વિશ્વાસમાં લેવી આપણી ફરજ છે એટલા માટે કે જે દિવસે પણ તેણે પોતાનો હાથ આપણી તરફ વધારી દીધો તે જ દિવસે આપણે હરામ સુધી પહોંચવામાં કામિયાબ થઈ જઈશું અને દીનની ફતેહ અને કામિયાબીના માટે કોશિશ કરનારાઓનું લશ્કર વેરવિખેર થઈ જશે.

યહૂદી વિદ્વાનોના પ્રોટોકોલ (શિષ્ટાચાર)માં લખ્યું છે કે :–

આ અત્યંત જરૂરી છે કે આપણે આ વાતની કોશિશ કરીએ કે દરેક જગાએ અખ્લાકી હાલત બગડી જાય કે જેથી દરેક જગાએ આપણે વર્ચસ્વ મેળવી શકીએ. 'ફ્રોઈડ' આપણી જમાઅતનો માણસ છે અને તે જાહેરમાં જાતીય સંબંધના દેખાવો રજૂ કરતો રહેશે કે જેથી નવયુવાનોની નઝરમાં કોઈ પણ ચીઝ પવિત્ર ન રહે અને તેમનો સૌથી મોટો મકસદ પોતાની જાતીય વાસનાઓને સંતોષવાનો બની જાય અને એ પરિસ્થિતિમાં તેમના અખ્લાકનો જનાઝો નીકળી ચૂકયો હશે.

એટલે જે લોકો ઈસ્લામી મુલ્કોમાં મર્દ અને ઔરતના મેળમિલાપના દાવેદાર છે અને આ ચાહે છે કે એ મેળમિલાપ આપણી સમાજી જિંદગીના દરેક વિભાગમાં આમ થઈ જાય. એ લોકો હકીકતમાં ઈસ્લામના દુશ્મન ભૌતિકવાદી, ધર્મ વિમુખ અને લિઝઝત પસંદ મઝહબવાળાઓના કાવતરાઓને લાગૂ કરવાના ઝરીઆ અને તેમના માટે પ્રોપેગંડા (પ્રચાર) કરવાના સાધન બની રહ્યા છે. અને એ લોકો સામ્રરાજી અને સહયૂની (યહૂદી) અને માસૂની (ફ્રી મેશન)ના વિચારોની દઅવત આપનારાઓને ફાયદો પહોંચાડી રહ્યા છે. ભલે આ વાતને એ લોકો સમજી રહ્યા હોય યા ન સમજી રહ્યા હોય. અને ભલે તેમને આ હકીકત મહેસૂસ થઈ રહી હોય યા મહેસૂસ ન થઈ રહી હોય.

એટલા માટે માતા–પિતા, તરબિયત કરનારાઓ અને જવાબદારોની આ ફરજ છે કે તેઓ છોકરીઓને છોકરાઓથી સંપૂર્ણ રીતે દૂર રાખે. ભલે શિક્ષણનું ક્ષેત્ર હોય યા બીજું કોઈ ક્ષેત્ર હોય કે જેથી છોકરીઓમાં ઈઝઝતે નફસ (આત્મ ગૌરવ) અને પાકદામનીનું જૌહર પૈદા થાય. અને સમાજ બૂરાઈઓ અને આઝાદીની ઝેરીલી અસરોથી સુરક્ષિત રહે અને નવયુવાન છોકરાઓ અને છોકરીઓમાં શારીરિક અને મનોવૈજ્ઞાનિક લિયાકત અને સલાહિયત પૈદા થાય અને ઈસ્લામી ઉમ્મત ઈસ્લામના દુશ્મનોની તે સાઝિશો (ષડયંત્રો)થી બચી શકે જે તેઓ મુસલમાન ઔરતોને ખરાબ કરીને નુકસાન પહોંચાડવાના માટે કરતા રહે છે.

આઈશા તૈમૂરિયહએ પાકદામની અને હિજાબ (પર્દા)ના પોતાના ઈલ્મ પર ફખ્ર કરીને કેટલા ઉમદા અને બહેતરીન અશઆર કહ્યા છે જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે :–

થાય અને તેને તે રૂહાની અને બદની ઈબાદતોનો આદી બનાવવામાં આવે તો તે કોઈ પણ કસોટીના સમયે ન ભય અનુભવશે અને ન કોઈ તકલીફ પર આક્રંદ (વિલાપ) કરશે. કુર્આને કરીમ તે જ તરફ આપણને માર્ગદર્શન આપે છે. એટલા માટે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"માનવી (સ્વભાવે) અધીરો પૈદા થયો છે કે જયારે તેને કોઈ તકલીફ પહોંચે છે ત્યારે (હદ ઉપરાંત) ગભરાટ (આક્રંદ)માં પડે છે, અને જયારે તેને ભલાઈ પહોંચે છે તો કંજૂસી કરનાર બને છે, હાં પરંતુ તે (ઈમાનદાર) નમાઝી, (એવા નથી) કે જેઓ પોતાની નમાઝ પર પૂરા કાયમ છે." **(સૂરએ 'મઆરિજ' ૧૯ થી ૨૩)**

(૨) બાળકને ખર્ચાઓની સ્વતંત્રતા આપવી જોઈએ અને તેના પર ઝિમ્મેદારી નાંખવી જોઈએ અને તેની ઉમરના પ્રમાણે જુદા જુદા કામોનો બોજ તેના પર નાંખવો જોઈએ એટલા માટે કે તે પણ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નીચે જણાવેલા મુબારક ફરમાનના સમૂહમાં દાખલ થઈ જાય. જેમકે આપનો મુબારક ઈર્શાદ છે કે :–

"તમારામાંથી દરેક શખ્સ દેખરેખ રાખનાર છે અને તમારામાંથી દરેક વ્યકિતથી તેની પ્રજા (તાબા હેઠળના લોકો)ના વિષે પૂછપરછ થશે."

**('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')**

(૩) બાળકોને જિન્ન, ભૂત, ચુળેલ, બિજજૂ❶, ચોર, ડાકૂ, વાઘ (સિંહ), કૂતરા... વગેરેથી ન ડરાવવું જોઈએ, ખાસ કરીને રડવાના સમયે જેથી બાળક ભય અને ડરના પડછાયાથી પણ દૂર રહે અને શરૂઆતથી જ બહાદુરી અને નૈતિક હિંમત પર ઉછેર પામે, તેના અંદર આગળ

---

❶ **બિજજૂ :** માંસ ખાનાર એક પ્રકારનું જાનવર જે આખો દિવસ દરોમાં રહે છે અને રાત્રે બહાર નિકળે છે તેની આંખો ઘણી નાની હોય છે, જેમકે નાની આંખોવાળો વ્યકિત, ચાલાક વ્યકિત.

વધવાની હિંમત પૈદા થાય અને તે સર્વોત્તમ જમાઅતમાં શામિલ થઈ શકે જેના તરફ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ માર્ગદર્શન આપ્યું છે :–

"અશકત અને કમઝોર મુઅમિનના મુકાબલામાં શકિતશાળી મુઅમિન અલ્લાહને ત્યાં વધુ બહેતર અને વધુ મહેબૂબ છે."

**('મુસ્લિમ શરીફ')**

(૪) બાળક જયારે સમજદાર થઈ જાય તો તેને તે જ સમયથી વ્યાવહારિક રીતે બીજાઓ સાથે ઉઠવા–બેસવા, મેળમિલાપ રાખવા અને મુલાકાત કરવાનો મોકો આપવો જોઈએ જેથી તે એવા લોકોમાં શામિલ થાય જેનું વર્ણન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના નીચે જણાવેલા મુબારક ફરમાનમાં કર્યું છે :–

"મુઅમિન ઉલ્ફત (પ્રેમભાવ) રાખનારો હોય છે અને તેનાથી પ્રેમભાવ રાખવામાં આવે છે અને એવી વ્યકિતમાં કોઈ ખૈર અને ભલાઈ નથી જે ન બીજાઓથી પ્રેમભાવ રાખે અને ન બીજાઓ તેનાથી પ્રેમભાવ રાખે, અને લોકોમાં બહેતરીન વ્યકિત તે છે જેનાથી લોકોને વધુ નફો પહોંચે." **('હાકિમ', 'બયહકી')**

તરબિયતના નિષ્ણાંતોની નસીહતોમાંથી એક નસીહત આ પણ છે કે :–

બાળક જે ચીઝથી ડરે છે (તે ડરને દૂર કરવા માટે) તેનાથી આપણે વધુ પરિચિત કરાવીએ, એટલા માટે કે અગર તે અંધારામાં ડરે છે તો તેમાં કોઈ નુકસાન નથી કે આપણે તેનાથી એવી રીતે મનોરંજન કરીએ કે અમુક સમય માટે લાઈટ બંધ કરી દે, પછી સળગાવી દે,

અને અગર પાણીથી ડરે છે તો તેમાં કોઈ નુકસાન નથી કે આપણે તેને આ મૌકો આપીએ કે તે કોઈ નાના વાસણ અથવા બીજી કોઈ વસ્તુમાં થોડા પાણીથી રમે, એવી જ રીતે બીજી વસ્તુઓ.

(૫) બાળકોને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગઝવહ[1] અને જંગોના બનાવો અને નેકપૂર્વજોની બહાદુરીના કારનામાઓથી પરિચિત કરાવે અને આ નસીહત કરે કે એ માર્ગદર્શકો અને વિજેતાઓ તેમજ સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ના અખલાક અને આદતો પોતાનામાં પૈદા કરે કે જેથી તેમનામાં અજોડ બહાદુરી અને દુર્લભ શૂરવિરતા તેમજ જિહાદની મુહબ્બત તેમજ અલ્લાહ તઆલાના કલિમહને બુલંદ કરવા માટે પૂરી કોશિશ કરતા રહે.

જેથી હઝરત સઅદ રદિયલ્લાહુ અન્હુ ફરમાવ્યા કરતા હતા કે :–

"અમે બાળકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગઝવહોની તા'લીમ બિલકુલ એજ રીતે આપ્યા કરતા હતા જે રીતે કુર્આને કરીમની સૂરતોની તા'લીમ આપતા હતા."

નોંધ : આ પછી લેખકે સહાબએ કિરામના જિહાદના જઝબહ અને અલ્લાહના કલિમહને બુલંદ કરવાના શોખ વગેરેના બનાવો નકલ કર્યા છે. ટૂંકાણ જાળવવા માટે તેને અહીં નકલ કર્યા નથી. આ વિષયમાં હઝરત શૈખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ રહમતુલ્લાહિ અલયહની કિતાબ 'હિકાયાતે સહાબા' (રદિ.)નું વાંચન ફાયદાકારક થશે.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

## 3

## લઘુતાગ્રંથીની બીમારી અને તેના કારણો અને ઈલાજો

પોતાનામાં કમી અને નુકસાન હોવાનો ખ્યાલ અને લાગણી એક એવી મનોવૈજ્ઞાનિક હાલત છે જે કેટલાક બાળકોમાં જન્મથી અથવા બીમારીના કારણે

[1] ગઝવહ : જે લડાઈમાં ખૂદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શામિલ થયા હોય તેને ગઝવહ કહે છે.

અથવા સામાજિક પરિસ્થિતિના કારણે પૈદા થાય છે જે અત્યંત ખતરનાક બીમારી છે જે બાળકોને દુષ્ટતા, બદબખ્તી અને ગુનાહિત જિંદગીની તરફ ધકેલી દે છે.

એટલા માટે મારી ફરજ છે કે, હું આ આદત પર પણ વિસ્તારથી રોશની નાંખું અને એનો ઈલાજ બયાન કરું. એટલા માટે કે આ ઘણી મહત્ત્વની બીમારી છે જેની અસરો દૂર દૂર સુધી પહોંચે છે.

તે કારણો જે બાળકોની જિંદગીમાં લઘુતાગ્રંથીની ભાવના પૈદા કરે છે તે નીચે પ્રમાણે છે :–

(૧) બાળક સાથે અપમાનજનક અને તિરસ્કારપૂર્ણ તેમજ નફરત ભરેલું વર્તન કરવું.
(૨) બાળકોના જરૂરત કરતા વધારે નાઝ નખરા બરદાશ્ત કરવા.
(૩) બાળકોમાં એકને બીજા પર સરસાઈ આપવી.
(૪) શારીરિક રોગો અને બીમારીઓ
(૫) બાળકનું યતીમ હોવું.
(૬) નિર્ધનતા અને ગરીબી

હવે દરેક મુદ્દાની વિસ્તૃત ચર્ચા આપવામાં આવે છે :

## (૧)

## બાળકં સાથે અપમાનજનક અને તિરસ્કાપૂર્ણ તેમજ નફરત ભરેલું વર્તન કંરવું

મા–બાપનું અપમાનજનક વર્તન બાળકોમાં લઘુતાગ્રંથી પૈદા કરવાનો સૌથી મોટો ઝરીઓ છે એટલા જ માટે ઘણી વખત આપણે સાંભળીએ છે કે મા અથવા બાપ જયારે બાળકને સહીહ રસ્તા અને ઉચ્ચ અખ્લાકથી વિરુદ્ધ વર્તન કરતા પહેલી વખત જુએ છે તો તરત જ ખૂદ તેને બદનામ કરી દે છે. દાખલા તરીકે :–

- ☐ બાળક જો એક વખત પણ જૂઠું બોલી દે તો તેને હંમેશા જૂઠાના નામથી બોલાવવામાં આવે છે.
- ☐ જો નાના ભાઈને એક વખત પણ થપ્પડ મારી દે તો તેને હંમેશા તોફાની કહેવા લાગે છે.
- ☐ જો નાની બહેન પાસેથી ચાલાકીપૂર્વક સફરજન છીનવી લે છે તો તેને ઠગ કહેવા લાગે છે બલ્કે કેટલીક વખતે સગા–સંબંધીઓ અને મિત્રોની સામે પણ તેને અપ્રિય શબ્દો કહેવા લાગે છે.



તો જાહેર છે કે આ પરિસ્થિતિનું પરિણામ આ થશે કે બાળક પોતાની જાતને તુચ્છ અને નીચી સમજશે તેમજ એવો બેકાર અને નકામો સમજવા લાગશે કે જાણે તેની ન કોઈ હૈસિયત છે અને ન ઈઝઝત અને કદર કે સ્થાન છે. જેના કારણે બાળકમાં એવી મનોવૈજ્ઞાનિક ગ્રંથીઓ પૈદા થઈ જાય છે જેના કારણે તે બીજાઓને તિરસ્કાર અને નફરતની નજરથી જોવા લાગે છે અને પોતાની જાતને બીજાઓથી અલગ તેમજ ઝિમ્મેદારીઓથી લાચાર અને અયોગ્ય સમજવા લાગે છે અને કોઈ કામનો રહેતો નથી એટલા માટે કે તે પોતાની અંદર કોઈ કામને અંજામ આપવાની હિંમત અને સાહસ અનુભવતો નથી.

એનાથી આ વાત માલૂમ થઈ કે જયારે આપણે આપણાં છોકરા–છોકરીઓની સાથે આ પ્રકારની ગલત તરબિયત અને સખ્તાઈનું વર્તન કરીએ છીએ તો આપણે ઘણી મોટી ગલતી અને અત્યાચાર કરીએ છીએ.

ભલા એ બતાવો કે જયારે આપણે બાળપણથી જ બાળકોના દિલોમાં નાફરમાની અને આજ્ઞાભંગના બીજ વાવીએ છીએ તો એવા સંજોગોમાં એ બાળકોમાં ફરમાંબરદારી અને આજ્ઞાપાલન તેમજ સહનશીલતાની આશા કેવી રીતે રાખી શકીએ ?

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુની પાસે એક માણસે પોતાના પુત્રની નાફરમાનીની શિકાયત કરી તો હઝરત ઉમર રદિયલ્લાહુ

અન્હુએ તે છોકરાને બોલાવ્યો અને બાપની નાફરમાની અને હકોને અદા ન કરવા માટે તેને ધમકાવ્યો.

તો છોકરાએ કહ્યું કે,

"હે અમીરુલ મુઅમિનીન ! શું છોકરાના પોતાના બાપ પર પણ કોઈ હક નથી ?"

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે, "કેમ નહિ !!"

છોકરાએ પૂછયું કે,

"હે અમીરુલ મુઅમિનીન ! તે હકો કયા છે ?"

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"તેના માટે સારી માતાની પસંદગી કરે અને તેનું સારું નામ રાખે અને તેને કુર્આનની તા'લીમ અપાવે."

છોકરાએ કહ્યું કે,

"હે અમીરુલ મુઅમિનીન ! મારા બાપે તો આમાંથી એક પણ કામ કર્યું નથી કારણકે મારી માતા એક યહૂદીની હબશી બાંદી છે અને મારા બાપે મારું નામ જુઅલ (જે એક કીડાનું નામ છે) રાખ્યું છે અને મારા બાપે કુર્આને કરીમનો એક અક્ષર પણ શિખવ્યો નથી."

આ સાંભળીને હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ પેલા માણસને સંબોધીને ફરમાવ્યું કે,

"તમે તો મારી પાસે પોતાના પુત્રની નાફરમાનીની શિકાયત લઈને આવ્યા છો જો કે એની નાફરમાનીથી પહેલાં તમે તેની સાથે અત્યાચાર કર્યો છે અને તમે તેની સાથે બૂરો સુલૂક કર્યો છે એનાથી પહેલાં કે તે તમારી સાથે બૂરો સુલૂક કરે."

નોંધ : સુબ્હાનલ્લાહ ! હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ કેવો સરસ ફેસલો ફરમાવ્યો જેને બધા જ માતા–પિતાએ નજર સમક્ષ રાખવો જોઈએ. (મુહમ્મદ કમરુઝઝમાં)

એક રમૂજી વાત છે કે એક દિવસે એક બાપે એક દીકરાને તેની માતા વિષે ટોણો માર્યો કે,

"તું એક બાંદીની ઔલાદ થઈને મારી નાફરમાની કરે છે ?"

આ સાંભળીને દીકરાએ પોતાના બાપને કહ્યું કે,

"પિતાજી ! મારી મા તો આપના કરતા બહેતર છે."

બાપે પૂછયું,

"એ કેવી રીતે ?"

દીકરાએ કહ્યું કે,

"એટલા માટે કે તેણે અત્યંત ઉમદા પસંદગી કરી અને મને એક આઝાદ મર્દના નુત્ફહ (વિર્ય)થી જન્મ આપ્યો અને આપે ગલત પસંદગી કરી અને મને એક બાંદીના પેટથી પૈદા કર્યો."

નોંધ : સુબ્હાનલ્લાહ ! છોકરાએ કેટલી ઉમદા વાત કહી જે એની બુદ્ધિ અને ચકોરતાનો પુરાવો છે. (મુહમ્મદ કમરુઝઝમાં)

અને એમાં કોઈ શંકા નથી કે બાપના તરફથી દીકરાને જે સખ્ત અને સુસ્ત અથવા બૂરા ઈલ્કાબથી નવાઝવામાં આવે છે તો તે બાળકના કોઈ નાના કે મોટા અપરાધ અથવા ભૂલના કારણે જ હોય છે જેનો હેતુ ખરેખર ઈસ્લાહ અને તરબિયત જ હોય છે પરંતુ હકીકત આ છે કે એ અપરાધનો ઈલાજ અને એ ભૂલની ઈસ્લાહ ગુસ્સો, નારાઝગી અને સખ્તીથી થઈ શકતો નથી કારણકે સખ્તી અને નારાઝગીથી બાળકના મગજ પર ખૂબ ખતરનાક અસર પડે છે અને તેનું વ્યકિતત્વ ઘવાય છે એટલે તે મૂર્ખાઓ અને ખરાબ ચરિત્રવાળા લોકોની રીત

ભાત અપનાવી લે છે જેથી પોતાની આ અયોગ્ય હરકત અને સખતાઈના કારણે પોતાના બાળક પર ઘણો અત્યાચાર કરે છે અને આપણે તેને એક સમજદાર અને પ્રભાવશાળી આદમી બનાવીએ જે અડગતા અને સહિષ્ણુંતા અને બુદ્ધિપૂર્વક જીવન વિતાવે તેના બદલે આપણે તેને મનો વૈજ્ઞાનિક અને અખ્લાકી રીતે તબાહ અને બરબાદ કરી દઈએ છીએ. એટલે આ એક હકીકત છે ભલે આપણે એને સ્વીકારીએ કે ન સ્વીકારીએ.

જો બાળકથી કોઈ ભૂલ થઈ જાય તો ઈસ્લામ તેની ઈસ્લાહ (સુધારણા)નો કયો તરીકો બતાવે છે ?

બાળકથી જો કંઈ ભૂલ થઈ જાય તો તેના ઈલાજની સાચી રીતે આ છે :–

☐ આપણે નરમી અને પ્યારથી તેને તેની ભૂલ દર્શાવીને મજબૂત દલીલથી તેની પાસે કબૂલ કરાવીએ કે આ અયોગ્ય હરકત કોઈ પણ અકલમંદ અને સમજદાર માણસ હરગિઝ હરગિઝ પસંદ કરતો નથી.

☐ તે પછી જો તે આ પ્રમાણે સમજી જાય તો ઈસ્લાહ કરવાનો આપણો હેતુ પૂરો થઈ ગયો અને તેનો વાંક દુરુસ્ત થઈ ગયો.

☐ જો તે ન સમજે તો એ માટે બીજી રીત અપનાવવી જોઈએ જે હું હવે પછી આ કિતાબના ત્રીજા વિભાગમાં 'સઝાના ઝરીઆથી તરબિયત' શીર્ષક હેઠળ ઈન્શાઅલ્લાહ બયાન કરીશ.

## ઈસ્લાહ (સુધારણા)નો બેનમૂન તરીકો

કદી નિષ્ફળ ન જનારો ઈસ્લાહ (સુધારણા)નો આ તરીકો રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો છે. એના કેટલાક નમૂના નીચે લખ્યા છે :–

[A]

ઈમામ અહમદ રહિમહુલ્લાહ પ્રખર સનદથી હઝરત અબૂઉમામહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

એક નવજવાન નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે :–

"હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું આપ મને ઝિના (વ્યભિચારી)ની ઈજાઝત આપશો ? "

આ સાંભળીને લોકો તેના ઉપર વરસી પડયા,
નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"એને મારી નજીક કરી દો."

તે પછી આપે તેને ફરમાવ્યું :

"નજીક આવી જાઓ !"

પેલો નવ જવાન આવીને આપની સામે બેસી ગયો.

આપે ઈર્શાદ ફરમાવ્યો :

"શું તમે આ ચીઝ પોતાની માતાના માટે પસંદ કરશો ?"

પેલા નવજવાને જવાબ આપ્યો :

"અલ્લાહ મને આપ પર કુર્બાન કરી દે, હું તો એને હરગિઝ પસંદ ન કરીશ."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"એ જ પ્રમાણે બીજા લોકો પણ આ ચીઝ પોતાની માતાઓ માટે પસંદ નથી કરતા."

પછી આપે પૂછયું :

"શું આ વાત તમે પોતાની બહેનના માટે પસંદ કરશો ?"

તેણે અરજ કરી :

"જી નહિ ! અલ્લાહ મને આપ પર કુર્બાન કરે !"

આપે ઈર્શાદ ફરમાવ્યો :

"એ જ પ્રમાણે બીજા લોકો પણ પોતાની બહેનોના માટે આ કામ પસંદ નથી કરતા."

તે પછી આપે તેની સામે મામી અને ફૂઈનો ઉલ્લેખ કર્યો અને દરેક વખતે પેલો માણસ એ જ કહેતો રહ્યો કે :

"જી નહિ ! અલ્લાહ મને આપ પર કુર્બાન કરે."

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાનો જમણો હાથ તેના સીના પર મૂકયો અને દુઆ ફરમાવી :

'અલ્લાહુમ્મ તહિહર કલ્બહૂ વગ્ફિર ઝન્બહૂ વ હસ્સિન ફરજહૂ.'

('ઈમામ અહમદ')

હે અલ્લાહ ! એના દિલને પાક સાફ કરી દે અને એના ગુનાહોને માફ કરી દે અને એની શરમગાહ (ગુપ્તાંગ)ને મહફૂઝ (સુરક્ષિત) રાખ !

તે પછી જયારે તે નવજવાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસેથી ઉઠયો તો તેની આ હાલત હતી કે તેને ઝિના કરતા વધારે બીજી કોઈ ચીઝ તિરસ્કારપાત્ર ન હતી.

[B]

ઈમામ મુસ્લિમ રહમતુલ્લાહિ અલયહ પોતાની સહીહ (મુસ્લિમ શરીફ)માં હઝરત મુઆવિયહ ઈબ્નુલ હકમ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

તેમણે ફરમાવ્યું કે,

એક વખતે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે નમાઝ પઢતો હતો કે કોઈને છીંક આવી અને મેં તેના જવાબમાં 'યરહમુ—કલ્લાહ' કહી દીધું તો લોકો મારા તરફ ડોળા કાઢવા લાગ્યા.

મેં કહ્યું કે,

"મારી માતા મારા પર રડે તમને શું થઈ ગયું છે કે તમે મારા તરફ ડોળા કાઢો છો ?"

આ સાંભળીને તે લોકો પોતાના હાથ પોતાની જાંઘ પર મારવા લાગ્યા. જયારે મેં જોયું કે લોકો મને ખામોશ કરવા ચાહે છે તો હું ખામોશ થઈ ગયો.

પછી જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝથી ફારિગ થયા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મને બોલાવ્યો.

મારા મા—બાપ આપ પર કુર્બાન જાઓ ! મેં આપના કરતા વધારે સારા તરીકાથી તા'લીમ આપતા કોઈ તા'લીમ આપનારને ન આપથી પહેલાં જોયા ન આપના બાદ. ખુદાની કસમ આપે મને ન ધમકાવ્યો, ન માર્યો અને ન બૂરું—ભલું કહ્યું. બસ માત્ર આ ફરમાવ્યું કે,

"નમાઝમાં વાતો કરવી દુરુસ્ત નથી. નમાઝ તસ્બીહ—તકબીર અને કુર્આને પાકની તિલાવતનું નામ છે."

[C]

ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલયહ હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :—

તેમણે ફરમાવ્યું કે :—

એક ગામડાના રહેવાસીએ મસ્જિદમાં પેશાબ કરી દીધો. લોકો તેને બૂરું—ભલું કહેવા માટે ઊભા થઈ ગયા તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"એને છોડી દો અને એના પેશાબ પર એક ડોલ પાણી વહાવી દો એટલા માટે કે તમને આસાની પૈદા કરવાના માટે મોકલવામાં આવ્યા છે ન કે મુશ્કિલીઓ અને સખ્તીઓ પૈદા કરવાના માટે."

**નોંધ :** હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ બનાવો અને ઈર્શાદોને દરેક સુધારક અને મુર્શિદે નજર સમક્ષ રાખવા જરૂરી છે કે જેથી તે કિતાબ (કુર્આન શરીફ) અને સુન્નત પ્રમાણે ઈસ્લાહ (સુધારણા) અને તરબિયત (ઉછેર) કરી શકે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## વિનમ્રતા અને નરમી વિષે મુબારક હદીસો

(૧) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા મહેરબાન અને નરમ છે અને દરેક બાબતમાં નરમીને પસંદ ફરમાવે છે."

(૨) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"નરમી કોઈ ચીઝમાં ઈખ્તિયાર કરવામાં નથી આવતી પરંતુ આ કે તે એને શણગાર બખ્શી દે છે. અને તેને કોઈ પણ ચીઝથી દૂર નથી કરવામાં આવતી પરંતુ આ કે તેને ખામીવાળું (કલંકિત) બનાવી દે છે."

**('મુસ્લિમ શરીફ')**

(૩) ઉપરાંત ફરમાવ્યું કે,

"જે શખ્સ વિનમ્રતા અને નરમીથી મહરૂમ (વંચિત) કરી દેવામાં આવ્યો હોય તો સમજી લો કે તે તમામ ભલાઈઓથી મહરૂમ કરી દેવામાં આવ્યો છે." **('મુસ્લિમ શરીફ')**

ઉપર લખેલી વાતોથી આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે બાળકને તિરસ્કાર અને

અપમાન તેમજ તેને હંમેશા ધમકાવવાથી અને ઝટકવાથી ખાસ કરીને બીજાઓની સામે, તો તે બાળકની અંદર લઘુતાગ્રંથી તેમજ ખામી અને કમીની ભાવના પૈદા કરવાનો મહત્ત્વનો સબબ છે. એટલે એવા મનોરોગીનો બેહતરીન ઈલાજ આ છે કે જો બાળક કોઈ ભૂલ કરે તો તેને નરમી અને પ્યારથી ચેતવણી આપવામાં આવે અને બીજાઓની સામે તો હરગિઝ ધમકાવવામાં ન આવે અને ન ઠપકો આપવામાં આવે.

(૨)

## બાળકોના જરૂરત કરતા વધારે નાઝ નખરા બરદાશ્ત કરવા

માતા–પિતાએ જરૂરત કરતા વધારે બાળકોના નાઝ અને નખરા બરદાશ્ત કરવા પણ તેના અખ્લાકી બગાડના કારણોમાંનું એક ખતરનાક કારણ અને સબબ છે. એટલા માટે કે સામાન્ય રીતે તેનું આ પરિણામ નીકળે છે કે બાળક પોતાની અંદર કમી અને ખામી મહેસૂસ કરે છે અને પોતાની ઝિંદગીથી જ નફરત અને તિરસ્કાર કરવા લાગે છે, અને સામાન્ય સંજોગોમાં તેનું પરિણામ શરમિંદગી, લઘુતા અને આત્મવિશ્વાસના અભાવના રૂપમાં પ્રગટ થાય છે. એટલા માટે કે જયારે તે જુએ છે કે :–

☐ લોકો આગળ તરફ વધી રહ્યા છે અને તે કાફલાની બિલકુલ પાછળ છે.

☐ લોકોમાં શૂરવીરતા અને બહાદુરી તેમજ આગળ વધવાની હિંમત છે અને પોતે બુઝદિલી (કાયરતા) અને ખૌફનો શિકાર છે.

☐ તે લોકોને પ્રવૃત્તિ, મુકાબલા (સંઘર્ષ) અને મુજાહદહ (પરિશ્રમ)માં લાગેલા જુએ છે અને પોતે ખામોશી અને સ્થગિતતાનો શિકાર છે.

☐ લોકો મુસીબતો અને આફતોનો હસતા મુખે મુકાબલો કરે છે અને તે નાની સરખી મુસીબત અને પરેશાનીમાં રડવા કકળવા લાગી જાય છે.

હવે આપ જ બતલાવો કે જે બાળકની આ હાલત અને કૈફિયત હોય, શું તે

પરિપૂર્ણ માનવ બની શકે છે ? અને શું તે સમાજના માટે ફાયદાકારક વ્યક્તિ બની શકે છે ?

એટલે જો એનો જવાબ નકારમાં છે તો પછી માતા–પિતા બાળકના નાઝ નખરા બરદાશ્ત કરવામાં અતિરેક શા માટે કરે છે ? ખાસ કરીને માતા. એટલા માટે કે માતા જરૂરત કરતાં વધારે છૂટ મૂકે છે.

આ એક અત્યંત ખતરનાક વાત છે જે આપણને તે માતાઓમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે જે બાળકોની ઈસ્લામી તરબિયત (ઉછેર)ના નિયમો અને આદેશોથી અપરિચિત છે. એટલા જ માટે એવી માતા બાળકોને એવા કામોને કરવાની પણ ઈજાઝત નથી આપતી જેના કરવા પર તે શકિતશાળી છે. અને તે (માતા) બાળકને હંમેશા પોતાનાથી જરાપણ અળગો કરવા ચાહતી નથી. એટલા જ માટે જયારે તે (માતા) ફારિગ (નવરી) હોય છે ત્યારે એને થોડીવાર માટે પણ નથી છોડતી, ચાહે ગોદમાં લેવાની જરૂરત હોય અથવા ન હોય, ઉપરાંત જયારે તે (બાળક) ઘરની સાધનસામગ્રી ખરાબ કરે છે અથવા કલમ (પેન)થી દીવાલને કાળી (ખરાબ) કરે છે તો (માતા) પૂછપરછ નથી કરતી.

જરૂરતથી વધારે નાઝ અને નખરા બરદાશ્ત કરવાની બીમારી તે સમયે માતા–પિતામાં હદથી વધારે ખતરનાક પરિસ્થિતિ ગ્રહણ કરી લે છે જયારે તેમને ત્યાં લાંબા સમય પછી ઔલાદ પૈદા થાય અથવા કેટલીક છોકરીઓ પછી છોકરો પૈદા થાય અથવા બાળક કોઈ એવી બીમારીમાં સપડાયેલો હોય જેનાથી તે મૃત્યુ નજીક પહોંચી ગયો હોય અને પછી તેને તંદુરસ્તી નસીબ થઈ હોય.

## આ બીમારીના ઈલાજો

[A]

માતા–પિતામાં આ અકીદહ (માન્યતા)નું મજબૂત હોવું કે જે કંઈ થાય છે તે અલ્લાહના હુકમ અને ફૈસલાથી થાય છે જેથી તે આ વાત સમજી લે કે તેમને અથવા તેમની ઔલાદને તંદુરસ્તી હોય અથવા બીમારી, નેઅમતો

અને ખુશહાલી હોય અથવા તકલીફો અને મુસીબતો, ઔલાદ હોય અથવા ઔલાદ ન હોય, આ બધું જ અલ્લાહ તઆલાની ઈચ્છા અને હુકમ તેમજ તેના ફેસલાથી થાય છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"કોઈ પણ પ્રકારની મુસીબત ન દુનિયામાં આવે છે અને ન ખાસ તમારી જાનો પર, પરંતુ આ કે (સર્વ) એક રજિસ્ટરમાં (લખેલી છે) એ જાનોના પૈદા કરવા પહેલાં, એ અલ્લાહના માટે આસાન છે (આ વાત બતાવી દેવામાં આવી છે) જેથી જે ચીઝ તમારાથી લેવામાં આવી રહી છે તેના પર (એટલો) રંજ ન કરો અને જે ચીઝ તેણે તમને આપી છે તેના પર ફુલાઈ ન જાઓ અને અલ્લાહ કોઈ ફુલાઈ જનારા શેખીવાળાને પસંદ નથી કરતો."

(સૂરએ 'હદીદ' ૨૨, ૨૩)

[B]

બાળકને નસીહત કરવા માટે સંજોગ અનુસાર પગલું ભરવું. એટલે જો વઅઝ અને નસીહત બાળક પર કારગત નિવડતી હોય તો બાળકને ઉછેરનાર માટે બાળકની સાથે સંબંધ તોડવો યોગ્ય નથી.

આ કિતાબ 'ઔલાદની તરબિયત (ઉછેર)નું ઈસ્લામી આયોજન'ના ત્રીજા વિભાગના જે પ્રકરણમાં બાળકના ઉછેર માટે પ્રભાવક ઝરીઆઓનો ઉલ્લેખ છે તેમાં સઝા મારફતે તરબિયતની ચર્ચામાં ઈન્શાઅલ્લાહ વિસ્તારથી વાત કરવામાં આવશે.

[C]

બાળકને શરૂઆતથી જ મહેનત કરવાની, આત્મવિશ્વાસની અને ઝિમ્મેદારીઓને નિભાવવાની તેમજ સાચી વાત જાહેર કરવાની તરબિયત આપવી જેથી બાળક પોતાની હેસિયત અને ઝિમ્મેદારીને મહેસૂસ કરી લે.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"એશ–આરામ અને વિલાસી જિંદગીથી બચો કારણકે અલ્લાહના બંદાઓ નાઝ અને નેઅમતોમાં નથી પડતા." (**'ઈમામ અહમદ'**)

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"પોતાના બાળકોને તરતા અને તીરંદાઝી શિખવો અને તેમને હુકમ આપો કે ઘોડેસવારી કરતા રહે."

જાહેર છે કે બાળક જયારે નાની ઉંમરથી જ તરતા અને ઘોડેસવારી શીખી લેશે તો તેનામાં આત્મવિશ્વાસ પૈદા થશે જેનાથી તે ઝિમ્મેદારીઓને અદા કરવા માટે અને મુશ્કિલીઓને બરદાશ્ત કરવા માટે ટેવાતો જશે.

[D]

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુસરણ કરવું. જેમકે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાળપણમાં બકરીઓ ચરાવતા હતા. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહે કોઈ એવા નબી ઉતાર્યા નથી કે જેણે બકરીઓ ચરાવી ન હોય. જી હાં ! હું પણ કેટલાક સિક્કાઓ (નાણાં)ના બદલામાં મક્કાવાળાઓની બકરીઓ ચરાવતો હતો."

(**'બુખારી શરીફ'**)

બાળપણમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાળકોની સાથે રમતા હતા. ઈબ્ને કસીર રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

આપે ફરમાવ્યું કે,

"કુરેશના છોકરાઓ સાથે હું પણ પથ્થર એક જગાથી બીજી જગા લઈ જતો હતો કે રમતનો સામાન ભેગો કરીએ."

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાંધકામ પણ કરતા હતા જેથી ઈમામ બુખારી અને મુસ્લિમ રિવાયત કરે છે કે :–

જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મોટા થયા અને કઅબહનું બાંધકામ થવા લાગ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ કુરૈશના સજજનો સાથે પથ્થર ઉઠાવીને લાવવા લાગ્યા.

(આપના ચાચા) હઝરત અબ્બાસ રદિયલ્લાહુ અન્હુએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કહ્યું કે,

"પથ્થર ઉઠાવવા માટે પોતાની લુંગી ખભા પર મૂકી દો."

જેથી આપે હુકમનું પાલન કર્યું. પરંતુ તરત જ નીચે ઢળી પડયા અને આપની આંખો આસમાનની તરફ થઈ ગઈ. ફરી પાછા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊભા થયા અને ફરમાવ્યું કે,

"મારી લુંગી મને સોંપી દો ! મારી લુંગી મને સોંપી દો !"

જેથી આપની લુંગી આપને પહેરાવી દેવામાં આવી. તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"મને નગ્ન હાલતમાં ચાલવા–ફરવાની મનાઈ ફરમાવવામાં આવી છે."

જેથી નુબુવ્વતથી પહેલાં પણ આપ મઅસૂમ હોવા વિષે આ હદીષ સ્પષ્ટ દલીલ છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વેપાર માટે સફર પણ કરતા રહેતા હતા. જેથી સાબિત છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બે વખત વેપારના હેતુથી સફર કર્યા છે. પ્રથમ વખત બાલિગ થવાથી પહેલાં પોતાના ચાચા અબૂ તાલિબની સાથે અને બીજી વખત બાલિગ થવા બાદ હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાના કારણે.

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાળપણમાં પણ ઘણાં સાહસવાળા અને બહાદુર હતા એટલે બાલિગ થવાથી પહેલાં જ જંગમાં શરીક થઈ ચૂકયા હતા. જેથી સીરત (જીવન ચરિત્ર)ની કિતાબોમાં લખ્યું છે કે :–

ફુજ્જાર નામના જંગમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ચાચાઓને તીર આપતા હતા.

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મહા બુદ્ધિશાળી અને વિચક્ષણ હતા જેથી યુવાનીમાં જ આપથી ફૈસલો કરાવવામાં આવ્યો અને આપને નિર્ણાયક બનાવવામાં આવ્યા.

સીરતની કિતાબોમાં લખ્યું છે કે :–

કુરૈશે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હજરે અસ્વદ મૂકવા માટે નિર્ણાયક બનાવ્યા હતા. અને આપના અભિપ્રાય અને મશ્વરહથી કુરૈશ ઘણાં નવાઈ પામ્યા હતા.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગૌરવ અને શરાફતને જાહેર કરવા માટે આટલી જ વાત પૂરતી છે કે આપ યતીમ બાળક હતા પરંતુ આપે બહેતરીન તરબિયત મેળવી જેથી :–

– ન તો આપે કોઈ મૂર્તિને સજદહ કર્યો,
– ન જાહિલિય્યતના ઝમાનાની બૂરાઈઓમાં કોઈની સાથે શરીક રહ્યા.

એટલા માટે આપનું આ ચીઝોને પોતાના રબની તરફ મનસૂબ (નિર્દેશિત) કરવું કોઈ નવાઈની વાત નથી.

અસ્કરીથી રિવાયત છે કે :–

"મારા રબે મને તરબિયત આપી એટલા માટે બહેતરીન તરબિયત આપી."

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાળપણની જિંદગીના આ કેટલાક પ્રસંગો અને બનાવો તેમજ યુવાનીમાં આપની ઈસ્મત (પાક દામની)

અને ઉચ્ચ અખ્લાકના કેટલાક નમૂનાઓ હિદાયતના માટે માર્ગદર્શક છે જેનાથી તરબિયત કરનારાઓને પોતાની ઔલાદની તરબિયતની બાબતમાં તરબિયતનો સહીહ તરીકો જાણવા મળશે એટલે વાલીઓએ એને અપનાવવો જોઈએ.

અત્યાર સુધી મેં જે કંઈ બયાન કર્યું તેનો ખુલાસો આ છે કે વધારે નાઝ અને નખરા બરદાશ્ત કરવાની બીમારી બાળકના બગડવાનો અને બૂરા વર્તનનો સૌથી મોટો સબબ અને નિમિત્ત છે.

એટલે માતા–પિતાએ ખાસ કરીને માતાએ જોઈએ કે તે આ તરીકાઓને અપનાવે જે ઈસ્લામે બાળકોની તરબિયતની બાબતમાં નકકી કર્યા છે. જે પૈકી :

☐ બાળકથી મુહબ્બત અને તેમની સાથે સંબંધમાં સમતોલન અને મધ્યમ માર્ગ પણ છે. અને દરેક પરેશાની અને મુસીબતના વખતે અલ્લાહના હુકમની સામે શિર ઝુકાવવું પણ છે.

☐ જેમાંથી આ પણ છે કે બાળક જયારે સમજદાર થઈ જાય ત્યારે તેની ભૂલ બદલ સઝા આપવામાં જેટલી જરૂરત હોય તેટલી જ સઝા આપવી જોઈએ.

☐ જેમાંથી આ પણ છે કે બાળકની તરબિયત સાદગી, આત્મવિશ્વાસ, ફરાઈઝ અને વાજિબાતના અહેસાસ તેમજ સાચું બોલવાની હિમ્મત પૈદા કરવાની બુનિયાદ પર સ્થાપિત થયેલ હોય.

☐ અને તેમાંથી આ પણ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે બાળક હતા ત્યારના આપના વ્યકિતત્ત્વને નમૂનો બનાવવામાં આવે એટલા માટે કે આપ નુબુવ્વતથી પહેલાં પણ મુકતદા (અનુસરણપાત્ર) હતા અને તેના પછી પણ.

જયારે તરબિયત કરનારાઓ આ તરીકાઓને અપનાવી લેશે તો તે લોકોને જેમની તરબિયતની ઝિમ્મેદારી તેમના પર છે તેમને આ નિમિત્તો અને અસ્બાબથી સુરક્ષિત રાખી શકશે જે ઈન્સાનની શકિતઓને બરબાદ કરવાનો ઝરીઓ બને છે. એ રીતે તે બાળકો મનોવૈજ્ઞાનિક, અખ્લાકી અને અકલી કક્ષાને બુલંદ કરવાનો ઝરીઓ બનશે.

(૩)

## બાળકોમાં એકને બીજા પર સરસાઈ આપવી

આ પણ બાળકોને બગાડવાના અસ્બાબમાંથી મોટો સબબ છે. ભલે સરસાઈ કે અગ્રતા :–

– કોઈ વસ્તુ આપવામાં હોય,
– અથવા મુહબ્બતમાં હોય,
– અથવા કોઈ પણ બાબતમાં હોય.

એનાથી બાળકમાં હસદ (ઈર્ષા અને અદેખાઈ) તેમજ રકાબત (હરિફાઈ)ની બીમારી પૈદા થઈ જાય છે અને તે વિવિધ (માનસિક) બીમારીઓનો શિકાર થઈને લઘુતાગ્રંથીમાં સપડાય જાય છે.

મુરબ્બીએ અવ્વલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ માતા-પિતાને હુકમ આપ્યો છે કે તેઓ અલ્લાહ તઆલાથી ડરે અને બાળકોના દરમિયાન અદલ અને ઈન્સાફથી કામ લે.

જેથી તબરાની વગેરે રિવાયત કરે છે કે :–

"પોતાના બાળકોના દરમિયાન આપ-લેની બાબતમાં સમાનતા અને બરાબરી કરતા રહો."

ઈમામ બુખારી અને મુસ્લિમ રહમતુલ્લાહિ અલયહિમા હઝરત નુઅમાન બિન બશીર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત કરે છે કે :–

તેમના વાલિદ તેમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પાસે લઈને આવ્યા અને અરજ કરી કે,

"મેં પોતાના આ પુત્રને પોતાનો એક ગુલામ બક્ષિસમાં આપ્યો છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું કે,

"શું તમે પોતાના દરેક પુત્રને એવી જ બક્ષિશ આપી છે ?"

તેઓએ અરજ કરી કે,

"જી નહિ !"

એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"તો એને (ગુલામને) પણ પાછો લઈ લો."

એક રિવાયતમાં આવે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"તમે પોતાની બધી ઔલાદના સાથે આ પ્રમાણે વર્તાવ કર્યો છે ?"

તેમણે અરજ કરી કે,

"જી નહિ !"

તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહથી ડરો અને પોતાની ઔલાદના દરમિયાન અદલ અને ઈન્સાફ કરતા રહો."

રિવાયત કરનાર (નુઅમાન બિન બશીર રદિયલ્લાહુ અન્હુમા) ફરમાવે છે,

"મારા વાલિદ (ઘરે) પાછા આવ્યા અને આ બક્ષિસ (મારી પાસેથી) પાછી લઈ લીધી."

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

એક શખ્સ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે બેઠા હતા ત્યારે તેમનો પુત્ર ત્યાં આવ્યો. તે શખ્સે તેને ચુંબન કર્યું અને પોતાની ગોદમાં બેસાડયો. તે પછી તેમની પુત્રી આવી તો તેને તેમણે પોતાની સાથે બેસાડી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે આ બંને વચ્ચે બરાબરી કેમ ન કરી ?"

આ ઈર્શાદાતથી આ વાત સ્પષ્ટ રીતે સામે આવે છે કે બાળકોના દરમિયાન અદલ અને ઈન્સાફ, સમાનતા અને મુહબ્બતમાં બરાબરી જરૂરી છે. એ જ પ્રમાણે ખાવા–પીવાની અને વાપરવાની ચીઝોની વહેંચણીમાં બરાબરી અત્યંત જરૂરી છે કે જેથી તેમનામાં કોઈ પ્રકારનો ભેદભાવ અને તફાવતનું તત્ત્વ સ્થાન ન મેળવે જે આગળ ચાલીને દુરાચાર અને ફસાદનો સબબ બને.

## (૪)

## શારીરિક રોગો અને બીમારીઓ

શારીરિક રોગો અને બીમારીઓ પણ બાળકમાં દુરાચાર અને ખરાબ વર્તણૂંક પૈદા કરવાના સબબ છે. એનું પરિણામ સામાન્ય રીતે લઘુતાગ્રંથી અને ઝિંદગીથી નફરતના સ્વરૂપમાં જાહેર થાય છે.

એટલે જો કોઈ બાળકમાં બાળપણથી જ કોઈ શારીરિક ખામી અથવા ઐબ જાહેર થાય દાખલા તરીકે : આંખનું ત્રાશાપણું, બહેરાપણું, પાગલપણું, તોતડાપણું, લંગડાપણું અથવા કાણાં કે આંધળા હોવું વગેરે. તો મા–બાપ, ભાઈ–બહેન, સગાં–સંબંધીઓ, મિત્રો અને સ્નેહીઓ બધા તેની સાથે મુહબ્બત અને ઉલ્ફતથી વર્તન કરે અને તેની ખામી અને ઐબ માટે તેને ટોણો ન મારે કે જેથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ફરમાન પર અમલ થઈ શકે :–

"રહમ કરનારાઓ પર રહમાન રહમ કરે છે. તમે ઝમીન–વાળાઓ પર રહમ કરો આસમાનવાળો તમારા પર રહમ કરશે."

('તિરમિઝી શરીફ', 'અબૂ દાવૂદ શરીફ')

ઉપરાંત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આદરણીય ઈર્શાદ છે કે :–

"તમારામાંથી કોઈ શખ્સ ત્યાં સુધી કામિલ (પરિપૂર્ણ) મો'મિન નથી થઈ શકતો જયાં સુધી પોતાના ભાઈના માટે પણ તે જ પસંદ ન કરે જે પોતાના માટે પસંદ કરે છે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

એટલે તરબિયત કરનારાઓએ જોઈએ કે એવા બાળકોની તરબિયતનો આધાર એ બુનિયાદ પર રાખે કે ઈન્સાનની કદર અને કીમત તેના દીન પ્રમાણે થાય છે ન કે તેની શિકલ અને સૂરત કે જાહેરી (સ્વરૂપ) પ્રમાણે.

ઉપરાંત તરબિયત કરનારાઓને જોઈએ કે એવા બાળકોને જેઓ પેલા (ઐબવાન બાળકની) આસપાસ રહેતા હોય તેમને નસીહત કરે અને સમજાવે અને તેમને તિરસ્કાર તથા નફરતના પરિણામથી ચેતવે.

ઉપરાંત તરબિયત કરનારાઓએ જોઈએ કે મુરબ્બીએ અવ્વલ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તે તરીકો બયાન કરે જે આપે સામાજિક મજબૂતી અને અડગતા તેમજ એકતાનું શિક્ષણ આપતી વખતે અપનાવ્યો હતો જેનો પાયો મુહબ્બત અને ઈખ્લાસ (શુદ્ધ ભાવના) હતા અને તેની બુનિયાદ બીજાઓનું સન્માન અને ઈઝઝત પર સ્થાપિત થયેલી હતી.

જેથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બીજાઓની મુસીબત પર ખૂશ થવાથી આ શબ્દોમાં મનાઈ ફરમાવી છે :–

"પોતાના ભાઈની મુસીબત પર ખૂશ ન થાઓ કારણકે અલ્લાહ તેના પર રહમ ફરમાવી દે અને તમને મુસીબતમાં ગિરફતાર કરી દે."

('તિરમિઝી શરીફ')

ઉપરાંત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈશારાથી પણ કોઈનું અપમાન કરવાથી મનાઈ ફરમાવી છે. જેથી એક વખતે હઝરત આઈશા

રદિયલ્લાહુ અન્હાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી (હઝરત સફિયહ રદિયલ્લાહુ અન્હાના ઠીંગણાપણાં તરફ ઈશારો કરીને) કહ્યું કે,

"આપના માટે સફિયહનું તો આવું અને તેવું હોવું જ કાફી છે."

તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"તમે એવી વાત કહી છે કે જો એને સમુદ્રના પાણીમાં મેળવી દેવામાં આવે તો તેને ખરાબ કરી દે."

**('અબૂ દાવૂદ શરીફ', તિરમિઝી શરીફ')**

આ તમામ બાબતો જેનાથી મનાઈ કરવામાં આવી છે એ તમામ બાબતો અલ્લાહ તબારક વ તઆલાના આ કૌલ હેઠળ દાખલ છે :–

"હે ઈમાનવાળાઓ ! પુરુષો બીજા પુરુષોની હાંસી ઉડાવે નહિ. કદાચને તેઓ (અલ્લાહની નજીક) એમનાથી બહેતર હોય અને સ્ત્રીઓ પણ બીજી સ્ત્રીઓની હાંસી કરે નહિ. કદાચને તેણીઓ તેણીઓથી બહેતર હોય. વળી તમે એકબીજાને મહેણું ન મારો અને ન એક બીજાને બૂરા લકબથી પુકારો. (ઈમાન લાવ્યા) પછી પાપાચારીનું નામ જ ભૂંડું છે અને જે કોઈ (એવા કામથી) તૌબા નહિ કરે તો તેઓ જ ઝુલ્મ કરનારા છે." **(સૂરએ 'હુજુરાત' ૧૧)**

ઉપરાંત તરબિયત કરનારાઓએ જોઈએ કે બાળકના માટે એવા સાથીઓને પસંદ કરે જેઓ સારા અખ્લાક અને આદતો ધરાવતા હોય કે જેથી તેમની સાથે સારું વર્તન કરે જેનાથી તેને દિલમાં સંતોષ થાય.

જો કે તરબિયત કરનાર ચાહે તો આ તરીકાઓને અપનાવીને આફતમાં સપડાયેલા અને મઅઝૂર બાળકના મઅઝૂરીના અહેસાસને દૂર કરીને તેને એના લાયક બનાવી શકે છે કે સમાજમાં એક ફાયદાકારક સભ્ય બની જાય અને પોતાની શારીરિક શકિત વડે તરક્કીના મહેલનું નિર્માણ કરી શકે અને પોતાના મનોબળ અને નિર્ધારથી ઉમ્મતની ઈઝઝતને બુલંદ કરી શકે અને પોતાના દેશના ભવિષ્યને રોશન કરી શકે.

(૫)

## બાળકનું યતીમ હોવું

યતીમ હોવું પણ દુરાચાર અને બૂરી વર્તણૂંક અપનાવવાનો એક મોટો સબબ છે ખાસ કરીને આ સંજોગોમાં જયારે કે યતીમ બાળક એવા સમાજમાં હોય જેમાં યતીમનો ખ્યાલ રાખવામાં આવતો ન હોય અને તેની ચિંતાઓનું નિરાકરણ કરવામાં આવતું ન હોય અને તેની તરફ માયા અને મુહબ્બત તેમજ પ્યારની નઝરથી જોવામાં આવતું ન હોય.

ઈસ્લામ એક એવો દીન છે જેણે યતીમ બાળકનો ઘણો ખ્યાલ રાખ્યો છે અને તેની સાથે સારો વર્તાવ કરવાની અને તેની જીવન જરૂરિયાતો પૂરી કરવાની ઘણી કાળજી રાખી છે કે જેથી સમાજમાં તે એક એવો ફાયદાકારક શખ્સ બને જે પોતાની ઝિમ્મેદારીઓને પૂરી કરે અને પોતાની ફરજોને અદા કરે અને બીજાઓ પર તેના જે હકકો છે અને તેના પર બીજાઓના જે હકકો છે તેને સારી રીતે અને ઉમદા તરીકાથી અદા કરે.

કુર્આને કરીમે યતીમની બાબતમાં ઘણી ટકેદારી રાખી છે અને તેને ધમકાવવાની કે અપમાનિત કરવાની મનાઈ કરી છે અને તેની સાથે એવો વર્તાવ કરવાથી રોકયા છે જે તેની ઈઝઝત અને શરાફતના ખિલાફ હોય.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"તો આપ પણ યતીમ પર સખ્તી ન કરો."

(સૂરએ 'ઝુહા' ૯)

ઉપરાંત ફરમાવ્યું કે,

"ભલા આપે તે શખ્સને પણ જોયો જે રોઝે જઝા (કિયામતના દિવસ)ને જુઠાડે છે ? તો એ માણસ તે જ છે જે યતીમને ધકકા મારે છે."

(સૂરએ 'માઊન' ૧,૨)

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પણ એનો ઘણો ખ્યાલ રાખ્યો છે અને તેના ભરણપોષણ માટે પ્રોત્સાહન આપ્યું છે અને તેની દેખભાળ કરવાને વાજિબ ઠેરવ્યું છે. અને જો તેના વાલીઓ તેનો ખ્યાલ રાખે અને તેની સાથે સારું વર્તન કરે તો તેમને આ બશારત (ખૂશખબર) સંભળાવી છે કે તેઓ જન્નતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હશે.

ઈમામ તિરમિઝી (રહિમહુલ્લાહ) રિવાયત કરે છે કે :–

નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હું અને યતીમનું ભરણપોષણ કરનાર જન્નતમાં આ રીતે હોઈશું."

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની શહાદતની આંગળી અને તેની બાજુમાંથી આંગળીથી ઈશારો ફરમાવ્યો અને તે બંનેને પહોળી રાખી. ('બુખારી શરીફ')

ઈમામ અહમદ અને ઈબ્ને હબ્બાન (રહમતુલ્લાહિ અલયહ) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ પોતાનો હાથ વહાલપૂર્વક યતીમના માથા પર પ્યારથી મૂકશે તો અલ્લાહ તઆલા તે દરેક બાલના બદલામાં જેના પર તેનો હાથ પડયો છે, એક નેકી લખી લેશે."

અને ઈમામ નસાઈ (રહિમહુલ્લાહ) પ્રખર સનંદની સાથે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હે અલ્લાહ ! હું બે ઝઈફો (કમજોર વ્યકિતઓ) અર્થાત યતીમ અને ઔરતના હકમાં ઝુલ્મને હરામ ઠેરવું છું."

યતીમની દેખભાળ અને ભરણપોષણ તેના સગાં–સંબંધીઓ પર વાજિબ છે એટલે જો એ લોકો યતીમોના માનસિક અને અખ્લાકી હાલાત દુરુસ્ત કરવા ચાહે છે તો તેમને જોઈએ કે તેમની સાથે ખાસ વહાલ, ધ્યાન અને દેખભાળથી કામ લે અને પોતાના અમલથી તેમને આ મહેસૂસ કરાવી દે કે મુહબ્બત, મુઆમલાત અને વર્તાવના લિહાઝથી તે પણ તેમના માટે તેમની ઔલાદ સમાન છે.

અને જો સગાઓમાં કોઈ ભરણપોષણ કરનાર મૌજૂદ ન હોય તો તેમની દેખભાળ રાખવી મુસલમાન હુકૂમતની ઝિમ્મેદારી છે અને હુકૂમતને જોઈએ કે તેમના મુઆમલાતનું નિરાકરણ કરે અને તેમની તરબિયત અને માર્ગદર્શન કરે અને ઝિંદગીમાં તેમજ સમાજમાં તેમના વ્યક્તિત્વ અને દરજજાને બુલંદ કરે.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જુઓ જેઓ મદીનહ મુનવ્વરહમાં સર્વ પ્રથમ ઈસ્લામી હુકૂમતનો પાયો નાંખનાર હતા. આપે યતીમની સાથે કેવી રીતે ખાસ પ્યાર, મુહબ્બત અને વહાલ તેમજ કૃપા ભરેલું વર્તન કર્યું.

જેથી હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હા રિવાયત કરે છે કે :–

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કોઈ ઈદના મૌકા પર એક યતીમ બાળકને જોયો તો તેની સાથે વહાલપૂર્વક વર્તન કર્યું અને તેની સાથે પ્રસન્નતાપૂર્વક મળ્યા અને તેની સાથે સુંદર વર્તન કર્યું અને તેને પોતાના ઘરે લાવ્યા અને તેનાથી ફરમાવ્યું કે,

> "શું તને આ વાત પસંદ નથી કે હું તારો પિતા બની જાઉં અને આઈશા (રદિયલ્લાહુ અન્હા) તારી માતા બની જાય."

એ જ પ્રમાણે હુકૂમતની પણ આ ફરજ છે કે તે લાવારિસ, બેસહારા અને બેઆસરા બાળકોનું ભરણપોષણ કરે અને જો કોઈ લાવારિસ બાળક મળી જાય તો તેની દેખભાળ કરે જેમકે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુની પાસે એક શખ્સ

એક લાવારિસ બાળકને લાવ્યો તો તેમણે પણ લાવારિસ બાળકની સાથે એ જ વર્તન કર્યું અને તેમણે તેને ફરમાવ્યું કે,

"આ બાળકનું ભરણપોષણ તો અમારા ઝિમ્મે છે પરંતુ આ બાળક આઝાદ ગણાશે."

ઈસ્લામે યતીમ અને લાવારિસ બાળકોની સાથે જે બહેતરીન વર્તણૂંક કરી છે તેણે આ બાબત મારફતે મુસલમાન સમાજના માટે શ્રેષ્ઠ નાગરિકો રજૂ કર્યા છે જેઓ પોતાની ઝિમ્મેદારીઓને પૂરા કરી શકે અને પોતાની ફરજોને સુંદર રીતે અને ખૂબીપૂર્વક અંજામ આપી શકે અને તેમનામાં કોઈ પ્રકારની લઘુતાગ્રંથી પૈદા ન થાય અને બેહૂદા વિચારો અને ચિંતાઓ તેમજ બૂરી કલ્પનાઓના સાગરમાં ડૂબીને પરેશાન ન થાય.

(૬)

## નિર્ધનતા અને ગરીબી

નિર્ધનતા અને ગરીબી પણ બાળકમાં દુરાચાર પૈદા કરવાનો એક મોટો સબબ છે. અને આ દુરાચાર બાળકમાં ત્યારે વધારે તીવ્ર થઈ જાય છે જયારે તે પોતાની આંખો ખોલે છે (સમજદાર થાય છે) અને પોતાના મા–બાપને તંગીમાં અને પોતાના ખાનદાનને મહરૂમી અને કફોડી હાલતના શિકાર જુએ છે. અને આ સંજોગો તેના પર હજુ વધારે તીવ્ર અને ભારી થઈ જાય છે જયારે તે પોતાના કેટલાક સગાંઓ અથવા પડોશીઓ અથવા મદ્રસાના સાથીઓને સારી હાલતમાં તથા શોભા શણગારમાં તેમજ નાઝ અને નેઅમતમાં ડૂબેલા જુએ છે અને પોતાને નિરાશ અને ગમગીન તથા મિસ્કીન જુએ છે અહીં સુધી કે તેને પેટ ભરવા માટે એક લુકમો અને શરીર ઢાંકવા માટે પૂરતા વસ્ત્રો પણ મળતા નથી.

બતાવો કે જે બાળક આવી હાલતનો શિકાર હોય તેનાથી મનોવૈજ્ઞાનિક રીતે આપણે શું આશા રાખીશું ? જાહેર વાત છે કે તે બાળક સમાજની તરફ નફરત અને હસદની નિગાહથી જોશે અને અનિવાર્ય રીતે લઘુતાગ્રંથી અને

માનસિક વિકૃતિઓ જેવી બીમારીઓનો શિકાર થશે. અને ખરેખર તેની આશા નિરાશામાં અને નેકગુમાન બદગુમાનીમાં ફેરવાઈ જશે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના આ ફરમાનમાં બિલકુલ સાચું ફરમાવ્યું છે જેને અહમદ બિન મુનીઅ અને બયહકી રહમતુલ્લાહિ અલયહિમાએ રિવાયત કરી છે કે :–

"નજીક છે કે ફક્ર (ગરીબી) કુફ્ર (નાસ્તિકતા) બની જાય."

બલ્કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુઆમાં ગરીબીથી પનાહ માંગ્યા કરતા હતા. જેથી ઈમામ નસાઈ અને ઈબ્ને હબ્બાન (રહ.) હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હે અલ્લાહ ! હું આપના ઝરીઆથી કુફ્ર અને ફક્ર (નાસ્તિકતા) અને નિર્ધનતા)થી પનાહ માંગું છું."

## ઈસ્લામમાં ફક્ર (નિર્ધનતા)નો ઈલાજ

ઈસ્લામે ફક્ર (નિર્ધનતા)ની સમસ્યાનો બે બુનિયાદી બાબતોથી ઈલાજ કર્યો છે :–

[A] માનવીના ગૌરવનો આદર
[B] આપસમાં સહાય અને મદદના બુનિયાદી સિદ્ધાંતો નક્કી કરવા

[A]

ઈન્સાનના ગૌરવનો આદર ઈસ્લામે આ રીતે કર્યો છે કે તેણે તમામ જાતી, કૌમ, રંગ અને કક્ષાના લોકોમાં સમાનતા અને બરાબરી કરી છે અને ઈન્સાન હોવાના એઅતિબારથી તે બધાને સરખા ગણ્યા છે અને જો કોઈ જગાએ સરસાઈ અને ફઝીલતની જરૂરત પડી તો ઈસ્લામે તકવા, નેક અમલ અને મુજાહદહના એઅતિબારથી સરસાઈ આપી છે.

અને તે બુનિયાદ અને પાયો જેને ઈસ્લામે કિયામત સુધીના ઝમાનાના ઝમીરમાં (અંતરાત્મા)માં ઉતારી દીધા છે તે અલ્લાહ તઆલાના નીચે જણાવેલા ફરમાનો છે :–

"હે લોકો ! બેશક, અમે તમને એક પુરુષ અને એક જ સ્ત્રી (હઝરત આદમ–હવ્વા અલૈ.)થી પૈદા કર્યા અને અમે તમારી અનેક કૌમો અને કુટુંબો બનાવ્યાં કે જેથી તમે એક બીજાને ઓળખી શકો. બેશક, અલ્લાહને ત્યાં તમારામાંથી તે જ વધુ માનવંત છે જે વધુ પરહેઝગાર હોય."

(સૂરએ 'હુજુરાત' ૧૩)

અલ્લાહે જાહેરી શિકલ અને સૂરત તથા શરીરને આધાર નથી બનાવ્યો બલ્કે ઈસ્લામ દિલો અને આ'માલને જુએ છે. જેથી ઈમામ મુસ્લિમ રહમતુલ્લાહિ અલયહ પોતાની સહીહ (મુસ્લિમ શરીફ)માં હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

"અલ્લાહ તઆલા તમારી સૂરતો અને શરીરોની તરફ જોતો નથી બલ્કે તમારા દિલોં અને આ'માલ જુએ છે."

ઈસ્લામે કમઝોરો અને ગરીબોના મર્તબા અને દરજાને બુલંદ કર્યા છે અને તેમને નારાઝ કરવાને અને તેમનું અપમાન અને તિરસ્કાર કરવાને અલ્લાહ જલ્લે શાનહૂની નારાઝગીનો ઝરીઓ ઠેરવ્યો છે.

ઈમામ મુસ્લિમ રિવાયત કરે છે કે :–

અબૂ સુફિયાન હઝરત સલમાન અને હઝરત સુહૈબ અને હઝરત બિલાલ વગેરે રદિયલ્લાહુ અન્હુમ અજમઈનની જમાઅત પાસેથી પસાર થયા તો પેલા હઝરાતે કહ્યું કે,

"અલ્લાહની તલવારોએ હજુ સુધી અલ્લાહના દુશ્મનોને ઠેકાણે નથી લગાડયા ?"

હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુએ આ સાંભળ્યું તો ફરમાવ્યું કે,

"શું આપ હઝરાત આ વાત કુરૈશના સરદાર અને શૈખ (અબૂ સુફિયાન)ના માટે કહી રહ્યા છો ?"❶

અને પછી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને આ બનાવ બયાન કર્યો.

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"હે અબૂબક્ર ! કદાચ તમે તેમને (સહાબાની પેલી જમાઅતને) નારાઝ કરી દીધા છે. જો તમે તેમને નારાઝ કરી દીધા તો તમે હકીકતમાં પોતાના રબને નારાઝ કરી દીધા."

જેથી હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ પેલા હઝરાત પાસે ગયા અને તેમનાથી ફરમાવ્યું કે,

"ભાઈઓ ! શું મેં તમને નારાઝ કરી દીધા છે ?"

તો પેલા હઝરાતે કહ્યું કે,

"જી નહિ ! હે અમારા ભાઈ !
અલ્લાહ આપની મગફિરત ફરમાવી દે."

[B]

રહ્યું ઈસ્લામમાં આપસમાં સહાય અને સહકારના બુનિયાદી સિદ્ધાંતો નકકી કરવાનું કામ તો એમાં કોઈ શંકા નથી કે ઈસ્લામે ફક્ર (ગરીબી અને નિર્ધનતા)ની સમસ્યાને હલ કરવા માટે મદદના જે બુનિયાદી સિદ્ધાંતો નકકી કર્યા છે તે આ આધુનિક ઝમાનામાં ઈન્સાનની મહેનત અને કોશિશ જયાં સુધી પહોંચી શકે છે એના સર્વોચ્ચ સિદ્ધાંતો છે.

સમાજમાં ફેલાતી નિર્ધનતા અને ગરીબીની સમસ્યાને હલ કરવાના માટે ઈસ્લામે જે પગલાં ભર્યા છે તેના કેટલાક નમૂના નીચે રજૂ કરવામાં આવે છે :–

❶ હઝરત અબૂ સુફિયાન (રદિયલ્લાહુ અન્હુ) ત્યારે ઈમાન લાવ્યા ન હતા.

(૧) ઈસ્લામે ઝકાતના માટે એક બૈતુલ માલ (સાર્વજનિક નાણાં ભંડોળ) નકકી કર્યું છે જેની સરપરસ્તી ઈસ્લામી હુકૂમત કરશે અને તેના ઉપયોગ તથા મદદને લાયક ગરીબો, મિસ્કીનો, કર્ઝદારો અને ગુલામોને બનાવ્યા છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે :–

"ઝકાત તો માત્ર ગરીબો અને મોહતાજો તેમ ઝકાતના કામે જનારાઓનો હક છે અને તે લોકોનો જેમનું દિલ લોભાવવું છે તથા ગરદનો છોડાવવામાં અને કર્ઝદારોના કર્ઝ (અદા કરવા)માં તથા અલ્લાહના માર્ગ (જિહાદ)માં અને મુસાફિરો (ની મદદ)માં (પણ એ માલ ખર્ચ કરવો જોઈએ.) આ હુકમ અલ્લાહના તરફથી મુકર્રર કરેલો છે અને અલ્લાહ બહુ જાણનાર (અને) હિકમતવાળો છે."

(સૂરએ 'તવબહ' ૬૦)

ઈમામ તબરાની (રહમતુલ્લાહિ અલયહ) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલાએ માલદાર મુસલમાનોના માલમાંથી એટલા પ્રમાણમાં માલ કાઢવો ફર્ઝ કર્યો છે જે તેમના ગરીબોના માટે પૂરતો હોય. અને ગરીબો ભૂખ અને વસ્ત્ર વિહિનતાનો શિકાર માલદારોની કોતાહી (બેદરકારી)ના કારણે થાય છે. સાંભળી લો ! અલ્લાહ તઆલા તેમનો સખ્ત હિસાબ લેશે અને તેમને દર્દનાક અઝાબ આપશે."

(૨) ઈસ્લામે તે મુસલમાનને મુસલમાન નથી ગણ્યો જે પોતે પેટ ભરીને રાત ગુઝારે અને તેનો પડોશી ભૂખનો શિકાર હોય અને તેને તેની ખબર પણ હોય.

જેથી બઝઝાર અને તબરાની (રહમતુલ્લાહિ અલયહ) રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ મારા પર ઈમાન નથી લાવ્યો જે પેટ ભરીને રાત ગુઝારે અને તેનો પડોશી તેના પડોશમાં ભૂખ્યો પડેલો હોય અને તે જાણતો પણ હોય."

એનાથી વિરુદ્ધ ઈસ્લામે તેની (ગરીબની) જરૂરતો પૂરી કરવી, મદદ કરવી અને તેને ખૂશ કરવું બહેતરીન નેકી અને ઘણો ઊંચો અમલ ઠેરવ્યો છે.

જેથી ઈમામ તબરાની (રહ.) પોતાની કિતાબ 'મુઅઝમે ઔસત'માં હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"આ'માલમાં સૌથી વધારે અફઝલ અમલ મો'મિનને ખૂશ કરવું છે. ભલે તેને કપડાં પહેરાવી દો અથવા તેને ખવડાવીને તેની ભૂખને તૃપ્ત કરો અથવા તેની જરૂરતને પૂરી કરો."

(૩) તંગી અને સખ્તીના સમયે ઈસ્લામે ભૂખ્યા લોકો અને દુઃખી જનોની મદદ કરવાને મહત્ત્વની ફરજ ઠેરવી છે.

જેથી ઈમામ બુખારી રહિમહુલ્લાહ હઝરત અબ્દુર્રહમાન બિન અબી બકરિસ્સિદ્દીક રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

અસહાબે સુફ્ફહ❶ ફકીર અને ગરીબ લોકો હતા.

---

❶ **અસ્હાબે સુફ્ફહ :**

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં એક ચબુતરો છે. બાબે જિબ્રઈલથી જો મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં દાખલ થાઓ તો જમણા હાથ ઉપર આવશે. જે સહાબએ કિરામ (રદિ.) અહીંયા

ફૂટનોટ આગળના પાના ઉપર ચાલુ...

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જેની પાસે બે માણસોનું ખાવાનું હોય, તે ત્રીજાને પોતાની સાથે લઈ જાય અને જેની પાસે ચાર આદમીઓનું ખાવાનું હોય તે પોતાની સાથે પાંચમાં અથવા છટ્ઠા આદમીને લઈ જાય."

ઈમામ મુસ્લિમ (રહમતુલ્લાહિ અલયહ) હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સની પાસે જરૂરત કરતા વધારે સવારી હોય તો તેને જોઈએ કે તે (વધારાની સવારી)ને તે શખ્સને આપી દે જેની પાસે સવારી નથી. અને જેની પાસે ફાલતૂ (વધારાનું) ભાથું હોય અને ખાવાનો સામાન હોય તો તેને જોઈએ કે તે (વધારાનો સામાન) તે શખ્સને આપી દે જેની પાસે કંઈ ખાવાનું નથી."

અને પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વિવિધ માલના પ્રકારો બયાન કર્યા. અહીં સુધી કે અમે એ સમજવા લાગ્યા કે જરૂરત કરતા વધારે ચીઝોમાં અમારો કોઈનો હક નથી.

---

ફૂટનોટ પાછળના પાનાથી ચાલુ...

રહેતા હતા તેઓને 'અસ્હાબે સુફ્ફહ' કહેવામાં આવે છે. આ લોકો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી દીનની તા'લીમ પ્રાપ્ત કરીને અન્ય જગાએ દીનને ફેલાવવા જતા હતા. આમ તો લગભગ તમામ સહાબએ કિરામ (રદિ.)ની ઝિંદગી તદ્દન સાદગીભરી હતી, પરંતુ અસ્હાબે સુફ્ફહ (રદિ.)ની ઝિંદગી સૌથી વધુ સાદગીભરી, તંગીવાળી અને દુન્યાથી બેરગબતીવાળી હતી. દુન્યાનો આ પહેલો દારુલ ઉલૂમ છે કે જેના ઉસ્તાઝ ખૂદ અલ્લાહના હબીબ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હતા અને તલબા (શાગિર્દો) સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન) હતા.

(૪) ઈસ્લામે હાકિમ (સત્તાધીશ) પર આ લાઝિમ કર્યું છે કે તે એવા દરેક શખ્સના માટે કામકાજની તકો ઊભી કરે જેઓ કામકાજ કરવા માટે શકિતમાન છે.

જેથી અબૂદાવૂદ અને નસાઈ તથા તિરમિઝી (રહ.) રિવાયત કરે છે કે :

એક અનસારી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને આપથી કંઈ બખ્શિશ માંગી.

તો આપે ફરમાવ્યું કે,

"શું તમારા ઘરમાં કોઈ ચીઝ નથી ?"

પેલા શખ્સે અરજ કરી કે,

"કેમ નહિ હે અલ્લાહના રસૂલ (સલ.) ! એક કંતાન છે જેનો કેટલોક ભાગ અમે ઓઢી લઈએ છીએ અને કેટલોક બિછાવી લઈએ છીએ. અને એક લાકડાનો પ્યાલો છે જેમાં અમે પાણી પીએ છીએ."

આપે ફરમાવ્યું કે,

"એ બંને ચીઝો મારી પાસે લાવો."

પેલા સાહબ તે બંને ચીઝો લઈને આપની ખિદમતમાં હાજર થયા તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તે બંને ચીઝો લઈ લીધી અને (ત્યાં હાજર રહેલા સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને સંબોધીને) ફરમાવ્યું કે,

"મારી પાસે આ બંને ચીઝો કોણ ખરીદી લેશે ?"

એક સાહબે અરજ કરી કે,

"હું આ બંને ચીઝો એક દિરહમમાં ખરીદું છું."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"એક દિરહમ કરતા વધારે બોલી કોણ લગાવે છે ?"

એક બીજા સાહબએ અરજ કરી કે,

"હું આ બંને ચીઝો બે દિરહમમાં ખરીદું છું."

જેથી આપે તે બંને ચીઝો તેમને આપી દીધી અને બે દિરહમ લઈને પેલા અનસારીને આપ્યા અને તેમને ફરમાવ્યું કે,

"એક દિરહમનો ખાવાનો સામાન ખરીદીને ઘરવાળાઓને આપી દેજો અને બીજા દિરહમથી એક કુહાડી ખરીદીને મારી પાસે લઈ આવજો."

જેથી તેમણે એ જ પ્રમાણે કર્યું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથ વડે પેલી કુહાડીમાં લાકડાનો હાથો બેસાડયો અને પછી તેનાથી ફરમાવ્યું કે,

"જાઓ ! (જંગલમાંથી) લાકડા કાપો અને વેચો અને હું તમને પંદર દિવસ સુધી ન જોવું. (અર્થાત હવે પંદર દિવસ પછી મારી પાસે આવજો !)"

પેલા શખ્સે એ જ પ્રમાણે કર્યું અને ફરી પાછા જયારે આવ્યા તો તેમની પાસે દસ દિરહમ મૌજૂદ હતા. અને તેમાંથી કેટલાક દિરહમ ખર્ચીને તેમણે ખાવા–પીવાનો સામાન ખરીદી લીધો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"(તમે મહેનત કરીને કમાઓ) એ તેના કરતા બહેતર છે કે તમે કિયામતમાં એ હાલતમાં આવો કે ભીખ માંગવાના કારણે તમારા ચહેરા પર નિશાન પડેલા હોય."

(૫) ઈસ્લામે ખાનદાનવાળાઓને બાળક પૈદા થવા પર વઝીફો (પેન્શન) આપવાની વ્યવસ્થા શરૂ કરી. જેથી મુસલમાનોને ત્યાં જે બાળક પણ

પૈદા થશે, ભલે તે બાળક હાકિમનો દીકરો હોય કે નોકરનો, મઝદૂરનો હોય કે વેપારીનો, બધાને વઝીફો (પેન્શન) આપવામાં આવશે.

જેથી અબૂઅબીદ રહ. પોતાની 'કિતાબુલ અમવાલ'માં રિવાયત કરે છે :

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ પૈદા થનાર દરેક બાળકના માટે વઝીફો (પેન્શન) નકકી કરતા હતા જે તેના બાપની જેમ તેને પણ મળતું હતું. મજકૂર વઝીફાની રકમ ૧૦૦ (એકસો) દિરહમ હતી. અને બાળક જેમ જેમ મોટું થતું જતું તેમ તેના વઝીફામાં પણ વધારો થતો રહેતો.

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ પછી હઝરત ઉસ્માન અને હઝરત અલી રદિયલ્લાહુ અન્હુમાએ પણ તેમજ બીજા ખલીફાઓએ પણ એના પર અમલ કર્યો.

આ ઉસૂલ (સિદ્ધાંત) તે વિજદાની તરબિયત (આત્મિક ઉછેર) ઉપરાંતની છે જેના મૂળ મુસલમાનોના દિલો અને અહેસાસ અને અંતરના ઊંડાણ અને મનમાં રોપી દે છે કે જેથી સર્વસ્વ સહાય, પરસ્પરની મદદ અને ભોગની તરફ ખૂશી ખૂશી પોતાની પ્રસન્નતા અને ઈખ્તિયાર તેમજ ઈમાની આગ્રહના કારણે વિકાસ પામે.

મેં અત્યારે જે કંઈ કહ્યું તેના પર ઈતિહાસના પૃષ્ઠો સાક્ષી છે. જેથી મુસ્લિમ સમાજના પરસ્પરના સહકાર, મદદ, મુહબ્બત, રહમદિલીના કેટલાક નમૂના નીચે રજૂ કરવામાં આવે છે :–

[A] મુહમ્મદ બિન ઈસ્હાક લખે છે કે :–

ઘણાં લોકો મદીનહમાં એ રીતે ઝિંદગી ગુઝારતા હતા કે તેમને ખબર પણ પડતી ન હતી કે તેમનો જીવન નિર્વાહ કયાંથી થઈ રહ્યો છે અને કોણ તેમને આપે છે ?

પછી જયારે હઝરત હુસૈન રદિયલ્લાહુ અન્હુના સાહબઝાદહ હઝરત ઝૈનુલ આબિદીન વફાત પામ્યા ત્યારે લોકોની આવક બંધ થઈ

ગઈ અને લોકોને ખબર પડી કે તે જ શખ્સ હતા જેઓ તેમની પાસે રાતના અંધારામાં ચુપચાપ પેલો સામાન પહોંચાડયા કરતા હતા. જયારે તેઓ વફાત પામ્યા તો તેમની પીઠ પર અને ખભા પર તે થેલીઓ અને બોરીઓ (ગુણીઓ)ની નિશાનીઓ (લોકોએ) જોઈ જે પોતાની પીઠ અને ખભાઓ પર ઉઠાવીને વિધવાઓ, ગરીબો અને મિસ્કીનોના ઘરે પહોંચાડયા કરતા હતા.

[B] હઝરત લૈસ બિન સઅદ (રહ.)ની વાર્ષિક આવક સિત્તેર હજાર દીનારથી વધારે હતી અને તેઓ બધી જ આવક સદકહ કરી દેતા હતા. અહીં સુધી કે તેમના વિષે મશહૂર છે કે તેમના પર કદી ઝકાત વાજિબ થવાની નોબત નહીં આવી.

એક વખતે તેમણે એક ઘર ખરીદયું જે લીલામ મારફતે વેચવામાં આવ્યું હતું. જયારે તેમનો વકીલ તેનો કબઝો લેવા માટે ગયો તો ત્યાં યતીમો અને નાના બાળકોને જોયા. તે લોકોએ વકીલથી અલ્લાહના નામ પર આ માંગણી કરી કે તેઓ આ ઘર તેમની પાસે જ રહેવા દે. જયારે આ વાતની હઝરત લૈસ (રહ.)ને જાણ થઈ તો તેમણે તે લોકોને આ સંદેશો મોકલાવ્યો કે આ મકાન તમારા લોકોનું જ છે અને સાથે જ તમને આટલો માલ પણ આપવામાં આવે છે જે તમારી દરરોજની જરૂરતના માટે પૂરતો છે.

[C] મહાન મુહદ્દિષ હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક રહમતુલ્લાહિ અલયહ સદકહ અને ખૈરાત ઘણાં વધારે કરતા રહેતા હતા. તેમની સદકાતની વાર્ષિક રકમ એક લાખ દીનાર કરતા વધારે હતી.

એક વખતે તેઓ પોતાના મિત્રો સાથે હજના માટે નીકળ્યા. કેટલાક શહેરોમાંથી પસાર થયા ત્યાં એક પક્ષી મરી ગયું તો તેમણે તેને ઉકરડા પર ફેંકવાનો હુકમ આપ્યો. તેમના સાથી તેમનાથી આગળ ચાલ્યા ગયા અને તેઓ પોતે તેમનાથી પાછળ રહી ગયા. જયારે તેઓ ઉકરડા પાસેથી પસાર થયા તો જોયું કે ઉકરડાની પાસેના મકાનમાં રહેતી એક છોકરી પોતાના મકાનમાંથી નીકળી અને તેણે પેલું મરેલું પક્ષી ઉઠાવી લીધું.

પૂછપરછ કરતા તેણીએ તેમને બતાવ્યું કે,

"તેણી અને તેમના ભાઈ ઘણાં કંગાળ હાલતમાં છે અને તેમની ગરીબીની કોઈને ખબર નથી અને તેમની પાસે ખાવા–પીવા માટે કંઈ નથી."

આ સાંભળીને હઝરત અબ્દુલ્લાહ રહ.એ માર્ગનું ભાથું અને સફરનો સામાન વાપસ લોટાવવાનો હુકમ આપ્યો અને પોતાના વકીલથી પૂછયું,

"તમારી પાસે ખર્ચના માટે કેટલા નાણાં હાજર છે ?"

તેણે જવાબ આપ્યો કે,

"એક હજાર દીનાર હાજર છે."

તો હઝરત અબ્દુલ્લાહ (રહ.)એ તેને કહ્યું કે,

"એમાંથી વીસ દીનાર કાઢી લો જે આપણને 'મર્વ' શહેર સુધી પહોંચવામાં કામ આવશે અને બાકીના દીનાર પેલી છોકરીને આપી દો કારણકે તેને મદદ કરવી આ વર્ષે હજ કરવા કરતા વધારે અજર અને સવાબનું નિમિત્ત છે."

તે પછી તેઓ પોતાના ઘર તરફ પાછા ચાલ્યા ગયા અને હજ ન કરી.❶

અને જે દિવસે હુકૂમત (સરકાર) અને સમાજ તેમજ દેશના તમામ લોકો નિર્ધનતા અને ગરીબીને ખત્મ કરવા માટે પૂરી કોશિશ અને શકિત વાપરી નાંખશે તે દિવસે ઈસ્લામી સમાજમાં એક પણ ગરીબ, મિસ્કીન અને મુહતાજ બાકી ન રહેશે અને ઈસ્લામી ઉમ્મત અમન અને સલામતી, ખૂશહાલી અને એકતા તેમજ ઈત્મીનાનની છત્રછાયામાં મઝા કરશે, અને કૌમની દરેક વ્યકિત

❶ ઈસ્લામે નિર્ધનતા અને ગરીબીનો જે રીતે ઈલાજ કર્યો છે તે વિષે કોઈ શખ્સ વધારે વિગતો જાણવા ચાહતો હોય તો તે મારી કિતાબ '**અત્તકાફુલુલ ઈજતિમાઈય્યુ ફિલ ઈસ્લામ**' વાંચે જેમાં સંપૂર્ણ સંતોષકારક વિગતો મૌજૂદ છે. **(લેખક)**

માનસિક વિકૃતિઓ તથા ગુનાહિત જીવનની તમામ સંભાવનાઓથી મુક્તિ અને આઝાદી પ્રાપ્ત કરી લેશે અને આપણે પોતાની આંખોથી જોઈ લઈશું કે ઈસ્લામી ઈઝઝત અને સરબુલંદીનો ઝંડો ઈઝઝત અને ગૌરવની બુલંદીઓ પર લહેરાઈ રહ્યો છે અને તેને જોઈને મો'મિન અલ્લાહની ફતહ અને નુસરત (મદદ)થી ખૂશ થઈ જશે.

**4**

## કિનો, કપટ અને અદેખાઈની બીમારી

હસદ (ઈર્ષ્યા અને અદેખાઈ)નો મતલબ આ છે કે ઈન્સાન બીજાની નેઅમત નષ્ટ થવાની તમન્ના કરે. આ એક ખતરનાક સામાજિક બીમારી છે. જો ઉછેર કરનાર પોતાના બાળકોની આ બીમારીનો ઈલાજ નહીં કરશે તો અનિવાર્ય રીતે તેના બદતરીન અને ખતરનાક પરિણામો આવશે.

કેટલીક વખતે શરૂઆતમાં ઘરવાળાઓને હસદની બીમારીની જાણ નથી થતી અને તેઓ સમજે છે કે તેમની ઔલાદ ન આ બીમારીનો શિકાર થઈ શકે છે અને ન તેઓ એને સમજે છે અને ન તેમનાથી એની આશા રાખી શકાય છે. એટલે જે લોકો તરબિયત કરવાના ઝિમ્મેદાર છે તેમને જોઈએ કે હસદનો અત્યંત હિકમત અને બહેતરીન તરબિયતથી ઈલાજ કરે કે જેથી આ બીમારી પરેશાન કરનારી મુસીબતો તેમજ બદતરીન પરિણામો અને દર્દનાક મનોવૈજ્ઞાનિક રોગોનો ઝરીઓ ન બને.

એનાથી પહેલાં કે હું આ બીમારીને જડમૂળમાંથી ઉખેડવા માટે ઈલાજ અને એનાથી બચવા માટે યુક્તિ બયાન કરું, યોગ્ય આ લાગે છે કે હું તે કારણોને બયાન કરું જે બાળકોમાં હસદની આગ ભડકાવવાનો ઝરીઓ બને છે. અને મારો ખ્યાલ આ છે કે આ કારણો નીચે પ્રમાણે છે :–

- ☐ બાળકે આ વાતથી ડરવું કે તે ઘરવાળાઓમાં પોતાની કેટલીક આગવી વિશિષ્ટતાઓ ખોઈ બેસશે. દાખલા તરીકે મુહબ્બત અને પ્યાર તથા

ઘરવાળાઓની નજરમાં પ્રિય હોવું. ખાસ કરીને જયારે નવો મહેમાન (બાળક) પૈદા થાય ત્યારે તેના વિષે આ ખ્યાલ હોય કે તે બાળક એના પ્યાર અને મુહબ્બતમાં અવરોધ બનશે.

☐ ઔલાદમાં અસમાન વર્તન કરવું જેમકે એકને હોશિયાર અને બીજાને ડફોળ કહેવું.

☐ ઔલાદમાંથી કોઈ એકનો ઘણો ખ્યાલ રાખવો દાખલા તરીકે એક બાળકને ગોદમાં ઉઠાવવામાં આવે અને તેની સાથે દિલ્લગી (ગમ્મત) કરવામાં આવે અને તેને બીજા બાળકો કરતાં વધારે આપવામાં આવે અને બીજાઓને ધમકાવવામાં તથા મારવામાં આવે અને તેમની દરકાર કરવામાં ન આવે અને તેમને કંઈ ન આપવામાં આવે અથવા ઓછું આપવામાં આવે.

☐ જે બાળકથી મુહબ્બત હોય તે જો બીજાને ઈજા પહોંચાડે અને ખોટું કામ કરે તો તેનાથી આંખ આડા કાન કરવામાં આવે અને તેનાથી વિરુદ્ધ બીજા બાળકથી જો જરા જેટલી પણ ગલતી થઈ જાય તો તેને સઝા આપવામાં આવે.

☐ માલદાર, ઐશ અને ઈશરતવાળા માહોલમાં હોવા છતાં ખૂદ બાળકનું અત્યંત ગરીબી, નિર્ધનતા અને કંગાળ હાલતનું શિકાર હોવું.

આ ઉપરાંત બીજા કારણો પણ છે જેની બાળકના વ્યકિતત્વ પર બૂરી અસર પડે છે બલ્કે ઘણી વખતે બાળકમાં લઘુતાગ્રંથી અને ખતરનાક ઘમંડ તથા કિનો, કપટ અને અદેખાઈ તેમજ ઈર્ષ્યા પૈદા થઈ જાય છે અને તેની સાથે જ મનોવૈજ્ઞાનિક બેચેની, નાફરમાની અને અવિશ્વાસ પૈદા થાય છે.

ઈસ્લામે તરબિયતના અત્યંત હિકમત ભરેલાં ઉસૂલોથી હસદની બીમારીનો ઈલાજ કર્યો છે. તરબિયત કરનારાઓ શરૂઆતથી એના અસબાબનું નિવારણ કરી લે તો બાળકોમાં મુહબ્બત, ભોગ અને ત્યાગની વૃત્તિ, ઉલ્ફત અને ખુલૂસ પૈદા થશે અને બીજાઓની સાથે મદદ, ખૈર અને ભલાઈ કરવી અને નરમીથી વર્તન કરવાની ભાવના જાગૃત થશે.

## હસદની બીમારીનો ઈલાજ

મારા ખ્યાલમાં હસદની બીમારીના ઈલાજ માટે તરબિયતના બુનિયાદી ઉસૂલ નીચે પ્રમાણે છે :–

☐ **બાળકને મુહબ્બત મહેસૂસ કરાવવી**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ એવું કરતા હતા અને પોતાના સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને એનો હુકમ આપતા અને એના માટે પ્રોત્સાહન આપતા હતા.

**નોંધ** : લેખકે અહીં કેટલાક નમૂના રજૂ કર્યા છે પરંતુ ટૂંકાણ જાળવવા માટે મેં અહીં લીધા નથી. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

એ પછી લેખક લખે છે કે :–

આ વાત આંખોથી છુપાયેલી રહેવી ન જોઈએ કે નવા બાળકના જન્મવાથી હસદ પૈદા થવાના સંભવો ઘણાં વધારે છે. માટે એનાથી રોકવાના માટે જરૂરી કાળજીભરેલી યુકિતઓ જરૂર અપનાવવી જોઈએ અને તેને બાળક પૈદા થવાથી કેટલાક મહિના પહેલાં જ અપનાવવી જોઈએ. દાખલા તરીકે મોટા બાળકના પલંગને અલગ કરી દેવો જોઈએ અથવા નર્સરી સ્કૂલમાં મોકલવો જોઈએ. નવા બાળકના કામો મોટા બાળકથી કરાવવામાં કંઈ વાંધો નથી. દાખલા તરીકે :–

– નવા બાળકને કપડાં પહેરાવવા,
– તેને નવડાવવું,
– તેને ખવડાવવું,

એ જ પ્રમાણે તેને નાના બાળકની સાથે હસવા–બોલવા અને રમવાનો મૌકો આપવો જોઈએ અને જયારે માતા નવજાત બાળકને દૂધ પિવડાવવા માટે ઉઠાવે તો એવા મૌકા પર બહેતર છે કે બાપ તેની

સાથે મુહબ્બતથી વાતો કરવા લાગે જેથી તેને અહેસાસ રહે કે તેની મુહબ્બત અને તેનું મહત્ત્વ પોતાના સ્થાને જળવાયેલું છે.

જેથી તરબિયત કરનારાઓને જોઈએ કે જો તેઓ પોતાના બાળકોને મુહબ્બત અને એક બીજાની મદદ કરનારા જોવા ચાહે છે અને કિનો, કપટ તથા અદાવતથી બચાવવા ચાહે છે તો એ બાળકોને મુહબ્બત મહેસૂસ કરાવવાના માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકાઓ અપનાવવા જોઈએ.

## ☐ બાળકોમાં. સમાનતા અને અદલ તેમજ ઈન્સાફ કરવો

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત આ હતી કે આપ એવા લોકોને સખત ઠપકો આપતા જેઓ બાળકોના દરમિયાન અદલ અને ઈન્સાફ નથી કરતા તેમજ તેમની સાથે પ્યાર અને મુહબ્બતનો વર્તાવ નથી કરતા તથા તેમને કોઈ વસ્તુ આપવા–લેવામાં કે વહેંચવામાં સમાનતા અને બરાબરીનો ખ્યાલ નથી રાખતા.

**નોંધ :** લેખક બાળકોમાં લઘુતાગ્રંથીની બીમારીના ઈલાજ બાબતમાં કેટલીક હદીષો આ પહેલાં લખી ચૂકયા છે એટલે વાંચકોએ ત્યાં જોઈ લેવી. **(મુહમ્મદ કમરુઝઝમાં)**

## ☐ તે કારણોનું નિવારણ જે હસદનો ઝરીઓ બને છે

દાખલા તરીકે જો નવું બાળક આવવા પહેલાં બાળકને આ મહેસૂસ થઈ રહ્યું હોય કે તેના માતા–પિતા તેની સાથે પહેલાં જેવી મુહબ્બત અને પ્યાર કરતા નથી તો માતા–પિતાને જોઈએ કે તેઓ આ વાતની કોશિશ કરે કે બાળકને આ મહેસૂસ થઈ જાય કે તેની મુહબ્બત માતા–પિતાના દિલોમાં હંમેશા હંમેશાના માટે બાકી છે.

ઉપરાંત જો તેને 'ગબો' (બુડથલ, મૂર્ખ) કહેવાથી અથવા એ પ્રકારના

બીજા સંબોધનોથી તેના મનમાં હસદ અને કિના, કપટની આગ ભડકતી હોય તો માતા–પિતાને જોઈએ કે તેઓ આ પ્રકારના સંબોધનથી બચે.

એટલા માટે કે માતા–પિતાની ઝિમ્મેદારી છે કે તેઓ આ વાતની કોશિશ કરે કે તેમના બાળકો આંતરિક બીમારીઓમાંથી કોઈ બીમારીના શિકાર થવા ન પામે. જેમાં સૌથી મોટી બીમારી હસદ છે. એનાથી બચશે તો બાળકનું વ્યકિતત્વ સંપૂર્ણ અને પરિપૂર્ણ થશે અને તે સહીહ ઈન્સાન બનીને ઉછેર પામશે.

હસદની દૂરગામી મનોવૈજ્ઞાનિક અને સામાજિક અસરો પડે છે એટલા માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એનાથી ડરાવ્યા છે અને મના ફરમાવ્યા છે. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કેટલાક ઈર્શાદો ધ્યાનપૂર્વક વાંચો :–

(૧) હસદથી બચો કારણકે હસદ નેકીઓને એ રીતે ખાઈ જાય છે જે રીતે આગ લાકડાને ખાઈ જાય છે.

('અબૂ દાવૂદ શરીફ')

(૨) લોકો ત્યાં સુધી ખૈરિયતથી રહેશે જયાં સુધી આપસમાં હસદ ન કરવા લાગે.

('તબરાની')

(૩) હસદ કરનારો મારાથી નથી.

(૪) હસદ ઈમાનને એ રીતે ખરાબ કરી દે છે જે રીતે ઈલવા (એળિયો) મધને ખરાબ કરી દે છે.

('દૈલમી')

એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારાઓએ બાળકોમાંથી હસદની બીમારી દૂર કરવાના માટે બુનિયાદી ઉસૂલોને અપનાવવાની સખ્ત જરૂરત છે કે જેથી ઔલાદનો બહેતરીન ઉછેર અને વૃદ્ધિ થાય તથા તેમનામાં મુહબ્બત અને ઈખલાસ અને સાફ દિલી પૈદા થાય.

# 5

## ગુસ્સાની બીમારી

ગુસ્સો એક માનસિક અવસ્થા અને ઉત્તેજક બીમારી છે જેને બાળક પોતાની ઝિંદગીની શરૂઆતથી જ મહેસૂસ કરે છે અને તે મોત સુધી તેની સાથે રહે છે.

ગુસ્સો પેદાઈશી આદત અને ખસલત છે એટલે એ ઘણી ગલત વાત છે કે એને દુષ્ટ બીમારીઓમાં ગણવામાં આવે કારણકે જયારે હિકમતવાળા અલ્લાહે ગુસ્સાને માનવના જન્મની સાથે જ પૈદા કર્યો છે તો એમાં કોઈ ઝબરદસ્ત હિકમત અને સામાજિક રહસ્ય હશે.

## ગુસ્સાના ફાયદાઓ અને નુકસાનો

ગુસ્સાના ફાયદાઓ આ છે :—

- નફસની હિફાઝત,
- દીનની હિફાઝત,
- ઈઝઝત અને આબરૂની હિફાઝત,
- મુલ્ક, દુશ્મનો અને ઝાલિમોના મકર અને ફરેબ (ધોકા) અને ઝુલ્મથી હિફાઝત,
- ઈસ્લામી વતનની હિફાઝત.

માની લો કે જો ગુસ્સો કુદરતી ચીઝ ન હોત તો અલ્લાહની હરામ કરેલી ચીઝોં અને મહારિમની મુખાલિફત તેમજ દીને ઈલાહીના અપમાન અને અનાદર પર મુસલમાનને હરગિઝ ગુસ્સો ન આવતે.

જાહેર છે કે આ ક્રોધ અને ગુસ્સો તે પ્રશંસા લાયક ગુસ્સો છે જે કેટલીક પરિસ્થિતિમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ આવતો હતો. જેથી કેટલીક હદીષોમાં આવે છે કે કોઈ માણસ અલ્લાહની હદો

(કાનૂન)માંથી કોઈ હદના વિષે ભલામણ કરવા માટે આવ્યા તો આપને ગુસ્સો આવી ગયો અને આપના મુબારક ચહેરા પર તીવ્ર ગુસ્સાના ચિન્હો જાહેર થયા.

અને તબરાનીએ હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરી છે કે,

"મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોતાની ઝાતના માટે બદલો લેતા નથી જોયા પરંતુ આ કે અલ્લાહના હુકમની નાફરમાની કરવામાં આવે જેથી એવા મૌકા પર આપ સૌથી વધારે ગઝબનાક થતા હતા."

હાં તે ગુસ્સો અયોગ્ય છે જે બૂરી અસરો અને ખતરનાક પરિણામો સુધી પહોંચાડી દે છે અને એવું ત્યારે થાય છે જ્યારે અંગત મસ્લિહત (સ્વાર્થ) અને ખૂદી (અહં) તેમજ અનાનિયત (હું પદ)ના કારણે ગુસ્સો કરવામાં આવે છે. અને એ ગુસ્સાથી વહદત (એકતા) છિન્ન ભિન્ન થઈ જાય છે અને ઈજતિમાઈય્યત (સંગઠન) ચુર ચુર થઈ જાય છે તથા ભાઈચારો અને મુહબ્બતનો જનાઝો નીકળી જાય છે.

એવા ગુસ્સાને પી જવાની કુર્આન અને હદીષમાં મોટી ફઝીલત આવી છે. કેટલીક હદીષોને ધ્યાનથી વાંચો :–

હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમાએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

"આપ મને એવી ચીઝ બતાઓ જે અલ્લાહના ગઝબથી દૂર કરી દે."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ગુસ્સો ન કરો." ('મુસ્નદે ઈમામ અહમદ')

ઉપરાંત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ પોતાનો ગુસ્સો ઉતારી શકતો હોય છતાં તેને પી જાય તો અલ્લાહ તઆલા તેને કિયામતના દિવસે બધી મખ્લૂકની સામે

પોકારશે અને તેને ઈખ્તિયાર આપશે કે જે મોટી આંખોવાળી હૂરને ચાહે પસંદ કરી લે." ('બુખારી શરીફ')

ઉપરાંત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે તમારામાં પહેલવાન કોને સમજો છો?"

અરજ કરવામાં આવી કે,

"તે શખ્સ જેને લોકો પછાડી ન શકે."

આપે ફરમાવ્યું કે,

"નહિ, બલ્કે પહેલવાન (હકીકતમાં) તે છે જે ગુસ્સાના વખતે પોતાને કાબૂમાં રાખે."

ઉપરાંત અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જેઓ ખર્ચ કરે છે સમૃદ્ધિમાં અને તંગીમાં તથા ગુસ્સાને દબાવી લે છે અને લોકોને માફ કરી દે છે અને અલ્લાહ નેકી કરનારા-ઓને દોસ્ત રાખે છે."

(સૂરએ 'આલિ ઈમરાન' ૧૩૪)

ઉપરાંત અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"અને જયારે તેમને ગુસ્સો આવે છે તો માફ કરી દે છે."

(સૂરએ 'શૂરા' ૩૭)

ઈન્સાનના વ્યકિતત્વ અને અકકલ પર અયોગ્ય ગુસ્સાની બૂરી અસર પડે છે એટલા માટે તરબિયત કરનારાઓએ જોઈએ કે પ્રાથમિક ઉંમરથી જ બાળક સમજદાર થાય ત્યાં સુધી આ બીમારીનો ઈલાજ કરવાની ખૂબ કાળજી રાખે.

એનો બહેતરીન ઈલાજ આ છે કે બાળકને ગુસ્સાના કારણોથી અને પ્રેરકબળોથી બચાવવામાં આવે કે જેથી ગુસ્સો એનો મિઝાજ (સ્વભાવ) અને આદત ન બની જાય.

☐ જો ગુસ્સાનું કારણ ભૂખ હોય તો ઉછેર કરનારાએ જોઈએ કે સમય પર ખાવાનું ખવડાવવાની કોશિશ કરે.

☐ જો એનું કારણ બીમારી હોય તો કોઈ સારા ઈલાજ કરનાર પાસે ઈલાજ કરાવે એટલા માટે કે દરેક બીમારીની દવા મૌજૂદ છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દરેક બીમારીના માટે એક દવા છે એટલે બીમારીની જયારે સહીહ દવા મળી જાય છે તો અલ્લાહ જલ્લે શાનુહૂના હુકમથી બીમારને શિફા મળે છે." (**'મુસ્લિમ શરીફ', 'અહમદ'**)

☐ જો ગુસ્સાનું કારણ આ હોય કે વિના કારણે તેનું અપમાન કરવામાં આવતું હોય અને ધમકાવવામાં આવતો હોય તો એવી પરિસ્થિતિમાં ઉછેર કરનારની ફરજ છે કે તે પોતાની ઝબાનને અપમાનજનક શબ્દોથી બચાવે.

☐ જો ગુસ્સાનું કારણ પોતાના માતા–પિતાની નકલ કરવાનું અને તેમના દેખાદેખી ગુસ્સો કરવાનું હોય તો માતા–પિતાને જોઈએ કે તેઓ સહિષ્ણુતા અને સહનશીલતા અને પ્રભાવ તથા શાંતિ અપનાવે.

☐ જો ગુસ્સાનું કારણ માતા–પિતાનું નાઝ નખરા ઉઠાવવું તેમજ ઐશ અને ઈશરત હોય તો એવી પરિસ્થિતિમાં તરબિયત કરનરાઓએ જોઈએ કે તેઓ બાળકોની મુહબ્બતમાં સમતોલન પૈદા કરે અને તેમના પર ખર્ચ કરવામાં મધ્યમ માર્ગ અપનાવે.

☐ જો ગુસ્સાનું કારણ હસી–મઝાક ઉડાવવું હોય તો તરબિયત કરનારા–ઓએ જોઈએ કે એનાથી દૂર રહે કે જેથી બાળકમાં ગુસ્સાની બીમારી સ્થાન ન પામે.

## ગુસ્સાનો ઈલાજ

ગુસ્સો કરનાર શખ્સ જે અવસ્થામાં હોય તે અવસ્થાને બદલી કાઢે :

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"જયારે તમારામાંથી કોઈને ગુસ્સો આવી જાય ત્યારે જો તે ઊભો હોય તો તેને જોઈએ કે બેસી જાય તે પછી જો ગુસ્સો ઠંડો થઈ જાય તો બહેતર છે નહિતર સૂઈ જાય." ('ઈમામ અહમદ')

(૨) ઉપરાંત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ગુસ્સો શયતાની અસર છે અને શયતાનને આગથી પૈદા કરવામાં આવ્યો છે અને આગને પાણીથી ઠંડુ કરવામાં આવે છે એટલે જયારે તમારામાંથી કોઈ શખ્સને ગુસ્સો આવી જાય તો તેને જોઈએ કે વુઝૂ કરી લે." ('અબૂ દાવૂદ શરીફ')

(૩) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે તમારામાંથી કોઈને ગુસ્સો આવી જાય તો તેને જોઈએ કે ખામોશ થઈ જાય." ('અહમદ')

(૪) 'બુખારી' અને 'મુસ્લિમ'માં આવે છે કે :–

હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે બે શખ્સો આવ્યા અને એક બીજાને બૂરું–ભલું કહેવા લાગ્યા. તેઓમાંથી એકનો ચહેરો લાલ થઈ ગયો અને બીજાને ગાળ આપવા લાગ્યો તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"મને ખબર છે કે જો પેલો શખ્સ 'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ' કહી દેતે તો તેનો ગુસ્સો ખત્મ થઈ જાત."

ગુસ્સાને ખત્મ કરવા અને તેની તેઝીને કમ કરવાની બાબતમાં રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઘણી મહત્ત્વની સૂચનાઓ છે જે આપે ઉમ્મતને આપી છે. એટલા માટે માતા-પિતા અને તરબિયત કરનારા-ઓએ જોઈએ કે પોતાની ઔલાદ, શાગિર્દો (મુરીદો)ને એ રીતે તરબિયત આપે કે જેથી તેઓ સહનશીલતા અને સહિષ્ણુતા જાળવવા માટે ગુસ્સાના વખતે પોતાની જાતને કાબૂમાં રાખવાની આદત પાડે. અને એની કાળજી બાળપણથી જ હોવી જોઈએ કે જેથી શરૂઆતથી જ બાળકોમાં આ ગુણ ઉતરી જાય.

વલ્લાહુ વલિય્યુત્તૌફીક

[ અને અલ્લાહ જ તૌફીક આપનારો છે. ]

કિતાબના લેખક સય્યિદ અબ્દુલ્લાહ નાસિહ અલવાન રહિમહુલ્લાહુ આ પાંચમાં પ્રકરણના અંતમાં ખૂબ જ હસરત અને અફસોસની સાથે આ પ્રમાણે લખે છે કે :-

આપણે એવા તરબિયત કરનારાઓના કેટલા મોહતાજ છીએ જેઓ ઈસ્લામી તરબિયતની સમજ અને સલીકો ધરાવતા હોય અને અખ્લાકની ઈસ્લાહનો નબવી તૌર-તરીકો જાણતા હોય કે જેથી તેઓ પોતાની ઝિમ્મે-દારીઓ અને ફરજોને અંજામ આપી શકે.

હે કાશ ! આપણને એવા નવજવાન મળી જાય જેમનું વ્યક્તિત્વ પૂર્ણ અને પરિપૂર્ણ હોય, તેમનું અંતર ઠીક હોય, તેમના અખ્લાક બુલંદ હોય અને તેમના મન બીમારીઓથી પાક હોય.

હાં, જો માનવંત સુધારકો એના માટે કોશિશ કરે અને ઉછેર કરનારા લોકો પોતાની ઝિમ્મેદારીઓને પૂરી કરે તો એવા નવજવાનોનું મળવું કંઈ પણ મુશ્કિલ નથી.

વ મા ઝાલિ-ક અલલ્લાહિ બિ અઝીઝ.

[ અને એ અલ્લાહના માટે કોઈ જ મુશ્કિલ કામ નથી. ]

## ❻

## ગફલત અને બેપરવાઈ ❶

આ બીમારી પણ અત્યંત ખતરનાક છે જેમાં આપણાં બાળકો અને નવજવાનો મોટા પ્રમાણમાં ગિરફતાર છે. એટલે માતા–પિતાના માટે જરૂરી છે કે એની ઈસ્લાહ (સુધારણા)ની બાળપણથી જ ચિંતા કરે. એટલા માટે કે જે લોકો પણ જાહેરી અને બાતિની (બાહ્ય અને આંતરિક) ખૂબીઓથી મહરૂમ રહે છે તેનું બુનિયાદી કારણ એ જ ગફલત અને બેપરવાઈ હોય છે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"અને ગફલતના લક્ષણ ધરાવનારાઓમાંથી ન બનો."

(સૂરએ 'અઅરાફ' ૨૦૫)

અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આળસથી પનાહ માંગી છે જેથી ઈર્શાદ છે કે :–

"હે અલ્લાહ ! હું તારી પનાહ પકડું છું આળસથી અને તકલીફ આપનારા બુઢાપાથી."

ઉપરાંત એક બીજા મૌકા પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

---

❶ આ બીમારી વિષે લેખકે લખ્યું છે કે ઈન્શાઅલ્લાહ હવે પછી નવી આવૃત્તિમાં લખવામાં આવશે પરંતુ આ હકીર (મુહમ્મદ કમરુઝઝમાં)ને પછીની આવૃત્તિઓ મળી શકી નથી એટલે જાણી શકાયું નથી કે લેખક રહિમહુલ્લાહએ એના વિષે લખ્યું છે કે નથી. અને હવે તો તેઓ (લેખક) આ દુનિયાથી વિદાય થઈ ચૂકયા છે એટલે આ હકીરે પોતાની સમજ પ્રમાણે આટલું લખી દીધું છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે. (મુહમ્મદ કમરુઝઝમાં)

"(સાપ) મો'મિનને એક સુરાખ (દર)માંથી બે વખત ડંખ મારી શકતો નથી."

એટલા માટે કે મો'મિન ચકોર અને સમજદાર હોય છે. દરેક બાબતમાં ચિંતન–મનન કરે છે. એક વખત ભૂલ થઈ જાય તો ખૈર પરંતુ બીજી વખત તે જ ભૂલ સામાન્ય રીતે તેનાથી થતી નથી. એટલા માટે કે મો'મિનની શાન આ નથી કે વારંવાર તેને ઠોકર લાગતી જાય અને તે આંખો બંધ કરીને આગળ વધતો જાય અને એ ન જુએ કે આ ઠોકર શા માટે અને કોના કારણે લાગી છે ? અને જો ઠોકર લાગવા બાદ પણ તેની આંખ ન ખુલે અને તે સાવચેત ન થાય તો ખરેખર એ ગફલત અને બેપરવાઈ છે જે ઈમાનના લક્ષણો સાથે સુમેળ ધરાવતી નથી અને ન જ એ ગફલત મો'મિનને શોભા આપે છે. એટલા માટે કે મો'મિન ચકોરતા, જાગૃતિ અને સાવચેતી જેવા ગુણોથી સંપન્ન હોય છે ન કે ગફલત, સુસ્તી અને બેપરવાઈથી.

એટલા જ માટે હઝરત અમીરુલ મુઅમિનીન સય્યિદીના ઉમર રદિયલ્લાહુ અન્હુએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હું આળસુ માણસને જોવાનું પસંદ નથી કરતો જે ન તો દુનિયાના કામમાં લાગેલો હોય અને ન જ આખિરતના કામમાં બલ્કે બેકાર પોતાનો સમય બરબાદ કરી રહ્યો હોય."

**('અસ્સમીરુલ મુહઝ્ઝબ') ('તઝકિરએ મુસ્લિહુલ ઉમ્મત' ૧/૧૯૨)**

એટલે એનો ઈલાજ આ છે કે માતા–પિતા અને ઉછેર કરનાર બાળકોની સામે આળસ અને બેપરવાઈની બૂરાઈને બયાન કરતા રહે અને તેમને બાળપણથી જ ચુસ્તી અને દરેક કામમાં તત્પરતાની તા'લીમ આપે કે જેથી ખૂદ પોતાની જાત જ નહિ બલ્કે સમગ્ર ઉમ્મતના માટે ફાયદાકારક સાબિત થાય.

વ બિલ્લાહિ તૌફીક.

# છઠ્ઠું પ્રકરણ

## સામૂહિક અને સામાજિક તરબિયતની જવાબદારી

સામૂહિક અને સામાજિક તરબિયતનો મકસદ આ છે કે બાળકને શરૂઆતથી જ એવા ઉચ્ચ સામાજિક આદાબ અને મહાન મનોવૈજ્ઞાનિક ઉસૂલની ટેવ પાડવામાં આવે જે ચિરંજીવ અને શાશ્વત ઈસ્લામી અકીદાઓ અને ઊંડી ઈમાની સમજથી પ્રગટ થયેલા હોય કે જેથી સમાજમાં સુવ્યવહાર, શિષ્ટાચાર, ગંભીરતા અને પુખ્ત બુદ્ધિ તેમજ સદઉપયોગ, ગરઝકે દરેક હૈસિયતથી એક બહેતરીન નમૂનારૂપ વ્યક્તિ બને. જેથી માતા-પિતા અને તરબિયત કરનારાઓની આ અત્યંત મહત્ત્વની ઝિમ્મેદારી છે કારણકે આ દરેક તે તરબિયતનો નિચોડ છે જેનો ઉલ્લેખ આ પહેલાં આવી ગયો છે. ચાહે તે તરબિયત ઈમાની અને અખ્લાકી હોય યા નફસિયાતી (મનોવૈજ્ઞાનિક.)

અનુભવથી આ વાત ખરેખર સાબિત છે કે સમાજની સલામતી અને એની ઈમારતની મજબૂતી, સમાજની વ્યકિતઓની સલામતી અને તેમની ઉમ્દા તરબિયત સાથે જ સંબંધ ધરાવે છે. એટલા માટે ઈસ્લામે ઔલાદના અખ્લાક અને ચરિત્રની તરબિયતની ઘણી કાળજી રાખી છે. જેથી તરબિયત કરનારાઓએ જોઈએ કે તેઓ બાળકોની તરબિયતમાં મહેનત અને પરિશ્રમ કરે કે જેથી સહીહ રીતે પોતાની સામાજિક તરબિયતની ઝિમ્મેદારી પૂરી કરી શકે અને એવા બહેતરીન ઈસ્લામી સમાજનું નિર્માણ કરી શકે જેની બુનિયાદ ઈમાન, અખ્લાક અને ઈસ્લામી વર્ચસ્વ પર હોય.

વ મા ઝાલિ-ક અલલ્લાહિ બિ અઝીઝ.

[ અને એ અલ્લાહના માટે કોઈ જ મુશ્કિલ કામ નથી. ]

મારી નઝરમાં આ બહેતરીન સમાજની તરબિયતના ઝરીઆ ચાર બાબતોં પર આધાર રાખે છે :–

[૧] બહેતરીન મનોવૈજ્ઞાનિક ઉસૂલોનું બીજારોપણ.

[૨] બીજાના હકકોની દેખરેખ રાખવી.

[૩] સામાન્ય સામાજિક શિષ્ટાચારનો ખ્યાલ રાખવો.

[૪] દેખરેખ અને સામાજિક પરિક્ષણ.

હવે ઉપરોકત બાબતોની થોડી વિગતવાર ચર્ચા ધ્યાનથી વાંચો :–

1

## બહેતરીન મનોવૈજ્ઞાનિક ઉસૂલોનું બીજારોપણ

ઈસ્લામ જે મનોવૈજ્ઞાનિક ઉસૂલોને લોકોમાં ચાલુ કરવા ચાહે છે તેમાં મહત્ત્વના ઉસૂલો નીચે પ્રમાણે છે :–

**[૧] તકવો**

એ પેલી ઈમાની સૂઝ–બૂઝનું અનિવાર્ય પરિણામ અને કુદરતી ફળ છે જે અલ્લાહના હાઝિર અને નાઝિર (સર્વત્ર હાજર અને સર્વજોનાર) હોવાના ખ્યાલ અને તેના ખૌફ અને ડર, તેના અઝાબ અને નારાઝગીનો ડર, તેની માફી અને દરગુઝર તથા ઉમ્મીદના પરિણામે પૈદા થાય છે. એટલા જ માટે કુર્આને કરીમએ ઘણી સ્પષ્ટ આયતોના ઝરીઆથી અત્યંત કાળજીપૂર્વક તકવાની ફઝીલતનો ઉલ્લેખ કર્યો છે. અને તેનો હુકમ આપ્યો છે અને તેના માટે વારંવાર પ્રોત્સાહન આપ્યું છે.

જેથી સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અને નેકપૂર્વજો (બુઝુર્ગો) તકવાની ઘણી કાળજી રાખતા હતા અને તેને પોતાની અંદર પૈદા કરવાની ચિંતા અને કોશિશ કરતા હતા અને એના વિષે એક બીજાથી પૂછતા હતા.

જેથી એક વખતે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ હઝરત ઉબય બિન કઅબ રદિયલ્લાહુ અન્હુને તકવા વિષે પૂછયું તો તેમણે ફરમાવ્યું કે,

"શું આપ કદી કાંટાવાળા રસ્તા ઉપર ચાલ્યા નથી ?"

તેમણે કહ્યું,

"કેમ નહિ !"

તેમણે પૂછયું કે,

"(એ વખતે) આપ શું કરતા હતા ?"

તેમણે કહ્યું કે,

"ઘણી કોશિશ અને મહેનત કરતો હતો (કે જેથી કોઈ કાંટો ન ભોંકાય)"

તેમણે કહ્યું કે,

"એ જ તકવો છે."

આ તકવો અસલમાં તમામ સામાજિક ફઝીલતો અને ખૂબીઓનું ઝરણું છે અને વિકૃતિઓ, દુષ્ટતાઓ, ગુનાહો અને બૂરાઈઓથી બચવાનો એક માત્ર રસ્તો છે બલ્કે ઉમ્મતની વ્યક્તિઓમાં સમાજ સુધારણા બાબતમાં સંપૂર્ણ સૂઝ–બૂઝ અને અહેસાસ પૈદા કરવાનો સૌપ્રથમ ઝરીઓ અને સબબ છે.

## તક્વાની બાબતમાં બુઝુર્ગોના કેટલાક બનાવો

[A]

હઝરત યૂનુસ બિન ઉબૈદ (રહ.)ની પાસે જુદી જુદી કીમતના કપડાંની જોડ અને પોશાકો હતા તેમાંથી કેટલાક એવા પ્રકારના પણ હતા જેમાંથી દરેક પોશાકની કીમત ૪૦૦ (ચારસો) દિરહમ હતી અને કેટલાકની કીમત ૨૦૦ (બસો) દિરહમ હતી. તેઓ નમાઝના માટે ચાલ્યા ગયા અને પોતાના ભત્રીજાને મકાન પર છોડી ગયા. એ સમય દરમિયાન એક ગામડાના શખ્સ આવ્યા અને તેમણે ૪૦૦ (ચારસો) દિરહમની એક જોડ માંગી તો તેમણે ૨૦૦ (બસો) દિરહમ કીમતની જોડ તેમની સામે રજૂ કરી. ગ્રાહકને તે જોડ પસંદ પડી ગઈ એટલે તેણે તે ૪૦૦ (ચારસો) દિરહમમાં ખરીદી લીધી અને લઈને ચાલ્યો ગયો. રસ્તામાં તેમને હઝરત યૂનુસ (રહ.) મળી ગયા અને તેમણે પોતાની જોડ ઓળખી લીધી અને પેલા ગામડાના માણસથી પૂછ્યું કે,

"તમે આ કેટલે ખરીદી ?"

તેણે કહ્યું કે,

"૪૦૦ (ચારસો) દિરહમમાં."

યૂનુસ (રહ.)એ તેને કહ્યું કે,

"આ જોડ ૨૦૦ (બસો) દિરહમ કરતા વધારાની નથી માટે તમે પાછા ચાલો અને એને પરત કરી દો."

પેલા માણસે કહ્યું કે,

"આ જોડ તો અમારા પ્રદેશમાં ૫૦૦ (પાંચસો) દિરહમની છે અને મેં એને ખૂશીથી ખરીદી છે."

યૂનુસ (રહ.)એ તેને કહ્યું કે,

"તમે મારી સાથે ચાલો કારણકે નસીહત અને ખૈરખ્વાહી (બીજાનું ભલું ઈચ્છવું) દીને ઈસ્લામમાં દુનિયા અને દુનિયાની તમામ વસ્તુઓથી બહેતર છે."

એટલે તેને પોતાની દુકાને પાછા લઈ ગયા અને ૨૦૦ (બસો) દિરહમ તેને પાછા આપ્યા અને કીમત કરતા વધારે નાણાં લેવા બદલ પોતાના ભત્રીજાને સખ્ત ધમકાવ્યા.

[B]

હઝરત અબ્દુલ્લાહ બિન દીનાર (રહ.) ફરમાવે છે કે :–

હું હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુની સાથે મકકા જવાના ઈરાદાથી નીકળ્યો. રસ્તામાં અમે આરામ કરવાના માટે સૂતા તો પહાડ પરથી પશુઓને ચરાવનાર (ભરવાડ) નીચે ઉતર્યો.

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ તેને કહ્યું કે,

"ચરવાહા ! આ બે દુંબાઓમાંથી એક દુંબો મને વેચી દો."

તેણે કહ્યું કે,

"હું તો ગુલામ છું."

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ તેની કસોટી કરવા માટે કહ્યું કે,

"તમે પોતાના માલિકને એ કહી દે જો કે તેને વરુ ખાઈ ગયું."

ચરવાહાએ કહ્યું કે,

"તો અલ્લાહ તઆલા ક્યાં ચાલ્યા જશે ?"
(અર્થાત અલ્લાહ તઆલા તો જોઈ રહ્યા છે.)

આ સાંભળીને હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ રડવા લાગ્યા. તે પછી તેઓ પેલા ગુલામની સાથે તેના માલિક પાસે ગયા અને તેના માલિકની પાસેથી તેને ખરીદીને આઝાદ કરી દીધો.

તે પછી હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ તેને સંબોધીને કહ્યું કે,

"તમને આ એક વાતે (તકવાએ) દુનિયામાં ગુલામીથી આઝાદી અપાવી અને મને ઉમ્મીદ છે કે એ તને આખિરતમાં પણ આગ (જહન્નમ)થી આઝાદી અપાવશે."

[C]

અને મા–બેટીનો તે કિસ્સો તો મોટા ભાગના લોકો જાણતા જ હશે કે મા એ ચાહતી હતી કે બેટી દૂધમાં પાણી મેળવે કે જેથી આવક (કમાણી) વધારે થાય અને બેટી માતાને આ યાદ અપાવતી હતી કે અમીરુલ મુઅમિનીને એવા ખોટા કામથી મનાઈ કરી છે.

મા કહે છે :–

"અમીરુલ મુઅમિનીન ક્યાં જુએ છે ?"

એનો જવાબ બેટી કેટલો સરસ આપે છે કે :–

"અમીરુલ મુઅમિનીન નથી જોઈ રહ્યા તો અમીરુલ મુઅમિનના રબ (પરવરદિગાર) તો આપણને જોઈ રહ્યા છે ?"

એટલા માટે આપણને જોઈએ કે તકવા અને અલ્લાહ તઆલાના દરેક જગાએ હાઝિર હોવાના અને દરેક વસ્તુ જોતા હોવાના યકીનને પોતાના બાળકોમાં શરૂઆતથી જ પૈદા કરે કે જેથી મોટા થઈને એના ફળ જાહેર થાય.

## [૨] ભાઈચારો (બંધુત્વ)

ભાઈચારો (બંધુત્વ) એક એવો મનોવૈજ્ઞાનિક સંબંધ અને સંપર્ક છે જે દરેક એવા શખ્સની સાથે જેનો તકવા અને ઈમાનની બુનિયાદ પર સંબંધ હોય, તેનામાં મુહબ્બત અને સન્માનની ઊંડી સમજ પૈદા કરે છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"મુસલમાન તો બધા ભાઈ છે."

(સૂરએ 'હુજુરાત' ૧૦)

અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે :

"મુસલમાન મુસલમાનનો ભાઈ છે,
ન તેના પર ઝુલ્મ કરે છે,
ન તેને દુશ્મનને સોંપે છે,
ન તેને રુસ્વા (બદનામ) કરે છે, અને
ન તેના પ્રત્યે તિરસ્કાર કરે છે.

ઈન્સાનના બૂરા હોવાના માટે આટલી વાત પૂરતી છે કે તે પોતાના મુસલમાન ભાઈની બેઈઝઝતી અને તિરસ્કાર કરે.

એક મુસલમાનની (ત્રણ ચીઝો) સંપૂર્ણ રીતે (બીજા) મુસલમાન પર હરામ છે :–

(૧) તેનું ખૂન (લોહી) (અર્થાત્ જાન) પણ,
(૨) તેનો માલ પણ, અને
(૩) તેની ઈઝઝત અને આબરૂ પણ (ત્રણ વખત ફરમાવ્યું) "

તે પછી પોતાના મુબારક સીના તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે,

"તકવો અહીં છે." ('મુસ્લિમ શરીફ')

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંથી કોઈ શખ્સ ત્યાં સુધી કામિલ (પરિપૂર્ણ) મો'મિન નથી થઈ શકતો જયાં સુધી પોતાના (મુસલમાન) ભાઈના માટે તે ચીઝ પસંદ ન કરે જે પોતાના માટે પસંદ કરે છે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત એક બીજા મૌકા પર ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈમાનવાળાઓની આપસમાં મુહબ્બત અને ઉલ્ફત અને રહમદિલીની મિસાલ એવી છે જેમકે એક શરીરમાં કોઈ અંગને તકલીફ થાય છે તો સમગ્ર શરીર તેની સાથે જાગવામાં અને બુખાર (તાવ)માં શરીક થઈ જાય છે." ('મુસ્લિમ શરીફ')

ઉપરાંત ફરમાવ્યું કે,

અલ્લાહ તઆલા કિયામતના દિવસે ઈર્શાદ ફરમાવશે કે,

"કયાં છે તે લોકો જેઓ મારા જલાલના કારણે આપસમાં મુહબ્બત કરતા હતા, આજે હું તેમને મારી રહમતની છાયામાં રાખીશ જયારે કે મારી છાયા સિવાય બીજી કોઈ છાયા નથી."

('મુસ્લિમ શરીફ')

જેથી આ ભાઈચારાનું પરિણામ આ થયું કે ઈસ્લામી સમાજની વ્યક્તિઓએ આપસમાં ગમખ્વારી (સહાનુભૂતિ), ઈષાર (ભોગ આપવાની વૃત્તિ), એક બીજાને મદદ કરવી અને હમદર્દીના એવા નમૂના રજૂ કર્યા જે માનવજાતના ઈતિહાસમાં બહેતરીન સુલૂક અને ઉમદા વર્તાવ ગણાય છે.

નીચે હું એના કેટલાક નમૂના રજૂ કરું છું :–

[A]

ઈમામ હાકિમ રિવાયત કરે છે કે :–

હઝરત મુઆવિયહ બિન અબી સુફિયાન રદિયલ્લાહુ અન્હુએ હઝરત

આઈશા સિદ્દીકહ રદિયલ્લાહુ અન્હુમાની પાસે ૮૦,૦૦૦ (એંસી હજાર) દિરહમ મોકલ્યા. હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ રોઝહ રાખ્યો હતો અને તેમણે જુના કપડાં પહેરી રાખ્યા હતા. જયારે તેમને આ મોટી રકમ મળી તો તેમણે તરત જ ગરીબો અને મિસ્કીનોમાં વહેંચી દીધી અને પોતાના માટે તેમાંથી કંઈ ન રાખ્યું.

આ જોઈને તેમની ખાદિમહ (સેવીકા)એ અરજ કરી કે,

"હે ઉમ્મુલ મુઅમિનીન ! આપે આટલું પણ નહીં કર્યું કે આપના માટે એક દિરહમનું ગોશ્ત જ ખરીદી લેત અને પોતે પણ એનાથી ઈફતાર કરત."

તો હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ ફરમાવ્યું કે,

"બેટી ! જો તમે મને પહેલાંથી યાદ અપાવતે તો હું એ પ્રમાણે કરતે."

('મુસ્તદરક')

[B]

ઈમામ તબરાની (રહમતુલ્લાહિ અલયહ) પોતાની કિતાબ 'મુઅજજમે કબીર'માં રિવાયત કરે છે કે :–

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુએ ૪૦૦ (ચારસો) દીનાર❶ એક થેલીમાં નાંખ્યા અને પોતાના ગુલામને કહ્યું કે,

"એને હઝરત અબૂ ઉબૈદહ બિન અલજર્રાહ (રદિ.)ની પાસે લઈ જાઓ. તે પછી કેટલોક સમય તેમના ઘરમાં જ કોઈ કામમાં રોકાઈ જશો કે જેથી તમને એ જાણ થઈ જાય કે તેઓ આ દીનારોને શું કરે છે ?"

❶ દીનાર સોનાનો સિકકો હોય છે જેનું વજન એક મિસ્કાલ (લગભગ ૪ ¹/૪ સવા ચાર ગ્રામ) થાય છે. એટલે સોનાની આજની કીમત પ્રમાણે ૪૦૦ દિરહમની કિંમત આશરે એક લાખ રૂપિયા થાય.

જેથી ગુલામ તે દીનાર તેમની પાસે લઈ ગયા અને અરજ કરી કે,

"અમીરુલ મુઅમિનીને ફરમાવ્યું છે કે એને પોતાની જરૂરતોમાં ખર્ચ કરજો."

હઝરત અબૂ ઉબૈદહ રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"અલ્લાહ તઆલા હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુને એનો સારો બદલો આપે અને તેમના ઉપર રહમ કરે."

તે પછી ફરમાવ્યું કે,

"હે છોકરા ! અહીં આવ ! આ સાત દીનાર ફલાણાંને આપી આવ ! આ પાંચ દીનાર ફલાણાંને અને આ પાંચ ફલાણાને...!"

અહીં સુધી કે તે બધા દીનારો વહેંચી દીધા.

પેલો ગુલામ હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુની પાસે આવ્યો અને તેમને આખો કિસ્સો કહ્યો.

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ એટલા જ (૪૦૦) દીનાર હઝરત મુઆઝ બિન જબલ રદિયલ્લાહુ અન્હુના માટે તૈયાર રાખ્યા હતા એટલે તેમણે ગુલામથી ફરમાવ્યું કે,

"આ દીનાર હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હુની પાસે લઈ જાઓ ! અને ત્યાં જ તેમના ઘરમાં કોઈ કામમાં પરોવાઈ જશો કે તમને જાણ થઈ જાય કે તેમણે આ દીનારોનું શું કર્યુ ?"

જેથી તે ગુલામ રકમ લઈને તેમની પાસે ગયા અને કહ્યું કે,

"અમીરુલ મુઅમિનીન ફરમાવે છે કે આ દીનારોને પોતાની જરૂરતોમાં ખર્ચ કરો !"

તેમણે ફરમાવ્યું કે,

"અલ્લાહ તઆલા હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ પર રહમ કરે અને તેમને સારો બદલો આપે."

પછી તેમણે કહ્યું કે,

"હે છોકરા ! ફલાણાં ઘરવાળાઓની પાસે આ દીનાર લઈ જા અને ફલાણાંને ત્યાં આટલા..."

જેથી હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હુની બીવીએ ડોકાઈને કહ્યું કે,

"ખુદાની કસમ ! આપણે પણ ગરીબ અને મિસ્કીન છીએ, મને પણ આપી દો !"

તે વખતે થેલીમાં માત્ર બે દીનાર બચ્યા હતા જેથી તેમણે તે બે દીનાર તેમની તરફ ફેંકી દીધા.

ગુલામ હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુની પાસે પાછો ગયો અને તેમને પૂરો કિસ્સો સંભળાવી દીધો.

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ આ સાંભળીને ઘણાં ખૂશ થયા અને ફરમાવ્યું કે,

"એ બધા એક બીજાના ભાઈઓ જ છે."

આ કિતાબના લેખક રહિમહુલ્લાહુ છેવટે લખે છે કે :–

ઈમામ બુખારી રહિમહુલ્લાહુએ પોતાની કિતાબ **'અલ અદબુલ મુફરદ'**માં હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત કરી છે કે :–

આપણાં પર એક એવો ઝમાનો પણ આવ્યો છે કે કોઈ શખ્સ પણ પોતાને દિરહમ અને દીનાર (રૂપિયા–પૈસા)નો પોતાના મુસલમાન ભાઈ કરતા વધારે હકદાર સમજતો ન હતો જેથી આપણને જોઈએ કે આપણે પોતાની ઔલાદને ભાઈચારો અને મુહબ્બતના વાતાવરણમાં ઉછેરીએ કે જેથી હમદર્દી અને ગમખ્વારીનો સમાજ અસ્તિત્વમાં આવે અને દુનિયા શાંતિનો શ્વાસ લઈ શકે.

## વ બિલ્લાહિત્તૌફીક

[ અને અલ્લાહ જ તૌફીક આપનારો છે. ]

### [3] રહમત

રહમ નામ છે :–

દિલના નરમ હોવાનું,
અને અંતરના લાગણીશીલ હોવાનું,
અને બીજાઓના દર્દ અને ગમમાં શરીક થવાનું,
અને તેમના પર દયા ખાવાનું,
અને તેમના ગમો અને તકલીફોમાં આંસૂઓ વહાવવાનું.

રહમ જ એવું તત્ત્વ છે જે મો'મિનને આ વાત પર મજબૂર કરે છે કે તે સામાન્ય લોકોને ઈઝા (કષ્ટ) પહોંચાડવાથી દૂર રહે અને તેમના માટે ખૈર અને ભલાઈ અને સલામતીની ઈચ્છા રાખતો રહે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કેટલાક લોકોએ કેટલાક લોકો પર રહમ કરવાને અલ્લાહ તઆલાના તેમના પર રહમ કરવાનો ઝરીઓ અને સબબ ઠેરવ્યો છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"રહમ કરનારાઓ પર રહમાન રહમ કરે છે. તમે ઝમીન–વાળાઓ પર રહમ કરો, આસમાનવાળો તમારા પર રહમ કરશે."

('તિરમિઝી શરીફ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે લોકો ત્યાં સુધી કામિલ (પરિપૂર્ણ) મો'મિન નથી બની શકતા જયાં સુધી રહમ ન કરો."

સહાબા રદિયલ્લાહુ અન્હુમએ અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમારામાંથી દરેક શખ્સ રહમ કરે છે."

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"એનાથી તે રહમ મુરાદ નથી જે તમારામાંથી દરેક શખ્સ પોતાના બીજા સાથીની સાથે કરે છે બલ્કે એનાથી મુરાદ બધા પર રહમ કરવો છે અર્થાત એનાથી તે રહમ મુરાદ છે જે ઈન્સાનથી આગળ વધીને હેવાન (પ્રાણીઓ) સુધી શામિલ છે."

## ઈસ્લામી સમાજમાં રહમ અને દયાના કેટલાક નમૂના

[A]

ઈતિહાસકારો લખે છે કે :–

જે દિવસોમાં હઝરત અમ્ર બિન અલ આસ રદિયલ્લાહુ અન્હુએ મિસરને જીતી લીધું તો તેમના તંબૂમાં એક કબૂતરી આવી ગઈ અને તેણે ઉપરના હિસ્સામાં પોતાનો માળો બનાવી લીધો અને જયારે હઝરત અમ્ર રદિયલ્લાહુ અન્હુ ત્યાંથી કૂચ કરવા લાગ્યા તો તેમની નઝર તેના પર પડી અને તેમને આ યોગ્ય ન લાગ્યું કે તંબૂ ઉઠાવીને તેને ઘર વગરની કરી દેવામાં આવે. જેથી તેમણે તંબૂ એ જ હાલતમાં છોડી દીધો. તે પછી તે તંબૂની આસપાસ ઘણાં મકાનો બની ગયા અને તે જગાનું નામ જ **'મદીનએ ફુસ્તાત'** (અર્થાત તંબૂઓનું શહેર) પડી ગયું.

[B]

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ જાહિલિય્યતના ઝમાનામાં સખ્તાઈમાં મશહૂર હતા પરંતુ જયારે ઈસ્લામે તેમના દિલમાં રહમના ઝરણાં વહાવી દીધા તો પછી તે જ હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ અલ્લાહ તઆલાની સામે પોતાની ઝાતને એના પણ ઝિમ્મેદાર સમજતા હતા કે ઈરાકના એક દૂર દરાઝ ઈલાકામાં એક ખચ્ચરને એટલા માટે ઠોકર લાગી હતી કે તેમણે તેના માટે પાકો રસ્તો બનાવ્યો ન હતો.

[C]

હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ હઝરત ઉસામહ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુમાના લશ્કરને વિદાય કરતી વખતે આ વસિય્યત ફરમાવે છે :

"યાદ રાખો ! કોઈ ઔરત અને વૃદ્ધ અને બાળકને કતલ ન કરશો અને ન કોઈ ખજૂરના ઝાડને ઉખાડશો અને ન કોઈ ફળદાર વૃક્ષને કાપશો. અને તમે એવા લોકોને પામશો જેમણે ગિરજાઘરો (ચર્ચ) અને સવમઉં (ઈસાઈ ઈબાદતખાનાઓ)ને લાઝિમ પકડી લીધા છે જેથી તેમને તેમની હાલત પર છોડી દેશો."

આ પછી આ કિતાબના લેખક રહિમહુલ્લાહુ ફરમાવે છે :-

બેશક આ અવકાફ અને મદરસાઓ, સ્કૂલો અને હોસ્પિટલો, બલ્કે ખૈર અને ભલાઈની બધી બાબતો મુહબ્બતની જ નિશાનીઓ અને રહમનાં જ ફળો છે જે અલ્લાહ તઆલાએ રહમદિલ મુઅમિનોના દિલોમાં અને નેક મુસલમાનોની રૂહોમાં ઉતારી દીધા છે જેનાથી ઈતિહાસના પૃષ્ઠોમાં આપણી તરક્કી અને સંસ્કૃતિના ગૌરવપાત્ર કારનામાઓ નોંધાયેલા છે.

એટલા માટે રહમદિલીની આ મહાન હકીકતોની આપણે આપણી ઔલાદને તા'લીમ આપવી જોઈએ અને આ ચીઝો તેમની ગળથૂથીમાં જ મેળવવી જોઈએ.

**[૪] ઈષાર (બીજાના માટે ભોગ આપવાની વૃત્તિ)**

આ એક મનોવૈજ્ઞાનિક સમજ અને સંવેદન છે જેની અસર આ થાય છે કે ઈન્સાન પોતાના અંગત નફા અને સ્વાર્થ પર બીજાઓને સરસાઈ આપવા લાગે છે.

ઈષાર એક અત્યંત શાનદાર ખસલત (પ્રકૃતિ) છે એટલે જો એનો મકસદ (હેતુ) અલ્લાહ તઆલાની રઝા (પ્રસન્નતા) હોય તો એ ઈમાનની સદાકત (સચ્ચાઈ) અને બાતિન (અંતર)ની સફાઈના ઉસૂલોમાંથી સૌથી પ્રથમ અસલ

(મૂળ) છે અને સાથે જ એ સામૂહિક અને સામાજિક પરસ્પર મદદના સ્થંભોમાંથી એક મોટો સ્થંભ છે અને માનવજાતની ખૈર અને ભલાઈનો સૌથી મઝબૂત ઝરીઓ છે.

કુર્આને કરીમે ઈસ્લામી સમાજની ભવ્ય બહુમતી અર્થાત અન્સારનો ભાઈચારો, સહાનુભૂતિ અને ભોગ આપવાની વૃત્તિના મહાન પ્રકારો સુરક્ષિત કર્યા છે. જેથી ઈર્શાદ ફરમાવ્યો કે,

> "તથા (એ માલ તેમને માટે છે કે) જેઓ આ દારુલ ઈસ્લામ (મદીનહના વસવાટ)માં તથા ઈમાનમાં તેઓ (મુહાજિરો)થી પહેલાં સ્થાન મેળવી ચૂકયા છે કે જે કોઈ તેમની પાસે હિજરત કરી આવે છે, તેની સાથે પ્રેમભાવ રાખે છે અને તે મુહાજિરોને જે કંઈ આપવામાં આવે છે તેથી તેઓ પોતાના દિલમાં જરાયે તંગી જોતા નથી અને પોતાની જાનથી પણ તેમને વિશેષતા આપે છે. પછી ભલેને પોતાના ઉપર ફાકો જ હોય અને જે માણસ પોતાની સ્વભાવિક કંજૂસાઈથી દૂર રાખવામાં આવ્યો તો આ લોકો જ સફળ થનાર છે."

**(સૂરએ 'હશ્ર' ૯)**

તે પછી આ ઈખ્તિયારી (સ્વૈચ્છિક) ભોગ વૃત્તિ અને સામૂહિક રહમ-દિલી જે અન્સારના અખ્લાકમાં દેખાતી હતી તેની મિસાલ માનવજાતના ઈતિહાસમાં અને પાછલી ઉમ્મતોના હાલાત અને બનાવોમાં મળી શકતી નથી.

## ઈષાર દર્શાવનારા કેટલાક નમૂનાઓ

[A]

ઈમામ ગઝાલી રહમતુલ્લાહિ અલયહ પોતાની કિતાબ **'ઈહ્યાઉલ ઉલૂમ'**માં હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુથી નકલ કરે છે કે :-

તેમણે ફરમાવ્યું કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબા રદિયલ્લાહુ

અન્હુમ અજમઈન પૈકી એક સહાબી રદિયલ્લાહુ અન્હુને દુંબાની સિરી (મૂંડી) ભેટ તરીકે મોકલવામાં આવી.

તેમણે કહ્યું કે,

"ફલાણા શખ્સ મારા કરતા પણ વધારે હાજતમંદ છે."

આ પ્રમાણે કહીને તેમણે તે સિરી તેમને મોકલી દીધી. એ જ પ્રમાણે દરેક શખ્સ બીજાને મોકલતા રહ્યા. અહીં સુધી કે ફરી ફરીને સાત શખ્સો બાદ તે સિરી ફરી પાછી પહેલાં શખ્સની પાસે પહોંચી ગઈ.

[B]

ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઝયનબ બિન્તે જહશ અલ અસદિય્યહ રદિયલ્લાહુ તઆલા અન્હાના ઈષાર અને ગમખ્વારીના કારણે તેમનો લકબ **'ઉમ્મુલ મસાકીન'** (મિસ્કીનોની માતા) પડી ગયો હતો.

બીજા પણ કેટલાક પૃષ્ઠો આ પહેલાં હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાના બનાવના હું રિવાયત કરી ચૂકયો છું કે તેમણે એંસી હજાર દિરહમ ગરીબો અને મિસ્કીનો પર ખર્ચી નાંખ્યા અને પોતાના ઈફતારના માટે એક દિરહમ પણ ન બચાવ્યો.

જેથી કુર્બાની અને ઈષારની આ ભાવના આપણે આપણાં બાળકોમાં પૈદા કરવી જોઈએ અને શરૂઆતથી જ તેમને આ વાતોની તરબિયત આપવી જોઈએ.

## [૫] માફ કરવું અને દરગુઝર કરવું (ક્ષમાવૃત્તિ)

આ એક શાનદાર મનોવૈજ્ઞાનિક વૃત્તિ છે જેના કારણે ઈન્સાન બીજાઓ સાથે સમાધાન પૂર્વક વર્તન કરે અને પોતાનો હક છોડી દે. જો ઝિયાદતી (અતિરેક) કરનારો દેખીતો ઝુલ્મ અને ઝબરદસ્તી કેમ ન કરી રહ્યો હોય. હાં આ જરૂરી છે કે દીન અને ઈસ્લામના શિઆરો (વિશિષ્ટ લક્ષણો) પર ઝિયાદતી ન થઈ રહી હોય નહિતર માફ કરવું ઝિલ્લત અને રુસ્વાઈ સમાન થશે.

નોંધ : આ હકીકતને ખૂબ સમજી લેવામાં આવે કે દીની બાબતમાં માફી અને દરગુઝર કરવું અખ્લાક નથી બલ્કે દીન પર ઝુલ્મ અને ખુલ્લી બદઅખ્લાકી છે. (મુહમ્મદ કમરુઝઝમાં)

માફી અને દરગુઝરની ફઝીલતમાં ઘણી આયતો અને હદીષો છે જેમાંથી કેટલીક નીચે પ્રમાણે છે :–

અલ્લાહ તઆલા ફરમાવે છે :–

"અને ગુસ્સાને પી જનારા અને લોકોથી દરગુઝર કરનારા. અને અલ્લાહ તઆલા એવા નેક કામ કરનારાઓને મહેબૂબ (પ્રિય) રાખે છે."

(સૂરએ 'આલિ ઈમરાન' ૧૩૪)

અને અલ્લાહ તઆલા પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ફરમાવે છે કે :–

"દરગુઝરની આદત કરો અને નેક કામ કરવાનો હુકમ કરો અને જાહિલોથી દૂર રહો."

(સૂરએ 'અઅરાફ' ૧૯૯)

અને આ વાત બિલકુલ સ્પષ્ટ છે કે જયારે મુઅમિનની તબીઅત (સ્વભાવ) હિલ્મ (સહનશીલતા), અફવ (માફીની ભાવના) અને દરગુઝર તેમજ ચશ્મપોશી (આંખ આડા કાન કરવા) જેવા અખ્લાકથી આભૂષિત હશે તો તે મો'મિન ઉચ્ચ ગુણ, ઉચ્ચ અખ્લાક, સમાધાનકારક વૃત્તિ, સદવર્તન અને સુંદર નાગરિક તરીકે એક અનુકરણપાત્ર નમૂનો હશે. બલ્કે તે તહારત (પાકી), બાતિન (અંતર)ની સફાઈ અને શરાફતના એઅતિબારથી ઝમીન પર ચાલનાર ફરિશ્તા સમાન હશે.

## માફ કરવાની, દરગુઝર કરવાની અને સહનશીલતાની વૃત્તિના કેટલાક બનાવો

[A]

અબ્દુલ્લાહ બિન તાહિર કહે છે કે :–

હું એક દિવસ ખલીફા મા'મૂન રશીદની પાસે હાજર હતો. તેમણે પોતાના ખાદિમને 'હે છોકરા !' કહીને બોલાવ્યો. પરંતુ કોઈ તરફથી કોઈ જવાબ નહીં આવ્યો. તો તેમણે ફરી પાછી જોરથી બૂમ પાડી 'હે છોકરા !' તો એક તુર્કી ગુલામ આ કહેતો કહેતો દાખલ થયો કે,

> "શું ગુલામને ખાવા–પીવાનો પણ હક નથી ? હું જયારે પણ આપની પાસેથી ચાલ્યો જાઉ છું તો આપ 'હે ગુલામ ! હે ગુલામ !' કહીને બૂમ પાડવા માંડો છો. આખર આ પ્રમાણે આપ કયાં સુધી બૂમ પાડતા રહેશો ?"

આ સાંભળીને ખલીફા મા'મૂન લાંબો સમય સુધી ગરદન ઝુકાવીને બેસી રહ્યા. મને ખાત્રી હતી કે તેઓ એ ગુલામની ગરદન ઉડાવવાનો મને હુકમ આપશે.

પછી તેમણે મારી તરફ જોઈને કહ્યું કે,

> "હે અબ્દુલ્લાહ ! જો ઈન્સાનના અખ્લાક સારા હોય તો તેના ખાદિમોના અખ્લાક ખરાબ થઈ જાય છે અને હું એ નથી કરી શકતો કે મારા ખાદિમોના અખ્લાક દુરુસ્ત રાખવાના માટે પોતાના અખ્લાક ખરાબ કરી દઉં."

[B]

રિવાયત છે કે :–

ઝૈનુલ આબિદીન ઈબ્નુલ હુસૈન રદિયલ્લાહુ અન્હુમાએ પોતાના એક ગુલામને બોલાવવા માટે આવાઝ આપી. બે વખત તેને આવાઝ આપી પરંતુ તેણે જવાબ ન આપ્યો.

હઝરત ઝૈનુલ આબિદીને તેને પૂછયું કે,

"શું તમે મારો અવાજ ન સાંભળ્યો ?"

તેણે કહ્યું કે,

"કેમ નહીં ! મેં આપનો અવાજ સાંભળ્યો હતો."

તેમણે પૂછ્યું કે,

"તો પછી તમે મને જવાબ કેમ ન આપ્યો ?"

તેણે કહ્યું કે,

"એટલા માટે કે મને આપથી કોઈ ખૌફ નથી અને મને આપના ઉમદા અખ્લાકની ખબર છે એટલે મેં સુસ્તી કરી."

તેમણે કહ્યું કે,

"અલ્લાહ તઆલાનો શુક્ર છે કે મારો ગુલામ મારાથી અમનમાં (નચિંત) છે."



કેટલાક બીજા બનાવો લખ્યા પછી આ કિતાબના લેખક લખે છે કે :–

ઈમામ તબરાની રહિમહુલ્લાહ હઝરત ઉબાદહ બિન સામિત રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"શું હું તમને એવી ચીઝ ન બતાવું જેનાથી અલ્લાહ તઆલા ઈન્સાનને ઈઝઝત અને શરાફત અતા ફરમાવે છે અને દરજજાઓને બુલંદ કરે છે ?"

સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈને અરજ કરી કે :–

"જી હાં, હે અલ્લાહના રસૂલ ! જરૂર બતાવો !"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"☐ જે શખ્સ તમારી સાથે જહાલતનો વર્તાવ કરે તેની સાથે સહનશીલતાથી વર્તન કરો,

☐ અને જે તમારા પર ઝુલ્મ કરે તમે તેનાથી દરગુઝર કરો,

☐ અને જે તમને મહરૂમ (વંચિત) રાખે તમે તેને આપો,

☐ અને જે તમારી સાથે કતઅરહમી કરે (સંબંધ તોડી નાંખે) તમે તેની સાથે સિલારહમી કરો !"

('તબરાની')

એટલે પોતાના બાળકોનો ઉછેર કરવામાં આપણે સહનશીલતા અને ચશ્મપોશી (સામી વ્યકિતની ગેરવર્તણૂંકથી આંખ આડા કાન કરવા) અને માફી તેમજ દરગુઝર કરવાના ગુણો ઉતારવા જોઈએ કે જેથી ઈઝઝત અને શરફથી આભૂષિત થાય અને ઉમ્મતના માટે ખૈરનો સબબ બને.

## [૬] સાહસ અને બહાદુરી

આ એક એવી ઉમદા મનોવૈજ્ઞાનિક શકિત છે જેને મો'મિન એક અલ્લાહ પર ઈમાન લાવવાથી અને કઝા અને કદર (તકદીર)ની તસ્દીક કરવાના ઝરીઆથી હાસિલ કરે છે. એટલે જે મો'મિનને અલ્લાહ તઆલાની ઝાત પર જેટલું ઈમાન હશે તેટલો જ હિસ્સો સાહસ અને બહાદુરી તથા હકના કલિમહને જાહેર કરવાની બાબતમાં મળશે.

આ સિફત આપણને હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુમાં જેઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પછી સૌથી વધારે બળવાન ઈમાનવાળા હતા સ્પષ્ટ દેખાય છે. જેથી જુદા જુદા મૌકા પર તેમનું ઈમાન એટલા ઝબરદસ્ત સ્વરૂપમાં જાહેર થયું કે હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ જેવા તાકતવર અને સખ્ત આદમી આ કહેવા પર મજબૂર થઈ ગયા :–

"ખુદાની કસમ જો હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુના ઈમાનની સાથે આ પૂરી ઉમ્મતના ઈમાનનું વજન કરવામાં આવે તો

હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુનું ઈમાન ભારી થશે."

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતના દિવસે જયારે કે સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈન પર બેખૂદી તારી થઈ ગઈ અને તેમના હોશ અને હવાસ ગૂમ થઈ ગયા અહીં સુધી કે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

> "જે શખ્સ આ કહેશે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વફાત ફરમાવી ગયા છે તો હું મારી તલવારથી તેની ગરદન ઉડાવી દઈશ."

આ મૌકા પર હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુએ લોકોની વચ્ચે ઊભા થઈને બુલંદ અવાજથી ફરમાવ્યું કે,

> "જે શખ્સ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈબાદત કરતો રહ્યો હોય, તેણે જાણવું જોઈએ કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત થઈ ગઈ અને જે શખ્સ અલ્લાહ તઆલાની ઈબાદત કરતો રહ્યો હોય તો સાંભળી લે કે અલ્લાહ તઆલાની ઝાત હંમેશા રહેનારી છે, તેને કદી મોત ન આવશે."

પછી અલ્લાહ તઆલાનો નીચે લખેલો ઈર્શાદ તિલાવત ફરમાવ્યો :–

(એનો ભાવાર્થ આ પ્રમાણે છે.)

> "અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રસૂલ જ તો છે. આપથી પહેલાં કેટલાયે રસૂલ થઈ ગયા છે એટલે જો આપનો ઈન્તિકાલ થઈ જાય યા આપ શહીદ થઈ જાય તો શું તમે લોકો પાછા ફરી જશો ? અને જે શખ્સ (ઈમાનથી) પાછો ફરી જશે (અર્થાત મુરતદ થઈ જશે) તો અલ્લાહ તઆલાનું કંઈ નુકસાન ન કરશે અને અલ્લાહ તઆલા હક (સાચી વાત)ને ઓળખનારા લોકોને ટૂંકમાં જ જઝા (બદલો) આપશે."

(સૂરએ 'આલિ ઈમરાન' ૧૪૪)

આ મૌકા પર હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુનો તે શાનદાર આગ્રહ પણ બયાન કરવા લાયક છે કે જયારે મુસલમાનોને હઝરત ઉસામહ રદિયલ્લાહુ અન્હુની નેતાગીરીમાં તે લશ્કરની રવાનગીમાં ઘણી મુંઝવણ થવા લાગી જેને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની વફાતની બીમારીના અંતિમ દિવસોમાં શામની તરફ મોકલવાની તૈયારી પરિપૂર્ણ કરી ચૂકયા હતા. જેથી આવી નાઝુક પરિસ્થિતિમાં મુસલમાનોએ હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુને આ લશ્કર રોકી દેવાની દરખાસ્ત કરી કારણકે ઈસ્લામ અને મુસલમાનોનું ભવિષ્ય અનિષ્ટો અને ફિત્નાઓથી ભરપૂર દેખાતું હતું અને કંઈ કહી શકાતું ન હતું કે ગામડાંઓમાં ફેલાયેલા દૂર દરાઝના કબીલાઓ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતની ખબર સાંભળીને શું કરી બેસે ?!

પરંતુ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ આ નાઝુકતરીન સમયમાં અસામાન્ય દાનિશમંદી અને નિર્ધાર તેમજ હોંસલાથી તેમને જવાબ આપતા ફરમાવ્યું કે,

> "કસમ છે તે પાક ઝાતની જેના હાથમાં અબૂબક્રનો જાન છે જો મને આ વાતનો યકીન થઈ જાય કે ફાડી ખાનારા પશુઓ મને ઊંચકી જશે તો પણ હું ઉસામહ રદિયલ્લાહુ અન્હુના લશ્કરને એ જ પ્રમાણે મોકલીને જંપીને બેસીશ જે રીતે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો હતો. હું તે ગાંઠ ખોલવાની શકિત નથી ધરાવતો જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથોં વડે લગાવ્યો હોય, ભલેને એ હુકમ લાગુ કરવામાં મારા સિવાય મદીનહમાં કોઈ પણ બાકી ન રહે તો પણ હું આ હુકમને લાગુ કરીને રહીશ."

એ જ પ્રમાણે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુનો તે અઝીમુશ્શાન (શ્રેષ્ઠતમ) આગ્રહ પણ રશ્કના લાયક છે જે તેમણે ઈરતિદાદ (લોકોના ઈસ્લામથી ફરી જવાના)ના ફિત્નાના સમયે ઝકાત આપવાનો ઈન્કાર કરનારાઓના મુકાબલામાં અપનાવ્યો હતો. જયારે જાહિલી દુશ્મનીઓએ

શયતાની શિંગડાંઓની જેમ માથું ઉંચકવાનું શરૂ કરી દીધું હતું. અને ત્યારે મુસલમાનોની હાલત આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કૌલ પ્રમાણે ખૌફ અને ભયના કારણે કોઈ ભીનાયેલી બકરી જેવી થઈ ગઈ હતી જે વરસાદની રાતમાં ખૂબ ભીનાઈ ગઈ હોય.

અહીં સુધી કે કેટલાક મુસલમાનોએ હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુથી આ કહેવાનું શરૂ કરી દીધું કે,

"હે અમીરુલ મુઅમિનીન ! આપ બધા અરબ કબીલાઓથી કેવી રીતે જંગ કરી શકો છો ? એટલી તાકત અને કુવ્વત આપની પાસે નથી. એટલા માટે ઘરમાં બેસીને દરવાઝા બંધ કરી લો અને આપ અલ્લાહની ઈબાદત કરતા રહો અહીં સુધી કે મોત આવી જાય."

પરંતુ આ મો'મિન મર્દ ખૌફ અને ભયનું સાક્ષાત સ્વરૂપ, આહ અને રુદનનું પ્રતિક જે પવનની ઠંડી લહેરની જેમ સાફ અને સ્વચ્છ, રેશમની જેમ નરમ અને નાઝુક હતા, જેનું દિલ માતાના દિલની જેમ મુહબ્બત અને પ્યારથી ભરપૂર હતું. થોડા જ સમયમાં ઉછાળા મારતા સાગરની જેમ એક ઈન્કિલાબી (ક્રાંતિકારી) મર્દ બની જાય છે અને સિંહની જેમ ગર્જના કરીને આ નાઝુક ઘડીમાં કહે છે કે :--

"હે ઉમર ! તમે જાહિલિય્યતમાં અત્યંત દિલેર હતા અને શું ઈસ્લામમાં બુઝદિલ (કાયર) થઈ ગયા છો ? અલ્લાહની વહી હવે બંધ થઈ ચૂકી છે અને દીને ઈસ્લામ મુકમ્મલ (પરિપૂર્ણ) થઈ ચૂકયો છે."

અને આગળ ફરમાવ્યું કે,

'અ યન્કુસુદીનુ વ અના હય્યુન'

[ શું દીનમાં વાઢ કાપ થશે અને હું જીવતો રહીશ !
અર્થાત મારા જીવતા જીવત એવું હરગિઝ ન થઈ શકશે. ] (1)

ફૂટનોટ આગળના પાના ઉપર ચાલુ...

"ખુદાની કસમ જો આ લોકો એક ઊંટ બાંધવાની રસ્સી (દોરડી) પણ જેને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝમાનામાં આપ્યા કરતા હતા તે આપવાથી ઈન્કાર કરશે તો હું તેમની સાથે જંગ કરીશ. અને સાંભળી લો, ખુદાની કસમ જયાં સુધી મારા હાથમાં તલવાર રહેશે હું કત્લ અને કિતાલથી રોકાઈશ નહીં"

---

**ફૂટનોટ પાછળના પાનાથી ચાલુ...**

❶ 'રાબિતતુલ અદબિલ ઈસ્લામી'નો જલ્સો દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવમાં તારીખ ૨૧, ૨૨, જમાદિલ ઊલા હિજરીસન ૧૪૧૩ મુતાબિક ૧૭, ૧૮ નવેમ્બર ૧૯૯૨ ઈસ્વીસનમાં થયો હતો. તેની છેલ્લી બેઠકમાં મુફક્કિરે ઈસ્લામ હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી રહમતુલ્લાહિ અલયહએ હઝરત સય્યિદિના અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુના આ જ ઈર્શાદને નકલ ફરમાવ્યો અને એના બેહદ મહત્ત્વ અને અસામાન્ય તાસીરને અત્યંત સુંદર અંદાઝમાં બયાન ફરમાવ્યો અને ઈજલાસમાં શરીક થયેલા લોકોને સંબોધન કરીને ફરમાવ્યું કે :–

"આપ હઝરાત 'રાબિતતુલ અદબિલ ઈસ્લામી'ના આ ઈજલાસમાંથી હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુનું આ જ વાકય યાદ કરીને જાઓ અને એના પ્રમાણે પોતાનો નિર્ધાર અને ઈરાદો કરો કે :

અમારા જીવતા જીવત આ દીનમાં કોઈ નુકસાન ન પહોંચશે."

જેથી ઈજલાસમાં શરીક થયેલા લોકો પર એની ઘણી અસર થઈ.

હવે દુઆ છે કે અલ્લાહ તઆલા આપણાં બધાની અંદર જઝબએ સિદ્દીકી (હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુના જેવો જઝબહ) પૈદા ફરમાવે અને કોઈ એવો સિદ્દીક પૈદા કરે જે ગુમરાહીના કિલ્લાને તોડીને રિદ્દત અને ઈરતિદાદ (ઈસ્લામથી ફરી જવાના) તોફાનને થંભાવી દે.

વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ.

[ અને એ અલ્લાહના માટે કોઈ જ મુશ્કિલ કામ નથી. ]

(મુહમ્મદ કમરુઝઝમાં)

આ ઈમાની તકરીર અને જઝબહને જોઈને અને સાંભળીને હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ આ કહ્યા વગર ન રહી શકયા કે :–

"અલ્લાહ તઆલાએ હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુને કિતાલની બાબતમાં શર્હે સદર ફરમાવી દીધો છે અને મને સારી રીતે અંદાઝો થઈ ગયો છે કે તેઓ જ હક પર છે."

એટલે હદીષ પ્રમાણે હક વાત રજૂ કરવાની હિમ્મત અને સાહસ એક મહાન જિહાદ છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઝાલિમ બાદશાહની સામે હક વાત કહેવી બહેતરીન જિહાદ છે."

એ જ કારણે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના સહાબા રદિયલ્લાહુ અન્હુમથી અહદ (શપથ) લેતા રહેતા હતા કે તેઓ જયાં પણ હોય હક વાત કરશે.

અને અલ્લાહ તઆલાએ તે લોકોની તા'રીફ કરી છે જેઓ પોતાના રબના પૈગામને પહોંચાડે છે અને અલ્લાહ તઆલા સિવાય કોઈથી ડરતા નથી.

જેમકે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"આ સર્વ (ભૂતપૂર્વ પૈગમ્બરો) એવા હતા કે અલ્લાહ તઆલાના અહકામ પહોંચાડયા કરતા હતા અને (આ બાબતમાં) અલ્લાહ તઆલાથી જ ડરતા હતા અને અલ્લાહ તઆલાના સિવાય કોઈથી ડરતા ન હતા. અને અલ્લાહ તઆલા (આ'માલનો) હિસાબ લેવાના માટે કાફી છે." (સૂરએ 'અહઝાબ' ૩૯)

એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારાઓએ ખાસ કરીને માતાઓ પર લાઝિમ છે કે પોતાના બાળકોમાં ઈમાન, તકવા, ભાઈચારો અને મુહબ્બતની ફઝીલત તેમજ રહમ, બીજા માટે ભોગ આપવાની વૃત્તિ અને

સહનશીલતાના ગુણોને મજબૂત કરે અને હક (સત્યવાત)ની બાબતમાં હિમ્મત અને સાહસની ટેવ પાડે કે જેથી બાળકો જયારે જવાન થાય અને એના લાયક થઈ જાય કે ઝિંદગીના મહાસાગરમાં પ્રવેશે તો તેઓ પોતાની ઝિમ્મેદારીઓને સુસ્તી અને નિરાશા વગર અદા કરી શકે.

જેથી જે શખ્સ કૌમની તરબિયતનો ઝિમ્મેદાર છે જો તેની તરબિયત ઉપર દર્શાવેલા ઉસૂલ પર ન થશે તો તેની મિસાલ એવા શખ્સના જેવી હશે જે પાણી પર લખતો હોય અને રાખમાં ફૂંક મારી રહ્યો હોય અને ઘાટીમાં નિરર્થક ચીસ પાડી રહ્યો હોય (જાહેર છે કે એનાથી કોઈને શું ફાયદો પહોંચી શકે છે.)

**2**

## બીજાના હક્કોની દેખરેખ રાખવી

તે મહત્ત્વના સામાજિક હકકો (અધિકારો) જેના તરફ બાળકોને માર્ગદર્શન આપવું જોઈએ તે નીચે પ્રમાણે છે :–

[૧] માતા–પિતાના હકકો (અધિકારો)
[૨] સગાં–સંબંધીઓના હકકો
[૩] પડોશીઓના હકકો
[૪] ઉસ્તાદના હકકો
[૫] સાથીઓ (મિત્રો)ના હકકો
[૬] દરેક વડીલના હકકો

### [૧] માતા–પિતાના હક્કો (અધિકારો)

તરીબયત કરનારનો સૌથી મોટો અને મહત્ત્વનો ફરીઝહ (ફરજ) આ છે કે બાળકને માતા–પિતાના હકકો અને આદાબ સમજાવે અને તેમની સાથે સારો સુલૂક કરવાની તા'લીમ આપે. આ બાબતની આયતો અને હદીષો ધ્યાનથી વાંચો !

[A]

## અલ્લાહ તઆલાની રઝામંદી (પ્રસન્નતા) માતા–પિતાની ખૂશ્નૂદીમાં છુપાયેલી છે

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલાની રઝામંદી માતા–પિતાની ખૂશ્નૂદીમાં છે અને અલ્લાહ તઆલાની નારાઝગી માતા–પિતાની નારાઝગીમાં છે."

('સુબુલુસ્સલામ')

[B]

## માતા–પિતા સાથે નેકી કરવી અલ્લાહની રાહમાં જિહાદ કરવા કરતા અગ્રતા ધરાવે છે

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે :–

એક માણસે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

"શું હું જિહાદમાં શિરકત કરું ?"

આપે તેને ફરમાવ્યું કે,

"શું તમારા માતા–પિતા હયાત છે ?"

તેમણે કહ્યું કે,

"જી હાં !"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તેમની બંનેની ખિદમતમાં જિહાદ કરો !"
[ અર્થાત તેમની ખિદમત કરો ]

[C]

## માતા-પિતાની વફાત બાદ તેમના માટે દુઆ કરવી અને તેમના મિત્રોનો ઈકરામ (આદર) કરવો

માતા–પિતાની વફાત પછી તેમના માટે દુઆ કરવી અને તેમના મિત્રોનો ઈકરામ (આદર) કરવો પણ હુસ્ને સુલૂક (સદવર્તન)માં દાખલ છે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"અને તેમની સામે પ્રેમપૂર્વક નમ્રતાની સાથે ઝુકેલા રહો. અને (તેમના માટે અલ્લાહ તઆલાથી) આ પ્રમાણે દુઆ કરતા રહો કે :

હે મારા પરવરદિગાર ! એ બંને પર રહમત ફરમાવો જેમ કે તેમણે મારા બાળપણમાં પાલનપોષણ અને ઉછેર કર્યો છે."

**(સૂરએ 'ઈસરાઅ' ૨૪)**

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે :–

તેમણે ફરમાવ્યું કે,

આદમીના મરવા બાદ તેનો દરજજો વધારી દેવામાં આવશે તો તે પૂછશે :

"હે મારા પરવરદિગાર ! એવું શા કારણે થયું છે ?"

અલ્લાહ તઆલા તેનાથી ફરમાવશે કે,

"એટલા માટે કે તમારા બેટાએ તમારા માટે ઈસ્તિગફાર કર્યો હતો."

**('અલ અદબુલ મુફરદ')**

ઉપરાંત હઝરત માલિક બિન રબીઅહ (રદિ.)થી રિવાયત છે :–

તેમણે ફરમાવ્યું કે :–

અમે એક વખતે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

ખિદમતમાં બેઠા હતા ત્યારે આપની પાસે બનૂ સલિમહના એક શખ્સ આવ્યા અને તેમણે અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ.) ! શું માતા–પિતાની વફાત બાદ પણ મારા ઝિમ્મે તેમની સાથે કોઈ એવી નેકી બાકી છે જેને હું કરું ?"

આપે ફરમાવ્યું કે,

"હાં !

– તેમની જનાઝહની નમાઝ પઢવી,
– તેમના માટે ઈસ્તિગફાર કરવો,
– તેમનો અહદ (વચન) પૂરો કરવો,
– તેમના મિત્રોનો ઈકરામ (આદર) કરવો,
– તેમના સગાં–સંબંધીઓની સાથે સિલારહમી કરવી–જેમની સાથે સિલારહમી માત્ર તેમના (માતા–પિતાના) કારણે કરવામાં આવે છે."



હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુમાને એક શખ્સ મક્કાના રસ્તામાં મળ્યા તો હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુએ તેમને સલામ કરી અને તેમને પોતાની સાથે ગધેડા પર સવાર કરી દીધા અને તેમને પોતાના માથા પર બાંધેલો અમામહ (ફેંટો) આપી દીધો.

ઈબ્ને દીનાર રહિમહુલ્લાહુ કહે છે કે :–

મેં તેમને કહ્યું કે,

"અલ્લાહ તઆલા આપની ઈસ્લાહ કરે ! આ તો ગામડાના લોકો છે અને એ લોકો તો જરાક જેટલી ચીઝથી રાઝી થઈ જાય છે."

તો હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"એના પિતા મારા માનવંત પિતાજી ઉમર ઈબ્નુલ ખત્તાબ રદિયલ્લાહુ અન્હુના દોસ્ત હતા અને મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા છે કે :

બહેતરીન નેકી ઈન્સાને પોતાના માતા–પિતાના મિત્રની સાથે નેકી કરવી છે."



હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"આ પણ નેકી છે કે તમે પોતાના પિતાના મિત્રની સાથે સારો સુલૂક કરો." **('મજમઉઝઝવાઈદ')**

**નોંધ** : એમાં આ પણ દાખલ છે કે પિતાની પત્ની (સાવકી મા)ની સાથે સારો સુલૂક કરે એટલા માટે કે પિતાજીની જીવનસાથી અને દુ:ખ–સુખની શરીક છે. એ જ પ્રમાણે તેને (સાવકી માને) પણ જોઈએ કે પોતાના પતિની બીજી ઔલાદની સાથે પ્યાર અને મુહબ્બતથી વર્તણૂંક કરે કે જેથી આપસના સંબંધો ખૂશગવાર રહે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

[D]

**સદવર્તન કરવામાં માને બાપ પર અગ્રતા આપવી**

હઝરત અબૂહુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

એક સાહબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે :–

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારા સારા વર્તાવનો કોણ વધારે હકદાર છે ?"

આપે ફરમાવ્યું કે,

"તમારી મા !"

તેમણે પૂછયું કે,

"તે પછી કોણ ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારી મા !"

તેણે પૂછયું કે,

"તે પછી કોણ ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારી મા !"

તેણે ફરી પાછું પૂછયું કે,

"તે પછી કોણ વધારે હકદાર છે ?"

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારા બાપ !"



આ હદીષથી માતાનો કેટલો મોટો દરજજો છે તે જાણવા મળે છે. એટલા માટે શિક્ષકો, ઉસ્તાદો અને તરબિયત કરનારાઓને જોઈએ કે બાળકને માતા સાથે સારો વર્તાવ કરવાનું મહત્ત્વ સમજાવે અને માતાની સાથે નરમીથી વર્તાવ કરવાના માટે, તેની દેખભાળ કરવાના માટે અને તેના હકકો પૂરો કરવાના માટે તાકીદ કરે.

[E]

## મા–બાપ સાથે ભલાઈ અને સદવર્તન કરવાના આદાબ

મા–બાપના આદાબની બાબતમાં અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ બુનિયાદ અને પાયો છે :–

"આપનો પરવરદિગાર હુકમ કરી ચૂકયો છે કે તેના સિવાય કોઈની બંદગી કરો નહિ અને (પોતાના) મા–બાપની સાથે ભલાઈથી વર્તો, અગર તે બંનેમાંથી એક અથવા બંને આપની સામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય તો તેમને 'હું' પણ કહેવું નહિ અને તેમને તરછોડો નહિ અને તેમની સાથે બહુ અદબથી વાત કરો અને તેમની આગળ માયાળુપણે નમ્રતાથી ઝુકીને જ રહો અને એવી દુઆ માંગ્યા કરો કે હે પરવરદિગાર ! એ બંને પર રહમ કર કે જેવી રીતે એમણે મને નાનપણમાં (દયાભાવથી) ઉછેર્યો છે."

**(સૂરએ 'ઈસરાઅ' ૨૩,૨૪)**

એ જ પ્રમાણે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ મુબારક ફરમાન છે કે :–

"તે શખ્સે પોતાના પિતાની સાથે નેકી નહિ કરી જેણે તેના તરફ ગુસ્સા ભરેલી નઝરે જોયું." **('મજમઉઝઝવાઈદ' જિલ્દ ૮)**

ઉપરાંત હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે એક સાહબ આવ્યા. તેમની સાથે એક વૃદ્ધ માણસ પણ હતા. આપે તેને પૂછયું કે,

"આ તમારી સાથે કોણ છે ?"

તેણે કહ્યું કે,

"મારા પિતા છે !"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"જો વાલિદ છે તો :

– તમે તેમની આગળ ન ચાલો,
– અને ન તેમનાથી પહેલાં બેસો,
– અને ન તેમને નામ લઈને બોલાવો,
– અને ન તેમને ગાળ અપાવવાનો ઝરીઓ બનો."

**('મજમઉઝ્ઝવાઈદ' ૮/૧૩૬)**

## પૂર્વજોના કેટલાક બનાવો

'ઉયૂનુલ અખ્બાર' (કિતાબ)ના લેખક રહિમહુલ્લાહએ બનાવ લખ્યો છે :

ઉમર બિન ઝૈદથી પૂછવામાં આવ્યું કે,

"આપના દીકરાએ આપની સાથે સારો વર્તાવ કર્યો ?"

તો તેમણે ફરમાવ્યું કે,

"હાં !

– હું દિવસે (જયારે કયાંક જતો ત્યારે) તે મારી પાછળ ચાલતો,
– અને રાતે તે મારી આગળ ચાલતો,
– અને તે પેલી છત પર કદી નથી ચઢયો જેના નીચે હું બેસી રહું છું."



'ઉયૂનુલ અખ્બાર'માં જ લખ્યું છે કે :–

ખલીફા મા'મૂન રહિમહુલ્લાહ ફરમાવે છે કે,

"મેં ફઝલ બિન યહ્યા કરતા વધારે કોઈને પોતાના પિતાની સાથે સારો વર્તાવ અને નેકી કરતા જોયા નથી :

– તેઓ પોતાના પિતાના અત્યંત ફરમાંબરદાર અને આજ્ઞાંકિત હતા.

– તેમના પિતા ગરમ પાણીથી વુઝૂ કરતા હતા. બંને બાપ–બેટા એક વખતે જેલમાં હતા. ઠંડીની એક રાતમાં દરબાનોએ તેમને લાકડાં લઈ જવાથી રોકયા. જયારે તેમના પિતા યહ્યા બિસ્તર પર સૂઈ ગયા તો ફઝલ પેલા વાસણની પાસે ગયા જેમાં પાણી ગરમ કરવામાં આવતું હતું. તેમણે વાસણ પાણીથી ભર્યું. પછી તેને દીવાની જયોતની નજીક કરી દીધું અને સવાર સુધી તેને પકડીને ઊભા રહ્યા. આ નેક કામ તેમણે એટલા માટે કર્યું કે તેમના પિતા ગરમ પાણીથી વુઝૂ કરી શકે."

નોંધ : સુબ્હાનલ્લાહ ! માતા–પિતાની ઈતાઅત અને ફરમાંબરદારી અને આરામના હદ દરજ્જા ખ્યાલની તેમણે કેવી મિસાલ કાયમ ફરમાવી !
એટલા જ માટે તો એ લોકો ઉચ્ચ મર્તબાઓ સુધી પહોંચ્યા. અલ્લાહ તઆલા દરેક શખ્સને એવી ફરમાંબરદાર ઔલાદ અતા ફરમાવે. આમીન ! (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

[F]

## નાફરમાનીથી ડરાવવું

☐ નાફરમાનીમાં આ પણ દાખલ છે કે ગુસ્સાના વખતે બાપની તરફ તેઝ નિગાહોથી જુએ.

☐ અને નાફરમાનીમાં આ પણ દાખલ છે કે પુત્ર પોતાના પિતાનો પરિચય કરાવવાથી શરમાય ખાસ કરીને એવા સંજોગોમાં જયારે કે પુત્ર કોઈ મોટા પદ અને હોદ્દા પર નિયુકત હોય.

☐ નાફરમાનીમાં આ પણ દાખલ છે કે પુત્ર પોતાના જરૂરતમંદ માતા–પિતાના ભરણપોષણનો ખ્યાલ ન કરે.

☐ અને સૌથી મોટી નાફરમાની આ છે કે પુત્ર :

માતા–પિતાના કામ પર નાક અને ભવાં ચઢાવે,
ઉફ કરે,
અને તેનાથી તંગદિલ થાય
અને પોતાનો અવાજ તેમના અવાજથી ઊંચો કરે
અને તેમનું અપમાન કરે.



આ પ્રકારની નાફરમાનીઓની બૂરાઈ માટે નીચેની હદીષ ધ્યાનથી વાંચો :

હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"શું હું તમને સૌથી મોટો ગુનાહ ન બતલાઉં ?"

ત્રણ વખત આપે આ પ્રમાણે ફરમાવ્યું.

અમે અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
જરૂર બતાવો !"

આપે ફરમાવ્યું કે,

"– અલ્લાહ તઆલાની સાથે શરીક ઠેરવવું,
– અને માતા–પિતાની નાફરમાની કરવી."

આપ ટેકો લગાવીને બેઠા હતા તો સીધા થઈને બેસી ગયા અને ફરમાવ્યું,

"જૂઠી વાત અને જૂઠી ગવાહી."

આપ એને વારંવાર દુહરાવતા રહ્યા અહીં સુધી કે અમે (મનમાં) કહ્યું કે, કાશ ! આપ ખામોશ થઈ જાત અને વારંવાર કહેવાની ઝહેમત ન ઉઠાવત.

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા માતા–પિતાની નાફરમાની સિવાય તમામ ગુનાહોની સઝા જયાં સુધી ચાહે મૌકૂફ ફરમાવતા રહે છે. (માતા–પિતાની નાફરમાનીની સઝા) તેની નાફરમાની કરનારને મરવાથી પહેલાં દુનિયામાં જ આપી દે છે." ('હાકિમ')

## માતા–પિતા અને ઉસ્તાદોના આદાબ

(૧) માતા–પિતાના દરેક હુકમનું પાલન કરવું, તેના સિવાય કે જે અલ્લાહ તઆલાની નાફરમાનીનો સબબ હોય.
(૨) તેમને નરમી અને માનપૂર્વક સંબોધન કરવું.
(૩) તેમની ઈઝઝત અને શોહરતની, નામ અને નમૂદની, શરાફત અને માલની હિફાઝત (રક્ષા) કરવી.
(૪) તમામ બાબતોમાં તેમની સાથે મશ્વરહ કરવો.
(૫) તેમના માટે પુષ્કળ દુઆ અને ઈસ્તિગફાર કરવા.
(૬) જો તેમના કોઈ મહેમાન આવે તો દરવાજાની નજીક બેસવું અને તેમની નજરનો ખ્યાલ રાખવો કે જેથી જો તેઓ કોઈ ચીઝનો ચુપકેથી હુકમ આપે તો તેનું પાલન કરે.

**નોંધ :** સુબ્હાનલ્લાહ ! કેવો સરસ અદબ લખ્યો છે જે અત્યંત અનુભવ આધારિત છે કારણકે કેટલીક વખતે છોકરાના હાજર નહિ રહેવાથી બાપને ખૂબ જ તકલીફ અને પરેશાની થાય છે જયારે તે મહેમાન સાથે બેઠા હોય છે. (મુહમ્મદ કમરુઝઝમાં)

(૭) માતા–પિતાની સામે વધારે જોરથી વાત ન કરવી.
(૮) જયારે તેઓ વાત કરતા હોય તો તેમની વાત કાપવી નહિ.
(૯) પત્ની અને બાળકોને તેમના પર અગ્રતા ન આપવી.

(૧૦) તેમનું કરેલું કોઈ કામ પસંદ ન હોય તો તેમને ઠપકો ન આપવો.
(૧૧) તેમની સામે કારણ વગર હસવું નહિ.
(૧૨) જો તેઓ બેઠા હોય તો તેમની સામે સૂવાથી અથવા આડા પડવાથી બચવું, પરંતુ જો તેઓ ઈજાઝત આપે (તો વાંધો નથી.)
(૧૩) તેમની સામે પગો લાંબા કરીને બેસવું નહિ.
(૧૪) ખાતી વખતે તેમની સામેથી ન ખાવું.
(૧૫) જો તેઓ બોલાવે તો તરત હાજર થવું.
(૧૬) તેમના સાથીઓ અને મિત્રોને માન આપવું.
(૧૭) એવા લોકો સાથે મેળ–મિલાપ ન રાખવું જેઓ માતા–પિતાની સાથે સારો વર્તાવ કરતા ન હોય.
(૧૮) તેમના માટે દુઆ કરવી ખાસ કરીને વફાત બાદ અને મોટા ભાગે આ દુઆ કરવી :

'રબ્બિરહમ્હુમા કમા રબ્બયાની સગીરા'

[ હે પરવરદિગાર ! એ બંને પર રહમ કર કે જેવી રીતે કે તેમણે મને નાનપણમાં (દયાભાવથી) ઉછેર્યો છે. ]

**(સૂરએ 'બની ઈસરાઈલ' ૨૪)**

### [૨] સગાં–સંબંધીઓના હકકો

સગાં–સંબંધીઓથી મુરાદ તે વ્યકિતઓ છે જેમની સાથે નસબ (વંશ) અથવા સગાઈના કારણે સંબંધ હોય અને તેમનો અનુક્રમ નીચે પ્રમાણે છે :–

☐ માતા–પિતા ☐ દાદા ☐ દાદીઓ
☐ ભાઈ ☐ બહેન ☐ ચાચા
☐ ફોઈ ☐ મામા ☐ ખાલાઓ
☐ ભાઈની ઔલાદ ☐ બહેનની ઔલાદ

તે પછી તે સગાંઓ જેમનો દરજજો તેમના પછી આવે છે. તે પછી દરજ્જાવાર નજીકના સગાંઓ.

એની ફઝીલતના માટે આ કાફી છે કે રહમ અર્થાત સગાઈ અલ્લાહ તઆલાના નામ રહમાનથી સંબંધિત છે. જેના વિષે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

અલ્લાહ જલ્લે શાનહૂ ઈર્શાદ ફરમાવે છે :–

> "હું અલ્લાહ છું, અને હું રહમાન છું. મેં રહમ અને સગાઈને પૈદા કરી અને તેનું નામ પોતાના નામથી બનાવ્યું. એટલે જે એને (સગાઈને) જોડશે તેનાથી હું સગાઈ જોડીશ અને જે એને તોડશે હું તેનાથી સગાઈ તોડી નાંખીશ."

બેશક આ એક એવી ચીઝ છે જે સગાઈના જઝબહ (લાગણી)ને ઊંડાણથી આંદોલિત કરે છે અને સર્વોચ્ચ ભાઈચારાની લાગણી અને અહેસાસને ઉભારે છે. આ હકીકતો સ્પષ્ટ રીતે સામે આવી જવા બાદ તરબિયત કરનારાઓ પર આ ઝિમ્મેદારી લાગુ થાય છે કે અમલના મેદાનમાં તેઓ ખૂબ પરિશ્રમ અને મહેનત કરે કે જેથી બાળક જયારે સમજદાર થાય ત્યારથી સગાંઓ અને રિશ્તેદારોના હકકો તેના મગજમાં સ્થાન પામી ચૂકયા હોય. કે જેથી તે લોકો (સગાંઓ)ની સાથે જે ઈન્આમ અને અહેસાનનો વર્તાવ કરવો જોઈએ તે કરી શકે :–

– મોટાંઓનો આદર કરે,
– નાનાંઓ પર મહેરબાની કરે,
– જો તેમના પર (સગાં–સંબંધીઓ પર) કોઈ મુસીબત આવી પડે તો દુ:ખના કારણે આંસૂ વહાવે,
– મુસીબતમાં સપડાયેલાઓની મદદ કરવામાં કોતાહી (ઉણપ) ન કરે.



સિલારહમી અને સગાંઓ સાથે અહેસાન અને નેક સુલૂકની તરફ અલ્લાહ તઆલાએ ઘણી આયતોમાં રગબત અપાવી છે.

જેથી અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"અને તમે અલ્લાહ તઆલાથી ડરો જેના નામથી એક બીજાથી પોતાના હકકોની માંગણી કરતા રહો છો અને સગાઈ (ના હકકો બરબાદ કરવા)થી ડરો. ખરેખર અલ્લાહ તઆલા તમારા બધાની હાલતો જાણે છે." **(સૂરએ 'નિસા–અ' ૧)**

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે :–

"અને સગાંને તેમના હકકો આપતા રહેજો અને મોહતાજ તથા મુસાફિરને પણ (તેમના હકકો) આપતા રહેજો. અને (માલને) નકામો ઉડાવો નહિ." **(સૂરએ 'બની ઈસરાઈલ' ૨૬)**

અને ઈર્શાદ ફરમાવ્યો કે :–

"– અને તમે અલ્લાહ તઆલાની ઈબાદત ઈખ્તિયાર કરો,
– તેની સાથે કોઈ ચીઝને શરીક ન કરો,
– અને (પોતાના) માતા–પિતા સાથે સારો વર્તાવ કરો,
– અને (બીજા) સગાંઓ સાથે પણ (સારો વર્તાવ કરો),
– અને યતીમો સાથે પણ (સારો વર્તાવ કરો),
– અને ગરીબ–ગુરબાની સાથે પણ (સારો વર્તાવ કરો),
– અને પાસેના પડોશીની સાથે પણ (સારો વર્તાવ કરો)."

**(સૂરએ 'નિસા–અ' ૩૬)**

અને એની સાથે સાથે કુર્આને કરીમ કતઅરહમી (સગાઈ તોડવા)થી ડરાવે પણ છે અને આ સંબંધ તોડવાને બગાવત (બળવો) અને જમીન પર એવો ફસાદ ઠેરવે છે જેનો કરનારો લા'નત અને બૂરા ઘર (જહન્નમ)ને લાયક થાય છે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"અને જે લોકો અલ્લાહ (સાથે)ના કરારને તેના પુખ્ત કર્યા પછી તોડે છે અને અલ્લાહે જે (સંબંધો)ને જોડવા ફરમાવ્યું તેને કાપે છે તેમ

દુનિયામાં ફસાદ મચાવે છે એવા જ લોકો માટે લઅનત છે અને તેઓના માટે તે જહાનમાં ખરાબી છે.'' (સૂરએ 'રઅદ' ૨૫)

એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારાઓની ફરજ છે કે, બાળકોને કતઅરહમી (સગાઈ–સંબંધો તોડવા)ના બૂરા અંજામથી આગાહ કરે. એ જ પ્રમાણે સિલારહમી અને સગાઈ–સંબંધના હકકો અદા કરવાના નેક ફળો અને ફાયદાઓ બયાન કરે.

સિલારહમીના ફાયદાઓ બયાન કરતા રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :–

- ☐ "જે શખ્સ અલ્લાહ અને કિયામના દિવસ પર ઈમાન રાખતો હોય, તેને જોઈએ કે પોતાના મહેમાનનો ઈકરામ (આદર) કરે.
- ☐ અને જે શખ્સ અલ્લાહ અને કિયામતના દિવસ પર ઈમાન રાખતો હોય, તેને જોઈએ કે સિલારહમી કરે.
- ☐ અને જે શખ્સ અલ્લાહ અને કિયામતના દિવસ પર ઈમાન રાખતો હોય, તેને જોઈએ કે સારી વાત કહે, નહિતર ચુપ રહે.''

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ આ પસંદ કરે કે તેની રોઝી વધારી દેવામાં આવે અને તેની ઉમર લાંબી કરી દેવામાં આવે, તો તેને જોઈએ કે સિલારહમી કરે.''

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

☐ કેટલીક રિવાયતોમાં આવે છે કે :–

"સિલારહમી બૂરી મોતથી બચાવે છે.''

☐ ઉપરાંત રિવાયત છે કે :–

"સિલારહમીથી વસ્તીઓ આબાદ થાય છે અને માલ વધે છે."

☐ ઉપરાંત રિવાયત છે કે :–

"સિલારહમી ગુનાહોની મગ્ફિરત અને ગલતીઓનો કફ્ફારહ બને છે."

☐ ઉપરાંત :–

સિલારહમી હિસાબ અને કિતાબને આસાન કરે છે અને તેના કરનારને જન્નતમાં દાખલ કરે છે.

☐ ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કતઅરહમી કરનારો જન્નતમાં દાખલ ન થશે."

☐

એટલે જયારે તરબિયત કરનાર બાળકની સામે સિલારહમીની આ ફઝીલતો બયાન કરશે તો તે (બાળક) જરૂર સિલારહમીની તરફ આકર્ષાશે. અને રિશ્તેદારોના હકકો અદા કરશે અને તેમના ગમ અને ખૂશીમાં બરાબર શરીક થશે જે નેકીની શ્રેષ્ઠતા અને સિલારહમીનો મકસદ છે.

એટલા માટે આપણે એવા શિક્ષકો, ઉસ્તાદો અને તરબિયત કરનારા–ઓની સખ્ત જરૂરત છે જેઓ બાળકોને આ હકીકતો સમજાવે અને આ સુંદર અખ્લાક તથા ઉત્તમ આદતો તરફ તેમનું માર્ગદર્શન કરે.

## [૩] પડોશીના હકકો

તરબિયત કરનારાઓએ જે હકકોનો ઘણો ખ્યાલ રાખવો જોઈએ તેમાંથી એક પડોશીના હકકો પણ છે.

પરંતુ પડોશી કોણ છે ? દરેક તે શખ્સ જે તમારી જમણી બાજુ કે ડાબી બાજુ અથવા ઉપર કે નીચે ચાલીસ ઘર સુધી પડોશમાં રહેતા હોય એ બધાં જ તમારા પડોશી છે અને તમારા પર એ બધાના હકકો છે.

ઈસ્લામની નઝરમાં પડોશીના હકકોનો પાયો ચાર ઉસૂલ પર છે :–

[A] ઈન્સાન પોતાના પડોશીને તકલીફ ન પહોંચાડે.
[B] તેને એવા શખ્સથી બચાવે જે તેને તકલીફ પહોંચાડતા હોય.
[C] તેની સાથે સારો વર્તાવ કરે.
[D] તેના બૂરા સ્વભાવનો સહનશીલતાથી જવાબ આપે.

હવે એ ચારેય ઉસૂલોની વિગતો ધ્યાનથી વાંચો :–

[A]

## પડોશીને ઈઝા પહોંચાડવાથી બચવું

'ઈઝા'ના જુદા જુદા પ્રકારો છે જેમાં સૌથી ખતરનાક ચીઝ નીચે પ્રમાણે છે :

– ઝિના (પરાયા સ્ત્રી–પુરુષોએ અનૈતિક સંબંધ રાખવો),
– ચોરી કરવી,
– ઈઝઝત અને આબરૂ પર હાથ નાંખવો.

આ તે ચીઝો પૈકી છે જેની તાકીદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને તે વખતે ફરમાવી જયારે તેમને બહેતરીન ખસલતો (આદતો)ની તા'લીમ ફરમાવી રહ્યા હતા અને તેમને બૂરા કામોથી મનાઈ ફરમાવી રહ્યા હતા.

જેથી હદીષે પાકમાં છે કે :–

"ઈન્સાન દસ ઔરતોથી ઝિના (વ્યભિચાર) કરે એ વાત એની તુલનામાં મા'મૂલી છે કે ઈન્સાન પોતાના પડોશીની પત્નીથી ઝિના કરે."

એ જ પ્રમાણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"(ઈન્સાન) દસ આદમીઓનો માલ ચોરી કરે એ તેનાથી કમ છે કે આદમી પડોશીને ત્યાં ચોરી કરે."

રહી હાથ અને ઝબાનથી ઈઝા પહોંચાડવી તો એ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તે મુબારક મઝમૂનમાં દાખલ છે કે :–

"ખુદાની કસમ ! તે શખ્સ મો'મિન નથી !
ખુદાની કસમ ! તે શખ્સ મો'મિન નથી !
ખુદાની કસમ ! તે શખ્સ મો'મિન નથી !"

પૂછવામાં આવ્યું કે,

"યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
તે શખ્સ કોણ છે ?"

આપે ફરમાવ્યું કે,

"તે શખ્સ જેનો પડોશી તેની બૂરાઈથી અમનમાં (સુરક્ષિત) ન હોય."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[B]

## પડોશીની હિફાઝત

પડોશીની મદદ અને હિફાઝત (રક્ષા) તેમજ તેના પર ઝુલ્મ ન કરવું સુંદર અખ્લાકમાંથી એક ઉચ્ચ અખ્લાક છે જેમકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"મુસલમાન, મુસલમાનનો ભાઈ છે.
ન તે તેના પર ઝુલ્મ કરે છે, ન તેને દુશ્મનના હવાલે કરે છે (સોંપે છે)
જે શખ્સ પોતાના ભાઈની જરૂરત પૂરી કરવામાં મસરૂફ (લાગેલો) રહે છે અલ્લાહ તઆલા તેની જરૂરત પૂરી કરે છે,
અને જે શખ્સ કોઈ મુસલમાનની તકલીફને દૂર કરે છે તો અલ્લાહ તઆલા કિયામતની પરેશાનીમાંથી તેની પરેશાની દૂર ફરમાવી દેશે.

અને જે શખ્સ કોઈ મુસલમાનની ઐબ (ખામી)ને છુપાવે છે અલ્લાહ તઆલા કિયામતમાં તેના ઐબને છુપાવશે."

એટલે જયારે સામાન્ય મુસલમાનો માટે આ વાજિબ અને ફરજિયાત છે તો પડોશીના માટે તો અત્યંત વધુ ફરજિયાત અને જરૂરી થશે.

[C]

## પડોશીની સાથે સારો વર્તાવ કરવો

પડોશીની સાથે સારો વર્તાવ કરવામાં આ પણ દાખલ છે કે :–

– મુસીબતના વખતે તેની તઅઝિયત કરે (દિલાસો આપે),
– અને ખૂશીના મૌકા પર તેને મુબારકબાદ આપે,
– અને બીમારીની હાલતમાં ઈયાદત (બીમારપુસી) કરે,
– અને સલામ કરવામાં પહેલ કરે,
– અને દીન તેમજ દુનિયાના મા'મલામાં પોતાની સમજ પ્રમાણે તેનું માર્ગદર્શન કરે,
– અને જો કોઈ ફળ ખરીદે તો તેને ભેટ આપે.



અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તો પડોશીનો ઈકરામ (આદર) કરવાને ઈમાનની ખસલતોમાંથી એક ખસલત ગણી છે. જેથી આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ અલ્લાહ તઆલા અને કિયામતના દિવસ પર યકીન રાખતો હોય, તેણે પોતાના પડોશીનો ઈકરામ (આદર) કરવો જોઈએ."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ મને પડોશીની બાબતમાં હંમેશા વસિય્યત કરતા રહ્યા અહીં સુધી કે મને એવું ગુમાન (અનુમાન) થવા લાગ્યું કે તેને (પડોશીને) વારિસ (વારસદાર) ઠેરવી દેશે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

પડોશીની સાથે અહેસાનમાં આ પણ દાખલ છે કે જો તે :–

| | | |
|---|---|---|
| ☐ આગ | ☐ નમક (મીઠું) | ☐ પાણી |
| ☐ હાંડી | ☐ ચારણી | ☐ પ્યાલો |

.....વગેરે માંગે તો તેને આપી દે. આવી (મા'મૂલી) ચીઝોને ન આપવી કમીનગી (સ્વાર્થતા, નીચતા) અને મનની સંકુચિતતા તથા કંજૂસાઈનું સમર્થન કરે છે.

[D]

## પડોશી તકલીફ પહોંચાડે તો તેને બરદાશ્ત કરવી

ઈન્સાનના માટે આ વખાણવા લાયક છે કે પોતાના પડોશીની ગલતીઓની અવગણના કરે અને દરગુઝર કરે અને તેની ઝિયાદતીઓ (અતિરેક)ને માફ કરી દે. ખાસ કરીને જયારે હેતુ અને ઈરાદા વગર કોઈ ખતા થઈ જાય અને તેના પર તેને પસ્તાવો પણ થાય. એટલા માટે કે ઘણી વખતે બૂરાઈ કરનારની બૂરાઈને માફ કરવી તેની બૂરાઈ અને દુરાચારને દુરુસ્ત કરવાનો ઝરીઓ બની જાય છે.

જેથી અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"નેકી અને બદી બરાબર નથી હોતી. આપ નેક વર્તાવથી (બદીને) ટાળી દેતા રહો. પછી એકાએક આપમાં અને જે શખ્સમાં અદાવત હતી તે એવો થઈ જશે જેવો કોઈ દિલી દોસ્ત હોય છે."

(સૂરએ 'ફુસ્સિલત' ૩૪)

એટલે માતા–પિતા અને તરબિયત કરનારા લોકોને જોઈએ કે તેઓ બાળકોની એવી તરબિયત કરે કે જયારે તેઓ સમજદાર થાય તો પડોશીઓ સાથે સારો વર્તાવ કરે અને જો તે (પડોશી) બૂરો વર્તાવ કરે તો તે (બાળક) તેને બરદાશ્ત કરે.

## [૪] ઉસ્તાદના હક્કો

આ એક મહત્ત્વનો હક છે એટલા માટે બાળકોની તરબિયત એ રીતે કરવામાં આવે કે તે ઉસ્તાદના એહતિરામ અને ઈકરામ (માન અને સન્માન) અને તેમના હકકો અદા કરવા માટે ટેવાયેલો હોય. ખાસ કરીને જયારે ઉસ્તાદ નેક અને મુત્તકી હોય અને સુંદર અખ્લાકમાં વિશિષ્ટ હોય.

## નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદાતનો સુગંધિત ગુલદસ્તો

[૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ મારી ઉમ્મતમાંથી નથી જે અમારા વડીલોનો એહતિરામ (આદર) ન કરે અને નાનાઓ પર રહમ ન કરે અને ઉલમાના હકને ન ઓળખે." ('અહમદ', 'હાકિમ')

[૨]

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈલ્મ હાસિલ કરો અને ઈલ્મ હાસિલ કરવાના માટે વકાર (પ્રભાવ) અને સુકૂન (સંતોષ) શીખો અને જેમનાથી ઈલ્મ હાસિલ કરો છો તેમની સામે તવાઝુઅ (વિનમ્રતા) ઈખ્તિયાર કરો."

('તબરાની', 'મુઅજ્જમે ઔસત')

[૩]

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"ત્રણ આદમીઓનું અપમાન (અનાદર) મુનાફિક જ કરતા રહે છે :

(૧) વૃદ્ધ મુસલમાન (૨) આલિમ અને
(૩) મુન્સિફ હાકિમ (ન્યાયી સત્તાધીશ)"

('તબરાની', 'મુઅજજમે કબીર')

## વિદ્યાર્થીઓ માટે કેટલીક સૂચનાઓ અને સલાહો

[૧]

વિદ્યાર્થીને જોઈએ કે ઉસ્તાદના સામે તવાઝુઅ (વિનમ્રતા) ઈખ્તિયાર કરે, અને તેમનાથી રાય (અભિપ્રાય) મશ્વરહ (સલાહ) લેવાથી બેપરવાઈ ન કરે અને આ વાત સમજી લેવી જોઈએ કે,

– ઉસ્તાદની સામે તેનું (વિદ્યાર્થીનું) ઝલીલ થવું તેની ઈઝઝત છે,
– અને તેની સામે ઝુકવું ખરેખર ફખ્ર (ગર્વ)ના લાયક છે,
– અને તેની સામે તવાઝુઅ (વિનમ્રતા) ઈખ્તિયાર કરવી ઉન્નતિ અને બુલંદીનો ઝરીઓ છે.



હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમા જલાલત (તેજસ્વીતા), કદ્ર અને અઝમત તેમજ ઉચ્ચ મકામ પર નિયુકત હોવા છતાં હઝરત ઝૈદ બિન સાબિત અનસારી રદિયલ્લાહુ અન્હુની સવારીનું પાલાન (જીન) પકડી લેતા હતા અને ફરમાવતા હતા કે :–

"આપણને પોતાના ઉલમાની સાથે એ જ રીતે સુલૂક કરવાનો હુકમ આપવામાં આવ્યો છે."

[૨]

શાગિર્દ (વિદ્યાર્થી)ને જોઈએ કે પોતાના ઉસ્તાદને અઝમત (બુઝુર્ગી) અને એહતિરામ (સન્માન)ની નઝરથી જુએ અને તેમને કામિલ (પરિપૂર્ણ) સમજે.

એટલા જ માટે ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહ ફરમાવ્યા કરતા હતા કે :–

> "મેં ઈમામ માલિક રહમતુલ્લાહિ અલયહની સામે વરક (પૃષ્ઠ)એ ખૌફ (બીક)થી આહિસ્તા પલટાવતો હતો કે તેઓ અવાજ ન સાંભળી લે."

હઝરત રબીઅ રહમતુલ્લાહિ અલયહ કહે છે કે,

> "ખુદાની કસમ ! મેં ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલયહના રો'બ (પ્રભાવ)ના કારણે કયારે આ જુરઅત (સાહસ) ન કર્યું કે મેં એવી હાલતમાં પાણી પીધું કે તેઓ મને જોઈ રહ્યા હોય."

[૩]

વિદ્યાર્થીને જોઈએ કે ઉસ્તાદથી 'તમે' અથવા 'તુ'થી ખિતાબ (સંબોધન) ન કરે બલ્કે અત્યંત અદબના સાથે 'હઝરત ઉસ્તાદ', 'યા ઉસ્તાદી' અથવા 'હઝરત મૌલાના'ના અલફાઝ (શબ્દો)થી સંબોધન કરે. એ જ પ્રમાણે ઉસ્તાદની ગૈરહાજરીમાં પણ ઉસ્તાદનું નામ એ પ્રમાણે લે કે જેને સાંભળીને બીજા શખ્સને તેમની અઝમત (બુઝુર્ગી) અને એહતિરામ (સન્માન)નું અનુમાન થાય. જેમકે આ પ્રમાણે કહે કે :–

– અમારા ફાઝિલ (વિદ્વાન) ઉસ્તાદે આ ફરમાવ્યું, અથવા
– અમારા હઝરત ઉસ્તાદએ આ ફરમાવ્યું, અથવા
– અમારા ફલાણાં મુર્શિદ (પીર)એ આ પ્રમાણે ફરમાવ્યું.

[૪]

શાગિર્દ (વિદ્યાર્થી)ને જોઈએ કે મુઅલ્લિમ (શિક્ષક) અને ઉસ્તાદના હકને ઓળખે અને તેમના મર્તબા અને ફઝલ (જ્ઞાન)ને યાદ રાખે.

હઝરત શુઅબહ રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે,

"જયારે હું કોઈથી હદીષ સાંભળી લઉ છું તો પછી ઝિંદગી ભરના માટે તેમનો ગુલામ બની જાઉ છું."

[૫]

વિદ્યાર્થીને જોઈએ કે :–

- પોતાના ઉસ્તાદના માટે આખી ઝિંદગી દુઆ કરતો રહે,
- અને તેમના ઈન્તિકાલના પછી તેમની ઔલાદ, સ્નેહીજનો, સગાં–સંબંધીઓ અને તેમના દોસ્ત બિરાદરોનો ખ્યાલ રાખે,
- અને તેમની (ઉસ્તાદની) કબર પર હાજરી આપતો રહે,
- અને તેમના માટે ઈસ્તિગ્ફાર કરતો રહે,
- અને તેમના તરફથી સદકહ અને ખૈરાત આપતો રહે,
- અને તેમના (ઉસ્તાદો)ના અખ્લાક અને આદાત (રીતભાતો)ને નજરસમક્ષ રાખે અને પૈરવી (અનુસરણ) કરે.

[૬]

વિદ્યાર્થીને જોઈએ કે પોતાના ઉસ્તાદની સખ્તાઈ (કડકાઈ) અને સખ્ત મિઝાજી (કડક સ્વભાવ)ને બરદાશ્ત કરે અને પોતાની ભૂલ પર મઅઝિરત (માફી) માંગે અને તૌબહ કરે અને ઉસ્તાદના ગુસ્સાનું કારણ પોતાને જ ઠેરવે. એ પ્રકારે ઉસ્તાદની મુહબ્બત કાયમ ટકી રહેશે જેનાથી તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ને દીન અને દુનિયા તેમજ આખિરતના ફાયદાઓ હાસિલ થશે.

જેથી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :–

"મેં તાલિબે ઈલ્મીની હાલત (વિદ્યાર્થી અવસ્થા)માં ઝિલ્લત ઈખ્તિયાર કરી તો હું ત્યારે મુઅઝઝઝ (ઈઝઝતવાળો) અને મુહતરમ (સન્માનનીય) બની ગયો."

[૭]

તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ને જોઈએ કે ઉસ્તાદની સામે અત્યંત સુકૂન (શાંતિ) અને તવાઝુઅ (વિનમ્રતા) અને એહતિરામ (આદર)પૂર્વક બેસે અને તનમય થઈને તેમની તરફ ધ્યાન કેન્દ્રિત રાખે. અને જરૂરત વગર આમ–તેમ ન જુએ.

[૮]

તાલિબે ઈલ્મ માટે જરૂરી છે કે તે પોતાના ઉસ્તાદની સામે દરેક તે હરકતથી દૂર રહે જે વકાર (ગંભીરતા)ના ખિલાફ અને અદબ તેમજ હયાના વિરુદ્ધ હોય. એટલે તેમની તરફ એકી ટસે ન જુએ અને ઘોંઘાટનો અવાજ હોય તો તેના કારણે મુંઝવણમાં ન પડે અને ન તેના તરફ ધ્યાન આપે. ખાસ કરીને જયારે ઉસ્તાદ પોતાનો સબક પઢાવી રહ્યા હોય.

**નોંધ :** એ જ પ્રમાણે જયારે દીની વઅઝ થઈ રહી હોય ત્યારે પણ આમ–તેમ ધ્યાન ન આપે. **(મુહમ્મદ કમરુઝઝમાં)**

[૯]

તાલિબે ઈલ્મને જોઈએ કે :–

– ન ઉસ્તાદની સામે પોતાના હાથ–પગ સાથે રમત રમે,
– ન નાકમાં આંગળી નાંખે,
– ન નાક સાફ કરે,
– ન બગાસું ખાય,
– ન દાંત કચકચાવે,

– ન જમીન પર હથેળી મારે,
– ન જમીન પર લીટીઓ દોરે,
– ન હાથોની આંગળીઓ એકબીજામાં નાંખે,
– ન અને ઉસ્તાદ સાથે જરૂરત વગર વાત કરે,
– ન અને ઉસ્તાદ આગળ એવી વાત નકલ કરે કે જે મઝાક કરનારી હોય,
– જો એવું થાય [મઝાકરૂપ કોઈ બાબત બને] તો અવાજ વગર મુસ્કુરાહટ પર સંતોષ માને,
– [ઉસ્તાદની સામે] જરૂરત વગર ન ખાય,
– શકય હોય ત્યાં સુધી થૂંકવા અને નાક સાફ કરવાથી બચે,
– અને જો છીંક આવે તો અવાજને શકય એટલો ધીમો કરે અને મોંઢાને રૂમાલ વગેરેથી ઢાંકી દે,
– અને જયારે બગાસું આવે તો શકય હોય ત્યાં સુધી તેને રોકે, નહિતર મોઢા પર હાથ મૂકી દે.

[૧૦]

તાલિબે ઈલ્મને જોઈએ કે ઉસ્તાદના ઘરે અથવા ખુસૂસી [અંગત] બેઠકમાં તેમની ઈજાઝત વગર બિલ્કુલ દાખલ ન થાય અગર તેમનાથી [ઉસ્તાદથી] ઈજાઝત માંગે અને તેઓ ઈજાઝત ન આપે તો પાછો ચાલ્યો જાય, વારંવાર ઈજાઝત માંગ્યા ન કરે, અને દરવાજાને ધીમે ધીમે અદબ [સભ્યતા] અને એહતિરામ [સન્માન]થી ખખડાવે, હાં અગર રૂમ દરવાજાથી દૂર હોય તો જરૂરત પ્રમાણે અવાજ આપવા અથવા બેલ વગાડવા તેમજ જોરથી ખખડાવવામાં કોઈ વાંધો નથી.

[૧૧]

તાલિબે ઈલ્મને જોઈએ કે ઉસ્તાદની પાસે સારી હાલત, સાફ અને સ્વચ્છ કપડાંમાં હાજર થાય ખાસ કરીને અગર ઈલ્મનો હલકહ [વર્તુળ] હોય તો હજુ વધારે કાળજી રાખવી જોઈએ કારણ કે આ ઝિક્ર અને ઈબાદતની મજલિસ છે.

[૧૨]

તાલિબે ઈલ્મને જોઈએ કે ઉસ્તાદની પાસે જાયતો તેનાં મગજમાં બીજા વિચારો આવતા હોવા ન જોઈએ કે જેથી ઉસ્તાદની વાત યાદ રાખી શકે.

[૧૩]

તાલિબે ઈલ્મને જોઈએ કે જયારે તે ઈલ્મની મજલિસમાં જાય અને ઉસ્તાદ ત્યાં હાજર ન હોય તો ઉસ્તાદનો ઈન્તિઝાર કરે [રાહ જુએ] જેથી કોઈ દર્સ [સબક]નો ભાગ છૂટી ન જાય. અગર ઉસ્તાદ આરામ ફરમાવી રહ્યા હોય તો તેમના જાગવાની રાહ જુએ આ જ નેક પૂર્વજોની આદત હતી.

[૧૪]

તાલિબે ઈલ્મને જોઈએ કે જયારે ઉસ્તાદને કોઈ હુકમની દલીલ અથવા કોઈ નવા ફાયદા [સમજૂતી] બયાન કરતા સાંભળે જેને તે પહેલાંથી જાણતો હોય તો પણ તેને તનમય થઈને સાંભળે.

એટલા જ માટે હઝરત અતા રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે :

"હું જયારે કોઈ સાહબથી કોઈ હદીષ સાંભળું છું અને મને પહેલાંથી ઘણી સારી રીતે તે હદીષ માલૂમ હોય છે તો પણ તેમની સામે પોતાની હાલતથી આ જાહેર કરું છું કે આ હદીષ મને પહેલાંથી માલૂમ નથી."

[૧૫]

તાલિબે ઈલ્મને જોઈએ કે જે વાત જાણતો હોય અને જે વસ્તુ સમજી ચૂકયો હોય તેને વારંવાર ન પૂછે અને ન તેને સમજાવવાની દરખાસ્ત કરે, એટલા માટે કે તેનાથી સમય બરબાદ થાય છે અને ઘણી વખત ઉસ્તાદનું દિલ તંગ [દુ:ખી] થઈ જાય છે.

ઈમામ ઝુહરી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે :

"હદીષનું પુનરાવર્તન કરવું અને લોટાવવું, ચટાન [મોટી શિલા]ને એક જગ્યાથી બીજી જગ્યાએ મુન્તકિલ કરવાથી [હટાવવાથી] વધુ મુશ્કિલ છે."

[૧૬]

તાલિબે ઈલ્મને જોઈએ કે ઉસ્તાદની વાત ધ્યાનથી સાંભળવા અને સમજવામાં કોઈ પ્રકારની ઉણપ ન કરે અને ન પોતાના દિમાગને કોઈ બીજી વાતમાં મશ્ગૂલ કરે જેના કારણે ઉસ્તાદથી ફરી બીજીવાર તેને દોહરાવવા માટે દરખાસ્ત કરવી પડે કારણ કે આવું કરવું બેઅદબી છે, હાં અગર તાલિબે ઈલ્મ ઉસ્તાદથી દૂર હોય જેના કારણે વાત સાંભળી ન શકયો હોય અથવા કોશિશ કરવા છતાં સમજી ન શકયો હોય તો એવી સૂરતમાં તેને હક છે કે ઉસ્તાદથી વાતને દોહરાવવા દરખાસ્ત કરે અને અત્યંત અદબથી પોતાના ઉઝર [કારણ]ને સ્પષ્ટ કરી દે.

હાં આ વાત જરૂર યાદ રાખવી જોઈએ કે આ આદાબ તે મુઅલ્લિમો (ઉસ્તાદો)ના હકમાં છે જે પોતે મુત્તકી (પરહેઝગાર) અને દીનદાર હોય, રહ્યા તે ઉસ્તાદો અને મુઅલ્લિમો (શિક્ષકો) જે મુલ્હિદ (ધર્મ વિમુખ) અને બદદીન પ્રકારના હોય તો તેમના માટે ન દિલોમાં કોઈ અઝમત છે અને ન મનમાં એહતિરામ (સન્માન) એટલા માટે કે તેઓએ બદદીનીના કારણે પોતાની કરામત (પ્રતિષ્ઠતા)ને પોતે બરબાદ કરી દીધી છે અને પોતાના વકાર (ગંભીરતા)ને કુફ્ર અને ઝલાલ (ગુમરાહી)ના કારણે ખતમ કરી દીધો છે તો પછી તેઓ આ બેઈઝઝતીના પોતે ઝિમ્મેદાર છે.

એટલા માટે પિતાને જોઈએ કે અગર તેને આ માલૂમ થઈ જાય કે કોઈ મુલ્હિદ (ધર્મ વિમુખ) પ્રકારનો ઉસ્તાદ તેના બાળકને કુફ્ર અને ગુમરાહીની વાતોંની તલકીન (નસીહત) કરે છે તો તેના પર અલ્લાહના માટે નારાઝ થાય અને તેને પોતાના બાળકો માટે ઉસ્તાદ તરીકે પસંદ ન કરે.

## [૫] સાથીઓ (મિત્રો)ના હક્કો

બાળકોના માટે સારા મિત્રોનું પસંદ કરવું અત્યંત જરૂરી છે કારણકે સુહબત (સંગત)ની આ'માલ અને અખ્લાક પર ઘણી મોટી અસર પડે છે. સાચું કહ્યું છે જેણે આ પ્રમાણે કહ્યું છે :–

"તમે મને આ ન પૂછો કે હું કોણ છું ? બલ્કે મને આ પૂછો કે તમે કોની સાથે ઉઠો–બેસો છો, એનાથી તમે ઓળખી લેશો કે હું કોણ છું."

હવે આ બાબતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક ફરમાનો ધ્યાનથી વાંચો :–

(૧) હુઝેર અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"સારા અને ખરાબ મિત્રોની મિસાલ મુશ્ક (કસ્તૂરી) વેચનાર અને (લુહારની) ભટ્ટી (ની ધમણ) જેવી છે. મુશ્કવાળો કયાં તો મુશ્ક (મફત) તમને આપી દેશે અથવા તમે ખરીદી લેશો અથવા તેમની પાસેથી સારી ખૂશ્બૂ આવશે.

અને ભટ્ટીવાળો કયાં તો તમારા કપડાં સળગાવી દેશે અથવા તેની પાસેથી તમને બદબૂ (દુર્ગંધ) મળશે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

(૨) ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"– તમે સાથે ન રહો પરંતુ મો'મિનની સાથે,
– અને તમારું ખાવાનું ન ખાય, પરંતુ મુત્તકી આદમી."

('અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')

(૩) ઉપરાંત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે બૂરા સાથીઓ (મિત્રો)થી બચો. કારણકે તમને એના મારફતે ઓળખવામાં આવશે."

('ઈબ્ને અસાકિર')

(૪) ઉપરાંત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈન્સાન પોતાના દોસ્તના મઝહબ પર હોય છે. એટલા માટે તમારામાંથી દરેક શખ્સે આ જોઈ લેવું જોઈએ કે તે કોની સાથે દોસ્તી કરી રહ્યો છે ?"

('તિરમિઝી શરીફ','અબૂ દાવૂદ શરીફ')

આ તમામ હુકમોના કારણે તરબિયત કરનારા પર લાઝિમ છે કે પોતાના બાળકના માટે સારા મિત્રો પસંદ કરે. ખાસ કરીને જયારે તે સમજદાર થાય તો તેના માટે નેક મિત્રને પસંદ કરે જેની સાથે તે ઉઠે–બેસે અને ખેલે–કૂદે અને વાંચે–લખે. જેનું પરિણામ આ આવશે કે તે કોઈ પણ જાતના શક અને શંકા વગર એવો સમતોલ, સક્રિય શખ્સ બનશે જે સમાજના હકકોને એવા સહીહ રીતે અદા કરશે જેને અલ્લાહ તઆલા પસંદ કરે છે અને જેનો ઈસ્લામ હુકમ આપે છે.

## દોસ્તી અને મૈત્રિના હકકો

[A]

### મુલાકાત વખતે સલામ કરવી

એક સાહબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું કે,

"સલામના આદાબમાંથી કયો અદબ વધારે બહેતર છે ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે ખાવાનું ખવડાવો અને સલામ કરો જેને તમે જાણતા હોય અને જેને તમે ન જાણતા હોય."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે જન્નતમાં ત્યાં સુધી દાખલ ન થશો જયાં સુધી મો'મિન ન બની જાઓ. અને તમે મો'મિન ત્યાં સુધી નથી બની શકતા જયાં સુધી આપસમાં મુહબ્બત ન કરો. શું હું તમને એવી ચીઝ ન બતાવી દઉં કે જયારે તમે એને ઈખ્તિયાર કરી લો તો આપસમાં મુહબ્બત પૈદા થઈ જાય. આપસમાં સલામને આમ કરો."

('મુસ્લિમ શરીફ')

**નોંધ :** સુબ્હાનલ્લાહ ! જન્નતમાં દાખલ થવાનો કેટલો સહેલો અને ઉમદા નુસ્ખો નકકી ફરમાવ્યો છે પરંતુ અફસોસ કે એમાં પણ આપણાંથી કોતાહી (ઉણપ) થઈ રહી છે.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

[B]

## બીમારની બીમારપુર્સી અને ઈયાદત કરવી

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"– બીમારની ઈયાદત (બીમારપુર્સી) કરો,
– અને ભૂખ્યાને ખાવાનું ખવડાવો,
– અને કેદીને આઝાદ કરાવો."

('બુખારી શરીફ')

**નોંધ :** આજકાલ સામાન્ય રીતે કુસૂર વગર પણ (નિર્દોષ) લોકોને જેલમાં બંધ કરી દેવામાં આવે છે. તો એવી સૂરતમાં તેમની

ઝમાનત (જામીનગીરી) લેવા અને છોડાવવાને સવાબનું કામ સમજવું જોઈએ. (મુહમ્મદ કમરુઝઝમાં)

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"એક મુસલમાનના બીજા મુસલમાન પર પાંચ હકકો છે :

- સલામનો જવાબ આપવો,
- બીમારની ઈયાદત (બીમારપુસી) કરવી,
- જનાઝહમાં શામિલ થવું,
- દા'વત કબૂલ કરવી,
- છીંકનો જવાબ આપવો."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[C]

## છીંકનો જવાબ આપવો

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે તમારામાંથી કોઈ શખ્સને છીંક આવે તો તેને જોઈએ કે **'અલ્હમ્દુ લિલ્લાહ'** કહે અને તેનો ભાઈ અથવા તેનો સાથી તેને **'યરહમુકલ્લાહ'** કહે અને જયારે તેનો સાથી યા ભાઈ **'યરહમુકલ્લાહ'** કહે તો તે **'યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહુ બા-લકુમ'** કહે અર્થાત અલ્લાહ તમને હિદાયત આપે તમારી હાલત દુરુસ્ત કરે." ('બુખારી શરીફ')

[D]

## અલ્લાહના માટે મુલાકાત કરવી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ કોઈ મરીઝ (બીમાર)ની ઈયાદત (બીમારપુર્સી) કરે છે યા પોતાના મુસલમાન ભાઈની ઝિયારત કરે છે તો તેને એક ફરિશ્તો આ નિદા (અવાજ) આપે છે કે :

તમે સારા રહો અને તમારું આ ચાલવું મુબારક થાઓ અને તમે જન્નતમાં પોતાનું ઘર બનાવી લીધું."

**('તિરમિઝી શરીફ', 'ઈબ્ને માજહ શરીફ')**

[E]

## સખ્તી અને પરેશાનીના વખતે મદદ કરવી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"– મુસલમાન મુસલમાનનો ભાઈ છે,
– ન તેના પર ઝુલ્મ કરે છે,
– ન તેને સહાય કે મદદ વગરનો છોડે છે,
– જે શખ્સ પોતાના ભાઈની જરૂરત પૂરી કરવામાં લાગે છે, અલ્લાહ તઆલા તેની હાજત પૂરી કરે છે,
– જે શખ્સ કોઈ મુસલમાનની મા'મૂલી પરેશાની પણ દૂર કરે છે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની કોઈ મોટી પરેશાનીને દૂર ફરમાવશે,
– અને જે શખ્સ કોઈ મુસલમાનના ઐબોને છુપાવે છે અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેના ઐબોને છુપાવશે." **('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')**

[F]

## મુસલમાનની દા'વત કબૂલ કરવી

ક્રમાંક B માં ટાંકેલી હદીષથી માલૂમ થઈ ચૂકયું છે કે મુસ્લિમના હકકોમાંથી દા'વત કબૂલ કરવું પણ એક હક છે.

[G]

## જુમ્અહ અને બંને ઈદોના આગમન વખતે મુબારકબાદ કહેવું

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે :

જે શખ્સ જુમ્અહ (ની નમાઝ પઢીને) પાછા આવે ત્યારે પોતાના ભાઈ (મુસલમાન)થી મળે તો તેને જોઈએ કે તે કહે :

**'તકબ્બલલ્લાહુ મિન્ના વ મિન–ક'**

[ અલ્લાહ તઆલા આ અમલને અમારા અને તમારા તરફથી કબૂલ ફરમાવે ]

**('દૈલમી')**

રિવાયત છે કે :–

જયારે અલ્લાહ તઆલાએ હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુની તૌબહ કબૂલ ફરમાવી તો હઝરત તલહા રદિયલ્લાહુ અન્હુ તેમને મુબારકબાદ આપવાના માટે ઊભા થઈ ગયા અને તેમને મુબારકબાદ આપી.

**('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')**

[H]

## વિવિધ મૌકાઓ અને પ્રસંગોમાં હદિયહ (ભેટ) આપવું

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

**'તહાદવ તહાબ્બૂ'**

[ એક બીજાને હદિયહ આપો (અને એના ઝરીઆથી)
એક બીજા સાથે મુહબ્બત કરો.]

**('મુઅજ્જમે ઔસત', 'તબરાની')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હે મો'મિનોની ઔરતો ! એક બીજાને હદિયહ આપ્યા કરો ભલે બકરીની એક ખુર જ કેમ ન હોય. એટલાં માટે કે એનાથી મુહબ્બત પૈદા થાય છે અને કીનો દૂર થઈ જાય છે."

('મુઅજ્જમે ઔસત')

ઉપરાંત એક હદીસમાં છે :–

"આપસમાં મુસાફહા (હસ્ત મેળાપ) કરતા રહો એ કીનો દૂર કરે છે. અને આપસમાં હદિયહ (ભેટ) આપ્યા કરો એનાથી આપસમાં મુહબ્બત પૈદા થાય છે અને બુગ્ઝ (દુશ્મની) તેમજ કીનો દૂર થઈ જાય છે."

('મુઅત્તા ઈમામ માલિક')

નોંધ : એનાથી આપસમાં હદિયહ (ભેટ) આપવા લેવાની કેવી ફઝીલત માલૂમ થાય છે ખાસ કરીને ત્યારે જયારે કોઈ તરફથી મન–દુઃખ હોય તો જરૂર એનો પ્રબંધ કરવો જોઈએ કે જેથી દિલ સાફ થઈ જાય અને આપસમાં મુહબ્બત અને દોસ્તી પૈદા થઈ જાય.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

એટલે હે ઉછેર કરનાર હઝરાત ! આ તે મહત્ત્વના ઉસૂલ અને નિયમો છે જેને બાળકોની આંખ ખુલતા જ શિખવવા જોઈએ કારણકે સમાજની રચના જયારે મુહબ્બતની ભાવના અને ઈખ્લાસ તેમજ આપસમાં સહાય અને શુભેચ્છાની બુનિયાદ પર થશે તો તેમાં એકતા અને સંપ તેમજ શાંતિ અને સલામતીની બુનિયાદો મજબૂત અને દઢ થઈ જશે. જેનાથી અદલ અને ઈન્સાફ અને સમાનતા અને ભાઈચારાનું વાતાવરણ દુનિયામાં અને સમગ્ર ધરતીમાં ફેલાઈ જશે.

### [૬] વડીલના હકકો

વડીલથી મુરાદ દરેક તે શખ્સ છે :–

જે ઉમરમાં મોટો હોય,
જે ઈલ્મમાં મોટો હોય,
જે દીન અને તકવામાં મોટો હોય,
જે ઈઝઝત અને શરાફત તેમજ પદ અને પ્રતિષ્ઠામાં ઉચ્ચતર હોય.

એટલે નાનાંઓ પર લાઝિમ છે કે પોતાના મોટાઓના મોભા અને દરજજાને ઓળખે અને તેમના હકકોને અદા કરે.

## સોનેરી વચનોનો ગુલદસ્તો

(૧) હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે નવજવાન કોઈ વૃદ્ધ શખ્સનો તેના વૃદ્ધત્વના કારણે એહતિરામ (આદર) કરશે તો અલ્લાહ તઆલા તેના માટે એવા લોકોને મુકર્રર કરશે જેઓ તેના વૃદ્ધત્વમાં તેનો એહતિરામ કરશે." **('તિરમિઝી શરીફ')**

(૨) ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે :

"તે શખ્સ અમારામાંથી નથી જે નાનાઓ પર રહમ ન કરે અને અમારા મોટાઓના હકકોને ન ઓળખે."

**('અબૂદાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')**

(૩) ઉપરાંત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"અલ્લાહ તઆલાની અઝમત અને જલાલનો તકાઝો છે કે વૃદ્ધ મુસલમાનની ઈકરામ (આદર) કરવામાં આવે અને એ જ પ્રમાણે કુર્આને કરીમને ધારણ કરનાર અને હાફિઝનો પણ ઈકરામ થવો જોઈએ પરંતુ જે એમાં અતિરેક કરનારો હોય અને છોડનારો હોય, અને એ જ પ્રમાણે આદિલ (ન્યાયી) બાદશાહનો એહતિરામ કરવામાં આવે."

**('અબૂદાવૂદ શરીફ')**

(૪) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"મેં ખ્વાબમાં જોયું કે મિસ્વાક કરી રહ્યો છું, એ જ વખતે મારી પાસે બે શખ્સો આવ્યા જેમાંથી એક બીજા કરતા મોટો હતો તો મે મિસ્વાક એ બન્નેમાંથી નાનાને આપી દીધું. મને કહેવામાં આવ્યું કે મોટાને આપો જેથી મેં મિસ્વાક તે બન્નેમાંથી જે મોટા હતા તેમને સોંપી દીધું."

('મુસ્લિમ શરીફ')

આ ઈર્શાદોથી મોટાઓની સાથે ઘણાં દીની અને સામાજિક આદાબ અને અહકામ નીકળે છે જેથી તરબિયત કરનારાઓને જોઈએ કે નીચે લખેલા આદાબની પોતાના બાળકોમાં ટેવ પાડે :–

[A]

**હયા**

આ એક એવી આદત છે જે ઈન્સાનોને બૂરાઈઓ છોડવા માટે પ્રોત્સાહન આપે છે અને મોટાઓના હકકોમાં કોતાહી (ઉણપ) કરવાથી રોકે છે અને દરેક હકદારને તેના હક આપવા માટે મજબૂર કરે છે. એટલા માટે હયા દરેક રીતે ખૈર છે. જેથી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"ફહશ (અશ્લીલતા) અને બેહયાઈ (નિર્લજ્જતા) કોઈ પણ ચીઝમાં નથી હોતી પરંતુ આકે તેને ઐબદાર બનાવી દે છે (અર્થાત ફહશ અને બેહયાઈ જે ચીઝમાં હોય તે ઐબદાર થઈ જાય છે) અને હયા (લજ્જા) કોઈ પણ ચીઝમાં નથી હોતી પરંતુ આકે તેને સુશોભિત અને સુંદર બનાવી દે છે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દરેક દીન (ધર્મ)ની એક આદત અને મિઝાજ તેમજ આગવું લક્ષણ હોય છે અને ઈસ્લામનું આગવું લક્ષણ હયા છે."

('ઈબ્ને માજહ શરીફ')

[B]

## આવનારના સત્કાર માટે ઊભા થવું

મહેમાન અથવા મુસાફિર અથવા પિતા અથવા દીનના આલિમ અથવા કોઈ પણ મોટા શખ્સના માટે ઊભા થવું એક અત્યંત શાનદાર સામાજિક અદબ (શિષ્ટાચાર) છે જેનો બાળકોને હુકમ આપવો જોઈએ અને તેમને એના આદી બનાવવા જોઈએ. એની દલીલો નીચે પ્રમાણે છે કે :

હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :

તેમણે ફરમાવ્યું કે :

"મેં હઝરત ફાતિમા બિન્તે રસૂલિલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરતા વધારે કોઈને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સમરૂપ નથી જોયા :

– ન આદતો અને અખ્લાકમાં,
– ન ચાલ–ચલગતમાં,
– ન રીતભાતમાં,
– ન ઊઠવા–બેસવામાં"

ફરમાવે છે કે :

"જયારે હઝરત ફાતિમા રદિયલ્લાહુ અન્હા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા કરતી હતી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેને સત્કારવા માટે ઊભા થઈ જતા, તેમને ચૂમતા અને પછી તેમને પોતાની જગાએ બેસાડતા હતા.

અને જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની પાસે જતા હતા તો તે આપના માટે પોતાની જગાએથી ઊભી થઈ જતી હતી અને આપને ચૂમી લેતી હતી અને આપને પોતાની જગાએ બેસાડતી હતી.''

('બુખારી શરીફ', 'તિરમિઝી શરીફ', 'અબૂદાવૂદ શરીફ')

ઉપરાંત હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

– નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારી સાથે વાતચીત ફરમાવ્યા કરતા હતા,
– પછી જયારે આપ ઊભા થઈ જતા હતા તો અમે પણ ઊભા થઈ જતા હતા,
– અને અમે ત્યાં સુધી ઊભા રહેતા હતા જયાં સુધી આપ પુનિત પત્નીઓમાંથી કોઈના ઘરમાં દાખલ ન થઈ જતા.

('નસાઈ શરીફ', 'અબૂદાવૂદ શરીફ')

કેટલીક રિવાયતોમાં છે કે :

જયારે હઝરત સઅદ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુ મસ્જિદના નજીક આવી ગયા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અનસારથી ફરમાવ્યું :

''પોતાના સરદારની તરફ ઊભા થઈ જાઓ.''

અથવા આ ફરમાવ્યું કે :

''પોતાના વડીલના માટે ઊભા થઈ જાઓ.''

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઊભા થવાની મનાઈની બાબતમાં જે રિવાયતો છે તો તેનાથી તે શખ્સ મુરાદ છે જે પોતાની ઝાતના માટે લોકોને ઊભા કરવા ચાહતો હોય અને એની ઈચ્છા અને અભિલાષા રાખતો હોય (કે લોકો મારા સન્માન માટે ઊભા થાય.)

ઉપરાંત તે રિવાયત એવી રીતે ઊભા રહેવા વિષે છે જેમાં ઊભા રહેવાની ખાસ એવી સૂરત ઈખ્તિયાર કરવામાં આવે જેમાં અભિમાન અને તા'ઝીમનો અર્થ દેખાતો હોય જેવી રીતે કેટલાક અજમી (બિન અરબ લોકો) કેટલાકના માટે કરે છે. દાખલા તરીકે એહતિરામને લાયક શખ્સિયત એઅઝાઝ અને ઈકરામની સાથે બેસી રહે અને તેની ફરતે લોકો ઊભા રહે.

[C]

## વડીલોના હાથ ચૂમવા

જે સામાજિક આદાબ (શિષ્ટાચાર)ની બાળકોમાં ટેવ પાડવી જોઈએ તેમાંથી પોતાના વડીલોના હાથ ચૂમવા પણ છે. જેથી વડીલોના હાથ ચૂમવાના જાઈઝ હોવા વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષો અને સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમના અમલ અને ઈમામોના ઈજતિહાદ સમર્થન કરે છે.

હઝરત ઝારિઅ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે (જેઓ અબ્દુલ કૈસના વફદ–પ્રતિનિધિ મંડળની સાથે હતા) ફરમાવે છે કે :

> "જયારે અમે મદીનહ મુનવ્વરહ પહોંચ્યા તો જલ્દી જલ્દી પોતાની (સવારીઓ પરની) કાઠીઓમાંથી નીકળ્યા અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથ–પગને ચૂમવા લાગ્યા."

**('અબૂ દાવૂદ શરીફ', 'અહમદ', 'બુખારી શરીફ', 'ફિલ અદબિલ મુફ્રદ')**

અબૂ અમ્માર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

ઝૈદ બિન સાબિત રદિયલ્લાહુ અન્હુના સવાર થવા માટે એક જાનવર (પશુ) નજીક કરવામાં આવ્યું. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાએ તે (જાનવર)નું જીન પકડી લીધું તો હઝરત ઝૈદ રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું :

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પિત્રાઈ ભાઈ ! આપ એક તરફ થઈ જાઓ (અર્થાત જીન છોડી દો)"

તો તેમણે ફરમાવ્યું કે :

"અમને અમારા વડીલો અને ઉલમાની સાથે એ જ પ્રમાણે વર્તાવ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે."

હઝરત ઝૈદ રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું :

"જરા મને આપનો હાથ આપો "

તેમણે હાથ લંબાવી દીધો તો હઝરત ઝૈદ રદિયલ્લાહુ અન્હુએ તેમનો હાથ ચૂમીને ફરમાવ્યું :

"અમને આપણા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અહલે બૈત (ઘરવાળાઓ)ની સાથે એ જ પ્રમાણે સુલૂક કરવાનો હુકમ આપવામાં આવ્યો છે."

('ઈબ્ને અસાકિર')

હઝરત સુહૈબ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

"મેં હઝરત અલી રદિયલ્લાહુ અન્હુને હઝરત અબ્બાસ રદિયલ્લાહુ અન્હુના હાથ–પગ ચૂમતા જોયા છે."

('બુખારી શરીફ ફિલ અદબિલ મુફરદ')

ઈલ્મ અને ફઝલવાળાઓ (વિદ્વાનો અને જ્ઞાનીઓ)ના હાથને ચૂમવાની બાબતમાં અસંખ્ય રિવાયતો છે. એટલા માટે તરબિયત કરનારાઓને જોઈએ કે તેઓ બાળકોને બેહતરીન આદતો અને શાનદાર તરીકાઓની ટેવ પાડે કે જેથી તેઓ મોટા થઈને વડીલોનો એહતિરામ અને ઉલમાના ઈકરામમાં પરવરિશ પામે.

હાં પરંતુ ઊભા થવામાં અને હાથ ચૂમવામાં આ બાબતનો લિહાઝ જરૂર રાખે કે અતિરેક ન થાય અને મર્યાદા ઓળંગવામાં ન આવે.

## 3

## સામાન્ય સામાજિક શિષ્ટાચારનો ખ્યાલ રાખવો

તરબિયત કરનારાઓને જોઈએ કે બાળકોને સામાજિક આદાબ (શિષ્ટાચાર) પણ શીખવે. એના કેટલાક મહત્વના શીર્ષકો નીચે પ્રમાણે છે :–

[૧] ખાવા–પીવાના આદાબ
[૨] સલામના આદાબ
[૩] ઈજાઝત માંગવાના આદાબ
[૪] મજલિસના આદાબ
[૫] વાત–ચીતના આદાબ
[૬] ગમ્મત અને વિનોદના આદાબ
[૭] મુબારકબાદ આપવાના આદાબ
[૮] બીમારપુર્સીના આદાબ
[૯] તા'ઝિયત (શોક દર્શાવવા)ના આદાબ
[૧૦] છીંક અને બગાસાના આદાબ

### [૧] ખાવાના આદાબ

[A]

### ખાવા પહેલાં અને ખાવા બાદ હાથ ધોવા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"ખાવામાં બરકત તેના શરૂ કરવાથી પહેલાં અને બાદમાં વુઝૂ કરવામાં છે (અર્થાત હાથ ધોવામાં છે.)"

('અબૂદાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')

ઉપરાંત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"જે શખ્સ આ ચાહતો હોય કે અલ્લાહ તઆલા તેના ઘરની ખૈર અને બરકત વધારે તો તેને જોઈએ કે જયારે તેનું ખાવાનું આવે તો તેનાથી પહેલાં પણ હાથ ધુએ અને તેને (ભોજન) ઉઠાવવામાં આવે ત્યારે પણ હાથ ધુએ." ('ઈબ્ને માજહ શરીફ', 'બયહકી')

[B]

## ખાવાની શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' અને અંતમાં 'અલ્હમ્દુલિલ્લાહ' પઢવું

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"જયારે તમારામાંથી કોઈ શખ્સ ખાવાનું ખાય તો અલ્લાહ તઆલાનું નામ લઈને શરૂ કરે અને અગર શરૂઆતમાં અલ્લાહ તઆલાનું નામ લેવાનું ભૂલી જાય તો આ કહે 'બિસ્મિલ્લાહિ અવ્વ-લહૂ વ આખિ-રહૂ' અર્થાત હું તેની શરૂઆતમાં અને અંતમાં અલ્લાહ તઆલાનું નામ લઈને ખાવું છું."

('અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')

ઉપરાંત રિવાયતમાં છે કે :

જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાતા-પીતા હતા તો આ ફરમાવતા હતા :

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અતઅ-મ-ના વ સકાના**
**વ-જ-અ-લના મિનલ મુસ્લિમીન.'**

[તમામ તા'રીફો (પ્રસંશાઓ) તે અલ્લાહના માટે છે જેણે અમને ખવડાવ્યું અને પિવડાવ્યું અને અમને મુસલમાનોમાંથી બનાવ્યા.]

('અહમદ')

જયારે બીજાને ત્યાં ખાવાનું ખાય તો આ કહે :

"અલ્લાહુમ્મ અતઈમ મન અત–અ–મની વસ્કિ મન સકાની."

[હે અલ્લાહ ! તેને ખવડાવ જેણે મને ખવડાવ્યું અને
તેને પિવડાવ જેણે મને પિવડાવ્યું.]

('મિશ્કાત શરીફ')

[C]

## ખાવાની બૂરાઈ ન કરવી

જે ખાવાનું પણ સામે આવે તેની બૂરાઈ ન કરે,

કારણ કે હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કયારે પણ કોઈ ખાવાની બૂરાઈ નથી કરી, અગર ખાવાનું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સારું લાગતું હતું તો ખાઈ લેતા હતા અને અગર પસંદ ન હોતુ તો છોડી દેતા હતા."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[D]

## જમણાં હાથથી ખાવું અને પોતાના સામેથી ખાવું

હઝરત ઉમર બિન અબી સલ્મહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે છોકરો હતો અને (ખોરાકના વાસણમાં) મારા હાથ આમ–તેમ ચાલ્યા જતા હતા તો મારાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"હે છોકરા !
અલ્લાહનું નામ લો,

અને જમણા હાથથી ખાઓ
અને પોતાના સામેથી ખાઓ."

('મુસ્લિમ શરીફ')

[E]

## ટેકો લગાવીને ન ખાવું

ટેકો લગાવીને ખાવું તબિઅતના માટે હાનિકારક છે અને તેમાં અભિમાનનો અંશ પણ જોવા મળે છે. એટલા જ માટે વહબ બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"હું ટેકો લગાવીને નથી ખાતો."

('બુખારી શરીફ')

ઉપરાંત હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

"મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દો ઝાનૂ એડીઓ પર બેસીને ખજૂરો ખાતા જોયા છે."

('મુસ્લિમ શરીફ')

[F]

## ખાતી વખતે વાતો કરવું મુસ્તહસન (સારું) છે. (પરંતુ મુશ્કિલ વાતો ન હોય)

સહીહ હદીષમાં છે કે :–

ઘણાં મૌકાઓ પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દસ્તરખ્વાન પર ખાતી વખતે પોતાના સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનથી વાતો કરતા હતા.

[G]

## ખાવાથી ફારિગ થઈને મેઝબાનના માટે દુઆ કરવું મુસ્તહબ છે

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત સઅદ બિન અબી ઉબાદહ રદિયલ્લાહુ અન્હુની પાસે તશરીફ લાવ્યા તો તેઓ રોટલી અને ઝયતૂનનું તેલ લાવ્યા.❶ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને ખાધું પછી ઈર્શાદ (દુઆ) ફરમાવ્યો કે :–

**"અફત–ર ઈન્દકુમુસ્સાઈમૂ–ન વ અ–ક–લ તઆ–મકુમુલ અબરારુ વ સલ્લત અલયકુમુલ મલાઈકહ"**

[તમારે ત્યાં રોઝહદાર ઈફતાર કરે, અને તમારું ખાવાનું નેક લોક ખાય અને ફરિશ્તાઓ તમારા માટે મગ્ફિરતની દુઆ કરે.]

જયારે દસ્તરખ્વાન ઉઠાવે તો આ (દુઆ) પઢે :

**"અલ્હમ્દુ લિલ્લાહિ હમ્દન કસીરન તય્યિબન મુબારકન ફીહિ ગય–ર મકફિય્યિવ વ લા મુવદઈવ વ લા મુસ્તગનન અન્હુ."**

[તમામ તા'રીફો (પ્રશંસાઓ) અલ્લાહના માટે છે, એવી તા'રીફ જે ઘણી વધારે હોય અને પાકીઝહ (પવિત્ર) હોય અને બરકતવંત હોય, હે અમારા રબ અમે આ ખાવાને કાફી (પૂરતું) સમજીને યા બિલ્કુલ રુખ્સત કરીને યા એને ગૈરમોહતાજ થઈને નથી ઉઠાવી રહ્યા.]

---

❶ 'મુસ્નદે અહમદ' અને 'તબરાની'માં આ શબ્દો છે કે તેઓ 'ઝબીબ' (અર્થાત્ કિશ્મિશ–સૂકી દ્રાક્ષ) લાવ્યા. એ જ દુરુસ્ત છે. હાફિઝ કહે છે કે, 'ઝબીબ' શબ્દ ભૂલથી 'ઝૈત' બની ગયો છે.

[H]

## અગર કોઈ વડીલ હાજર હોય તો તેનાથી પહેલાં ખાવાનું શરૂ ન કરે

હઝરત હુઝયફહ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :

'જયારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાથે કોઈ ખાવામાં શરીક થતા તો ત્યાં સુધી વાસણમાં હાથ ન નાંખતા જયાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનો મુબારક હાથ વાસણમાં ન નાંખે.'' ('મુસ્લિમ શરીફ')

[I]

## વાસણ અને આંગળીઓને ચાટી લેવું

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :

જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ ખાવાનું ખાતા હતા તો પોતાની ત્રણેવ આંગળીઓને ચાટી લેતા હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે :

''જયારે તમારામાંથી કોઈનો કોળિયો પડી જાય તો જોઈએ કે તેને ઉઠાવી લે. અને અગર તેના (કોળિયા) પર કંઈક લાગી ગયું હોય તો તેને દૂર કરી દે (સાફ કરી દે) અને તેને શૈતાનના માટે પડેલો ન રહેવા દે.''

અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપણને હુકમ આપ્યો છે કે :—

''આપણે પ્યાલાને આંગળીથી ચાટી લઈએ.''

અને આ ફરમાવ્યું કે :

''તમને શું ખબર કે તમારા ખાવાના કયા ભાગમાં બરકત છે ?''

## પીવાના આદાબ

[A]

### 'બિસ્મિલ્લાહ' પઢીને પીવું, અંતમાં 'અલ્હમ્દુલિલ્લાહ' પઢવું અને બે અથવા ત્રણ શ્વાસમાં પીવું

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"ઊંટની જેમ એક શ્વાસમાં ન પીઓ બલ્કે બે અથવા ત્રણ વખતમાં પીઓ અને જયારે પીઓ તો અલ્લાહ તઆલાનું નામ લઈને પીઓ અને જયારે પી ચુકો તો અલ્લાહ તઆલાની તા'રીફ (પ્રશંસા) બયાન કર્યા કરો."

('તિરમિઝી શરીફ')

[B]

### મશ્કીઝહ (નાની મશક)ના મોઢાથી મોઢું લગાવીને પીવું મકરૂહ છે

હુઝૂરે સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ વાતથી મનાઈ ફરમાવી છે કે :

"મશક અથવા મશ્કીઝહના મોઢાથી મોઢું લગાવીને પીવામાં આવે એટલા માટે કે આ અંદાઝ (રીત) સમાજના મિઝાજના વિરુધ્ધ છે અને આ પણ સંભવ છે કે પાણીમાં કોઈ એવી ચીઝ પડી હોય જે તંદુરસ્તીના માટે હાનીકારક હોય અને તેની જાણ ન થઈ શકે."

[C]

### પાણી વગેરેને ફૂંક મારીને પીવાની મનાઈ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વાસણમાં મોઢું લાગેલું હોવાની

હાલતમાં શ્વાસ લેવાની અને પાણીમાં ફૂંક મારીને પીવાની મનાઈ ફરમાવી છે.

પાણી પીતા–પીતા વાસણમાં શ્વાસ લેવાથી અને પાણીમાં ફૂંક મારવાથી આરોગ્યના નુકસાનો પણ છે ઉપરાંત આ રીત–ભાતનું સામાજિક આદાબના વિરુધ્ધ હોવું કોઈ છુપાયેલી વાત નથી.

[D]

## બેસીને ખાવું–પીવું મુસ્તહબ છે

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઊભા થઈને પાણી પીવાથી મનાઈ ફરમાવી છે."

હઝરત કતાદહ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :
અમે હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી પૂછયું કે :

"ઊભા થઈને ખાવાનો શું હુકમ છે ?"

તેઓએ ફરમાવ્યું કે :

"આ તો ઔર વધારે ખરાબ છે."

('મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો છે કે :

"તમારામાંથી કોઈ ઊભા થઈને પાણી ન પીએ અને જે શખ્સ ભૂલી જાય (અને ઊભો થઈને પાણી પી જ લે) તો તેને જોઈએ કે ઊલટી કરી દે."

('મુસ્લિમ શરીફ')

અલબત્ત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિષે એવું જે આવે છે કે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઊભા થઈને પાણી પીધું છે તો તે (કેટલાક સંજોગોમાં) જાઈઝ હોવાના માટે છે.❶

અલબત્ત કેટલીક જગ્યાઓ એવી છે જયાં ઊભા થઈને પાણી પીવું અફઝલ છે જેમ કે :–

- ☐ ઝમઝમનું પાણી ઊભા થઈને પીવું
- ☐ અથવા વુઝૂનું બચેલું પાણી ઊભા થઈને પીવું અફઝલ છે.

[E]

## સોના અને ચાંદીના વાસણમાં પાણી પીવાની મનાઈ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"જે શખ્સ ચાંદીના વાસણમાં પીએ છે તે પોતાના પેટમાં જહન્નમની આગ ભરે છે."

**('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')**

**નોંધ :** કેટલી સખ્ત વઈદ (ચેતવણી) છે એટલા માટે હજુ પણ કોઈ એવા કામથી ન બચે તો નવાઈજનક છે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

અને એક બીજી રિવાયતમાં છે કે :

"જે શખ્સ સોના અથવા ચાંદીના વાસણમાં પીએ છે તે પોતાના પેટમાં જહન્નમની આગ સળગાવે છે."

**('મુસ્લિમ શરીફ')**

---

❶ એટલે એવા મૌકાઓ પર જયાં બેસવાની જગ્યા ન હોય અથવા ગંદકીના કારણે બેસવામાં અણગમો હોય તો ત્યાં ઊભા થઈને ચા અથવા પાણી પી લેવાની રુખસત (ઈજાઝત) છે. એટલા માટે આવા સંજોગમાં ટીકા નહી કરવી જોઈએ. 'વલ્લાહુ આ'લમુ બિસ્સવાબ' **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

**નોંધ :** આ જ હુકમ ખાવાનો પણ છે અને તેમાં સ્ત્રી–પુરુષ બન્ને બરાબર છે (સોના–ચાંદીના) ઘરેણાં સિવાય કારણ કે ઔરતો માટે એનો (સોના–ચાંદીના ઘરેણાંનો) ઉપયોગ જાઈઝ છે.

[F]

**પેટને ખાવા અને પીવાથી વધારે ભરવાની મનાઈ**

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"કોઈ આદમીએ પોતાના પેટથી બદતર કોઈ વાસણને નથી ભર્યું. માણસના માટે તે થોડાક કોળિયા કાફી (પૂરતા) છે જે તેની કમરને સીધી કરી દે, પરંતુ અગર તે વધારે ખાવા ચાહતો હોય તો એક ભાગને ખાવાના માટે અને એક ભાગ પાણીના માટે અને એક ભાગ શ્વાસ લેવાના માટે કરી લે."

**('અહમદ', 'તિરમિઝી શરીફ')**

મુનાસિબ (યોગ્ય) છે કે સૂવાના સમયે અને સૂઈને ઉઠવા પછીના આદાબ અને દુઆઓ પણ બાળકોને શિખવવામાં આવે, જેમ કે :–

**સૂતી વખતે આ (દુઆ) પઢે :**

"અલ્લાહુમ્મ બિસ્મિ–ક અમૂતુ વ અહયા."

**('બુખારી શરીફ')**

[હે અલ્લાહ ! તારા નામ પર મરું છું અને તારા નામથી જ જીવું છું.]

**સૂઈને ઉઠે તો આ (દુઆ) પઢે :**

"અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહયાના બા'દ મા અમા–તના વ ઈલય્હિન્નુશૂર."

**('બુખારી શરીફ')**

[તે અલ્લાહનો શુક્ર છે જેણે અમોને મારવા બાદ જીવાડયા અને તેની જ તરફ ઉઠીને જવાનું છે.]

**નોંધ :** એ ઉપરાંત સવાર–સાંજના અને સફર વગેરેના આદાબ (શિષ્ટાચાર) અને દુઆઓ બાળકોને યાદ કરાવવામાં આવે અને તેનો અમલ કરવાની ટેવ પાડવામાં આવે કે જેથી ઈસ્લામી લક્ષણો અને સંસ્કૃતિ જીવંત રહે અને ઝિક્રે કષીરની ફઝીલત પ્રાપ્ત થાય.❶ એના માટે હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફઅલી સાહબ થાનવી રહમતુલ્લાહિ અલયહની કિતાબ **'મુનાજાતે મકબૂલ'** અને અહકરની (મારી) કિતાબ **'ગુલ્દસ્તએ અઝકાર'** ઈન્શાઅલ્લાહ ફાયદકારક સાબિત થશે.

**(કમરુઝ્ઝમાં)**

## [૨] સલામના આદાબ

ઈસ્લામમાં સલામ કરવાના પણ કેટલાક આદાબ છે. એટલા માટે તરબિયત કરનારાઓને જોઈએ કે એ આદાબને બાળકોમાં મજબૂત કરે અને તેમનામાં એની ટેવ પાડે.

[A]

### બાળકને આ તા'લીમ આપે કે શરીઅતે સલામનો હુકમ આપ્યો છે

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

---

❶ **ઝિક્રે કસીર :** તસવ્વુફની ઈસ્તિલાહ (પરિભાષા)માં એને 'સુલતાનુલ અઝકાર' કહે છે. મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહ લિખિત મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં એની સમજૂતી વિષે એક આખું વિસ્તૃત પ્રકરણ 'સુલતાનુલ અઝકાર' શીર્ષકથી આપેલું છે જે વાંચવા વિનંતી. એ કિતાબ ગુજરાતીમાં પણ મળે છે.

"હે ઈમાનવાળાઓ ! તમે પોતાના ઘરો સિવાય બીજાના ઘરોમાં દાખલ ન થાઓ જયાં સુધી ઈજાઝત મેળવી ન લો અને તેમાં રહેનારાઓને સલામ ન કરી લો."

(સૂરએ 'નૂર' : ૨૭)

ઉપરાંત ફરમાવ્યું કે :

"પછી જયારે તમે ઘરોમાં જવા લાગો તો પોતાના લોકો (ઘરવાળાઓ)ને સલામ કરી લેતા રહો, દુઆના તોર પર જે ખુદાના તરફથી મુકર્રર થયેલી બરકતવાળી, ઉમદાચીઝ છે."

(સૂરએ 'નૂર' : ૬૧)

હદીષ શરીફમાં છે કે :

એક સાહબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું :

"કઈ ચીઝ વધારે બહેતર છે ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો :

"ખાવાનું ખવડાવો અને સલામ કરો, તેને પણ જેને તમે જાણતા હો, અને તેને પણ જેને તમે ઓળખતા નથી."

('બુખારી શરીફ','મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"તમે લોકો જન્નતમાં ત્યાં સુધી દાખલ ન થશો જયાં સુધી કે મો'મિન ન બની જાઓ, અને મો'મિન ત્યાં ધી ન બનશો જયાં સુધી કે આપસમાં મુહબ્બત ન કરો. શું હું તમને એવી ચીઝ ન બતાવી દઉ કે જયારે તમે તે કરી લેશો તો આપસમાં મુહબ્બત કરવા લાગશો. આપસમાં સલામને ફેલાવો. (અર્થાત સલામ કરવાનો રિવાજ પાડો.)"

[B]

## સલામ કરવાનો તરીકો

અને તેનો તરીકો આ છે કે સલામ કરનારો કહે :

'અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વ બ–રકાતુહૂ'

અને જવાબ આપનારો પણ બહુવચનના રૂપમાં (નીચે પ્રમાણે) કહે :

'વ અ–લયકુમુસ્સલામુ વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહૂ.'

ચાહે સલામ કરનારો એકલો જ કેમ ન હોય તો પણ જવાબમાં બહુ–વચનનું રૂપ 'વ અ–લયકુમુસ્સલામુ વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહૂ'નો ઉપયોગ કરવો જોઈએ.

એક સાહબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતે અકદસમાં હાજર થયા અને અરજ કરી :

"અસ્સલામુ અલયકુમ."

આપે તેની સલામનો જવાબ આપ્યો અને તે સાહબ બેસી ગયા.
તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"દસ નેકીઓ મળી ગઈ."

તે પછી એક બીજા સાહબ આવ્યા અને તેમણે કહ્યું :

"અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ."

આપે તેને સવાલનો જવાબ આપ્યો અને તે પણ બેસી ગયા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"વીસ નેકીઓ મળી ગઈ."

તે પછી એક ત્રીજા સાહબ આવ્યા અને કહ્યું :

"અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહ."

આપે તેની સલામનો જવાબ આપ્યો અને તે પણ બેસી ગયા.
તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"ત્રીસ (નેકીઓ) મળી ગઈ."

('અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')

નોંધ : એનાથી મા'લૂમ થયું કે 'અસ્સલામુ અલયકુમ' કહેવું પણ કાફી (પૂરતું) છે પણ એના પર 'વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહૂ'નો વધારો વધુ શરફ (નેકીઓ)ની વાત છે. (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

[C]

## બાળકોને સલામના આદાબ શિખવાડે

સલામના આદાબ નીચે પ્રમાણે છે :–

– સવાર પગે ચાલનારાને સલામ કરે,
– ચાલનારો બેસેલાને સલામ કરે,
– ઓછી સંખ્યાવાળા મોટી સંખ્યાવાળાને સલામ કરે,
– નાના મોટાને સલામ કરે.

એટલા માટે કે હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"– સવાર પગે ચાલનારાને સલામ કરે,
– અને ચાલનારો બેસેલાને સલામ કરે,
– અને ઓછી સંખ્યાવાળા વધારે સંખ્યાવાળાને સલામ કરે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[D]

## બાળકોને બીજી કૌમોનું અનુકરણ કરવાથી રોકે

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ અમારામાંથી નથી જે બીજાઓની મુશાબહત (સમરૂપતા) ઈખ્તિયાર કરે.

ન યહૂદીઓની સાથે મુશાબહત ઈખ્તિયાર કરો અને
ન ઈસાઈઓની સાથે (મુશાબહત ઈખ્તિયાર કરો) એટલા માટે કે :–

– યહૂદીઓની સલામનો તરીકો આંગળીઓ વડે ઈશારો છે,
– અને ઈસાઈઓની સલામ હાથ વડે ઈશારો કરવો છે."

**('તિરમિઝી શરીફ')**

આ મનાઈનો મકસદ આ છે કે ઈસ્લામના સામાજિક આદાબ અને અખ્લાકી વિશિષ્ટતાઓને બીજી કૌમો અને ઉમ્મતોના લક્ષણોથી અલગ રાખવામાં આવે.

[E]

## તરબિયત કરનારાઓને જોઈએ કે તેઓ બાળકોને સલામ કરવામાં પહેલ કરે

આ એટલા માટે છે કે બાળકો પોતાની તરબિયત કરનારાઓથી આ આદત શીખે અને એની સાથે જ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પૈરવી (અનુસરણ) પણ થઈ જાય. એટલા માટે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે બાળકોની પાસેથી પસાર થતા તો તેમને સલામ કર્યા કરતા હતા.

જેથી હદીષ શરીફમાં છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કેટલાક બાળકોની પાસેથી પસાર થયા જેઓ રમવામાં મગ્ન હતા તો આપે તેમને સલામ કરી.

**('અબૂ દાવૂદ શરીફ')**

એક બીજી રિવાયતમાં છે કે :–

આપે તેમને (બાળકોને) ફરમાવ્યું કે,

"હે બાળકો ! અસ્સલામુ અલયકુમ"

**('ઈબ્નુસ્સિના')**

[F]

### તરબિયત કરનારાઓને જોઈએ કે બાળકોને ગૈરમુસ્લિમની સલામના જવાબમાં (માત્ર) 'વ અલયકુમ' શબ્દ કહેવાનું શીખવે

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે અહલે કિતાબ (યહૂદી, ઈસાઈ) તમને સલામ કરે તો 'વ અલયકુમ' કહ્યા કરો."

એ જ પ્રમાણે આ પણ શિખવો કે કાફિરોને સલામ કરવામાં પહેલ ન કરે એટલા માટે કે રિવાયતમાં છે કે :–

"યહૂદ અને નસારા (ઈસાઈ)ને સલામ કરવામાં પહેલ ન કરો."❶

**('મુસ્લિમ શરીફ')**

❶ હાં જો મસ્લિહતની બિના પર 'આદાબ' વગેરે જેવા શબ્દોનો ઉપયોગ કરવામાં આવે તો વાંધો નથી. અલ્લાહ બહેતર જાણનાર છે. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

[G]

## સલામમાં પહેલ કરવી સુન્નત અને તેનો જવાબ આપવો વાજિબ છે

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જેણે સલામનો જવાબ આપ્યો એ તેના માટે સવાબનું નિમિત્ત છે. અને જેણે જવાબ ન આપ્યો તે અમારામાંથી નથી."

('ઈબ્નુસ્સિના')

અને હઝરત અબૂ ઈમામહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
બે માણસો એક બીજાથી મળે તો કોણ પ્રથમ સલામ કરે ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ જેનો અલ્લાહથી વધારે તઅલ્લુક હોય."

('તિરમિઝી શરીફ')

અને એક બીજી રિવાયતમાં છે કે :–

"તે શખ્સને અલ્લાહ તઆલાથી વધારે કુર્બ (નઝદીકી) હશે જે સલામમાં પહેલ કરનારો હોય." ('અબૂ દાવૂદ શરીફ')

## કેટલાક ખાસ લોકો જેમને સલામ કરવી મકરૂહ છે

- ☐ વુઝૂ કરતો હોય તેને
- ☐ જે શખ્સ હમામ (બાથરૂમ)માં હોય તેને,
- ☐ ખાવાનું ખાતો હોય તેને,
- ☐ લડાઈ–ઝઘડો કરી રહ્યો હોય તેને,

સલામ કરવી મકરૂહ છે.

એ જ પ્રમાણે :–

- ☐ કુર્આને કરીમની તિલાવત કરી રહ્યો હોય તેને,
- ☐ અલ્લાહનો ઝિક્ર કરી રહ્યો હોય તેને,
- ☐ હજમાં તલબિય્યહ❶ પઢી રહ્યો હોય તેને,
- ☐ જુમ્અહ વગેરેમાં ખુત્બહ આપી રહ્યો હોય તેને,
- ☐ તકરીર કરી રહ્યો હોય તેને,
- ☐ મસ્જિદ અથવા મદ્રસામાં પઢાવી રહ્યો હોય યા વઅઝ અને નસીહત કરી રહ્યો હોય તેને,
- ☐ અઝાન યા ઈકામત કહી રહ્યો હોય તેને, અને
- ☐ કુદરતી હાજતે બેઠેલો હોય તેને,

સલામ કરવી મકરૂહ છે.

અને જો કોઈ શખ્સ ઉપર દર્શાવેલા સંજોગોમાં સલામ કરે તો સલામ કરનારાની સલામનો જવાબ આપવો લાઝિમ નથી.

જેથી તરબિયત કરનારાઓને જોઈએ કે સલામના આદાબનું પોતે પણ પાલન કરે અને એ આદાબ પોતાના બાળકોને પણ શિખવે કે જેથી તેઓ સામાજિક ઝિંદગીમાં આ આદાબથી ટેવાઈ જાય.

**નોંધ :** મુનાસિબ લાગે છે કે સ્કૂટર વગેરે પર સવાર લોકોને પણ સલામ ન કરે કારણકે નાનકડી ગફલતથી અકસ્માત થઈ શકે છે. અલબત્ત જો મોકો મુનાસિબ સમજીને સવાર પોતે સલામ કરે તો વાંધો નથી. એ જ પ્રમાણે જો ખાનારો પોતે સલામ કરે તો એ જાઈઝ છે.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

---

❶ **તલબિય્યહ :** નીચે લખેલા કલિમાતને તલબિય્યહ કહે છે :–

લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લા શરી–ક–લ–ક લબ્બૈક,
ઈન્નલ હમ–દ વન્નિઅમ–ત લ–ક વલ મુલ્ક, લા શરી–ક–લ–ક

## [૩] ઈજાઝત માંગવાના આદાબ

ઈજાઝત માંગવાના પણ કેટલાક આદાબ છે જેને બાળકોમાં મજબૂત કરવું અને શિખવવું જરૂરી છે.

એટલા જ માટે અલ્લાહ તઆલાનો પાક ઈર્શાદ છે :

"હે ઈમાનવાળાઓ ! (તમારી પાસે આવવા માટે) તમારા ગુલામો–બાંદીઓ તથા તમારામાંથી જે (બાળકો) જુવાનીના લગભગ પહોંચ્યા નથી તેમણે ત્રણ વખતોમાં તમારાથી પરવાનગી લેવી જોઈએ :

[૧] સવારની નમાઝ પહેલાં,
[૨] અને (ઉનાળાની) બપોરે જયારે (આરામ માટે) તમે પોતાના (અમુક) કપડાં ઉતારી મૂકો છો,
[૩] અને ઈશાની નમાઝ પછી,

આ ત્રણે તમારા પરદાના વખત છે. એ વખત સિવાય તમારા ઉપર કે તેમના ઉપર (પરવાનગી નહિ લેવામાં) કોઈ ગુનોહ નથી. (કારણ કે) તમારી એક બીજાની પાસે આવ જા થયા જ કરે છે. એવી જ રીતે અલ્લાહ તમારા માટે હુકમોને સ્પષ્ટ બયાન કરે છે અને અલ્લાહ સઘળું જાણનાર (અને) હિકમતવાળો છે."

(સૂરએ 'નૂર' : ૫૮)

કુર્આનની આ સ્વંય સ્પષ્ટ આયતમાં અલ્લાહ તઆલા તરબિયત કરનારાઓને આ હુકમ આપે છે કે તેઓ પોતાના બાળકોને જે હજુ સુધી પુખ્તવયની ઉમર સુધી નથી પહોંચ્યા તેને આ તા'લીમ આપે કે તેઓ (બાળકો) ત્રણ હાલતો અને સમયમાં ઘરમાં પ્રવેશવાની ઈજાઝત માંગ્યા કરે :

[૧] ફજરથી પહેલાં, એટલા માટે કે તે સૂવાનો સમય હોય છે.
[૨] બપોરના સમયે, એટલા માટે કે તે (સમય) ખાવા પછી કૈલૂલહ અને આરામનો સમય હોય છે.

[૩] ઈશાની નમાઝ બાદ, એટલા માટે કે આ (સમય) તો ખાસ કરીને સૂવાનો જ સમય હોય છે.

અને જયારે બાળકો પુખ્તવયની ઉમરે પહોંચી જાય તો ઉપર જણાવેલ સમય વગર બીજા સમયમાં પણ ઈજાઝત લઈને અંદર જાય, જેથી અલ્લાહ તઆલાના નીચે જણાવેલા મુબારક ફરમાનની આજ્ઞાનું પાલન થઈ જાય,

જેમ કે ઈર્શાદ છે :

"અને જયારે તમારામાંના છોકરા જુવાનીની હદ પર પહોંચે તો તેમણે પણ તેવી જ રીતે પરવાનગી લેવી જોઈએ જેવી કે એમનાથી આગલા (મોટા માણસો) પરવાનગી લે છે."

(સૂરએ 'નૂર' : ૫૯)

કુર્આને કરીમના આ માર્ગદર્શનથી આ વાત સ્પષ્ટ મા'લૂમ થાય છે કે ઈસ્લામ બાળકોની સામાજિક તરબિયત અને ચરિત્ર તેમજ સંસ્કાર ઘડતરનો ઘણો એહતિમામ (પ્રબંધ) કરે છે જેથી બાળક જયારે પુખ્તવયની ઉમરે પહોંચે તો તે આદાબ અને અખ્લાક (સંસ્કાર) તેમજ પોતાની આખી ઝિંદગીમાં એક કામિલ (પરિપૂર્ણ) ઈન્સાનનો જીવંત નમૂનો થાય.

## ઈજાઝત માંગવાનો તરીકો

### [A]

### પહેલાં સલામ કરે પછી ઈજાઝત માંગે

હદીષ શરીફમાં છે કે :

"પહેલાં 'અસ્સલામુ અલયકુમ' કહે, તે પછી કહે કે :

"હું દાખલ થઈ શકું છું ?"

('અબૂ દાવૂદ શરીફ')

[B]

## ઈજાઝત માંગતી વખતે પોતાનું નામ યા લકબ દર્શાવવું જોઈએ

હઝરત અબૂ મૂસા રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક બાગ (વાડી) ના કૂવા પર તશરીફ લઈ ગયા અને હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ તશરીફ લાવ્યા અને ઈજાઝત માંગી તો હઝરત અબૂમૂસા રદિયલ્લાહુ અન્હુએ પૂછયું :

"કોણ સાહબ છે ?"

તેમણે કહ્યું :

"અબૂબક્ર !"

તે પછી હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ તશરીફ લાવ્યા અને ઈજાઝત માંગી તો તેમણે પૂછયું :

"કોણ છે ?"

તેમણે ફરમાવ્યું :

"ઉમર !"

તે પછી હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હુ તશરીફ લાવ્યા અને તેમણે પણ એ જ પ્રમાણે (પોતાનું નામ) કહ્યું !"

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

હું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો અને દરવાજો ખટખટાવ્યો :–

આપે ફરમાવ્યું :

"કોણ છે ?"

મેં અર્ઝ કરી :

"હું"

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"હું, હું શું હોય છે ?"

એનાથી મા'લૂમ થયું કે એવા મોકા પર પોતાનું નામ યા લકબ બતાવવું જોઈએ કે જેથી પૂછનારને મુંઝવણ ન થાય.

[C]

## ત્રણ વખત ઈજાઝત માંગવી જોઈએ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"ઈજાઝત ત્રણ વખત માંગવી જોઈએ. તે પછી જો ઈજાઝત મળી જાય તો ઠીક છે નહિતર પાછા ચાલ્યા જાય."

બેહતર છે કે પહેલી વખતે ઈજાઝત માંગવા અને બીજી વખત ઈજાઝત માંગવાના દરમિયાન એટલો ફાસલો હોય કે જેમાં ઈન્સાન ચાર રકા'ત નમાઝ પઢી લે એટલા માટે કે થઈ શકે છે કે જયારે ઈજાઝત માંગવામાં આવી રહી હોય ત્યારે તે નમાઝ પઢતો હોય અથવા કુદરતી હાજત માટે ગયો હોય.

**નોંધ :** સમય અને સંજોગ પ્રમાણે એમાં વધારો—ઘટાડો થઈ શકે છે. બેલ વગાડવામાં પણ એની કાળજી રાખવી જોઈએ અર્થાત થોડી વાર થોભીને બેલ વગાડવું જોઈએ કે જેથી ઘરવાળાને પરેશાની ન થાય.

(મુહમ્મદ કમરુઝ્ઝમાં)

[D]

## ઘણાં જોરથી દરવાજો ખટખટાવવો ન જોઈએ

ખાસ કરીને તે વખતે જયારે કે તે મકાનનો માલિક તેના વાલિદ, ઉસ્તાદ યા મુર્શિદ હોય. એટલા જ માટે નેકપૂર્વજો પોતાના બુઝુર્ગોના દરવાજાઓને નખ વડે ખટખટાવતા હતા. પરંતુ તેમનો ઓરડો દરવાજાથી દૂર હોય તો જરૂરત પ્રમાણે જોરથી ખટખટાવી શકે છે કે જેથી મકસદ હાસિલ થાય.

એ જ પ્રમાણે બેલને ધીમેથી જ વગાડવું જોઈએ કે જેથી અંદરવાળાઓને તકલીફ ન થાય અને તેમને બેલ વગાડનારના નરમ સ્વભાવ અને ઉમદા અખ્લાકનો અંદાઝો થઈ જાય.

[E]

## ઈજાઝત માંગતી વખતે દરવાજાની એક બાજુએ ઊભા રહેવું જોઈએ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈના દરવાજા પર તશરીફ લઈ જતા તો બિલ્કુલ દરવાજાની સામે હરગિઝ ઊભા ન થતા બલ્કે તેની જમણી યા ડાબી બાજુ ઊભા રહીને ફરમાવતા :

‘અસ્સલામુ અલયકુમ !”

(‘અબૂ દાવૂદ શરીફ’)

ઉપરાંત એક રિવાયતમાં છે કે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

“ઈજાઝત માંગવાને એટલા માટે મશરૂઅ (શરઈ કાનૂન) બનાવવામાં આવ્યો છે કે જેથી (ઔરતો પર) નિગાહ ન પડે.”

(‘બુખારી શરીફ’, ‘મુસ્લિમ શરીફ’)

એટલા માટે ઈજાઝત માંગતી વખતે દરવાજાની સામે હરગિઝ ઊભા ન રહે કે જેથી ઘરની ઔરતો પર નિગાહ ન પડે.

[F]

**જો ઘરવાળા ઈજાઝત ન આપે તો ખૂશી ખૂશી પાછા ચાલ્યા જવું જોઈએ**

એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલા ઈર્શાદ ફરમાવે છે :

"અને જો તમને કહી દેવામાં આવે કે પાછા ચાલ્યા જાઓ તો પાછા ચાલ્યા જતા રહો એ જ તમારા હકમાં પાકીઝહતર છે."

**(સૂરએ 'નૂર' : ૨૮)**

આ તે ઈસ્લામી આદાબ છે જેને તરબિયત કરનારાઓએ પોતે પણ અપનાવવા જોઈએ અને પોતાના બાળકોને પણ શિખવવા જોઈએ.

**[૪] મજલિસના આદાબ**

મજલિસના પણ કેટલાક આદાબ છે જે બાળકોને શિખવવા જોઈએ. તે આદાબ નીચે પ્રમાણે છે :

[A]

**મજલિસમાં જેને મળે તેનાથી મુસાફહ કરે**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"જયારે બે મુસલમાન એક બીજાને મળે છે અને મુસાફહ કરે છે અને અલ્લાહ તઆલાની હમ્દ અને સના કરે છે અને અલ્લાહ તઆલાથી મગ્ફિરત માંગે છે તો અલ્લાહ તઆલા તે બન્નેની મગ્ફિરત ફરમાવી દે છે."

**('અબૂદાવૂદ શરીફ')**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"કોઈ પણ બે મુસલમાન એવા નથી કે આપસમાં એક બીજાથી મળે અને મુસાફહ કરે પરંતુ આ કે તેમના જુદા થવાથી પહેલાં જ અલ્લાહ તઆલા તે બન્નેની મગ્ફિરત ફરમાવી દે છે." **('તિરમિઝી શરીફ')**

હઝરત અતા ખુરાસાની રદિયલ્લાહુ અન્હુ બયાન કરે છે કે :

મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"આપસમાં મુસાફહ કરતા રહો એનાથી હિકદ (કીનો–કપટ) અને હસદ (ઈર્ષ્યા, અદેખાઈ) દૂર થાય છે. અને હદિયહ (ભેટ) આપતા રહો એનાથી મુહબ્બત પૈદા થાય છે અને અદાવત (દુશ્મની) ખત્મ થઈ જાય છે."

[B]

**મકાન માલિક જ્યાં બેસાડે ત્યાં જ બેસવું જોઈએ**

એટલા માટે કે મકાન માલિક જ પોતાના મહેમાનને બેસાડવાની જગ્યા સારી રીતે જાણે છે અને તેને જ હક છે કે જયાં ચાહે ત્યાં બેસાડે.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"જે શખ્સ કોઈના ઘરે જાય તો તેને જોઈએ કે તે જગ્યાએ બેસે જયાં ઘરવાળા બેસવાનો ઈશારો કરે એટલા માટે કે ઘરવાળા પોતાના રાઝને સારી રીતે જાણે છે." **('મજમઉઝ્ઝવાઈદ')**

[C]

**વર્તુળના વચમાં ન બેસે**

આ એક સામાજિક અદબ (શિષ્ટાચાર) છે એટલા માટે કે અગર વચમાં જઈને બેસશે તો કેટલાક બીજા લોકોની તરફ તેની પીઠ થશે જેનાથી બીજાઓને

તકલીફ પહોંચશે અને તેઓ તેને બૂરું ભલું કહેશે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વર્તુળના વચમાં બેસવાવાળા પર લઅનત મોકલી છે.

('અબૂ દાવૂદ શરીફ')

હાં અગર જગ્યા ન હોવાના કારણે વર્તુળના વચમાં બેસી જવા પર મજબૂર થઈ જાય તો એવી સૂરતમાં કોઈ વાંધો અને ગુનાહ નથી.

[D]

### બે શખ્સોના વચમાં તેમની ઈજાઝત વગર ન બેસે

એટલા માટે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"કોઈ શખ્સના માટે હલાલ નથી કે તે બે આદમીઓના દરમિયાન બેસીને જુદાઈનો સબબ બને પરંતુ આ કે તેઓ પોતે બેસવાની ઈજાઝત આપી દે."

એક રિવાયતમાં છે કે :

"કોઈ શખ્સ બે આદમીઓના વચમાં તેમની ઈજાઝત વગર ન બેસે."

[E]

### આવનારાઓને જોઈએ કે મજલિસમાં જયાં જગ્યા હોય ત્યાં જ બેસી જાય

જાબિર બિન સમુરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

"અમે જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થતાં તો જયાં જગ્યા હોય ત્યાં બેસી જતા."

('અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')

આ હુકમ એવી સૂરતમાં છે જયારે આવનારો સામાન્ય માણસ હોય પરંતુ જો આવનારો આલિમ યા વિશિષ્ટ વ્યકિત હોય તો એમાં કોઈ વાંધો નથી કે હાજરજનો યા ઘરવાળાઓ તેને તેના સ્થાન પ્રમાણે યોગ્ય જગ્યાએ બેસાડે.

[F]

## મજલિસમાં જો ત્રણ વ્યક્તિઓ હોય તો બે આદમીઓએ આપસમાં કાનમાં વાત નહિ કરવી જોઈએ

કારણ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"જયારે તમે ત્રણ આદમી હોય તો ત્રીજાને છોડીને બે આદમી આપસમાં કાનમાં વાત ન કરે કે જેથી ત્રીજા માણસને તકલીફ ન થાય અને તેને તમારા વિષે બદગુમાની પૈદા ન થાય."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[G]

## મજલિસના કફફારહની દુઆ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે મજલિસથી ઉઠવાનો ઈરાદો ફરમાવતા તો આ (દુઆ) ફરમાવતા :

"સુબ્હા—ન—કલ્લાહુમ્મ વ બિહમ્દિ—ક અશ્હદુ અલ્લાઈલા—હ ઈલ્લા અન્ત અસ્તગ્ફિરુ—ક વ અતૂબુ ઈલય—ક."

["હે અલ્લાહ ! આપ પાક છો અને હું આપની હમ્દ બયાન કરું છું,
હું ગવાહી આપું છું કે આપના સિવાય કોઈ મા'બૂદ નથી,
હું આપથી માફી ચાહું છું અને આપની સામે તૌબહ કરું છું."]

('હાકિમ')

એક સાહબએ પૂછયું કે :

હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આજકાલ તમે એક એવી દુઆ પઢો છો જે એનાથી પહેલાં ન પઢતા હતા.

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે :

"આ દુઆ તે ભૂલોનો કફફારો છે જે મજલિસમાં થઈ જાય છે."

મજલિસના જે શરઈ આદાબ (શિષ્ટાચાર) મેં બયાન કર્યા છે તેના પર તરબિયત કરનારાઓએ પોતે પણ અમલ કરવો જોઈએ અને બાળકોને પણ આ આદાબ (શિષ્ટાચાર) શિખવવા જોઈએ જેથી તેઓ પણ સામાજિક જિંદગી અને લોકોના સાથે મુઆમલાત (વ્યવહાર)માં એને અપનાવે.

## [૫] વાત–ચીતના આદાબ

સામાજિક આદાબ (શિષ્ટાચાર)માંથી આ પણ છે કે તરબિયત કરનારા હઝરાત બાળપણથી જ પોતાના બાળકોને વાત–ચીત કરવાના આદાબ શિખવાડે અને જવાબ આપવાના ઉસૂલ (નિયમો) યાદ કરાવે.

વાત–ચીતના કેટલાક આદાબ (શિષ્ટાચાર) નીચે પ્રમાણે છે :–

[A]

### ફસીહ (છટાદાર) અરબીમાં વાત–ચીત કરવી

એટલા માટે કે અરબી ઝબાન (ભાષા) કુર્આને પાકની ઝબાન (ભાષા) છે અને આપણા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ભાષા છે અને ઈસ્લામના પહેલાં જાં નિષાર (જાન ન્યોછાવર કરનાર) સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમની ભાષા છે એટલા માટે કે આ ફસીહ અને બલીગ અલંકારીક અને અર્થસભર ભાષાનો અનાદર કરીને એવી સામાન્ય ભાષા બોલવી જેનો અરબી ભાષા સાથે કોઈ સંબંધ કે વાસ્તો નથી એ અરબી ભાષાની મોટી

નાશુક્રી અને નાકદ્રી છે અને આમ પણ ફસાહત અને બલાગત, અલંકારિકતા અને અર્થસભરતાની સાથે વાત–ચીત કરવી ઈન્સાનના માટે ઘરેણું છે અને વાત–ચીતની મધુર શૈલી ઈન્સાનનો જમાલ (સૌંદર્ય) છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક મૌકા પર ઈર્શાદ ફરમાવ્યો :

"ઈન્સાનનો જમાલ (સૌંદર્ય) તેની ફસાહત અને બલાગત છે."

('અલ મુસ્તદરક લિલ હાકિમ')

**નોંધ :** આ જ હુકમ બીજી ભાષાઓનો પણ છે.

(મુહમ્મદ કમરુઝઝમાં)

[B]

## વાત–ચીત ધીમે ધીમે અને સ્પષ્ટ કરવી જોઈએ

હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે :

તેઓએ ફરમાવ્યું કે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમારા લોકોની જેમ જલ્દી જલ્દી વાત નહિ કરતા હતા બલ્કે આપ એવી રીતે (થોભી થોભીને) વાત–ચીત ફરમાવતા હતા કે અગર કોઈ વાત–ચીતના અલફાઝ (શબ્દો) ગણવા ચાહે તો ગણી લે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

અને ઈસ્માઈલી પોતાની રિવાયતમાં આ શબ્દો પણ નકલ કરે છે કે :

"રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાત–ચીત એવી સાફ અને સ્પષ્ટ હોતી હતી કે દિલમાં ઉતરી જતી હતી."

અબૂ દાવૂદ હઝરતે આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત કરે છે કે :–

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાત–ચીત એવી સાફ અને સ્પષ્ટ હોતી હતી જેને દરેક સાંભળનાર સમજી લેતો હતો."

[C]

**ફસાહત અને બલાગતમાં વધારે તકલ્લુફની મનાઈ**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"અલ્લાહ તઆલા આ બલાગત (અને ફસાહત) ઈખ્તિયાર કરનારાઓને ધિક્કારે છે જે પોતાની ઝબાન એવી રીતે ફેરવે અને હલાવે જેવી રીતે ગાય આમ–તેમ (મોંઢામાં) પોતાની જીભ ફેરવે છે."

**('અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')**

ઉપરાંત હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈ વાત ઈર્શાદ ફરમાવતા તો તેને ત્રણ વખત દોહરાવતા જેથી વાત સમજમાં આવી જાય અને જયારે કોઈ કૌમની પાસે આવતા તો તેમને સલામ કરતા."

**('હાકિમ')**

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવી ફસીહ અને (સ્પષ્ટ) વાત–ચીત ફરમાવતા જે ન લાંબી હોય ન ટૂંકી (અર્થાત મધ્યમસરની વાત–ચીત કરતા હતા.) અને ઘણી વધારે વાત–ચીત ન ફરમાવતા અને મોઢું ફાડીને તકલ્લુફથી વાત કરવાને નાપસંદ ફરમાવતા હતા.

[D]

**લોકોની સમજ પ્રમાણે વાત કરવી**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે :

"અમારી નબીઓની જમાઅતને આ હુકમ આપવામાં આવ્યો છે કે લોકોથી તેમની અકકલ અને સમજના પ્રમાણે વાત-ચીત કરે.

('મુસ્નદે દયલમી')

હઝરત અલી રદિયલ્લાહુ અન્હુથી મૌકૂફન રિવાયત છે કે :

"લોકોથી એવી વાતો કરો જેને તેઓ સમજતા અને જાણતા હોય. શું તમે આ પસંદ કરો છો કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જૂઠા પાડવામાં આવે ?"

('બુખારી શરીફ')

[E]

## એવી વાત-ચીત કરવી જે ન વધારે ટૂંકી હોય અને ન લાંબી

અર્થાત વાત ન એટલી ટૂંકી હોય કે મકસૂદ (હેતુ)ને સમજવામાં ખલેલ પડે અને ન એટલી લાંબી હોય કે થકવી નાંખે.

હઝરત જાબિર બિન સમુરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હું નમાઝ પઢતો હતો. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નમાઝ દરમિયાની (મધ્યકક્ષાની) હોતી હતી અને આપનો ખુત્બહ પણ દરમિયાની (મધ્યકક્ષાના) દર્જાનો થતો હતો."

('મુસ્લિમ શરીફ')

[F]

## વાતને તનમય થઈને સાંભળવી

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે સહાબા રદિયલ્લાહુ અન્હુમ

અજમઈનથી કોઈ વાત કરતા હતા તો તે હઝરાત સંપૂર્ણ ધ્યાનથી સાંભળતા હતા અને એવું મા'લૂમ થતું હતું કે જાણે તેમના માથાંઓ પર પક્ષીઓ બેઠેલાં છે. એવી જ રીતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક શખ્સના સવાલની તરફ સંપૂર્ણ ધ્યાન આપતા હતા અને તેમની સાથે અત્યંત નરમી અને કૃપાની સાથે વાત-ચીત ફરમાવતા હતા.

જેથી હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

તેમણે ફરમાવ્યું કે :

"મેં કોઈ શખ્સને નથી જોયા જે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કાનમાં ધીમેથી કોઈ વાત કરવા ચાહતા હોય અને પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેનાથી પોતાનું માથું એનાથી પહેલાં હટાવી લે જયાં સુધી તે (વાત કરનાર) પોતે પોતાનું માથું ન હટાવી લે.

અને મેં કદી એ ન જોયું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કોઈ શખ્સનો હાથ પોતાના મુબારક હાથમાં લઈને ત્યાં સુધી છોડયો હોય જયાં સુધી તે પોતે પોતાનો હાથ આપના હાથમાંથી ન છોડાવી લે."

('અબૂ દાવૂદ શરીફ')

**નોંધ :** સુબ્હાનલ્લાહ ! આ હતા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અખ્લાક જેની ઈત્તિબાઅ કરવી (અનુસરણ કરવું) પૂરી ઉમ્મત માટે જરૂરી છે. એ જ કારણે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

"ઈન્ન-ક લ અલા ખુલુકિન અઝીમ"

[બેશક, આપ મહાન સદગુણો પર પૈદા થયા છો.]

(સૂરએ 'કલમ' : ૪)

['મુહમ્મદ કમરુઝ્ઝમાં']

[G]

## વાત (બયાન) કરતી વખતે તમામ હાજરજનો તરફ ધ્યાન આપવું

(સમૂહથી) વાત-ચીત કરવાના આદાબમાંથી આ પણ છે કે વાત કરનારો પોતાની નઝર અને ધ્યાન તમામ હાજરજનોની તરફ રાખે કે જેથી તેમાંનો દરેક માણસ આ મહેસૂસ કરે કે વાત કરનાર પોતાને જ સંબોધે છે અથવા તેની સાથે ખાસ રીતે વાત કરે છે. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એ જ દસ્તુર (નિયમ) અને તરીકો હતો જેનાથી દરેક સહાબી પોતાને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ખાસ મહેબૂબ (પ્રિય) સમજતો હતો.

[H]

## વાત-ચીતના દરમિયાન ખૂશકલામી (મનોરંજક વાત) કરવી

વાત-ચીતના આદાબમાંથી આપણ છે કે વાત-ચીત દરમિયાન અને તેપછી થોડા પ્રમાણમાં મનોરંજનની વાત પણ કરે કે જેથી લોકો કંટાળે નહિ અને તેમના મન ખિન્ન નહિ થાય.

## [૬] મઝાક (વિનોદ)ના આદાબ

ઈસ્લામ પોતાના શાનદાર બુનિયાદી ઉસૂલો (પાયાના નિયમો)ના કારણે મુસલમાનોને આ વાતનો હુકમ આપે છે કે :

- ☐ તેઓ બીજાઓ સાથે ભળી જાય અને બીજાઓને પોતાની સાથે ભેળવી દે.
- ☐ ખૂશ અખ્લાક (સુસંસ્કારી), ખૂશ મિઝાજ (આનંદી સ્વભાવના), હસમુખા અને સદગુણી હોય તેમજ બહેતરીન વર્તાવ કરનારા હોય કે જેથી લોકો તેમને મળે તો તેમની તરફ આકર્ષિત થાય.

પરંતુ હાં મઝાક (વિનોદ) અને દિલલગી (ગમ્મત)માં પણ કેટલાક કાયદા અને આદાબ છે જેને જાળવવું લાઝિમ અને જરૂરી છે જે નીચે પ્રમાણે છે :

[A]

## મઝાક (વિનોદ)માં સમતોલન હોવું જોઈએ

વધારે હંસી—મઝાકથી દિલ મુરદહ થઈ જાય છે અને અદાવત તેમજ દુશ્મની પૈદા થઈ જાય છે અને નાના મોટાની મર્યાદા ઓળંગી નાંખે છે.

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :

જે શખ્સ વધારે હસે છે તેનો રો'બ (પ્રભાવ) ઓછો થઈ જાય છે અને જે મઝાક (વિનોદ) કરે છે તેનો ધાક ઓછો થઈ જાય છે.

[B]

## મઝાક (વિનોદ)માં કોઈને તકલીફ ન આપવી જોઈએ

મઝાક (વિનોદ) ઘરવાળાઓ, સગાસંબંધીઓ અને દોસ્તોની સાથે સારી ચીઝ છે પરંતુ તેની શર્ત આ છે કે મઝાક (વિનોદ) એવી હોય જેનાથી કોઈને તકલીફ ન પહોંચે, ન કોઈ મખ્લૂકનું અપમાન અને બેઈઝઝતી થતી હોય અને ન કોઈને ગમગીન કરવાનો ઝરીઓ હોય. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને એવા મઝાકથી મનાઈ ફરમાવતા હતા જેનાથી કોઈનું મન દુઃખ થાય.

એટલા જ માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્નુસ્સાઈબ રદિયલ્લાહુ અન્હુ પોતાના વાલિદથી અને તેઓ પોતાના દાદાથી રિવાયત કરે છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા કે :

"તમારામાંથી કોઈ શખ્સ કોઈનો સામાન ન મઝાકમાં લે, ન હકીકતમાં. અને જે શખ્સ પોતાના (મુસલમાન) ભાઈની અસા (લાઠી) પણ લે તો તેને જોઈએ કે પરત કરી દે."

('અબૂ દાવૂદ શરીફ','તિરમિઝી શરીફ')

હઝરત આમિર બિન રબીઅહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

એક સાહબે એક સાહબની જૂતી ઉઠાવી લીધી અને મઝાકમાં છુપાવી લીધી. આ વાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જણાવવામાં આવી તો આપે ઈર્શાદ ફરમાવ્યો :

> "કોઈ મુસલમાનને ડરાવો નહિ કારણ કે મુસલમાનને ગભરાવી દેવું ઘણો મોટો ઝુલ્મ છે."

હવે આપ જ બતાવો ! આવી સૂરતમાં તે શખ્સનો શું હાલ થશે :

- ☐ જે મઝાકમાં કોઈની ઈઝઝત ઉછાળે છે.,
- ☐ અને મઝાકમાં ગીબત કરે છે,
- ☐ અને મઝાકમાં કોઈની બેઈઝઝતી કરે છે,
- ☐ અને મઝાકમાં '૪ દીનની હુરમત (પ્રતિષ્ઠા)ને બરબાદ કરે છે.

જાહેર છે કે એવો શખ્સ ગુનહગાર થશે ભલે તેને જાણ હોય કે ન હોય. તે હરામ અને નાજાઈઝ કામમાં ગિરફતાર છે.

**નોંધ :** આ ઝમાનામાં સામાન્ય રીતે મઝાકમાં હદ વટાવી દેવામાં આવે છે એટલા માટે એનાથી બચવું લાઝિમ છે જેમ કે ઉપર દર્શાવવામાં આવ્યું છે.

**('મુહમ્મદ કમરુઝઝમાં')**

[C]

## મઝાકમાં જૂઠી અને ગલત વાતથી બચવું

ઘણા લોકો મજલિસ બનાવીને મનઘડત બનાવો અને કહાનીઓ બયાન કરે છે તો એવા લોકોને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સખ્ત ઠપકો આપ્યો છે. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"હલાકત થાઓ તે શખ્સના માટે જે લોકોને હસાવવાના માટે કોઈ વાત કહે અને તેમાં જૂઠું બોલે. તેના માટે હલાકત થાઓ."

**('અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"આ ઘણી મોટી ખ્યાનત (વિશ્વાસભંગ) છે કે તમે પોતાના (મુસલમાન) ભાઈથી તે વાત કહો જેમાં તે તમને સાચા સમજી રહ્યા હોય, અને તમે તેનાથી જૂઠું બોલી રહ્યા હોય."

**('અબૂ દાવૂદ શરીફ', 'અહમદ')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"કોઈ શખ્સ પણ ત્યાં સુધી કામિલ (પરિપૂર્ણ) મો'મિન ન થશે જયાં સુધી કે મઝાકમાં અને ઝઘડામાં જૂઠું બોલવાનું ન છોડે, ભલે ને હક (સચ્ચાઈ) તરફ જ કેમ ન હોય."

**('અહમદ', 'તબરાની')**

આપણા શહેરોમાં એપ્રિલફૂલની એક આદત ફેલાઈ ગઈ છે જે અત્યંત ગંદી અને અણગમતી છે જેને આપણે પશ્ચિમના લોકો (અંગ્રેજો) પાસે લીધી છે જેનો આપણા બુલંદ ઈસ્લામી અખ્લાક અને શાનદાર આદતો સાથે કોઈ સંબંધ નથી અને બેશક આ એક એવું જૂઠાણું છે જે તદન હરામ છે અને ખુલ્લું જૂઠાણું અને ગંદી મઝાક છે એટલા માટે એને છોડી દેવું જોઈએ.

**નોંધ :** પરંતુ અફસોસ કે એમાં સારા સારા લોકો સંડોવાયેલા છે. **'અલ ઈયાઝુ બિલ્લાહ'** [અલ્લાહ એનાથી બચાવે]

**('મુહમ્મદ કમરુઝઝમાં')**

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મઝાક (વિનોદ) અને મઝાહ (રમૂજ)ના કેટલાક નમૂનાઓ

[૧] હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :
ગામડાંના એક શખ્સ હતા જેમનું નામ 'ઝાહિર' હતું. તેઓ ગામડાંનો તોહફો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પેશ કર્યા કરતા હતા. તે પછી જયારે તેઓ પાછા પોતાના પ્રદેશમાં જવા ચાહતા હતા તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ તેમને ભેટ–સોગાદ આપ્યા કરતા હતા જેથી આપે એક મૌકા પર ઈર્શાદ ફરમાવ્યો કે :

"ઝાહિર અમારા ગામડાંના દોસ્ત છે અને હું તેમનો શહેરી દોસ્ત છું."

નોંધ : હદિય્યહ (ભેટ) આપવા લેવાની બાબતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કેવી પાકીઝહ સુન્નત અને આદત હતી જે દરેક ઉમ્મતીના માટે અનુસરણ કરવા પાત્ર છે ભલે સામાન્ય માણસ હોય, યા આલિમ હોય, યા મુરીદ હોય, યા શૈખ હોય. **'વ બિલ્લાહિત્તૌફીક'** [અલ્લાહ જ તૌફીક આપનાર છે.]

**('મુહમ્મદ કમરુઝ્ઝમાં')**

[૨] હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

એક સાહબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં સવારીના માટે જાનવર માંગવા માટે આવ્યા. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને ફરમાવ્યું :

"હું તમને ઊંટણીના બચ્ચા પર સવાર કરાવી દઈશ."

પેલા શખ્સ ખરેખર બચ્ચા સમજીને કહેવા લાગ્યા કે :

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું ઊંટણીના બચ્ચાને શું કરીશ ?"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"ઊંટને પણ ઊંટણીજ તો જને છે."

[અર્થાત્ : દરેક ઊંટ તેની માતા (ઊંટણી)નું બચ્ચું હોય છે.]

**('તિરમિઝી શરીફ', 'અહમદ')**

[૩] ઝૈદ બિન અસ્લમ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

એક ઔરત હુઝૂર સલ્લલલાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈ અને અરજ કરી કે :

"મારા પતિ આપને યાદ કરે છે."

આપે ઈર્શાદ ફરમાવ્યો :

"કોણ, તેજ જેમની આંખોમાં સફેદી છે ?"

પેલી ઔરતે કહ્યું કે :

"તેમની આંખોમાં સફેદી તો નથી !"

આપે ઈર્શાદ ફરમાવ્યો :

"કેમ નહિ. તેમની આંખોમાં તો સફેદી છે !"

ઔરતે કહ્યું કે :

"ખુદાની કસમ એવું નથી."

તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કોઈ શખ્સ પણ એવો નથી કે જેની આંખોમાં સફેદી ન હોય. દરેકની આંખોમાં સફેદી જરૂર હોય છે."

એટલા માટે તરબિયત કરનારાઓને જોઈએ કે વિનોદ અને રમૂજના આદાબમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર અમલ કરે અને આ આદાબ બાળકોને શિખવે કે જેથી લોકોની સાથે મેળ–મિલાપમાં આ આદાબની ટેવ પડે અને સમાજમાં ઈસ્લામી તરીકા પ્રમાણે વર્તાવ કરે.

## [૭] મુબારકબાદ આપવાના આદાબ

બાળકોની તરબિયત અને સામાજિક સુધારણાની બાબતમાં આ પણ જરૂરી છે કે તેને મુબારકબાદ આપવાના આદાબનો આદી બનાવવામાં આવે એટલા માટે કે મુસલમાનોને મુબારકબાદ પેશ કરવું અને તેને ખૂશ કરવું ઈસ્લામની દષ્ટિએ ઘણી મોટી નેકી છે અને ફરાઈઝ પછી અલ્લાહ તઆલાને સૌથી વધારે મહેબૂબ (પ્રિય) અમલ છે બલ્કે મગ્ફિરતનો ઝરીઓ અને જન્નત સુધી પહોંચવાનો રસ્તો છે.

[૧] જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"જે શખ્સ પોતાના (મુસલમાન) ભાઈને ખૂશ કરવાના માટે એવા તરીકાથી મળે છે જે તેને પસંદ છે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને ખૂશ કરી દેશે."

('મુઅજ્જમે સગીર લિલ ઈમામે તબરાની')

[૨] ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"મગ્ફિરતના અસબાબમાંથી આ પણ છે કે તમે મુસલમાન ભાઈને ખૂશ કરી દો." ('મુઅજ્જમે કબીર')

[૩] ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"ફરાઈઝ બાદ સૌથી પ્રિય અમલ અલ્લાહ તઆલાને ત્યાં મુસલમાનને ખૂશ કરવું છે." ('મુઅજ્જમે કબીર અવસત')

[૪] ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"જે કોઈ મુસલમાન ઘરાંનાને ખૂશ કરે છે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નત કરતા ઓછા સવાબ પર રાઝી નથી થતા."

('તબરાની')

## મુબારકબાદના કલિમાત

### [૧]

### બાળકના જન્મ વખતે મુબારકબાદ

જે શખ્સને ત્યાં બાળકનો જન્મ થયો હોય તેને મુબારકબાદ પેશ કરતી વખતે આ પ્રમાણે કહે :

"અલ્લાહ તઆલા આપના આ બાળકને મુબારક કરે અને આપને અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવાની તૌફીક આપે અને આ બાળક આપનો ફરમાંબરદાર અને નેક બને અને જવાનીએ પહોંચે."



અને જેને મુબારકબાદ પેશ કરવામાં આવે છે તે એના જવાબમાં આ પ્રમાણે કહે :

"અલ્લાહ તઆલા આપને પણ મુબારક કરે અને પોતાની બરકતોથી આપને પણ નવાઝે અને આપને પણ એના જેવી નેઅમત અતા ફરમાવે."

ઉપર લખેલી ઈબારતો હઝરત હસન બિન અલી રદિયલ્લાહુ અન્હુમા અને હઝરત હસન બસરી રહમતુલ્લહિ અલયહથી રિવાયત થયેલી છે.

[૨]

## સફરથી પાછા આવનારને મુબારકબાદ

એવા શખ્સને આ શબ્દોમાં મુબારકબાદ પેશ કરવી જોઈએ :

"તમામ તા'રીફો અલ્લાહ તઆલાના માટે છે જેણે આપને સુરક્ષિત રાખ્યા અને કામિયાબ ફરમાવ્યા અને આપનું સન્માન કર્યું."

આ કલિમાત કેટલાક નેકપૂર્વજોથી રિવાયત થયેલા છે.

[૩]

## જિહાદથી પાછા આવનારને મુબારકબાદ

જિહાદથી પાછા આવનારને આ પ્રમાણે કહેવું મુસ્તહબ છે :

"તમામ તા'રીફો તો અલ્લાહના માટે છે જેણે તમારી મદદ કરી અને ઈઝઝત આપી અને સન્માન કર્યું."

[૪]

## હજથી પાછા આવનારાને મુબારકબાદ

હાજીને મુબારકબાદ આપવાના માટે આ કલિમાત કહેવા બહેતર છે :

"અલ્લાહ તઆલા તમારી હજને કબૂલ ફરમાવે અને ગુનાહ માફ ફરમાવે અને આપના ખર્ચનો સારો બદલો અતા ફરમાવે."

[૫]

## નિકાહ અને શાદી વખતે મુબારકબાદ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શાદી વખતે કોઈને આ કલિમાત વડે મુબારકબાદ પેશ ફરમાવતા હતા :

"અલ્લાહ તઆલા તમારામાં બરકત આપે અને તમારા પર બરકત નાઝિલ ફરમાવે અને તમને બન્નેને ખૈર અને આફિયતથી એક સાથે રાખે."

('અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')

[૬]

## ઈદ વખતે મુબારકબાદ

ઈદની નમાઝ બાદ એક મુસલમાને બીજા મુસલમાનને આ પ્રમાણે કહેવું જોઈએ :

"અલ્લાહ તઆલા મારા અને તમારા તરફથી કબૂલ ફરમાવે."

[૭]

## અહેસાન કરનારાનો શુક્રિયહ

જો કોઈ શખ્સ કોઈની સાથે અહેસાન કરે તો મુસ્તહબ છે કે જેની સાથે અહેસાન કરવામાં આવ્યો છે તે આ પ્રમાણે કહે :

"અલ્લાહ તઆલા તમારા ઘરવાળાઓમાં બરકત આપે અને તમને જઝાએ ખૈર (ભલાઈનો બદલો) આપે."

હઝરત ઉસામહ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"જેની સાથે કોઈ અહેસાન કરવામાં આવ્યો અને તેણે તેને **'જઝા-કલ્લાહુ ખયરન'** (અલ્લાહ તઆલા તમને ભલાઈનો બદલો આપે) કહી દીધું તો તેણે શુક્રિયહનો પૂરો હક અદા કરી દીધો."

હાં આ યાદ રહે કે મુબારકબાદી અને દુઆમાં એવા શબ્દોનો ઉપયોગ ન

કરવામાં આવે જે કોઈ ગેરમુસ્લિમ કૌમથી લેવામાં આવ્યા હોય યા જાહિલિય્યતના ઝમાનાનું પ્રતિબિંબ પાડતા હોય કે જેથી મુસલમાન એવા મૌકા પર પણ પોતાના અકીદહ અને ઈસ્લામી ઉસૂલોનો પાબંદ રહે.

## મુબારકબાદની સાથે હદિયહ (ભેટ) આપવું મુસ્તહબ છે

– જયારે કોઈને ત્યાં બાળકનો જન્મ થાય,

– યા કોઈ સફરથી પાછો આવે,

– અથવા બીજો કોઈ ખૂશીનો પ્રસંગ હોય ત્યારે મુબારકબાદ પેશ કરવાની સાથે હદિયહ (ભેટ) પણ આપવામાં આવે તો બહેતર છે કારણ કે ઘણી હદીષોમાં હદિયહ આપવા માટે ઉત્તેજન આપવામાં આવ્યું છે.

જેથી હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી મરફૂઅન રિવાયત છે કે :

"હદિયહ લેતા અને આપતા રહો અને હિજરત કરો કે જેથી પોતાના બાળકોને ઈઝઝતવાન બનાવી શકો અને સજજન લોકોની ભૂલોને માફ કરતા રહો."

**('તબરાની વલ અસ્કરી')**

ઉપરાંત હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"આપસમાં એક બીજાને હદિયહ આપો અને મુહબ્બત પૈદા કરો."

**('તબરાની મોઅજજમે ઔસત')**

જાહેર છે કે જયારે ખૂશી વગેરેના પ્રસંગ સિવાય હદિયહ આપવો મુસ્તહબ છે તો ખૂશીના પ્રસંગે હદિયહ આપવો કેટલું સારું અને બેહતર હશે એટલા માટે કે મુસલમાનોની જમાઅતમાં સંપ પૈદા કરવાનો આ બહેતરીન ઝરીઓ છે.

**નોંધ :** હાં પરંતુ માત્ર રસ્મ અને રિવાજ તરીકે ન હોય બલ્કે ખુલૂસ (શુધ્ધ

ભાવના)થી હોય અને એના વળતર અને બદલાની ઈચ્છા ન હોય જેમ કે સામાન્ય રીતે શાદીઓમાં હોય છે.

('મુહમ્મદ કમરુઝ્ઝમાં')

## [૮] ઈયાદત (બીમારપુરસી)ના આદાબ

તે સૌથી મહત્વના સામાજિક આદાબ (શિષ્ટાચાર) જેની તરફ તરબિયત કરનારાઓએ ઘણું ધ્યાન આપવું જોઈએ અને પોતાના બાળકોને એની ટેવ પાડવી જોઈએ. એ આદાબો પૈકી બીમારપુરસીના આદાબ પણ છે કે જેથી બાળકમાં શરૂઆતથી જ દર્દ અને ગમમાં શરીક થવાની આદત પડે. એટલા માટે ઈસ્લામે બીમારપુરસીનો હુકમ આપ્યો છે બલ્કે તેની બીમારપુરસીને મુસલમાનનો મુસલમાન પર હક ઠેરવ્યો છે.

જેથી હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"એક મુસલમાનના બીજા મુસલમાન પર પાંચ હક છે :

(૧) સલામનો જવાબ આપવો.
(૨) બીમારની ઈયાદત (બીમારપુરસી) કરવી.
(૩) જનાઝાની સાથે જવું.
(૪) દઅવતને કબૂલ કરવું.
(૫) અને સલામને ફેલાવવું."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઈયાદત (બીમારપુરસી)ના આદાબ નીચે પ્રમાણે છે :

[A]

### બીમારપુરસીમાં ઉતાવળ કરવી

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"જયારે તે (મુસલમાન) બીમાર થઈ જાય તો તેની બીમાર–પુરસી કરો."

આ હદીષથી મા'લૂમ થયું કે બીમારપુરસી બીમારીની શરૂઆતથી જ થવી જોઈએ અને કેટલીક હદીષોથી મા'લૂમ થાય છે કે બીમારપુરસી મર્ઝ (બીમારી)ના ત્રણ દિવસ વીતી જવા પછી થવી જોઈએ.

તો આ હદીષોમાં સુમેળ એવી રીતે કરવામાં આવશે કે અગર બીમારી ખતરનાક હોય તો તરત જ બીમારપુરસી કરવી જોઈએ અને અગર સામાન્ય બીમારી હોય તો ત્રણ દિવસ પછી કરવી જોઈએ.

[B]

## બીમારપુરસીની હાલતમાં ઓછું બેસવું જોઈએ

કોઈ શખ્સ બીમારપુરસી માટે જાય અને તેના વધારે સમય બેસવાથી દુઃખનો ભય હોય તો વધારે સમય ન બેસે અને અગર મરીઝ (દર્દી)ને તેનાથી તસલ્લી (સાંત્વન) થાય અને તેની વાતોથી દર્દીનું દિલ રાઝી થતું હોય તો વધારે સમય સુધી બેસવામાં કોઈ વાંધો નથી.

[C]

## મરીઝ (દર્દી)ના પાસે જઈને તેના માટે દુઆ કરવી

હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના કેટલાક ઘરવાળાઓની બીમારપુરસી કરતા તો પોતાનો જમણો હાથ (તેના શરીર પર) ફેરવતા ફેરવતા આ ફરમાવતા :

"હે અલ્લાહ, લોકોના પરવરદિગાર ! બીમારીને દૂર કરી દો અને શિફા (તંદુરસ્તી) આપી દો, આપ જ શિફા (તંદુરસ્તી) આપનારા છો.

હકીકી (સાચી) શિફા આપની જ શિફા છે. એવી શિફા અતા ફરમાવો જે કોઈ પણ પ્રકારની બીમારીને ન છોડે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[D]

## મરીઝ (દર્દી)ને દુઆ યાદ અપાવવું

હઝરત અબૂ અબ્દુલ્લાહ ઉસ્માન બિન અબીલ આસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

તેઓએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પોતાના શરીરમાં દુખાવાની શિકાયત કરી તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"પોતાનો હાથ શરીરના તે ભાગ પર મૂકો જયાં દુખાવો છે અને ત્રણ વખત **'બિસ્મિલ્લાહ'** કહો અને પછી સાત વખત આ (દુઆ) પઢો :

"અઊઝુ બિ ઈઝઝતિલ્લાહિ વ કુદરતિહી મિન શર્રિ મા અજિદુ વ ઉહાજિરુ."

[હું અલ્લાહ તઆલાની ઈઝઝત અને કુદરતના વંસીલાથી પનાહ માંગું છું આ દર્દની તકલીફની બૂરાઈથી જેમાં હું ગિરફતાર છું અને જેનો મને ખૌફ છે.]

('મુસ્લિમ શરીફ')

[E]

## બીમારના ઘરવાળાઓથી બીમારનો હાલ પૂછવો

બુખારી શરીફમાં છે કે :

હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

વફાત વખતની બીમારીમાં આપની પાસેથી તશરીફ લાવ્યા તો લોકોએ પૂછયું કે :

"હે અબૂલ હસન ! હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રાત કેવી ગુજરી ?"

તેમણે ફરમાવ્યું :

"અલ્હમ્દુલિલ્લાહ ! સિહતમંદ થઈ રહ્યા છે."

[F]

## બીમારના શિરહાને બેસવું મુસ્તહબ છે

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈ બીમારની બીમારપુરસીના માટે તશરીફ લઈ જતા તો તેના શિરહાને બેસીને સાત વખત આ પઢતા :

"અસ્અલુલ્લા—હલ અઝી—મ રબ્બલ અરશિલ અઝીમિ અય્યશ્ફિ—ય—ક."❶

[હું તે મહાન અલ્લાહથી જે અર્શે અઝીમનો પરવરદિગાર છે (દુઆ) માંગું છું કે તે તમને શિફા આપે.]

[G]

## શિફાની દુઆ આપીને મરીઝને ખૂશ કરવું

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

❶ બીમાર અગર ઔરત હોય તો 'યશ્ફિ—ય—ક'ના બદલે 'યશ્ફિ—યકિ' પઢે.

"જયારે તમે કોઈ બીમારની ઈયાદતના માટે જાઓ તો તેને લાંબી ઉમર પામવાની દુઆ આપો એટલા માટે કે એનાથી તકદીર તો નથી બદલતી પરંતુ બીમારનું દિલ ખૂશ થઈ જાય છે અને આ પ્રમાણે કહેવું જોઈએ :

'પરેશાનીની કોઈ વાત નથી. અલ્લાહે ચાહ્યું તો આ (બીમારી) ગુનાહોથી પાક થવાનો ઝરીઓ છે.'

[H]

## બીમારથી ખૂદ પોતાના માટે દુઆની દરખ્વાસ્ત કરવી

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"જયારે તમે કોઈ બીમારની પાસે જાઓ તો તેને કહો કે તમારા માટે દુઆ કરે એટલા માટે કે તેનું તમારા માટે દુઆ કરવું એવું છે જેવું કે ફરિશ્તાઓનું દુઆ કરવું."

**નોંધ :** આ સુન્નતથી સામાન્ય રીતે ગફલત છે જેથી એના પર અમલ કરવો જોઈએ. ઉપરાંત આ હદીષથી બીમારની દુઆની પણ ઘણી ફઝીલત સાબિત થઈ એટલા માટે તેનાથી જરૂર દુઆની દરખ્વાસ્ત કરવી જોઈએ. **('મુહમ્મદ કમરુઝઝમાં')**

[I]

## બીમાર મૃત્યુ પામવાની હાલતમાં હોય તો તેને કલિમએ તય્યિબહની તલકીન કરવી

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"પોતાના મૃત્યુ પામવાની હાલતવાળા લોકોને **'લા ઈલા-હ ઈલ્લલ્લાહ'**ની તલકીન કરો !"

અને અબૂ દાવૂદ શરીફમાં છે :

"જે શખ્સનો આખરી કલામ 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ' હશે તે જન્નતમાં દાખલ થશે."

અર્થાત તે જન્નતમાં પ્રથમ દાખલ થનારાઓમાંથી હશે.❶ રહ્યા કાફિર તો તેના માટે તૌહીદ (અલ્લાહની અનન્યતા)ની સાથે રિસાલતની શહાદત પણ જરૂરી છે.

## [૯] તઅઝિયત (શોક દર્શાવવા)ના આદાબ

તે સામાજિક આદાબ (શિષ્ટાચાર) જેનો તરબિયત કરનારાઓએ બાળકોની તરબિયતની બાબતમાં પ્રબંધ કરવો જોઈએ તેમાં તઅઝિયત પણ છે. જો કોઈના સ્નેહીનો ઈન્તેકાલ થઈ જાય અથવા કોઈ અતિ પ્રિય વસ્તુ ગુમ થઈ જાય તો તેના માટે તઅઝિયત (શોક પ્રદર્શિત) કરવું જોઈએ.

તઅઝિયતનો મતલબ આ છે કે સારા શબ્દો અને મસનૂન દુઆઓ મારફતે મય્યતના ઘરવાળાઓ તથા સગાં–સંબંધીઓને એવી રીતે તસલ્લી (સાંતવન) આપે જેનાથી તેમનો ગમ હળવો થાય અને મુસીબત સહન કરવી આસાન થઈ જાય જેથી તઅઝિયત કરવી મુસ્તહબ છે ભલે તે ઝિમ્મી જ કેમ ન હોય.❷

[૧] રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

"કોઈ મો'મિન એવો નથી જે મુસીબતના સમયે પોતાના ભાઈની તઅઝિયત કરે પરંતુ આ કે અલ્લાહ તઆલા તેને એઅઝાઝ અને ઈકરામ (સન્માન અને પ્રતિષ્ઠા)ના પોશાક પહેરાવશે." **('ઈબ્ને માજહ શરીફ')**

---

❶ તહતાવી અલ દુર્ર

❷ **ઝિમ્મી** : જે ગૈર મુસ્લિમ ઈસ્લામી સલતનતમાં રહેતો હોય અને જિઝયહ (ગૈર મુસ્લિમો પાસે લેવામાં આવતો ટેક્ષ) ભરતો હોય તેને ઝિમ્મી કહે છે.

[૨] હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"જે શખ્સ મુસીબતમાં સપડાયેલાની તઅઝિયત કરે છે તેને પણ તેના બરાબર અજર અને સવાબ મળે છે."

('તિરમિઝી શરીફ')

અને યોગ્ય છે કે ઘરની તમામ વ્યકિતઓ અને સગાં–સંબંધીઓ, નાના–મોટાઓ, ઔરતો–મર્દો બધાંથી (તઅઝિયત) કરવામાં આવે. આ તઅઝિયત ભલે દફનથી પહેલાં હોય અથવા પછી, પરંતુ ત્રણ દિવસની અંદર અંદર હોય.

અલબત્ત અગર તઅઝિયત કરનારો અથવા જેની તઅઝિયત કરવામાં આવે તે હાજર ન હોય તો ત્રણ દિવસ બાદ પણ તઅઝિયત કરવામાં કોઈ વાંધો નથી.

તઅઝિયતના મહત્વના આદાબ નીચે પ્રમાણે છે :–

[A]

## જ્યાં સુધી થઈ શકે મસનૂન કલિમાત વડે તઅઝિયત કરવામાં આવે

ઈમામ નવવી રહમતુલ્લાહિ અલયહએ લખ્યું છે કે :

તઅઝિયત કોઈ પણ શબ્દોથી કરે તો જાઈઝ છે અલબત્ત આપણાં અસ્હાબે આ મુસ્તહબ જાણ્યું છે કે મુસલમાન બીજા મુસલમાનની તઅઝિયત કરતી વખતે આ શબ્દોને અદા કરે :

"અલ્લાહ તમારા અજરમાં વધારો કરે અને સબ્રે જમીલની તૌફીક બખ્શે અને તમારા મય્યિતની મગ્ફિરત કરે."

[B]

## મય્યિતના ઘરવાળાઓના માટે ખાવાની વ્યવસ્થા કરવી

ઈસ્લામી શરીઅતે આ મુસ્તહબ ઠેરવ્યું છે કે મય્યિતના ઘરવાળાઓના માટે ખાવાની વ્યવસ્થા કરવામાં આવે એટલા માટે કે આ દુઃખદ બનાવના કારણે તેમના દિલ તૂટેલા હશે.

જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે :

"જઅફરના ઘરવાળાઓ માટે ખાવાનું બનાવી લો કારણ કે તેમના પર એવી મુસીબત આવી પડી છે જે તેમને એનાથી ગાફિલ કરી દેશે."

અને માનવંત ઈમામોની એના પર સર્વ સંમતિ છે કે તઅઝિયત માટે આવનાર લોકોએ મય્યિતના ઘરવાળાઓનું ખાવું-પીવું મકરૂહ છે. હાં ફકીહો (શરીઅતના નિષ્ણાતો)એ તે લોકોને અપવાદ કર્યા છે જેઓ તઅઝિયતના માટે દૂર દરાઝથી આવ્યા છે અને મય્યિતવાળાઓના માટે એના સિવાય કોઈ ઉપાય ન હોય કે તેઓ તેમને ખવડાવે.

[C]

## તઅઝિયતમાં ગમ અને દુઃખ જાહેર કરવું

મય્યિતવાળાઓની સામે રંજ અને ગમ જાહેર કરે અને એવી હદીષો બયાન કરે જે મુસીબતો વિષે હોય પરંતુ મુસ્કુરાવુ યા હંસવુ યા નકામી વાતો કરવી યા મુસીબતમાં સપડોલાઓની સામે હસાવવાની વાતો કરવી બેઅદબી છે એટલા માટે કે મય્યિતના માટે રહમ અને ગમ જાહેર કરવું અને તેની ખૂબીઓ અને સદગુણો બયાન કરવા જ બેહતરીન તરીકો છે. એટલે નેકપૂર્વજો એવું જ કરતા હતા.

[D]

### કોઈ શરીઅત વિરુદ્ધ બાબત જુએ તો ઉમદા રીતે નસીહત કરે

જયારે કોઈના ઘરે તઅઝિયતના માટે જાય અને ત્યાં શરીઅતની ખિલાફ બાબત જુએ તો તે શખ્સની ઝિમ્મેદારી છે કે ખૈરખ્વાહીના અંદાઝમાં હિમ્મતથી હક વાત કહી દે અને હક વાત કરવામાં કોઈ ટીકા કરનારની બિલ્કુલ પરવા ન કરે.

જેમ કે હઝરત જરીર રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે :

"મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથ પર ફરમાંબરદારી અને ઈતાઅત અને દરેક મુસલમાનની સાથે ખૈરખ્વાહી કરવા માટે બૈઅત કરી."

## [૧૦] છીંક અને બગાસાના આદાબ

### છીંકના આદાબ

[A]

### છીંકનારાએ 'અલ્હમ્દુલિલ્લાહ' અને સાંભળનારાએ 'યરહમુકલ્લાહ' કહેવું જોઈએ

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"તમારામાંથી કોઈને છીંક આવે તો તે **'અલ્હમ્દુલિલ્લાહ'** કહે અને તેનો (મુસલમાન) ભાઈ યા સાથી એના જવાબમાં **'યરહમુકલ્લાહ'** કહે તો તેને (છીંક ખાનારાને) જોઈએ કે આ પ્રમાણે કહે :

"યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહુ બા–લકુમ"

[અલ્લાહ તઆલા આપને હિદાયત આપે અને આપની હાલત દુરુસ્ત કરે.]

('બુખારી શરીફ')

અને એક રિવાયતમાં છે કે આ પ્રમાણે કહે :

"યગ્ફિરુલ્લાહુ લના વ–લકુમ"

[અલ્લાહ તઆલા અમારી અને તમારી મગ્ફિરત ફરમાવે.]

('તિરમિઝી શરીફ', 'અબૂ દાવૂદ શરીફ')

[B]

**જો છીંક ખાનાર 'અલ્હમ્દુલિલ્લાહ' ન કહે તો જવાબ ન આપે**

એટલા માટે કે હઝરત અબૂ મૂસા અશઅરી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"તમારામાંથી કોઈને છીંક આવે અને તે **'અલ્હમ્દુલિલ્લાહ'** કહે તો તેને **'યરહમુકલ્લાહ'**થી જવાબ આપો અને જો તે **'અલ્હમ્દુલિલ્લાહ'** ન કહે તો તેના છીંકવાનો જવાબ ન આપો."

[C]

**છીંકતી વખતે મોઢાં પર હાથ મૂકવો અને અવાજ ધીમો કરવો જોઈએ**

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જયારે છીંક આવતી હતી

તો આપ પોતાનો હાથ યા કપડું મોંઢા પર મૂકી દેતા હતા અને તેના મારફતે અવાજ ધીમો કરતા હતા.

**('અબૂદાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે :

"અલ્લાહ તઆલા છીંક અને બગાસામાં અવાજ બુલંદ કરવાને નાપસંદ ફરમાવે છે."

**('ઈબ્નુસ્સિના')**

[D]

## ત્રણ વખત છીંક આવે ત્યાં સુધી જવાબ આપવો

જો કોઈ શખ્સને સતત છીંક આવે તો એવી સૂરતમાં સુન્નત આ છે કે સાંભળનારો તેને ત્રણ વખત (છીંક આવે) ત્યાં સુધી જવાબ આપે એટલા માટે કે હઝરત સલમહ ઈબ્નુલ અકવઅ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

એક શખ્સને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે છીંક આવી. હું ત્યાં હાજર હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેના 'અલ્હમ્દુલિલ્લાહ' કહેવાના જવાબમાં 'યરહમુકલ્લાહ' ફરમાવ્યું.

તેને બીજી વખત છીંક આવી યા ત્રીજી વખત તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"યરહમુકલ્લાહ'. તેમને ઝુકામ (શરદી, સરખેમ) થઈ ગયો છે."

**('મુસ્લિમ શરીફ', 'અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')**

ઘણાં આલિમોએ આ મુસ્તહબ બતલાવ્યું છે કે ત્રણ વખત છીંક આવ્યા બાદ તેના માટે તંદુરસ્તી અને સલામતીની દુઆ કરે અને તેને 'યરહમુકલ્લાહ' ન કહેવામાં આવે.

[E]

## ગેરમુસ્લિમની છીંકનો જવાબ 'યહદીકુમુલ્લાહ'થી આપવો જોઈએ

એટલા માટે કે હઝરત અબૂ મૂસા અશઅરી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

યહૂદી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે ઈરાદાપૂર્વક છીંકતા હતા કે જવાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) 'યરહમુકુમુલ્લાહ' કહી દે પરંતુ આપ તેમના જવાબમાં,

'યહદીકુમુલ્લાહ વ યુસ્લિહુ બા–લકુમ'

[ અલ્લાહ આપને હિદાયત આપે અને આપની હાલત દુરુસ્ત કરે. ]

ફરમાવ્યા કરતા હતા.

[F]

## અજાણી ઔરતની છીંકનો જવાબ ન આપવામાં આવે

મોટા ભાગના ઉલમાનો મઝહબ આ છે કે અજનબી (અજાણી) ઔરતને છીંક આવે તો તેની છીંકનો જવાબ આપવો મકરૂહે તહરીમી છે હાં જો વૃદ્ધ ઔરત હોય તો વાંધો નથી.

ઈબ્નુલ જૌઝી રહિમહુલ્લાહ ફરમાવે છે કે :–

ઈમામ અહમદ બિન હંબલ રહિમહુલ્લાહની પાસે એક આબિદ બેઠા હતા. ઈમામ અહમદ રહિમહુલ્લાહની પત્નીને છીંક આવી તો પેલા આબિદે 'યરહમુકિલ્લાહ' કહ્યું તો ઈમામ અહમદ રહિમહુલ્લાહએ ફરમાવ્યું કે,

"જાહિલ આબિદ છે."

તેમની મુરાદ આ હતી કે પેલા આબિદને આ મસઅલો ખબર નથી કે અજનબી ઔરતની છીંકનો જવાબ આપવો મકરૂહ છે.

## બગાસાના આદાબ

[A]

### જયાં સુધી શકય હોય બગાસાને રોકવામાં આવે

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા છીંકને પસંદ ફરમાવે છે અને બગાસાને નાપસંદ ફરમાવે છે. એટલા માટે જયારે તમારામાંથી કોઈ શખ્સને છીંક આવે અને 'અલ્હમ્દુલિલ્લાહ' કહે તો જે શખ્સ પણ એને સાંભળે તેના પર લાઝિમ છે કે તેના જવાબમાં 'યરહમુકલ્લાહ' કહે.

પરંતુ બગાસું શયતાનની અષરથી આવે છે એટલે જયારે તમારામાંથી કોઈને બગાસું આવે તો જયાં સુધી થઈ શકે તેને રોકે. એટલા માટે કે જયારે તમારામાંથી કોઈને બગાસું આવે છે તો શયતાન તેના પર હસે છે."

[B]

### બગાસા વખતે મોઢાં પર હાથ રાખી લેવો જોઈએ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે તમારામાંથી કોઈને બગાસું આવે તો તેણે પોતાનો હાથ મોઢાં પર રાખી લેવો જોઈએ એટલા માટે કે શયતાન મોઢામાં દાખલ થઈ જાય છે."

એટલા માટે મોટા ભાગના ઉલમાનો મઝહબ આ છે કે બગાસા વખતે મોઢાં પર હાથ રાખવો મુસ્તહબ છે ચાહે નમાઝની હાલતમાં આવે કે નમાઝની બહાર.

[C]

**બગાસા વખતે અવાજ બુલંદ કરવો મકરૂહ છે.**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા છીંકને પસંદ કરે છે અને બગાસાને નાપસંદ. એટલે જયારે તમારામાંથી કોઈ શખ્સને બગાસું આવે તો તેણે હા...હા... (અવાજ) નહિ કરવો જોઈએ એટલા માટે કે આ શયતાની અષરથી થાય છે જેને સાંભળીને તે (શયતાન) હસે છે."

**નોંધ :** નેકપૂર્વજોથી રિવાયત છે કે :–

જે શખ્સને બગાસું આવી રહ્યું હોય તે આ તસવ્વુર (કલ્પના) કરે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કદી બગાસું નથી આવ્યું. અલ્લાહ તઆલાએ ચાહ્યું તો બગાસું રોકાઈ જશે.

**('મુહમ્મદ કમરુઝ્ઝમાં')**

છીંક અને બગાસાની બાબતમાં જે નિયમો અને આદાબ ઈસ્લામે નકકી કર્યા છે તે અત્યંત મહત્ત્વના છે જેથી તરબિયત કરનારાઓએ જોઈએ કે તેને પોતાના ખાનદાન, ઔલાદ, ઘરવાળાઓમાં ચાલુ કરે કે જેવી તે બધાં પણ પોતાની સામાજિક અને સામૂહિક જિંદગીમાં ઈસ્લામી આદાબથી આભૂષિત થઈ જાય.

4

## દેખરેખ અને સામાજિક પરિક્ષણ (સમાલોચના)

બાળકના ચરિત્ર ઘડતરની બાબતમાં આ જરૂરી છે કે તેને શરૂઆતથી જ આ વાતનો આદી બનાવે કે તે સમાજ પર નજર રાખે અને મૌકા અનુસાર જરૂરત પ્રમાણે સમાલોચના અને સુધારો કરતો રહે અને સાથીઓની સુધારણા માટે કોશિશ કરતો રહે અને જે શખ્સમાં ગુમરાહી જોવામાં આવે તેની સાથે ખૈરખ્વાહી અને નસીહત કરતો રહે આ વિષે મહત્ત્વની બાબતો નીચે પ્રમાણે છે :–

### [૧] રાએ આમ્મહ અર્થાત્ લોકોના આચાર વિચારની હિફાઝત (જાળવણી) એક સામાજિક જવાબદારી છે

ઈસ્લામે રાએ આમ્મહ (જનતાના અભિપ્રાય)ની હિફાઝતને ફર્ઝ ઠેરવી છે જે **'અમ્ર બિલ મઅરૂફ'** (ભલાઈનો હુકમ કરવો) અને **'નહી અનિલ મુન્કર'** (બૂરાઈથી રોકવું)ના સ્વરૂપમાં તમામ ઉમ્મતને લાગુ પડે છે ચાહે તેઓમાં જાત અને પ્રકારના કેટલાય ઈખ્તિલાફ કેમ ન હોય. અને આ બાબતમાં તેઓમાં ન કોઈ તફાવત છે ન કોઈ ભેદભાવ. આ ફરીઝહ (કર્તવ્ય) ઈસ્લામે હાકિમો અને ઉલમા, અવામ અને ખવાસ, મર્દ અને ઔરત, જવાન અને બુઢા, નાના અને મોટા, કર્મચારીઓ અને અધિકારીઓ બધાં પર એક સરખો લાગુ કર્યો છે જેનાથી કોઈ ઈન્સાન અપવાદ નથી. એની બુનિયાદી દલીલ અને આધાર અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ છે :–

"(હે મુસલમાનો !) લોકો માટે (દુનિયામાં) જે ઉમ્મતો પૈદા થઈ તે સૌમાં તમે શ્રેષ્ઠ છો (કારણકે) તમે નેક કામોનો હુકમ કરો છો તથા બૂરી વાતોથી રોકો છો અને અલ્લાહ પર ઈમાન રાખો છો."

**(સૂરએ 'આલિ ઈમરાન' ૧૦૯)**

અને મુસલમાનોના સામૂહિક અને સામાજિક કર્તવ્યની બાબતમાં અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ છે :–

"અને ઈમાનવાળા પુરુષો તથા ઈમાનવાળી સ્ત્રીઓ એક બીજાની (નેકીઓમાં) મદદગાર છે. તેઓ નેક વાત શિખવે છે અને બૂરી વાતોથી રોકે છે અને નમાઝની પાબંદી રાખે છે અને ઝકાત આપે છે. તેઓ અલ્લાહના તથા તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમ અનુસાર ચાલે છે. એવા લોકો પર અલ્લાહ તઆલા જરૂર રહમ કરશે. બેશક, અલ્લાહ તઆલા ઝબરદસ્ત હિકમતવાળો છે."

(સૂરએ 'તવબહ' ૭૧)

અને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનથી જયારે બૈઅત લેતા હતા તો તેમનાથી તંગી અને ફરાખી (માલની વિપુલતા), ખૂશી અને ગમી બંને હાલતોમાં ઈતાઅત (ફરમાંબરદારી)ની બૈઅત (વચન) લેતા હતા અને સાથે જ આ પણ વાયદો લેતા રહેતા હતા કે તેઓ જયાં પણ હશે હક વાત કહેશે અને હક વાત પહોંચાડવામાં અને અલ્લાહ તઆલાના પૈગામને પહોંચાડવામાં કોઈ ટીકા–કારની ટીકાની બિલકુલ પરવા ન કરશે.

'અમ્ર બિલ મઅરૂફ' (ભલાઈનો હુકમ કરવો) અને 'નહી અનિલ મુન્કર' (બૂરાઈથી રોકવું) ઈસ્લામી ઉમ્મતના તમામ લોકો પર વાજિબ છે અને એ દરેક મુસ્લિમ વ્યકિત પર એક સામૂહિક અને સામાજિક કર્તવ્ય છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે :–

"જયારે બની ઈસરાઈલ ગુનાહોમાં પડી ગયા તો તેમના ઉલમાએ તેમને એનાથી રોકયા પરંતુ તે લોકો રોકાયા નહિ છતાં તેમના ઉલમા તેમની સાથે મજલિસોમાં શરીક થતા રહ્યા અને ખાવા–પીવામાં તેમની સાથે શામિલ રહ્યા તો અલ્લાહ તઆલાએ તેમના દિલ એક સરખા કરી દીધા અને તેમના પર હઝરત દાવૂદ અને હઝરત ઈસા

અલયહિમુસ્સલામની ઝબાન મારફતે લઅનત મોકલી જેનું મૂળ કારણ તેમની નાફરમાની અને વચનભંગ હતું."

ઉપરાંત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કસમ તે જાતની જેના કબઝએ કુદરતમાં મારો જાન છે તમે 'અમ્ર બિલ મઅરૂફ' (ભલાઈનો હુકમ) અને 'નહી અનિલ મુન્કર' (બૂરાઈથી રોકથામ) જરૂર કરો નહિતર નજીક છે કે અલ્લાહ તઆલા તમારા પર અઝાબ નાઝિલ ફરમાવે અને તે પછી તમે દુઆ માંગો તો તેને તે કબૂલ ન કરે." **('તિરમિઝી શરીફ')**

એટલા માટે તરબિયત કરનારાઓને જોઈએ કે નવી નસલની અંદર વચન અને કર્મમાં સાહસ અને શુરવીરતા પૈદા કરે કે જેથી બાળક શરૂઆતથી જ બીજાઓના હકકોની હિફાઝત તેમજ 'અમ્ર બિલ મઅરૂફ' અને 'નહી અનિલ મુન્કર'ના કર્તવ્યની અદાયગીમાં પરવરિશ પામે.

## [૨] આ બાબતમાં જરૂરી નિયમો

[A]

### દાઈ (નિમંત્રક)ની વાણી તેના કર્મ પ્રમાણે હોય

એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"હે ઈમાનવાળાઓ ! એવી વાત શા માટે કરો છો જે (તમે પોતે) કરતા નથી ? અલ્લાહ તઆલાની નજીક આ વાત ઘણી નારાઝગીની છે કે એવી વાત કહો જે કરો નહિ." **(સૂરએ 'સફ' ૨,૪)**

ઉપરાંત ઈર્શાદ છે કે :–

"આ કેવો અન્યાય છે કે તમે (બીજા) લોકોને તો નેક કામનો

હુકમ કરો છો પણ પોતાને જ વિસરી જાઓ છો ? જો કે તમે તો કિતાબ (તવરાતમાં ઈસ્લામ લાવવાનો હુકમ) પઢતા રહો છો તો પછી તમે કેમ સમજતા નથી ?" (સૂરએ 'બ-ક-રહ' ૪૪)

ઉપરાંત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

"કિયામતના દિવસે એક શખ્સને લાવવામાં આવશે અને તેને આગમાં નાંખી દેવામાં આવશે તો લોકો તેને કહેશે કે :-

"હે ફલાણાં ! તમને શું થઈ ગયું ? શું તમે સારી વાતોનો હુકમ નહિ આપ્યા કરતા હતા અને બૂરી વાતોથી નહિ રોકતા હતા ?"

તે (શખ્સ) કહેશે :-

"કેમ નહિ ? હું બીજાઓને સારી વાતોનો હુકમ આપ્યા કરતો હતો પરંતુ પોતે તેના પર અમલ કરતો ન હતો. અને બીજાઓને બૂરાઈઓથી રોકતો હતો પરંતુ પોતે બૂરાઈઓ કરતો હતો."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે રાતે મને સૈર કરાવવામાં આવી (અર્થાત્ મેઅરાજ થઈ) મારે એક એવી કૌમ પાસેથી પસાર થવાનું થયું કે જેમના મોઢા આગની કાતરોથી કાપવામાં આવી રહ્યા હતા.

મેં હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામને પૂછયું કે,

"આ કોણ લોકો છે ?"

તો તેમણે ફરમાવ્યું કે,

"આ લોકો આપની ઉમ્મતના ખતીબ (વઅઝ અને નસીહત કરનારા લોકો) છે જેઓ એવી વાતો કહેતા હતા જેના ઉપર પોતે અમલ

નહિ કરતા હતા અને અલ્લાહ તઆલાની કિતાબ (કુર્આન) પઢતા હતા હતા પરંતુ તેના પર અમલ નહિ કરતા હતા."

**('ઈબ્ને અબીદુન્યા', 'બયહકી')**

નેકપૂર્વજોની આ આદત હતી કે તેઓ પોતાની જાતને અને પોતાની ઔલાદને નેક અમલ અને તકવાની તરબિયત આપવાથી પહેલાં બીજાઓને અલ્લાહના તરફ દઅવત આપવાને અને ખૈરની તા'લીમ આપવાને પસંદ નહિ ફરમાવતા હતા.

જેથી સય્યિદિના હઝરત ઉમર ઈબ્નુલ ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ જયારે બીજાઓને કોઈ હુકમ આપવા ચાહતા હતા તો પ્રથમ પોતાના ઘરવાળાઓને સખ્તીથી તેનો હુકમ આપતા.

એટલા માટે દઅવત આપનારાઓ અને વઅઝ કરનારાઓએ પોતાની અંદર આ શાનદાર આદત પૈદા કરવી જોઈએ કે જેથી લોકો તેમની વાત કબૂલ કરે અને તેમની વઅઝ અને નસીહત પર લબ્બયક (હું હાજર છું) કહે.

[B]

## જે બૂરાઈથી રોકે છે તે સર્વસંમત બૂરાઈ હોય

જે બૂરાઈથી એક મુસલમાન બીજા મુસલમાનને રોકી રહ્યો છે તે એવી હોય કે તેના બૂરા હોવા પર ફકીહો, ઈમામો અને મુજતહિદો સર્વ સંમત હોય, પરંતુ જો કોઈ એવી બાબત હોય જેમાં વિશ્વાસપાત્ર મુજતહિદોનો મતભેદ હોય તો તે શરીઅતની નજરમાં મુન્કર (બૂરું કામ) ગણાશે નહિ. (આ વાત) સારી રીતે સમજી લો.

એના પછી આ કિતાબના લેખક રહિમહુલ્લાહએ તકલીદ (શરીઅતના ઈમામોનું અનુસરણ) કરવાનું મહત્ત્વ અને જરૂરતને સ્પષ્ટ કર્યા છે જે વાંચવા લાયક છે અને એ બાબતમાં એક અરબી કહેવત લખી છે :–

**'મન કલ્લ–દ આલિમન લકિ–યલ્લા–હ સાલિમન'**

અર્થાત્ જે શખ્સ કોઈ આલિમની તકલીદ કરશે તે અલ્લાહ તઆલાથી સહીહ અને સાલિમ (સલામત) રહીને મુલાકાત કરશે.

તે પછી ફરમાવ્યું કે :–

તે લોકો જેઓ બીજાઓ પર એટલા માટે ટીકા કરે છે કે તેઓ મુકલ્લિદ (શરીઅતના ઈમામોની તકલીદ કરનારા) છે અને તેમનો આ દા'વો છે કે તેઓ પોતે આ ઝમાનાના મુજતહિદોમાંથી છે તો તેઓ પોતાની સખ્ત વર્તણૂંકથી ઉમ્મતની એકતાને તોડનારા છે અને મુસલમાનોની જમાઅતની ઈઝઝત, ફતેહ અને સફળતાના રસ્તામાં રોડા નાંખનારા છે.

'અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા'

(અલ્લાહ તઆલા એવા લોકોથી બચાવે !)

એના પછી લેખક રહિમહુલ્લાહ આ પ્રમાણે નસીહત ફરમાવી રહ્યા છે :

આપણે બધાને જોઈએ કે આ અહકામ અને મસાઈલ પર, જેના પર ઉલમા અને ફુકહાની સર્વસંમતિ છે આપણે બધા સર્વસંમત થઈને અમલ કરીએ અને જે મસાઈલમાં આપસમાં મતભેદ છે તેમાં એક બીજાને મઅઝૂર સમજીએ અને અસત્યનો આરોપ કે કટાક્ષના વેણ ન કહીએ.

**નોંધ :** સુબ્હાનલ્લાહ ! કેવી સુંદર નસીહત છે જે બધાના માટે અમલ કરવા લાયક છે. જો એવું થઈ જાય તો ઘણાં ઝઘડાઓ આસાનીથી દૂર થઈ જાય બલ્કે એકતા અને સંપનું ખૂશનુમા વાતાવરણ સ્થાપિત થઈ જાય.

એ જ પ્રમાણે આ ઝમાનામાં દરેક તે જમાઅત જે દીનના કોઈ વિભાગની સુન્નત તરીકા પ્રમાણે ખિદમત કરી રહી હોય તેની મદદ અને સમર્થન કરવું જોઈએ અને તેને મઅઝૂર જ નહી બલ્કે મઅજૂર (અજરની મુસ્તહિક) સમજવી જોઈએ. 'વલ્લાહુ તઆલા વલિય્યુત્તૌફીક' (અલ્લાહ તઆલા જ તૌફીક આપનાર છે.)

(મુહમ્મદ કમરુઝઝમાં)

[C]

## બૂરાઈથી રોકવામાં અનુક્રમનો લિહાઝ કરવો જોઈએ

☐ પહેલાં તબકકામાં જિજ્ઞાસા વગર શરીઅત વિરુદ્ધની બાબત વિષે જાણવાની કોશિશ કરે.
☐ તે પછી એ બૂરાઈ વિષે એના કરનારાને જાણ કરે.
☐ તે પછી વઅઝ અને નસીહત મારફતે તે વ્યકિતને શરીઅત વિરુદ્ધ બાબતથી રોકવાનો પ્રયત્ન કરે.
☐ જો એની અસર ન થાય તો સખ્તીથી ઠપકો આપે.
☐ અને જો તેનો પણ ડર ન લાગે તો તેને ડરાવવું ધમકાવવું જોઈએ કે તેની સાથે આ આ પ્રમાણે કરવામાં આવશે.
☐ જો એની પણ અસર ન થાય તો કુવ્વતે બાઝુ (શારીરિક શકિત) વડે એ બૂરાઈને ખત્મ કરવી જોઈએ. પરંતુ આ કામના માટે પૂરી કૌમ અને જમાઅત (બલ્કે હુકૂમત)નું તૈયાર થવું જરૂરી છે કે જેથી ફિત્નો અને ફસાદ ન ફેલાય.

[D]

## સુધારકે નરમ મિઝાજ અને ખૂશ અખ્લાક હોવું જોઈએ

એટલા માટે કે નરમ મિઝાજી અને ખૂશ અખ્લાકી એવી સિફતો છે જે દઅવત અને તબ્લીગના કામમાં લાગનારાઓના માટે લાઝિમ અને જરૂરી છે.

હઝરત અમ્ર બિન શુઐબ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ સારી વાતનો હુકમ કરે તેને જોઈએ કે ઉમદગી (ખૂબી)થી (હુકમ) કરે."

('બયહકી')

બીજી રિવાયતમાં છે કે :–

"અલ્લાહ તઆલા રફીક (વિનમ્ર) છે અને રિફક (નરમી)ને પસંદ ફરમાવે છે અને નરમી પર તે અતા ફરમાવે છે જે તેના સિવાય બીજી કોઈ ચીઝ પર અતા નથી ફરમાવતો."

('મુસ્લિમ શરીફ')

જેથી હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

એક ગામડાના શખ્સે મસ્જિદમાં પેશાબ કરી દીધો. લોકો તેની તરફ ધસી ગયા અને તેને ઠપકો આપ્યો.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"એને છોડી દો અને એના પેશાબ પર એક ડોલ ભરીને પાણી વહાવી દો એટલા માટે કે તમે લોકોને નરમી પૈદા કરવાના માટે મોકલવામાં આવ્યા છે ન કે સખ્તી પૈદા કરવાના માટે."

એક વઅઝ કરનારા શખ્સ અબૂ જઅફર મનસૂરની પાસે ગયા અને તેમને ઘણી સખ્ત વાતો કહી.

તો અબૂ જઅફરે કહ્યું કે,

"જનાબ વાલા ! જરા નરમી કરો, એટલા માટે કે અલ્લાહ તઆલાએ આપના કરતાં બહેતર શખ્સિયત અર્થાત્ હઝરત મૂસા અલયહિસ્સલામને તેમના ભાઈની સાથે મારા કરતા બદતર ઈન્સાન અર્થાત્ ફિરઔનની પાસે મોકલ્યા તો હુકમ ફરમાવ્યો કે :–

"તે પછી એની સાથે નરમીથી વાત કરજો કદાચ તે નસીહત કબૂલ કરી લે યા ડરી જાય."

(સૂરએ 'તા–હા' ૪૪)

[E]

## તકલીફ અને કસોટી વખતે સબ્ર કરે

એટલા માટે કે આ યકીની વાત છે કે જે શખ્સ સમાજની ટીકા કરશે અને અલ્લાહના તરફ દઅવત આપવાની ફરજ બજાવશે તે જાત જાતની તકલીફો અને કસોટીઓનો શિકાર બનશે અને એમાં શક નથી કે દરેક ઝમાનામાં તમામ અંબિયા (અલયહિમુસ્સલામ) અને સાલિહીન (નેક લોકો) અને દઅવત આપનારાઓની સાથે એવું જ થતું રહ્યું છે.

એટલા જ માટે અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"શું તમે એમ ધારો છો કે (શ્રમ વેઠયા વિના જ) જન્નતમાં ચાલ્યા જશો અને જુઓ તો હજુ સુધી તમારામાંથી પહેલાંના (મુસલમાન) લોકો જેવા બનાવો તમારી સામે આવ્યા નથી, તેમને તો (દુશ્મનોના હાથે) એવી એવી સખ્તીઓ અને ઈજા પહોંચી અને તેઓને (તકલીફોથી) એટલે દરજે હચમચાવી નાખવામાં આવ્યા કે (તે વખતના) રસૂલ તથા તેમની સાથે જે ઈમાનવાળા હતા તે (બેચેન થઈ) પુકારી ઊઠયા કે અલ્લાહની મદદ કયારે આવશે ? (તો તેઓને ધીરજ આપતાં ફરમાવ્યું કે) યાદ રાખો, ખચિત અલ્લાહની મદદ (બહુ નજીક) છે."

**(સૂરએ 'બ-ક-ર-હ' ૨૧૪)**

અને હઝરત લુકમાન અલયહિસ્સલામએ પોતાના પુત્રને વઅઝ કહીને આ નસીહત કરી કે :–

"હે પુત્ર ! નમાઝ પઢતા રહો અને સારા કામોની નસીહત કરતા રહો અને બૂરા કામોથી રોકતા રહો અને તમારા પર જે મુસીબત આવે તેના પર સબ્ર કરો આ હિમ્મતના કામોમાંથી છે."

**(સૂરએ 'લુકમાન' ૧૭)**

એટલે જે લોકોએ ઈસ્લામનો પૈગામ પહોંચાડવાનો ઝંડો ઉઠાવેલો છે

અને ધરતી પર ઈસ્લામનો હુકમ લાગુ કરવા ચાહે છે તો મુનાસિબ છે કે પોતાની ઝાતને સબ્ર અને મકકમતાના આદી બનાવે અને અલ્લાહ તઆલાના રસ્તામાં પેશ આવનારી તકલીફોને બરદાશ્ત કરે.

## [૩] નેક પૂર્વજોના કારનામાઓથી ઈબ્રત હાસિલ કરવી

તે પરિબળો અને પ્રવૃત્તિઓ જે મુસલમાનોમાં સાહસ અને શૂરવીરતાને મજબૂત કરનારા છે તેમાંથી એક તે ઐતિહાસિક યાદગારો અને કારનામાઓને રજૂ કરવું છે જે આપણાં બુઝુર્ગો અને નેક પૂર્વજોએ બૂરાઈને દૂર કરવામાં અપનાવ્યા હતા. અને આ હકીકત છે કે તે કારનામાઓને સહીહ રીતે રજૂ કરવામાં આવે તો ખરેખર નવી નસલના મનોબળ અને ઈરાદાઓ પર ઘણી સારી અસર પડશે. અને આ કારનામાઓ તેમને આ વાત માટે તત્પર કરશે કે તેઓ ઈસ્લામની ઈઝઝત અને હુરમતનો ખ્યાલ નહિ રાખનારા તેમજ જેમની નજરમાં ઉચ્ચ અખ્લાકની કોઈ કદર અને કિંમત નથી તેવા ફસાદીઓ અને ધર્મ વિમુખ લોકોના મુકાબલા માટે અડીખમ થઈ જાય.

તે પછી આ કિતાબના લેખકે નેકપૂર્વજોના કારનામાઓના ઘણાં બનાવો નકલ ફરમાવ્યા છે જે વાંચવા લાયક છે પરંતુ ટૂંકાણ જાળવવા માટે એ બનાવો અહીં લખતો નથી. જેને તૌફીક થાય તે અસલ કિતાબ વાંચે.

એ બનાવો નકલ કર્યા બાદ લેખક લખે છે કે :–

નેકપૂર્વજોના આ પ્રમાણેના કારનામાઓના અસંખ્ય નમૂનાઓ છે, જે બધા આ વાતનું સમર્થન કરે છે કે લોકોએ સારી વાતનો હુકમ કરવાનું અને બૂરી વાતથી રોકવાનું કર્તવ્ય એટલા માટે અદા કર્યું કે જેથી સમાજ આ વાતથી સુરક્ષિત રહે કે કોઈ એનાથી ખેલ કરે યા એમાં અવ્યવસ્થા પૈદા કરે. અને એટલા માટે કે ઉમ્મતમાં આપસનો સંબંધ અને બંધન મજબૂતીથી કાયમ રહે. કારણકે સમાજમાં વ્યકિતની મિસાલ ઈમારતની ઈંટોમાં એક ઈંટ જેવી છે એટલા માટે તબ્લીગ કરનારાઓને જોઈએ કે લોકોનું ધ્યાન એ તરફ કેન્દ્રિત કરે જેમાં તેમનો ફાયદો

હોય. અને ફસાદ તેમજ નુકસાનોને દૂર કરે અને લોકોની સાથે મળીને સમાજની ઈમારતને ખાલિસ (શુદ્ધ) ઈસ્લામી અકીદાઓ અને બહેતરીન અખ્લાકી ઉસૂલો પર કાયમ કરવા માટે સહકાર આપે અને કોઈની ટીકાની પરવા કરવા વગર હક વાત કહે.

ઈસ્લામે પોતાના અત્યંત શાનદાર ધ્યાન અને સુધારણા મારફતે દરેક મુસલમાનને જયાં પોતાનો મુહાફિઝ (રક્ષક) અને નિગરાં (રખેવાળ) બનાવ્યાં છે તે જ પ્રમાણે તેણે બીજાઓના પણ મુહાફિઝ અને નિગરાં મુકર્રર કર્યા છે કે જેથી સમાજની રચના અને સુધારણાની બાબતમાં તેઓ પોતાની મહાન જવાબદારી અને પોતાના પદનું કર્તવ્ય પૂરું કરી શકે.

જેથી અલ્લાહ તઆલાએ કુર્આને અઝીમમાં આ બાબતમાં આ ટૂંકી અને અર્થસભર સૂરત નાઝિલ ફરમાવી છે :–

"ઝમાનાના સોગંદ છે. બેશક, માણસ (વખતને) વ્યર્થ ગાળવાના કારણે ઘણાં નુકસાનમાં છે પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા, તેમજ એક બીજાને સત્ય (એટલે દીનની વાતો પર કાયમ રહેવા)ની તાકીદ કરતા રહ્યા તેમજ માંહોમાંહે ધીરજની તાકીદ કરતા રહ્યા, (તેઓ નુકસાનમાં નથી)."

(સૂરએ 'અસ્ર' ૧ થી ૩)

# સાતમું પ્રકરણ

## જાતીય તરબિયત (ઉછેર)ની જવાબદારી

જાતીય તરબિયત (ઉછેર)થી મકસદ આ છે કે બાળક જયારે એ બાબતોને સમજવા માટે કાબિલ થઈ જાય જે જાતીયતા અને કામેચ્છા (વાસના)થી સંબંધ ધરાવે છે તો મારા ખ્યાલમાં તરબિયત કરનારાઓએ નીચેની બાબતો તરફ ધ્યાન આપવું જોઈએ :–

[૧] ઈજાઝત માંગવાના આદાબ
[૨] જોવાના અહકામ
[૩] બાળકને જાતીય લાગણી ઉશ્કેરે તેવી ચીઝોંથી દૂર રાખવા
[૪] બાળકને બાલિગ (પુખ્ત) થવા પહેલાંના અને પછીના અહકામ શિખવવા
[૫] શાદી અને જાતીય સંબંધો
[૬] જે લોકો શાદીની શકિત ધરાવતા નથી તેમણે પાકબાઝ રહેવું જોઈએ
[૭] શું જાતીય પ્રશ્નો બાળકની સામે બયાન કરવા જોઈએ ?

## ❶

## ઈજાઝત માંગવાના આદાબ

આ આદાબની વિગતો 'સામાન્ય સામાજિક આદાબ'ના શીર્ષક નં.૩ હેઠળ આવી ગઈ છે એને ત્યાં વાંચી લેવામાં આવે.

## ❷

## જોવાના અહકામ

### [A] મહરમોની તરફ જોવાના અહકામ

જે ઔરતોથી નિકાહ કરવું પુરુષો માટે હંમેશાના માટે હરામ હોય તેને પુરુષની મહરમો કહેવામાં આવે છે અને તે પુરુષ જેનાથી ઔરતને હંમેશાના માટે નિકાહ કરવું હરામ હોય તેને સ્ત્રીઓના મહરમો કહેવામાં આવે છે. તો એ લિહાઝથી મહરમોમાં નીચે પ્રમાણે લોકોનો સમાવેશ થાય છે :–

☐ **નસબના કારણે હરામ થનારી ઔરતો**

નસબના કારણે હરામ થનારી ઔરતો સાત છે જેનો ઉલ્લેખ અલ્લાહ તઆલાએ પોતાના આ પવિત્ર ઈર્શાદમાં ફરમાવ્યો છે :–

"તમારા પર હરામ કરવામાં આવી છે :–
– તમારી માતાઓ
– અને તમારી બેટીઓ
– અને તમારી બહેનો
– અને તમારી ફોઈઓ
– અને તમારી ખાલાઓ (માસીઓ)
– અને ભત્રીજીઓ
– અને ભાણજીઓ." (સૂરએ 'નિસા–અ' ૨૩)

☐ **નિકાહના કારણે હરામ થનારી ઔરતો**

નિકાહના કારણે હરામ થનારી ઔરતો ચાર છે જે કુર્આને પાકથી સાબિત છે :–

– વાલિદની બીવી (સાવકી મા)
– દીકરાની બીવી (પુત્ર વધુ)
– બીવીની માતા (સાસુ)
– બીવીની બેટી (સાવકી છોકરી)

☐ **દૂધ (ધાવણ)ના કારણે હરામ થનારી ઔરતો**

દૂધ (ધાવણ)ના કારણે હરામ થનારી ઔરતો આ છે :–

અને તમારા પર હરામ કરવામાં આવી છે :–

– તમારી તે માતાઓ જેઓએ તમોને દૂધ (ધાવણ) પિવડાવ્યું છે,
– અને તમારી તે બહેનો જે દૂધ શરીક છે

**(સૂરએ 'નિસા–અ' ૨૩)**

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે :–

"રઝાઅત (ધાવણ)ના કારણે પણ તે સ્ત્રીઓ હરામ થઈ જાય છે જે નસબના કારણે હરામ થાય છે." **('મુસ્લિમ શરીફ')**

એટલા માટે નસબના કારણે જે સ્ત્રીઓ હરામ છે જેમકે :–

☐ મા, ☐ બેટી, ☐ બહેન, ☐ ફોઈ,
☐ ખાલા (માસી), ☐ ભત્રીજી, ☐ ભાણજી,

એવી જ રીતે રઝાઅત (ધાવણ)ના રિશ્તાઓ અર્થાત્ ધાવણના કારણે હરામ થઈ જાય છે જેમકે :–

☐ રઝાઈ (દૂધ) મા, ☐ રઝાઈ (દૂધ) બહેન,

☐ રઝાઈ (દૂધ) પુત્રી વગેરે...

મર્દના માટે પોતાની મહરમ ઔરતોનો છાતીથી ઊપર અને ઘૂંટણોથી નીચેનો ભાગ એવી સૂરતમાં જોવો જાઈઝ છે જયારે તે પોતે અને ઔરત બંને શહવાતે નફસાનિય્યહ (કામવાસના)થી મા'મૂન (નચિંત) અને મહફૂઝ (સુરક્ષિત) હોય (અર્થાત્ એને જોવાથી મનમાં કામવાસના ઉત્પન્ન થવાનો સંભવ ન હોય) એ ઉપરાંત શરીરના બીજા ભાગો દાખલા તરીકે :–

☐ પેટ ☐ પીઠ (વાંસો) ☐ અને જાંઘ વગેરે

અંગો તરફ મહરમે પણ જોવું જાઈઝ નથી.

(અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–)

"આ ખુદાઈ કાનૂનો છે માટે તમે એ કાનૂનોનો ભંગ ન કરશો અને જે શખ્સ ખુદાઈ કાનૂનોનો ભંગ કરે છે તો એવા જ લોકો પોતાનું નુકસાન કરનારા છે." **(સૂરએ 'બ–ક–ર–હ' ૨૨૯)**

**[B] જેની સાથે શાદી કરવાનો ઈરાદો હોય તેના તરફ જોવાના અહકામ**

ઈસ્લામી શરીઅતે શાદી કરનારાને પોતાની થનારી પત્નીને જોવાની ઈજાઝત આપી છે. એ જ પ્રમાણે છોકરીને પણ આ વાતની ઈજાઝત છે કે તે પોતાના થનારા પતિને જોઈ લે. જેથી બંને જીવનસાથી (પતિ–પત્ની) એક બીજાને ખૂશદિલીથી પસંદ કરી લે.

જેમકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત મુગીરહ બિન શુઅબહ રદિયલ્લાહુ અન્હુથી ઈર્શાદ ફરમાવ્યો કે,

"તેને જોઈ લો એટલા માટે કે એના કારણે તમારા નિકાહના રિશ્તાને દવામ (નિત્યતા) મળશે અર્થાત્ જોઈ લેવું આપસમાં ઉલ્ફત અને મુહબ્બતને દવામ (નિત્યતા) બખ્શે છે."

**('મુસ્લિમ શરીફ')**

પરંતુ આ જોવાના પણ આદાબ છે જેનું પાલન કરવું જરૂરી છે.

તે આદાબ નીચે પ્રમાણે છે :–

(૧) અગર છોકરાનો કોઈ છોકરી સાથે નિકાહ કરવાનો પાકો ઈરાદો હોય તો તેના ચહેરા અને હાથોને જોઈ શકે છે.

(૨) અગર જરૂરત મહેસૂસ થાય તો તે છોકરીની સૂરતને પોતાના દિમાગમાં (યાદ) રાખવા માટે વારંવાર નજર નાંખી શકે છે.

(૩) છોકરી અને છોકરો, જોવાની તથા શાદીની વાત નકકી કરવાની મજલિસમાં એક બીજાથી વાત–ચીત પણ કરી શકે છે.

(૪) હાં છોકરી સાથે મુસાફહ કરવાની (હાથ મેળવવાની) કોઈ પણ સૂરતમાં ઈજાઝત નથી કારણકે શાદીથી પહેલાં તે છોકરી અજનબિય્યહ (પરાઈ) હોય છે અને અજનબિય્યહ (પરાઈ)થી મુસાફહ કરવું હરામ છે.

(૫) એવી જ રીતે છોકરીના કોઈ અઝીઝ (સ્નેહીજન)ની હાજરી વગર એકાંતમાં બંનેનું (એકલા) ભેગા થવું પણ જાઈઝ નથી.

એના સાથે જ આ તરફ પણ ઈશારો કરી દેવું જરૂરી મા'લૂમ થાય છે કે આઝાદ ખાનદાનોમાં આજકાલ જે આમ રિવાજ છે કે છોકરો અને છોકરી શાદી પહેલાં કોઈ પણ બંધન કે રોકટોક વગર મળતા રહે છે જેને જાઈઝ ઠેરવવા માટે એ લોકો એવું કહે છે કે બંને એક બીજાની આદતો અને અખ્લાકથી પરિચિત થઈ જાય તો આ તરીકો ઈસ્લામના બિલકુલ ખિલાફ છે. એટલા માટે કે અગર શાદી નકકી ન થઈ તો પછી એનું નુકસાન છોકરીને ખાસ કરીને આ પહોંચશે કે છોકરી બદનામ થઈ જશે અને લોકો એવી છોકરીથી શાદી કરવું પસંદ ન કરશે. જેનું પરિણામ આ થશે કે છોકરી શાદી વગર જ બેઠેલી રહી જશે.

### [C] પત્નીના તરફ જોવાના અહકામ

પતિ પોતાની પત્નીના શરીરના દરેક ભાગને શહવત (વાસના)ની નજરથી પણ જોઈ શકે છે અને શહવત (વાસના) વગર પણ જોઈ શકે છે. જો કે

અફઝલ (શ્રેષ્ઠ) આ છે કે પતિ–પત્નીમાંથી દરેક બીજાની શરમગાહ (ગુપ્તાંગો)ને ન જુએ.

એટલા માટે કે હઝરત આઈશા સિદીકહ રદિયલ્લાહુ અન્હાની હદીષમાં આવે છે કે,

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુનિયાથી આ હાલતમાં તશરીફ લઈ ગયા કે ન તેઓએ મારી (શરમગાહ) જોઈ અને ન મેં (આપની શરમગાહની તરફ) જોયું."

અલબત્ત બંનેના માટે એક બીજાના શરીરના દરેક ભાગને જોવું જાઈઝ છે.

જેમકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે પોતાની શરમગાહ (ગુપ્તાંગો)ની હિફાઝત કરો, પોતાની પત્ની અને બાંદી સિવાય."

## [D] પરાઈ સ્ત્રીની તરફ જોવાના અહકામ

પરાયા મર્દ તે છે જેના સાથે ઔરતના માટે નિકાહ કરવું જાઈઝ હોય જેમકે,

– ચાચાનો છોકરો (પિત્રાઈ ભાઈ)
– ફોઈનો દીકરો
– મામાનો દીકરો
– ખાલાનો દીકરો
– બહેનનો પતિ (બનેવી)
– ખાલાનો પતિ (માસા)

[ પરંતુ જયારે કે બહેન અને ખાલાથી નિકાહનો રિશ્તો ખત્મ થઈ ચૂકયો હોય, ચાહે તલાકથી યા મૃત્યુથી. ]

– ચાચાની છોકરી (પિત્રાઈ બહેન)
– ફોઈની છોકરી
– મામાની છોકરી વગેરે.....

તેની વિગતો ફિકહ (મસઅલા)ની કિતાબોમાંથી મા'લૂમ કરી શકાય છે.

પરાઈ સ્ત્રીઓની તરફ જોવું હરામ હોવાની અસલ દલીલ અલ્લાહ તઆલાનું નીચેનું ફરમાન છે :–

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) ઈમાનવાળા પુરુષોને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે, એમાં તેમના માટે વધારે સફાઈ છે. બેશક, અલ્લાહ તેને જાણે છે જે કંઈ લોકો કરતા રહે છે.

અને એવી જ રીતે ઈમાનવાળી સ્ત્રીઓને પણ ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે."

(સૂરએ 'નૂર' ૩૦,૩૧)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ જલ્લ શાનુહૂથી રિવાયત કરે છે કે :–

"બૂરી નજર શયતાનના ઝહેરીલા તીરોમાંથી એક તીર છે. જે શખ્સ મારા ડરના કારણે એને છોડશે (અર્થાત્ કોઈના પર બૂરી નજર નાંખવાથી બચશે) તો હું તેના બદલામાં તેના દિલમાં એવું ઈમાન પૈદા કરીશ જેની મીઠાશ તે પોતાના દિલમાં મહેસૂસ કરશે."

('તબરાની', 'હાકિમ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કોઈ મુસલમાન એવો નથી જેની નજર કોઈ ઔરતના રૂપ અને સૌંદર્ય પર પડે અને પછી તે પોતાની નિગાહ તેનાથી ઝુકાવી લે પરંતુ આ કે અલ્લાહ તઆલા તેને એવી ઈબાદતની તૌફીક આપે છે જેની મીઠાશ તેને પોતાના દિલમાં મહેસૂસ થાય છે."

('અહમદ', 'તબરાની')

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દરેક ઈન્સાન પર તેના ઝિના (વ્યભિચાર)નો હિસ્સો લખી દેવામાં આવ્યો છે જે તેને જરૂર પહોંચીને રહેશે.

– આંખોનો ઝિના (અજનબી અર્થાત પરાઈ ઔરતોને) જોવું છે.
– અને કાનોનો ઝિના સાંભળવું છે.
– અને ઝબાનનો ઝિના વાત કરવું છે.
– અને હાથનો ઝિના પકડવું છે.
– અને પગનો ઝિના ચાલવું છે.
– અને દિલ ઈચ્છા અને તમન્ના કરે છે અને શરમગાહ (ગુપ્તાંગ) તેનું સમર્થન કરે છે અથવા ખંડન કરે છે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

અને હઝરત ઉમ્મે સલમહ રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :–

હું એક વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હતી અને આપની પાસે હઝરત મયમૂનહ રદિયલ્લાહુ અન્હા પણ બેઠી હતી કે સામેથી ઈબ્ને ઉમ્મે મકતૂમ રદિયલ્લાહુ અન્હુ આવવા લાગ્યા (જેઓ અંધ હતા) આ તે વખતનો બનાવ છે જયારે કે અમને પરદો કરવાનો હુકમ આપી દેવામાં આવ્યો હતો, તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે બંને એમનાથી પરદો કરી લો !"

તો અમે બંનેએ અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું એ અંધ નથી ? એ તો ન અમને જોઈ શકે છે ન ઓળખી શકે છે."

એટલે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"શું તમે બંને પણ અંધ છો ? શું તમે બંને એમને જોઈ શકતી નથી ?"

આ તમામ સુસ્પષ્ટ આયતો અને હદીષો ખૂબ જ વિગતવાર સ્પષ્ટ કરે છે કે કોઈ ઈન્સાને અજનબી ઔરતને જોવું હરામ છે અને એ જ પ્રમાણે ઔરતે અજનબી મર્દની તરફ જોવું પણ હરામ છે આ શરતે કે તેઓ બંને એક જ મજલિસમાં હોય અને જોવાથી ફિત્નામાં પડવાનો ડર હોય.

**બશારત :–**

બૂરી નઝરથી બચવાના કારણે કેટલી ઝબરદસ્ત બશારત (ખૂશખબર) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સંભળાવી રહ્યા છે તે ધ્યાનથી વાંચો :–

"ત્રણ પ્રકારના આદમી એવા છે કે તેમની આંખો દોઝખની આગને ન જોશે :

(૧) તે આંખ જે અલ્લાહ તઆલાના રસ્તામાં ચોકીદારી કરતી હોય.

(૨) અને એક તે આંખ જે અલ્લાહ તઆલાના ખૌફથી રડતી હોય.

(૩) એક તે આંખ જે નામહરમો (અજનબી સ્ત્રી–પુરુષો) અને મનાઈ કરેલા સ્થાનોથી થંભી ગઈ હોય."

**('તબરાની')**

## [E] મર્દના મર્દની તરફ જોવાના અહકામ

મર્દના માટે મર્દની ડૂંટી (નાભી)થી ઘૂંટણ સુધીનો હિસ્સો જોવો જાઈઝ નથી ભલે તે નજીકનો સગો હોય કે દૂરનો, ભલે મુસલમાન હોય કે કાફિર.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"મર્દે મર્દની શરમગાહની તરફ નહિ જોવું જોઈએ અને ઔરતે ઔરતની શરમગાહની તરફ."

**('મુસ્લિમ શરીફ')**

ઉપરાંત એક રિવાયતમાં છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક શખ્સને જાંઘ ખોલેલી હાલતમાં જોયો તો તેને ધમકાવતા ફરમાવ્યું કે,

"પોતાની જાંઘને ઢાંકી લો એટલા માટે કે જાંઘ સતર (શરમગાહ)માં દાખલ છે."

('હાકિમ')

એક બીજી રિવાયત છે કે :–

"જાંઘ સતર (શરમગાહ) છે."

('તિરમિઝી શરીફ')

એટલે આ સુસ્પષ્ટ હદીષોથી મા'લૂમ થયું કે કોઈ મર્દે કોઈ મર્દની સામે પોતાની ડૂંટી (નાભી)થી ઘૂંટણ સુધીનો કોઈ હિસ્સો કોઈ સૂરતમાં ખોલવો જાઈઝ નથી.

## [F] ઔરતના ઔરતની તરફ જોવાના અહકામ

એ જ પ્રમાણે કોઈ ઔરતે બીજી ઔરતની ડૂંટી (નાભી)થી ઘૂંટણ સુધીના શરીરને જોવું જાઈઝ નથી.

**નોંધ :** એની બૂરાઈ અને નુકસાન વિષે પણ લેખકે વિગતો લખી છે જે એને જાણવા ચાહે તે અસલ કિતાબમાં વાંચી લે.

('મુહમ્મદ કમરુઝઝમાં')

## [G] કાફિર ઔરતના મુસલમાન ઔરતની તરફ જોવાના અહકામ

મુસલમાન ઔરતે કોઈ કાફિર ઔરતની સામે પોતાના રૂપ અને સૌંદર્યને જાહેર કરવું યા શરીરનો કોઈ ભાગ તેની સામે ખોલવું જાઈઝ નથી. હાં કામકાજના વખતે જે ભાગ ખૂલી જાય છે જેમકે હાથ, પગ, ચહેરો.....એ

ભાગો ખોલી શકે છે એટલા માટે કે અલ્લાહ તઆલાનો આ પાક ઈર્શાદ બધાના માટે છે.

"અને પોતાના શોભાના અંગો ન જાહેર કરે પરંતુ પોતાના પતિની સામે અને પોતાની (દીનની શરીક) ઔરતોની સામે."

(સૂરએ 'નૂર' ૩૧)

તો અલ્લાહ તઆલાના આ ફરમાનથી મા'લૂમ થાય છે કે મુસલમાન ઔરતના માટે પોતાના શોભા અને શણગારને જાહેર કરવું નેક મુસલમાન ઔરતોની સામે તો જાઈઝ છે પરંતુ જો કોઈ મજલિસમાં ગૈર મુસ્લિમ અથવા બદચરિત્ર મુસલમાન ઔરતો હાજર હોય તો એવા મૌકા પર પોતાના શોભા-શણગાર યા શરીરને ખોલવું (જાહેર કરવું) દુરુસ્ત નથી.

### [H] કિશોરની તરફ જોવાના અહકામ

દસથી પંદર વર્ષના દરમિયાન ઉંમરવાળા છોકરાઓને કિશોર કહેવામાં આવે છે.

ખરીદ અને વેચાણ, તા'લીમ અને તરબિયત જેવી જરૂરતોના માટે કિશોરની તરફ જોવું જાઈઝ છે પરંતુ જો તેની તરફ જોવાનો હેતુ તેના રૂપ અને સૌંદર્યથી લિઝઝત મેળવવાનો હોય તો એ હરામ છે.

નેકપૂર્વજોએ દાઢી વગરના ખૂબસૂરત છોકરાઓની તરફ જોવાથી અને તેમની સાથે ઉઠવા-બેસવાથી રોકવા પર જોર આપ્યું છે. જેથી હસન બિન ઝકવાન રહિમહુલ્લાહ ફરમાવે છે કે :-

"માલદારોના બાળકો સાથે ન બેસો એટલા માટે કે તેમની શિકલો કુંવારી છોકરીઓ જેવી હોય છે અને તેઓ ઔરતો કરતા પણ વધારે ફિત્નાનું કારણ બને છે."

સુફિયાન સૌરી રહિમહુલ્લાહુ એક વખતે હમામ (સ્નાનખંડ)માં દાખલ થયા ત્યાં એક ખૂબસૂરત બાળક આવી ગયું તો ફરમાવ્યું કે,

"અહીંથી એને લઈ જાઓ એટલા માટે કે દરેક ઔરતની સાથે એક શયતાન હોય છે અને દાઢી વગરના છોકરાની સાથે ૧૭ (સત્તર) શયતાન હોય છે."

અને હઝરત સઈદ ઈબ્નુલ મુસય્યિબ રહિમહુલ્લાહ ફરમાવે છે કે :–

"જયારે તમે કોઈ શખ્સને દાઢી વગરના છોકરાની તરફ ધ્યાનપૂર્વક નજર કરતા જુઓ તો તેનાથી બદગુમાની કરી લો. જેથી પાક બાઝ મુસલમાનના માટે જરૂરી છે કે તોહમતના મૌકાથી બચતો રહે."

## [I] ઔરતના અજનબી મર્દોની તરફ જોવાના અહકામ

મુસલમાન ઔરત રસ્તામાં ચાલતી વખતે જાઈઝ પ્રકારના ખેલોમાં મશગૂલ યા કારોબાર વગેરે કરતા મર્દોને જોઈ શકે છે જેમકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હિજરીસન ૭ માં હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાને હબશહના લોકોનો નેઝહબાઝી (ભાલા મારવાનો ખેલ) કરતા દેખાડયા હતા.

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

રહી તે હદીષ જેમાં હઝરત ઉમ્મે સલમહ અને હઝરત મયમૂનહ રદિયલ્લાહુ અન્હુમાને અંધ સહાબી હઝરત ઈબ્ને ઉમ્મે મકતૂમ રદિયલ્લાહુ અન્હુને જોવાની મનાઈ ફરમાવી છે તે એટલા માટે કે તે લોકો એક જ મજલિસમાં હાજર હતા. એટલા જ કારણે ઈમામ ગઝાલી રહમતુલ્લાહિ અલયહએ ફરમાવ્યું છે કે,

"હું એ નથી કહેતો કે મર્દનો ચહેરો ઔરતના માટે બિલકુલ એવો જ છે જેવો કે ઔરતનો ચહેરો મર્દના માટે. એટલે જો ફિત્નાનો ખૌફ હોય તો ઔરતનું મર્દની તરફ જોવું હરામ થશે, નહિતર (હરામ) નથી. એટલા માટે કે મર્દ હંમેશાથી ચહેરા ખૂલ્લા રાખતા આવ્યા છે અને ઔરતો નકાબ નાંખતી આવી છે. એટલે જો બંનેનો હુકમ એક જ હોત તો મર્દોને પણ નકાબ નાંખવાનો હુકમ હોત યા ઔરતોને ઘરમાંથી નીકળવાથી બિલકુલ મનાઈ કરી દેવામાં આવત."

સારાંશ આ છે કે ઔરત અજનબી મર્દોને બે શરતોની સાથે જોઈ શકે છે :

(૧) જોવાના કારણે કોઈ ફિત્નાનો અંદેશો ન હોય.
(૨) એક જ મજલિસમાં સામ સામે રૂબરૂ ન બેઠા હોય.

## [J] નાના બાળકના સતર (શરમગાહ)ની તરફ જોવાના અહકામ

ફકીહોએ લખ્યું છે કે, ચાર વર્ષથી ઓછી ઉંમરનું બાળક ભલે છોકરો હોય અથવા છોકરી તેનું શરીર સતર નથી પછી ચાર વર્ષથી વધુ ઉંમરનો થઈ જાય તો તેનું સતર તેની આગળ–પાછળની શરમગાહ (ગુપ્તાંગ) અને તેની ફરતેનો ભાગ છે અને જયારે તે મોટો થઈને શહવત (વાસના)ની હદ (મર્યાદા)ને પહોંચી જાય તો તેનું સતર બાલિગ (પુખ્ત વયના લોકો)ના સતરની જેમ થશે એટલા માટે બાળકને બાળપણમાં જ પર્દાનો જેટલો વધારે આદી બનાવવામાં આવે એટલું જ સારું થશે.

## [K] પર્દાના હુકમથી કેટલાક સંજોગો અપવાદ છે

આમ તો મર્દને અજનબી (પરાઈ) ઔરતની તરફ જોવું જાઈઝ નથી પરંતુ જરૂરત અને મજબૂરીમાં કેટલાક સંજોગો અપવાદ છે જે નીચે ક્રમવાર લખવામાં આવે છે :–

### (૧) શાદીની નિય્યતથી જોવું

આ વિષય પર એનાથી પહેલાં વિગતવાર સ્પષ્ટપણે વાત થઈ ગઈ છે.

### (૨) તા'લીમની ગરઝથી જોવું ❶

❶ હકીકતમાં ફિત્નાથી બચવાનો તરીકો આ છે કે ઔરત ઔરતની પાસે જ તા'લીમ હાસિલ કરે. જો ઔરત શિક્ષિકા ન મળે તો મર્દ પર્દાની પાછળ રહીને શિક્ષણ આપે એટલા માટે કે અજનબી ઔરતની સાથે કોઈ મર્દનું ઊઠવું–બેસવું, શીખવું– શીખવવું ખતરાથી ખાલી નથી એટલા માટે સાવચેતી જરૂરી છે.
('મુહમ્મદ કમરુઝ્ઝમાં')

અજનબી (પરાઈ) ઔરતના સુશોભન વગરના ચહેરાની તરફ તા'લીમની ગરઝથી નીચે લખેલી શર્તોની સાથે જોવું જાઈઝ છે :–

– તે ઈલ્મ (જ્ઞાન) જેને ઔરત હાસિલ (પ્રાપ્ત) કરી રહી છે તે એવો હોય જેને શરીઅતે ભરોસાપાત્ર માન્યો હોય અને તેમાં દીન અને દુનિયાની કામિયાબી છુપાયેલી હોય.

– તે ઈલ્મ (જ્ઞાન) ઔરતના ખાસ (અંગત) વર્તુળથી સંબંધિત હોય જેવું કે ઔરતને બાળકની પ્રસૂતિની ખિદમતના નિયમો શિખવવામાં આવે.

– તેના મોઢા તરફ જોવામાં ફિત્નાનો ડર છે (એટલે સાવચેતી રૂપે પર્દાથી જ પઢાવવામાં છે.)

– તા'લીમ આપવા માટે ઔરતો મળતી ન હોય.

## (૩) ઈલાજના હેતુથી જોવું

તબીબ અને ચિકિત્સક જરૂરતના સમયે અજનબી (પરાઈ) ઔરતની તે જગ્યાને જોઈ શકે છે જેનો ઈલાજ કરવાનો છે પરંતુ નીચે લખેલી શર્તોની સાથે :–

– તબીબ નેક, દીનદાર અને શરીફ (સજ્જન) હોય અને એ બીમારીનો નિષ્ણાત હોય.

– તબીબ શરીરના એટલા જ ભાગને ખોલે જેટલા ભાગને ખોલવો જરૂરી હોય.

– આ બીમારીની જાણકાર અને નિષ્ણાત કોઈ સ્ત્રી ચિકિત્સક ન હોય.

– ઈલાજ તે ઔરતના મહરમ યા પતિ યા તેની માતા વગેરેની ઝિમ્મેદારી અને નિગરાનીમાં હોય.

— ચિકિત્સક કાફિર ન હોય. પરંતુ જો મુસલમાન ચિકિત્સક ન મળે તો મજબૂરીથી ગૈર મુસ્લિમ ચિકિત્સકને બતાવવામાં આવે.

એટલે જયારે ઉપરની શરતો પૂરી થતી હોય તો તબીબ ઈલાજની ગરઝથી ઔરતના કોઈ પણ અંગને જોઈ શકે છે એટલા માટે કે દીને ઈસ્લામ એવો દીન છે જે પરેશાનીથી બચાવે છે અને સહૂલત પૈદા કરે છે અને આ એ'લાન કરે છે :—

"અને તેણે તમારા પર દીનના અહકામમાં કોઈ પ્રકારની તંગી નથી કરી."

(સૂરએ 'હજ' ૭૮)

અને એક જગ્યાએ ઈર્શાદ ફરમાવે છે :—

"અલ્લાહ તઆલાને તમારી સાથે અહકામમાં આસાની કરવી મંજૂર છે અને તમારી સાથે અહકામ અને કાનૂનો મુકર્રર કરવામાં મુશ્કિલી મંજૂર નથી."

(સૂરએ 'બ–ક–ર–હ' ૧૮૫)

**(૪) સાક્ષી અથવા કાનૂની ફેસલાના માટે જોવું**

કાઝી (ન્યાયકર્તા) યા ગવાહ (સાક્ષી)ના માટે ઈજાઝત છે કે તે અજનબી ઔરતના ચહેરા અને હાથોને જુએ ભલે ફિત્નાનો ડર પણ હોય એટલા માટે કે આ જોવામાં હકની સાબિતી અને ઝુલ્મને દૂર કરવું છે. એનું બુનિયાદી કારણ આ છે કે ઈસ્લામ એક હકીકી અને ઝિન્દહ મઝહબ છે. જે લોકોની જરૂરતોનો ખ્યાલ રાખે છે અને તેમના હકકોની હિફાઝત (રક્ષા) કરે છે.

"અને ફેસલો કરવામાં અલ્લાહથી સારો કોણ હશે યકીન ધરાવનારાઓના નઝદીક ?"

(સૂરએ 'માઈદહ')

એટલે આ તમામ આદાબ એવા છે કે માતા–પિતા અને તરબિયત કરનારાઓએ પોતાના બાળકોના માટે આ બાબતમાં નમૂના રજૂ કરવા જોઈએ અને ઘણી ઉમદા રીતે તેમને આ આદાબ શિખવવા જોઈએ અને તરબિયત કરવી જોઈએ. જો તેઓ એવું કરશે તો અલ્લાહ તઆલા આખિરતમાં તેમના આ'માલનો પૂરેપૂરો બદલો તેમને અતા ફરમાવશે.

'વ બિલ્લાહિત્તૌફીક' [ અલ્લાહ તૌફીક આપનાર છે. ]

## ❸

## બાળકને જાતીય લાગણી ઉશ્કેરે તેવી ચીઝોથી દૂર રાખવા

તરબિયત કરનારા પર ઈસ્લામે જે ઝિમ્મેદારીઓ નાંખી છે તેમાંથી એક આ પણ છે કે તે પોતાના બાળકને તે તમામ ચીઝોંથી દૂર રાખે જે તેની જાતીય લાગણીઓને ભડકાવવાનો અને અખ્લાકને ખરાબ કરવાનો ઝરીઓ બની શકે. અને આ કામ તે સમયથી શરૂ કરી દેવું જોઈએ જયારે બાળક બાલિગ થવાની ઉંમરની નજીક પહોંચી જાય. અને એ ઝમાનો નવ–દસ વર્ષની ઉંમરથી બાલિગ થવા સુધીનો ઝમાનો છે. એટલા માટે બાળકને નવ જ વર્ષની ઉંમર બાદ ઔરતોની પાસે જવાનો મૌકો નહિ આપવો જોઈએ.

જેથી હદીષમાં છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ૧૦, ઝૂલ હિજજહએ હઝરત ફઝલ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુને સવારી પર પોતાની પાછળ બેસાડી લીધા હતા. ત્યારે તેઓ બાલિગ થવાની નજીક હતા. હઝરત ફઝલ ખસ્અમ કબીલાથી સંબંધ ધરાવનારી એક ઔરતની તરફ જોવા લાગ્યા જે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દીની બાબતો વિષે કંઈક પૂછી રહી હતી તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત ફઝલની હડપચી પકડીને તેનો ચહેરો પેલી ઔરતની તરફથી બીજી તરફ ફેરવી દીધો.

આ બાબતમાં તરબિયત કરનારાઓની ઝિમ્મેદારી બે વાતો પર આધાર રાખે છે :–

[A] આંતરિક દેખરેખ
[B] બાહ્ય દેખરેખ

## [A] આંતરિક દેખરેખ

– બાળકને ખાસ ખાસ સમયમાં ઘરમાં દાખલ ન થવા દેવું (જેનો ઉલ્લેખ આ પહેલાં આવી ગયો છે.)

– બાળકને ખૂબસૂરત ઔરતની પાસે જવાથી રોકવું.

– દસ વર્ષની ઉંમર પછી બહેન યા ભાઈના બિસ્તર પર સૂવા ન દેવું.

– ઘરમાં ટેલિવિઝન વગેરે અથવા અખ્લાકને બગાડનારા નાટકો જોવાથી મનાઈ કરવી બલ્કે તરબિયત કરનારની ફરજ છે કે ઘરમાં ટેલિવિઝન ન રાખે. કારણકે તેનું ઘરમાં હોવું અખ્લાક અને ચરિત્રના માટે સૌથી મોટો ખતરો છે.

– બાળકને નગ્ન તસવીરો અથવા લાગણીને ઉશ્કેરનારી કેસેટ રાખવાથી દૂર રાખે.

આ બધી તરબિયત કરનારાની ઝિમ્મેદારી છે.

## [B] બાહ્ય દેખરેખ

– સીનેમા, થિયેટર અને એવા નાટકો જે જાતીય લાગણીને ઉશ્કેર–નારા હોય તેનાથી રોકવું.

– એ જ પ્રમાણે ફિત્નો પૈદા કરનારી બાઝારી વસ્તુઓ અને નગ્ન લિબાસોને જોવાથી પણ દૂર રાખવું જરૂરી છે જેને જોઈને નવ–જવાન છોકરા પોતાના માનસિક સંયમ અને હોશહવાસ (ભાન) ગુમાવી બેસે.

– એ જ પ્રમાણે ઉછેર કરનારાઓ માટે જરૂરી છે કે ગલત પ્રકારની હોટલોના ફસાદથી બાળકોને દૂર રાખે એટલા માટે કે ત્યાં એવા લોકો રહે છે જેમનામાં શરાફત અને ગૈરત તેમજ લાજ શરમ નામની કોઈ ચીઝ જોવામાં નથી આવતી. અને ત્યાં એવી ઔરતો ભેગી થાય છે જેમના દિલમાં શરમ, લજ્જા, પાકદામની અને ઈઝઝત તેમજ આબરૂની કોઈ કિંમત નથી હોતી. અને તે લોકો એટલા માટે ભેગા થાય છે કે આઝાદીના મેદાનમાં નીચતા, અશ્લીલતા અને કમીનાપનમાં કૂતરા અને ભૂંડની જેમ થઈ જાય. અને જાતીય આવેગ અને વાસનાના જોશમાં હયવાનોની જેમ બેહયા (નિર્લજ્જ) થઈ જાય.

આ એક એવી ચેપી બીમારી છે જે પશ્ચિમની સંસ્કૃતિના આંધળા અનુકરણના કારણે આપણને પણ લાગી ગઈ છે. આપણે પશ્ચિમની સંસ્કૃતિનો માત્ર બાહ્ય દેખાવ જોયો છે અને એની આંતરિક બાબત પર વિચાર કર્યો નથી એટલે આ બીમારીમાં આપણે પણ ગિરફતાર થઈ ગયા જેનું પરિણામ આ છે કે આપણે પોતાનો સમય નકામી બાબતોમાં બરબાદ કરી રહ્યા છીએ અને જિંદગીની કિમતી પૂંજીને વેડફી રહ્યા છીએ.

‘અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા’ [અલ્લાહ તઆલા એનાથી બચાવે.]

## બાળકના અખ્લાક દુરુસ્ત કરવાના ઉપાયો

મારા ખ્યાલમાં ત્રણ એવા ઉપાયો છે કે જો તરબિયત કરનારાઓએ એને અપનાવી લીધા તો બાળક અખ્લાકી રીતે દુરુસ્ત થઈ જશે.

[૧] માનસિક ઘડતર

[૨] ડરાવવું અને ધમકાવવું

[૩] સંપર્ક અને સંબંધ

## [૧] માનસિક ઘડતર

જો શરૂઆતથી જ બાળકના મગજમાં બેસાડી દેવામાં આવે કે સામાજિક બગાડ અને અખ્લાકી બદચલન જે ઈસ્લામી સમાજમાં ફેલાયેલા છે તે યહૂદી, સયહૂની (ઈઝરાઈલી), સામ્યવાદી અને સલીબી (ઈસાઈ) અને સામ્રાજયવાદી કાવતરાઓનું જ પરિણામ છે તો બાળકને એની હકીકત સારી રીતે સમજમાં આવી જશે જે તેને વાસનાઓ અને લિઝઝતોમાં પડવાથી રોકી દેશે અને ઘણાં ફિત્નાઓથી રોકાઈ જશે.

એટલા માટે મુનાસિબ મા'લૂમ પડે છે કે એ કાવતરાઓની વ્યાપકતા અને એની રીતોને બયાન કરી દેવામાં આવે કે જેથી આપના મગજમાં આ વાત મજબૂત થઈ જાય કે ઈસ્લામના દુશ્મનો ઈસ્લામી માહોલ અને સમાજને બગાડવાના માટે કેવા સુઆયોજિત તરીકાથી કામ કરી રહ્યા છે.

### યહૂદિયત અને માસૂનિયત (નાસ્તિકતા) તથા (ફ્રિ મેસન) સ્વચ્છંદ સંગઠન

એ લોકોએ ફ્રોઈડ❶ની વિચારધારાને અપનાવી લીધી છે જે ઈન્સાની ઝિંદગીની દરેક ચીઝને જાતીય આવેગ અને વાસના તેમજ લિઝઝતના સાગરમાં ડૂબી જવાને સાર્થક ગણાવે છે અને એ લોકોએ કાર્લમાર્કસ❷ યહૂદીની વિચારધારાને અપનાવી લીધી છે જેણે તેમના અખ્લાક અને અકીદાઓને બગાડી નાંખ્યા છે અને મઝહબને નિરર્થક ઠેરવ્યો છે અને ખુદા હોવાના અકીદાનો વિરોધ કર્યો છે.

જયારે કાર્લમાર્કસને પૂછવામાં આવ્યું કે,

---

❶ ફ્રોઈડ : એ જર્મનીનો એક ફિલસૂફ થઈ ગયો જેણે પોતાની ફિલસૂફીની બુનિયાદ જાતીયતા અને વાસના પર રાખી છે.

❷ કાર્લમાર્કસ : એ જર્મનીનો એક યહૂદી નાસ્તિક છે જેણે સામ્યવાદ અને સમાજવાદનો પાયો નાંખ્યો.

"ખુદાઈ અકીદાનો વિકલ્પ શું છે ?"

તો તેણે કહ્યું કે,

"એનો વિકલ્પ ફરવું અને પ્રવાસો કરવું અને નાટકવેળા કરવું છે. લોકોને ખેલકૂદમાં મસ્ત કરીને ખુદાઈ અકીદાથી ગાફિલ કરી દો !"

એટલે એ લોકોની કોશિશ માત્ર આ છે કે ઔરત અને જાતીયતાના માર્ગે દરેક સ્થળેથી અખ્લાકનું નિકંદન થઈ જાય. જેથી તેમના સૂત્રોમાંથી આ સૂત્ર મશહૂર છે કે :–

"આપણને જોઈએ કે ઔરતને કાબૂમાં કરી લઈએ અને તેને આપણી જાળમાં ફસાવી લઈએ. એટલે જે દિવસે ઔરત પોતાનો હાથ આપણી તરફ લંબાવી દેશે તે દિવસે આપણે હરામકારીના બીજ રોપવામાં કામિયાબ થઈ જઈશું અને દીન (મઝહબ)નું લશ્કર વેર–વિખેર થઈ જશે."

## સામ્રાજિયત અને ઈસાઈયત

સામ્રાજયવાદીઓના એક મોટા પોપ (ધર્મ ગુરુ)નું કહેવું છે કે :–

"શરાબનો જામ અને ગાનારીઓ અને વેશ્યાઓ ઉમ્મતે મુહમ્મદિય્યહને નષ્ટ કરવાનું એટલું મોટું કામ કરી શકે છે જે કામ એક હજાર તોપો પણ કરી શકતી નથી. એટલા માટે એ કૌમને ઔરતો અને વાસનાઓની દુનિયામાં ડૂબાડી દો !"

અને પોપ ઝવીમરએ કુદ્સમાં પાદરીઓની એક મજલિસમાં કહ્યું કે :–

"અમે મુસલમાનોના દેશોમાં એવા લોકો પૈદા કરી દીધા છે જેમનો અલ્લાહની સાથે કોઈ સંબંધ નથી અને ખરેખર મુસલમાનોની નવી નસલ એવી જ બની ગઈ છે જેવું આપણે ચાહીએ છીએ :

- તેમનું ધ્યેય દુનિયાની શહવત (વાસના) અને લિઝઝત જ બનીને રહી ગયા છે.
- જો તેઓ શિક્ષણ મેળવે છે તો વાસના સંતોષવાના માટે,
- અને જો માલ જમા કરે છે તો અય્યાશી (મોજ–મઝા)ના માટે,
- અને જો કોઈ ઊંચા પદ પર પણ પહોંચી જશે તો વાસના અને લિઝઝતના માટે દરેક ચીઝ કુર્બાન કરી દેશે.''

## સામ્યવાદ (કોમ્યુનિઝમ)❶ અને ભૌતિકવાદી ધર્મો

સામ્યવાદીઓ (કોમ્યુનિસ્ટો)એ પોતાના ગુપ્ત રિપોર્ટમાં જે વાતો કહી છે તેમાંથી એક આ છે કે :–

આપણે એવી ચીઝોને આમ કરવામાં કામિયાબ થઈ ગયા છીએ જે દીનની બુનિયાદોને તબાહ કરી દે. દાખલા તરીકે :–

- ડ્રામા (નાટકો),
- પ્રવચનો,
- અખબારો,
- સામયિકો (મેગેઝિન),
- અને એવા પુસ્તકો જે નાસ્તિકતાનો ફેલાવો કરે છે અને તેની તરફ

---

❶ રશિયા સામ્યવાદનો સૌથી ઝબરદસ્ત ઝંડાધારી હતો. અલ્હમ્દુલિલ્લાહ ઈસ્વીસન ૧૯૯૨માં એનું નિકંદન થઈ ગયું છે અને ઈસ્લામના ખિલાફ એના ઈરાદાઓ અને મનસૂબાઓ છિન્ન ભિન્ન થઈ ચૂકયા છે. એની ગલત વિચારસરણીના કારણે જ આખો દેશ ટુકડે ટુકડા થઈ ગયો છે. જેના કારણે કેટલાયે મુસ્લિમ રાજયો સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં આવી ગયા છે જે ઈન્શાઅલ્લાહ ઈસ્લામી તાકાત અને તેના પ્રચાર–પ્રસારના માટે બહેતરીન સહાયક સાબિત થશે.

'વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ.'

[ અને અલ્લાહના માટે એ કંઈ મુશ્કિલ નથી. ]

('મુહમ્મદ કમરુઝ્ઝમાં', જાન્યુઆરી ૧૯૯૩ ઈસ્વી)

બોલાવે છે અને દીનદારોનો મઝાક ઉડાવે છે અને તે માત્ર ઈલ્મનું આમંત્રણ આપે છે અને તેને જ ઝબરદસ્ત અને વર્ચસ્વધારી ખુદા માને છે.

આ કાવતરાઓ અને ઈરાદાઓ અને વચનોથી આ વાત સાફ મા'લૂમ થાય છે કે યહૂદિયત અને માસૂનિયત (નાસ્તિકતા) અને સામ્યવાદ (કોમ્યુનિઝમ) અને સલીબિયત (કટ્ટર ઈસાઈ) અને નસરાનિયત અને સામ્રાજિયત બધા એક બીજાના મદદગાર મિત્ર અને સહાયક તેમજ મળતિયાઓ છે જેઓ બધા જ મળીને એવું ચાહે છે કે :–

– શરાબ (દારૂ અને નશાકારક ચીઝો),
– અશ્લીલ અને જાતીય નાટકો,
– અખબારો (સમાચાર પત્રો),
– રેડિયો,
– ટેલિવિઝનના પ્રોગ્રામો (કાર્યક્રમો),
– અને અધાર્મિક પુસ્તકો,
– સંસ્કાર બગાડનારી વાર્તાઓ અને કહાનીઓ...વગેરેના

ઝરીઆથી ઈસ્લામી સમાજને ખત્મ અને તબાહ કરી દેવામાં આવે. એટલા માટે તરબિયત કરનારાઓ ! આપની ફરજ આ છે કે આપ પોતાની ઔલાદ અને જિગરના ટુકડાઓમાં દીનની સહીહ સોચ–સમજ પૈદા કરે કે જેથી દુશ્મનોની જાળ અને લુચ્ચાઓના ફંદાઓથી વાકિફ થઈ જાય.

## [૨] ડરાવવું અને ધમકાવવું

મારો ખ્યાલ છે કે બાળકને હરામથી રોકવા માટે અને અશ્લીલતાથી દૂર રાખવાના માટે આ સૌથી વધારે કામિયાબ સિલસિલો અને ઝરીઓ છે એટલા માટે કે એ બાળકની સામે એવા ખતરાઓની હકીકી સૂરત (સાચુ સ્વરૂપ) રજૂ કરી દેશે જે અશ્લીલતાના પુરમાં ઘસડાવવાથી અને આઝાદી (સ્વચ્છંદતા)ની જાળમાં ફસાવવાથી બચવા માટે અસરકારક થાય છે.

એના પછી લેખકે ઔરતો અને મર્દોમાં હમજિન્સી (સજાતીય સંભોગ)ની બીમારીથી જે ખતરાઓ પૈદા થયા છે તેનાથી ચેતવ્યા છે તેમાંથી કેટલાક નીચે પ્રમાણે છે :–

## [A] તંદુરસ્તીને પહોંચનારા નુકસાનો :-

**ધાત જવું, પરમિયો, પ્રમેહ (ગોનોરિયા)...વગેરે**

આ બીમારીનો ચેપ સ્ત્રી–પુરુષમાં ઝિના (વ્યભિચાર)ના કારણે લાગે છે જેના કારણે સાંધાઓમાં દુ:ખાવાની શિકાયત થાય છે જેનાથી બાળકને નુકસાન પહોંચે છે. ઉપરાંત એનાથી સોઝાક અને આતિશક (ગુપ્તાંગમાં સખ્ત અગન અને જલન થવી) જેવી ખતરનાક અને હલાક કરનારી બીમારીઓ પૈદા થાય છે.[1]

## [B] મનોવૈજ્ઞાનિક અને અખ્લાકી નુકસાનો :-

### (૧) જાતીય વિકૃતિ

સજાતીય સમાગમ એટલે કે મર્દોનું મર્દોની સાથે અને ઔરતોનું ઔરતોની સાથે સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કરવું. આ બીમારી હકીકતમાં ઘણી ખતરનાક છે જેનું પરિણામ આ આવે છે કે મર્દ મર્દથી અને ઔરત ઔરતથી જાતીય સંતોષ મેળવે છે. આ એવી બીમારી છે જેમાં ઘણી એવી કૌમો ગિરફતાર છે જે સંસ્કાર અને સંસ્કૃતિ તેમજ સભ્યતા અને વિકાસની દાવેદાર છે. જેમકે યૂરોપ, અમેરિકા...વગેરે.

---

[1] જાતીય સમાગમથી ફેલાતા ગુપ્ત રોગો આ પ્રમાણે છે :–

પરમિયા, કલેમાઈડિયા, સીફિલિસ અને લસિકાગ્રંથીઓમાં લાગુ પડતો જાતીય ચેપ. એઈડ્સ (Aids) આ યાદીમાં છેલ્લા થોડાં વર્ષોમાં ઉમેરાયેલો એક અત્યંત ગંભીર અને જીવલેણ જાતીય રોગ છે.

(ગુજરાતી અનુવાદકો)

(૨) જાતીય વાસનાની બીમારી

આ બીમારીવાળો શખ્સ હંમેશા પોતાની વાસના અને જાતીય વિચારોમાં જ ડૂબેલો હોય છે. આપ જોશો કે :–

– તે દરેક ચીઝથી અલગ હશે.
– ભૂલકણાપણાની બીમારી તેનામાં વધી જશે.
– તેનામાં કોઈ ચીઝનો એહતિમામ (કાળજી અને વ્યવસ્થા) બાકી ન રહેશે.
– ગફલત વધી જશે.
– આપને તે મૂર્ખ અને ગબલો મા'લૂમ પડશે.
– યા ગમગીન અને પિડીત નજર આવશે.
– આ બીમારીના કારણે શરીર કમજોર અને પાતળું થઈ જાય છે.
– યાદશકિત કમજોર થઈ જાય છે.
– મનમાં અજંપો અને બેચેનીની કૈફિયત પૈદા થઈ જાય છે.

## માનવ સમાજમાં વ્યભિચારની ખરાબ અસરો

☐ નવજવાનો વાસના અને મનેચ્છાની પાછળ પડેલા રહે છે.

☐ સમાજ સ્વચ્છંદ અને ગુમરાહ થઈ જાય છે.

☐ હત્યા, અપહરણ અને પ્રતિષ્ઠાને કલંક લગાડવાના કામો સામાન્ય થઈ જાય છે.

☐ કુંવારી કન્યાઓને વેચનારાઓ અને વેશ્યાઓને મહેનતાણું લઈને આપનારાઓ (વેશ્યા દલાલો, ભડવાઓ)ની વિપુલતા થઈ જાય છે.

એ ઉપરાંત બીજા પણ ઘણાં નુકસાનો છે જે આ બેહયાઈ (નિર્લજજતા)ના કારણે જન્મે છે. જેથી આ ગુમરાહીનું પરિણામ એ આવ્યું કે ઈસ્વીસન ૧૯૬૨માં ખ્રુશ્ચેવ (રશિયાના પ્રમુખ)એ આ એ'લાન કર્યું કે, રશિયાનું ભવિષ્ય ખતરામાં

છે અને રશિયાના નવજવાનોનું ભવિષ્ય અચોકકસ છે. એટલા માટે કે તેઓ આઝાદ (સ્વચ્છંદ અને નિરંકૂશ) અને બદઅખ્લાક (અસંસ્કારી અને અસભ્ય) થઈ ગયા છે તેમજ વાસનાને તૃપ્ત કરવામાં ડૂબેલા રહે છે.

**નોંધ :** જેથી એ જ બદઅખ્લાકી અને બદકિરદારી (ચરિત્ર વિહિનતા)નું પરિણામ આ આવ્યું કે અલ્લાહ તઆલાએ ઈસ્વીસન ૧૯૯૧માં રશિયાની એકતાને છિન્ન ભિન્ન કરી દીધી અને એના પછી યૂગોસ્લાવિયાનું પણ એ જ પરિણામ આવ્યું.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

એ જ દિવસોમાં કેનેડી (અમેરીકાના પ્રમુખ)એ પણ આ વાતની સ્પષ્ટતા કરી કે અમેરીકાનું ભવિષ્ય ખતરામાં છે એટલા માટે કે ત્યાંના નવજવાનો આઝાદ (સ્વચ્છંદ અને નિરંકૂશ) તેમજ વાસનામાં ડૂબેલા છે. તેમને પોતાની જવાબદારીઓનો બિલકુલ અહેસાસ નથી જે તેમના ખભાઓ પર નાંખવામાં આવી છે.

**નોંધ :** તેમની અને તેમના જેવા બીજા દેશોની પણ ટૂંક સમયમાં એ જ હાલત થનારી છે જે રશિયાની થઈ. ઈન્શાઅલ્લાહુ તઆલા.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

પરંતુ અફસોસ કે પશ્ચિમ અને પૂર્વમાં (યૂરોપ અને એશિયામાં) જે આઝાદી (સ્વચ્છંદતા)ની બીમારી હતી તે હવે ઈસ્લામી દેશોમાં પણ પ્રસરી ગઈ છે અને આપણે સાંભળીએ છીએ કે :–

- ☐ વેશ્યા બજારો,
- ☐ બેહયાઈના કેન્દ્રો,
- ☐ જુગાર અને શરાબના અડ્ડાઓ,
- ☐ નાચગાનની મહેફિલો,

સર્વત્ર મોટા પ્રમાણમાં મૌજૂદ છે. અને રાજયકર્તાઓ તેમજ હુકૂમતના ઝિમ્મેદારોની આંખોની સામે આ બધું થઈ રહ્યું છે.

અલ્લાહ તેમને હિદાયત આપે અને પોતાની હિફાઝતમાં રાખે. આમીન !

[C] સામાજિક નુકસાનો અને ખતરાઓ :-

આ એક સર્વ સ્વીકૃત બાબત છે કે વ્યભિચાર વગેરે કરવું વ્યકિત અને ખાનદાન બધાના માટે એક સરખું નુકસાનકારક છે. પરંતુ જો જોવામાં આવે તો એની બૂરી અસર આખા સમાજ પર પડે છે.

એ સામાજિક નુકસાનોમાંથી કેટલાક નીચે પ્રમાણે છે :–

- ☐ એનાથી ખાનદાનની જડ ઉખડી જાય છે એટલા માટે કે અપરિણિત નવજવાન જયારે નાજાઈઝ ઝરીઆથી પોતાની હયવાની ખ્વાહિશ (વાસના) પૂરી કરી લે છે તો તેને આ વિચારવાની જરૂરત નથી રહેતી કે તે એક ખાનદાન વસાવે અને ઔલાદ પૈદા કરે.
- ☐ એ જ પ્રમાણે વ્યભિચારી ઔરત પણ ગર્ભ ધારણ કરવાની ઈચ્છા નથી રાખતી અને ન તે બાળકની માતા બનવા ચાહે છે કારણકે તે સમજે છે કે એનાથી તેને માનસિક અને શારીરિક નુકસાન પહોંચશે. એટલે તે કોઈ ન કોઈ રીતે ગર્ભ ધારણ કરવાથી બચવાની કોશિશ કરે છે.
- ☐ સામાજિક ખતરાઓ પૈકી એક ખતરો બાળકો પર ઝુલ્મ (અત્યાચાર) પણ છે એટલા માટે કે એવા બાળકોની (જેઓ વ્યભિચારથી પૈદા થાય છે) તેમની ન કોઈ હેસિયત હશે અને ન કોઈ વંશ હશે. અને આ બાબત બાળકો પર ઘણો મોટો ઝુલ્મ છે.
- ☐ ઉપરાંત એવા બાળકો માતા–પિતાના વહાલથી વંચિત હોય છે. અને એવા બાળકોને માયા અને મમતા કયાંથી પ્રાપ્ત થાય જેઓ હોસ્પિટલોમાં પૈદા થાય અને નર્સોની વચ્ચે ઉછેર પામે ?
- ☐ ઉપરાંત આ બાળકો પર એટલા માટે પણ ઝુલ્મ થાય છે કે જયારે તેમને આ ખબર થશે કે તેઓ વ્યભિચારથી પૈદા થયા છે તો તેઓ માનસિક રીતે મુંઝવણ, અને લઘુતાગ્રંથીના શિકાર થઈ જશે અને ઘણું શકય છે કે અખ્લાકી રીતે પણ વિકૃતિનો શિકાર થઈ જશે.

☐ વ્યભિચારની ખરાબ અસરોમાંથી આ પણ છે કે સિલારહમી અને રિશ્તાદારી (સગાઈ–સંબંધ) નષ્ટ થઈ જાય છે એટલા માટે કે તે સગાંઓની નજરોથી ઉતરી જાય છે.

☐ એ ઉપરાંત બીજી પણ બૂરી અસરો છે જે બુદ્ધિમાનો અને ચિંતકોથી છુપી નથી.

**[D] આર્થિક (માલી) નુકસાનો :–**

એના પર સર્વસંમતી છે કે જે લોકો હરામકારીની લિઝઝતના ચકકરમાં પડી જાય છે તેઓ ઉમ્મતની આર્થિક (માલી) હાલતને નુકસાન પહોંચાડે છે. એટલા માટે કે :–

☐ તેમની શકિતઓ કમજોર થઈ જાય છે જેના કારણે માલની આવક અને કમાણીની ફરજો અદા કરી શકતા નથી.

☐ ઉપરાંત માલ અને દોલતને વાસના તૃપ્ત કરવામાં બરબાદ કરી દે છે જે કારોબાર અને વેપારના કામમાં નથી આવતી.

☐ અને એવા લોકો આવકના માટે નાજાઈઝ તરીકાઓ અપનાવે છે જેના કારણે આખો સમાજ વિશ્વાસઘાત અને ચોરી (ભ્રષ્ટાચાર)નો શિકાર થઈ જાય છે.

**[E] દીની અને આખિરતના નુકસાનો :–**

અને સૌથી મહત્ત્વની વાત તો આ છે કે એવો નવજવાન જે અલ્લાહ તઆલાની મનાઈ કરેલી ચીઝોથી ન અટકે તે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદ પ્રમાણે ચાર બૂરી વાતોનો શિકાર થઈ જાય છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે :–

"તમે ઝિના (વ્યભિચાર)થી બચો એટલા માટે કે એમાં ચાર વાતો જોવામાં આવે છે :–

(૧) ચહેરાની રોનક ખત્મ થઈ જાય છે.
(૨) રિઝ્ક ખત્મ થઈ જાય છે.
(૩) અલ્લાહ તઆલા નારાઝ થઈ જાય છે.
(૪) અને આ (વ્યભિચાર) જહન્નમની આગમાં હંમેશા રહેવાનો ઝરીઓ બને છે."

**('મુઅજ્જમે અવસત')**

એનું આખિરતનું નુકસાન આ પણ છે કે વ્યભિચારી જયારે વ્યભિચાર કરે છે તો ઈમાનના વર્તુળથી નીકળી જાય છે. જેમકે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :–

"વ્યભિચારી ઝિનાના વખતે મો'મિન નથી રહેતો."

**('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')**

એટલે જો બાળકોને બાળપણથી જ આ નુકસાનોથી ડરાવવામાં આવે તો એની અસર આ થશે કે તેઓ પાકબાઝી અને પાકદામનીમાં ઉછેર પામશે અને અશ્લીલ તેમજ શરીઅત વિરુદ્ધ કામોથી દૂર રહેશે અને પોતાની કુદરતી શહવત અને ખ્વાહિશ (વાસના)ને ઈસ્લામી તરીકા પ્રમાણે નિકાહથી પૂરી કરશે.

## [3] સંપર્ક અને સંબંધ

તરબિયત કરનારા માટે લાઝિમ છે કે :–

– બાળકોનો અકીદા સાથેનો સંપર્ક મજબૂત કરે.
– અને તેને ઈબાદતની સાથે સંકલિત રાખે.
– અને કોઈ મુર્શિદ અને બુઝુર્ગથી સંબંધિત રાખે.
– અને સારી સોહબતમાં લગાવે.
– અને દા'વત અને તબ્લીગ અને દા'વત દેનારા લોકોની સાથે તેનો સંબંધ રાખે.

– અને મસ્જિદ, ઝિક્રે ઈલાહી, મુરાકબહ અને કુર્આને કરીમની તિલાવતથી તેનો લગાવ રાખે.

– અને અંબિયા અલયહિમુસ્સલામની સીરત (જીવનચરિત્ર), સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ, નેકપૂર્વજો, બુઝુર્ગો અને મહાપુરુષોના ઈતિહાસ અને જીવનચરિત્રથી તેનો સંપર્ક રાખે.

**નોંધ :** સુબ્હાનલ્લાહ ! ઈસ્લાહ (સુધારણા)ના કેટલા ઉમદા તરીકાઓ જણાવ્યા છે જે અમલ કરવાને પાત્ર છે. અલ્લાહ તઆલા તોફીક આપે. **(મુહમ્મદ કમરુઝઝમાં)**

**4**

## બાળકને બાલિગ (પુખ્ત) થવા પહેલાંના અને પછીના અહકામ શિખવવા

માતા–પિતા અને ઉસ્તાદોની ઝિમ્મેદારી છે કે જયારે બાળક સમજદાર થઈ જાય તો તેને શરઈ અહકામ સમજાવે જેનો સંબંધ ફિતરી જઝબાત (કુદરતી લાગણીઓ) અને જાતીય પુખ્તતા સાથે છે. આ શિક્ષણ આપવામાં છોકરા અને છોકરી સરખા છે એટલા માટે કે શરીઅતના કાનૂન બંનેને લાગુ પડે છે.

**નોંધ :** એના પછી લેખકે બાળકના બુલૂગ (પુખ્તતા), એહતિલામ (વિર્યસ્ખલન), અને ગુસલ વગેરેના ઘણાં અહકામ અને મસાઈલ લખ્યા છે પરંતુ મેં ટૂંકાણ જાળવવા માટે અહીં લીધા નથી. મારો ખ્યાલ છે કે હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી રહમતુલ્લાહિ અલયહ લિખિત 'બેહિશ્તી ઝેવર' અને 'બેહિશ્તી ગવહર' કિતાબો બાળકોને સંપૂર્ણ રીતે શિખવવામાં આવે તો ઈન્શાઅલ્લાહ અમલના માટે કાફી થઈ જશે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

# 5

## શાદી અને જાતીય સંબંધો

અલ્લાહ તઆલાએ જયારે ઈન્સાનને પૈદા કર્યા તો તેમાં ઘણી બધી ખ્વાહિશાત (મનેચ્છાઓ) અને આરઝૂઓ (તમન્નાઓ) અને એવી લાગણીઓ (જાતીય વૃત્તિઓ) પણ પૈદા કરી જે ઈન્સાનની નસલને બાકી રાખવાના માટે જરૂરી છે અને એવા અહકામ અને કાનૂનો નાઝિલ ફરમાવ્યા જે તેમના અસ્તિત્વ અને મજબૂતીના ઝામિન છે.

આ હકીકતોને બે ચીઝો સાથે સંબંધ છે :–

[A] જાતીય વૃત્તિ વિષે ઈસ્લામનો અભિપ્રાય

[B] અલ્લાહ તઆલાએ શાદીની વ્યવસ્થા શા માટે કરી ?

### [A]

ઈસ્લામે શાદીની જે વ્યવસ્થા મુકર્રર કરી છે તે હકીકતમાં તે ઈન્સાની ખ્વાહિશની પરિપૂર્ણતા છે જે તેને (સ્ત્રી અને પુરુષને) એક બીજા તરફ થતી રહે છે કે જેથી ઈન્સાન તેના માટે (જાતીય વૃત્તિ સંતોષવાના માટે) સાચા માર્ગ પ્રમાણે પોતાના કદમ ઉઠાવે જેને ઈસ્લામે નકકી કર્યા છે અને તે ખરેખર શાદીનો રસ્તો છે.

જેથી અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"અને તેની જ નિશાનીઓમાંથી આ છે કે તેણે તમારા માટે તમારી જાતી (માનવ)ની પત્નીઓ બનાવી કે જેથી તમને તેમની પાસે આરામ મળે અને તમારા પતિ–પત્નીમાં મુહબ્બત અને હમદર્દી પૈદા કરી."

(સૂરએ 'રૂમ' ૨૧)

એટલા માટે આપણે યાદ રાખવું જોઈએ કે દીને ઈસ્લામે ઈબાદતના માટે

ફુરસદ અને અલ્લાહની નઝદીકી હાસિલ કરવાના માટે શાદીથી મુખ મોડવાને હરામ ઠેરવ્યું છે. ખાસ કરીને એવી સૂરતમાં જયારે કે મુસલમાન શાદી માટે શકિત ધરાવતો હોય.

જેથી હઝરત સઅદ બિન અબી વકકાસ રદિયલ્લાહુ અન્હુથી એક હદીષ રિવાયત થયેલી છે કે :–

અલ્લાહ તઆલાએ રહબાનિયત (સંસાર છોડીને સાધુ જીવન જીવવા)ના બદલે આપણને સારો અને આસાન મઝહબ દીને ઈસ્લામ અતા ફરમાવ્યો છે.

ઉપરાંત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"જે શખ્સ શાદી કરવાની શકિત ધરાવતો હોય અને છતાં તે શાદી ન કરે તે અમારામાંથી નથી." ('બયહકી')

**નોંધ :** ઉપરાંત આ પણ પવિત્ર હદીષ છે :–

"નિકાહ મારી સુન્નત છે અને જે એના પર અમલ ન કરશે તે મારમાંથી નથી." ('ઈબ્ને માજહ')

(મુહમ્મદ કમરુઝઝમાં)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈર્શાદો આ વાતની મોટી દલીલ છે કે ઈસ્લામ એક દીને ફિતરત (કુદરતી ધર્મ) છે અને કિયામત સુધી હંમેશા રહેનારો એક પૈગામ છે.

ઉપરાંત ઈસ્લામે જિન્સ (જાતીય વૃત્તિ)ના વિષે જે સહીહ અને સાચો દ્દષ્ટિબિંદુ રજૂ કર્યો છે તેમાં આ પણ છે કે જાઈઝ તરીકાથી શહવત (વાસના, કામેચ્છા) પૂરી કરવાને અને શાદીના ઝરીઆથી જિન્સી ખ્વાહિશ (જાતીય વૃત્તિ) પૂરી કરવાને ઈસ્લામે તે નેક અમલોમાં ગણ્યા છે જેનો કરનારો અલ્લાહ તઆલાની રઝામંદી અને અજર અને સવાબનો હકદાર બની જાય છે.

એની સાબિતીમાં લેખક રહિમહુલ્લાહએ એક લાંબી હદીષ નકલ ફરમાવી છે અને તે પછી લખ્યું છે કે :–

ઔરતથી (જાતીય) ખ્વાહિશ પૂરી કરવાથી જે સદકહનો સવાબ મળે છે તેનો ભાવાર્થ આ નથી કે ઈન્સાન દરેક વખતે શહવત પૂરી કરવામાં જ મંડેલો રહે અને પોતાના પદની જવાબદારીઓ અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરવી અને ઈસ્લામની મદદ અને અલ્લાહના કલિમહને બુલંદ કરવો જેવા મહત્ત્વના કામોથી ગાફિલ થઈ જાય. એટલા માટે કે ઈસ્લામે આપણને એક એવો સમતોલ, શકિતવાન આદમી તૈયાર કરીને આપ્યો છે જે જિંદગીમાં દરેક હકદારને તેના હક આપશે અને એક હક પર બીજાને ગાલિબ ન કરશે, ન એક ફરીઝહને બીજા ફરીઝહ પર.

એટલા માટે જો કોઈ મૌકા પર ઈસ્લામી જિહાદ અને અલ્લાહના તરફ બોલાવવા બાબત કોઈ હુકમનો તેની દુન્યવી જરૂરત યા બીવી–બચ્ચાંઓ યા મા–બાપની જરૂરતથી ઘર્ષણ અને ટકરાવ થતો હોય તો મુસલમાનનું કામ આ છે કે તે જિહાદ અને અલ્લાહ તઆલા તરફ બોલાવવાને બીજા બધા તકાઝાઓ પર અગ્રતા આપે એટલા માટે કે ઈસ્લામી સમાજને કાયમ રાખવો અને ઈસ્લામી હુકૂમતના પાયાને મજબૂત કરવો અને ભટકી ગયેલી માનવતાનું માર્ગદર્શન કરવું સૌથી મોટો હેતુ અને પ્રયોજન છે બલ્કે મુસલમાનની નજરમાં એ તમામ મકસદો અને ગરઝો કરતા ઉચ્ચતર અને બહેતર છે.

જેથી હઝરત રબિઈ બિન આમિર રદિયલ્લાહુ અન્હુ કાદીસિયહના જંગમાં જયારે રુસ્તમની સામે ખડા થયા તો તેમણે ફરમાવ્યું કે,

> "અલ્લાહ તઆલાએ અમને એટલા માટે મોકલ્યા છે કે અમે લોકોને બંદાઓની ઈબાદતથી કાઢીને ખુદાની ઈબાદતની તરફ લઈ આવીએ અને દુન્યાની તંગીથી તેની વિપુલતાની તરફ અને બીજા મઝહબો અને દીનોના ઝુલ્મથી ઈસ્લામના અદલ (ઈન્સાફ)ની તરફ કાઢીએ."

માનવંત તરબિયત કરનારા સાહેબો ! આપણાં નેકપૂર્વજોએ ઈસ્લામ અને જિહાદ ફી સબીલિલ્લાહ (અલ્લાહના રસ્તામાં જિહાદ કરવું)ની મસ્લિહતને દરેક જાતીય મસ્લિહત અને વ્યકિતગત સ્વાર્થ પર અગ્રતા આપી છે જેથી

નમૂના તરીકે એક બનાવ ધ્યાનથી વાંચો :-

હઝરત હન્ઝલહ બિન અબી આમિર રદિયલ્લાહુ અન્હુ જેવા મો'મિન સહાબી જેમની શાદી હઝરત જમીલા બિન્તે અબી આમિરથી જુમ્અહની રાત્રે થઈ. સવારે જ મુનાદીએ એ'લાન કર્યું કે,

"જિહાદ માટે નીકળી પડો !"

હઝરત હન્ઝલહ રદિયલ્લાહુ અન્હુએ જેવો આ અવાજ સાંભળ્યો કે તરત જ પોતાની તલવાર ગરદનમાં લટકાવી, બખ્તર પહેર્યું અને પોતાના ઘોડા પર સવાર થઈને ઉહદના જંગના માટે રણ મોરચા તરફ રવાના થઈ ગયા. જયારે જંગ શરૂ થયો તો તેઓ અત્યંત બહાદુરીથી લડયા. તે પછી મુસલમાનોએ જોયું કે હઝરત હન્ઝલહ લડતા લડતા મુશ્રિકોની સફોમાં અબૂ સુફિયાનને તલાશ કરી રહ્યા છે. અહીં સુધી કે તેમણે અબૂ સુફિયાનને જોઈ લીધા અને તરત જ તેમના પર હુમલો કર્યો. અબૂ સુફિયાન પડી ગયા. હઝરત હન્ઝલહએ તેમને પોતાની તલવારથી ઝબહ કરવા ચાહ્યા. એટલામાં અબૂ સુફિયાને કુરૈશને મદદના માટે બૂમ પાડી. તેમનો અવાજ કુરૈશના કેટલાક નવજવાનોએ સાંભળી લીધો અને તેઓ હઝરત હન્ઝલહ પર તૂટી પડયા અને તેમના પર એવા સખ્ત પ્રહારો કર્યા કે તેઓ શહીદ થઈ ગયા.

અલ્લાહ તઆલાએ પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આલમે ગૈબથી આ બનાવની જાણ કરી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમથી ફરમાવ્યું કે,

"મેં ફરિશ્તાઓને આસમાન અને ઝમીનના દરમિયાન હઝરત હન્ઝલહ રદિયલ્લાહુ અન્હુને ચાંદીના વાસણમાં ગુસલ આપતા જોયા છે."

સહાબા રદિયલ્લાહુ અન્હુમ જલ્દીથી હઝરત હન્ઝલહ રદિયલ્લાહુ અન્હુના પવિત્ર શરીરને જોવા માટે દોડી પડયા. તો શું જોયું કે તેમના માથા પરથી પાણી ટપકી રહ્યું છે. જેથી તેમની બીવીથી અસલ વાત પૂછવામાં આવી તો તેમણે બતાવ્યું કે,

તેમણે જયારે જંગના માટે એ'લાન સાંભળ્યું ત્યારે તેઓ જનાબતની હાલત (ગુસલ વાજિબ હોવાની હાલત)માં હતા. ઉતાવળમાં ગુસલ કરી શકયા ન હતા અને જિહાદના માટે ગુસલ કરવા વગર જ નીકળી પડયા હતા.

અલ્લાહ તઆલાએ તેમને આ સન્માન આપ્યું કે ફરિશ્તાઓના મારફતે તેમને ગુસલ અપાવ્યું.

બેશક ઈસ્લામી ઉમ્મત અને ઈસ્લામના જવાનો જયારે અલ્લાહ અને તેના રસૂલની મુહબ્બત અને જિહાદ ફી સબીલિલ્લાહ અને દઅવત ઈલલ્લાહની મુહબ્બતમાં દુનિયાની દરેક સસ્તી કે મોંઘી ચીઝ કુર્બાન કરી દે છે તો અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલા તેમને ઝમીનમાં હુકૂમત આપે છે અને તેમના ખૌફને અમન (સલામતી)થી અને તેમની કમજોરીને શકિતથી બદલી દે છે. એટલે જો લોકો એવું ન કરશે તો પછી અલ્લાહ તઆલાના ફેસલા અને પકડનો ઈન્તિઝાર કરવો જોઈએ. અને અલ્લાહ તઆલા એવા લોકોને કદી પણ હિદાયત નથી આપતો જે તેની ફરમાંબરદારી ન કરે અને તેના બતાવેલા તરીકાઓ પર અમલ ન કરે.

## ઔરતોનો કિરદાર (ભૂમિકા)

આપણે દઅવત અને તબ્લીગ અને જિહાદમાં ઔરતોના કિરદાર (ભૂમિકા)થી પણ બેખબર ન રહેવું જોઈએ એટલા માટે કે જો જરૂરત પડી જાય અને એવો મૌકો આવી પડે તો ઈસ્લામે ઔરતને પણ જિહાદમાં જવાનો હુકમ આપ્યો છે.

પાછલા દૌરમાં મુસલમાન ઔરતો :–

રસૂલે અકરમ (સલ.)ની સાથે તલવાર લઈને ખડી થઈ,
અને તેમણે ઘાયલ થયેલાઓના ઈલાજ કર્યા,
અને બીમારોની દેખભાળ કરી,
અને શહીદોની યોગ્ય વ્યવસ્થા કરી,
અને સાથે જ ખાવાનું પણ પકાવ્યું.

એની દલીલો નીચે રજૂ કરી છે :–

(૧) હઝરત રુબય્યઅ બિન્તે મુઅવ્વિઝ રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે,

"અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાથે ગઝવાત❶માં શરીક થયા કરતા હતા અને બીમારો તેમજ શહીદોને મદીનહ મુનવ્વરહ પહોંચાડયા કરતા હતા."

અને ઉમ્મે અતિય્યહ અન્સારિય્યહ રદિયલ્લાહુ અન્હાની રિવાયતમાં છે,

"હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાથે ગઝવાતમાં શરીક રહી છું. હું તેમના સામાનની હિફાઝત કરતી હતી અને તેમના માટે ખાવાનું પકાવતી હતી અને ઝખ્મીયો (ઘાયલો)નો ઈલાજ કરતી હતી અને બીમારોની તીમારદારી (સારવાર) કરતી હતી."

('મુસ્લિમ શરીફ')

(૨) ઈબ્ને હિશામથી રિવાયત છે કે :–

હઝરત સફિય્યહ બિન્તે અબ્દિલ મુત્તલિબ રદિયલ્લાહુ અન્હાએ જયારે એક યહૂદીને કિલ્લામાં ફરતો જોયો તો તેમણે કમરકસી અને લાકડી લીધી અને કિલ્લામાં દાખલ થઈ ગઈ અને તેને એટલો માર્યો કે તે મરી ગયો.

એ ઉપરાંત બીજી પણ ઘણી મિસાલો મવજૂદ છે જે અસંખ્ય છે. રહ્યો તબ્લીગ અને દઅવત અને સારી વાતોનો હુકમ આપવો અને બૂરી વાતોથી મનાઈ કરવી વગેરેની બાબતમાં ઔરતની ઝિમ્મેદારી અને ફરજ તો એ મર્દોની જેમજ છે જેમકે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

---

❶ **ગઝવાત** : જે લડાઈમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે પણ શરીક થયા હોય તેને ઈસ્લામી પરિભાષામાં ગઝવહ કહે છે. ગઝવહનું બહુવચન 'ગઝવાત' છે. **(અનુવાદકો)**

"અને ઈમાનવાળા પુરુષો તથા ઈમાનવાળી સ્ત્રીઓ એક બીજાની (નેકીઓમાં) મદદગાર છે. તેઓ નેક વાત શિખવે છે અને બૂરી વાતોથી રોકે છે અને નમાઝની પાબંદી રાખે છે અને ઝકાત આપે છે તેમ અલ્લાહના તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમ અનુસાર ચાલે છે, એવા લોકોના પર અલ્લાહ જરૂર રહમ કરશે. બેશક, અલ્લાહ તઆલા ઝબરદસ્ત હિકમતવાળો છે."

**(સૂરએ 'તવબહ' ૭૧)**

[B]

રહ્યો આ મસ્અલો કે અલ્લાહ તઆલાએ શાદીને શા માટે જાઈઝ કરી ? તો એમાં ઘણી હિકમતો અને અસંખ્ય ફાયદાઓ છે. એમાંથી કેટલાક નીચે પ્રમાણે છે :–

(૧) શાદીનો એક ફાયદો નસલ (વંશ)ની હિફાઝત છે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"અને અલ્લાહ તઆલાએ તમારામાંથી જ તમારા માટે પત્નીઓ બનાવી અને પછી તે પત્નીઓથી તમારા પુત્રો અને પૌત્ર પૈદા કર્યા અને તમને સારી સારી ચીઝો ખાવા–પીવા માટે આપી."

**(સૂરએ 'નહલ' ૭૨)**

(૨) શાદીનો એક ફાયદો આ પણ છે કે સમાજ અખ્લાકી વિકૃતિઓથી બચી જાય છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે :–

"હે નવજવાનોની જમાઅત ! તમારામાંથી જે શખ્સ શાદીની શકિત ધરાવતો હોય, તેને જોઈએ કે શાદી કરી લે એટલા માટે કે એનાથી નિગાહ ઝુકેલી રહે છે અને શરમગાહ મહફૂઝ (સુરક્ષિત) રહે છે. (અર્થાત્ વ્યભિચારથી બચે છે.)

(૩) એક ફાયદો આ પણ છે કે પતિ–પત્ની સાથે મળીને ખાનદાનની જવાબદારી ઉઠાવે છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પાક ઈર્શાદ છે કે :–

"મર્દ પોતાના ઘરનો ઝિમ્મેદાર છે અને તેનાથી તેની પ્રજા (ઘર–વાળાઓ)ના વિષે પૂછપરછ થશે. અને ઔરત પોતાના ઘરની ઝિમ્મેદાર છે અને તેનાથી તેની પ્રજા (ઘરવાળાઓ) વિષે પૂછવામાં આવશે."

(૪) એક ફાયદો આ પણ છે કે સમાજ ઘણી બીમારીઓથી અને આફતોથી મહફૂઝ (સુરક્ષિત) થઈ જાય છે.

(૫) શાદીના ફાયદાઓમાંથી રૂહાની અને માનસિક સુકૂન પણ છે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"અને તેની જ નિશાનીઓમાંથી એક (નિશાની) આ છે કે તમારા માટે તમારી (માનવ) જાતીની પત્નીઓ બનાવી કે જેથી તમને તેમની પાસે આરામ મળે અને તમારા પતિ–પત્નીમાં મુહબ્બત અને હમદર્દી પૈદા કરી."

(સૂરએ 'રૂમ' ૨૧)

(૬) શાદીના ફાયદાઓમાંથી એક ફાયદો ઈસ્લામના માટે નેક અને સાલિહ ઔલાદ પૈદા કરવી પણ છે.

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ઈર્શાદ છે કે :–

"નિકાહ કરો અને નસલ (વંશ) પૈદા કરો. તમે સંખ્યામાં વધી જશો એટલા માટે કે હું કિયામતના દિવસે તમારા ઝરીઆથી બીજી ઉમ્મતો પર ફખ્ર (ગર્વ) કરીશ."

એટલે બાળક જયારે શાદીના ફાયદાઓને સમજી લેશે તો તે સમગ્ર રીતે શાદીની તરફ રુજૂઅ કરશે (અભિમુખ થશે.)

## શાદીના બાદની મંઝિલો

(૧) દુલ્હાએ પોતાનો હાથ દુલ્હનના માથા પર મૂકીને અલ્લાહ જલ્લે શાનુહૂનું નામ લેવું જોઈએ અને દુલ્હનના માટે બરકતની દુઆ કરવી જોઈએ. એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"તમારામાંથી કોઈ શખ્સ જયારે કોઈ ઔરતથી શાદી કરે તો તેને જોઈએ કે તેની પેશાની (કપાળ) પર હાથ મૂકીને અલ્લાહ જલ્લે શાનુહૂનું નામ લે અને બરકતની દુઆ કરે અને (આ પ્રમાણે) કહે :–

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક મિન ખયરિહા વ ખયરિ મા જબલ્તહા અલયહિ વ અઊઝુ બિ–ક મિન શર્રિહા વ શર્રિ મા જબલ્તહા અલયહ.'

ભાવાર્થ :

"હે અલ્લાહ ! હું એની ભલાઈ અને એની ફિતરી (સ્વાભાવિક) આદતોની ભલાઈ માંગું છું અને હું એની બૂરાઈ અને એની ફિતરી આદતોની બૂરાઈથી આપની પનાહ માંગું છું."

('બુખારી શરીફ', 'અબૂ દાવૂદ શરીફ')

(૨) દુલ્હા અને દુલ્હનને જોઈએ કે બે રકા'ત નફલ નમાઝ પઢીને અલ્લાહ તઆલાથી ખૈર અને બરકતની દુઆ કરે.

(૩) દુલ્હાને જોઈએ કે દુલ્હનની સાથે નરમીથી વાત કરે અને તેને ખાવા–પીવાની કોઈ ચીઝ પેશ કરે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાની પાસે તશરીફ લાવ્યા તો દૂધનો એક પ્યાલો સાથે લાવ્યા. પોતે પીધું અને હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાને આપ્યું તો તેમણે પોતાનું માથું ઝુકાવી લીધું અને શરમાઈ ગયા.

બેશક, પત્નીને પોતાનાથી નિકટ કરવાના માટે અને વહશત

(સંકોચ) દૂર કરવાના માટે આ બહેતરીન ઝરીઓ છે અને આપસની દોસ્તી અને મુહબ્બતના બંધનને મજબૂત કરવાનો સબબ પણ છે એટલા માટે કે જેવી રીતે મશહૂર છે કે દરેક આવનારની સાથે એક પ્રકારની દહેશત (ગભરામણ) પણ સાથે આવે છે અને દરેક અજનબી પર દહેશત તારી થાય છે.

(૪) સંભોગ અને સહશયનના આદાબમાંથી એક અદબ આ છે કે દુલ્હા અને દુલ્હન બંને બિલકુલ નગ્ન ન થાય. એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"ખરેખર અલ્લાહ તઆલા હયાવાળા (લજજાશીલ) અને સતર–વાળા છે અને હયા અને પર્દાને પસંદ કરે છે."

('અહમદ', 'તિરમિઝી શરીફ')

ઉપરાંત આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે નગ્ન થવાથી બચો એટલા માટે કે તમારી સાથે તેઓ (ફરિશ્તાઓ) છે જે તમારાથી કુદરતી હાજત અને હમબિસ્તરી (સહશયન)ના સમય સિવાય જુદા નથી થતા એટલે તેમનાથી હયા કરો અને તેમનો ઈકરામ (આદર) કરો."

(૫) હમબિસ્તરીના આદાબમાંથી આ પણ છે કે શરૂઆત છેડછાડ અને ચુંબન તથા આલિંગનથી થાય એટલા માટે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંથી કોઈ શખ્સ પોતાની પત્ની પર જાનવરની જેમ ન પડી જાય બલ્કે બંનેના વચ્ચે પ્રથમ કોઈ કાસિદ (એલચી) હોવો જોઈએ."

પૂછવામાં આવ્યું કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કાસિદ કોણ છે ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"વાત–ચીત અને ચુંબન."

('મુસ્નદે ફિરદૌસ લિદ્દયલમી')

આ જ હદીષના આધારે ઈમામ ગઝાલી રહિમહુલ્લાહ પોતાની કિતાબ 'ઈહ્યા ઉલ ઉલૂમ'માં લખે છે કે :–

જયારે પતિ પોતાની ખ્વાહિશ (કામેચ્છા) પૂરી કરી ચૂકે તો તેને જોઈએ કે પોતાની પત્નીને પણ આ વાતનો મૌકો આપે કે તે પણ પોતાની ખ્વાહિશ પૂરી કરી લે એટલા માટે કે ઘણી વખતે ઔરતને મોડેથી ઈન્ઝાલ (વિર્યસ્ખલન) થાય છે એટલા માટે આ મૌકા પર તેનાથી અલગ થઈ જવું તેને માનસિક આઘાતનો સબબ બને છે બલ્કે ઘણી વખત તો નફરતનો ઝરીઓ બની જાય છે.

(૬) હમબિસ્તરીના આદાબમાંથી આ પણ છે કે આ દુઆ માંગે :–

'બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબનશ્શયતા–ન વ જન્નિબિશ્શયતા–ન મા રઝક–તના.'

**ભાવાર્થ :**

અલ્લાહના નામથી શરૂ કરું છું, હે અલ્લાહ ! અમને શયતાનથી બચાવી લે અને શયતાનને આ ઔલાદથી દૂર ફરમાવી દે જે તું અમને અતા ફરમાવે. ('બુખારી શરીફ')

તો જો અલ્લાહ તઆલાએ તેમના માટે ઔલાદ લખી હશે તો શયતાન તેને કદી પણ નુકસાન નહીં પહોંચાડી શકશે.

(૭) પત્નીથી જે રીતે ચાહે હમબિસ્તરી (સંભોગ) કરી શકે છે શરત આ છે કે આ કામ યોનિ (સ્ત્રીના આગળના ગુપ્ત ભાગ)ના મારફતે હોય એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"તમારી પત્નીઓ તમારા માટે ખેતર સમાન છે એટલે પોતાના ખેતરમાં જે તરફથી આવવા ચાહો આવો."

**(સૂરએ 'બ-ક-રહ' ૨૨૩)**

મતલબ આ છે કે પોતાની પત્નીઓથી હમબિસ્તરી (સંભોગ) તે રસ્તાથી જયાંથી બાળકનો જન્મ થાય છે, જે કૈફિયત(આસન)થી ચાહે કરી શકે છે ભલે સામેની તરફથી હોય કે પાછળની તરફથી યા કરવટ પર સૂઈને.

(૮) જો એક વખત હમબિસ્તરી બા'દ બીજી વખત ઈચ્છા હોય તો મુસ્તહબ આ છે કે પ્રથમ વુઝૂ કરી લે કે જેથી બંને સોહબતોના દરમિયાન વુઝૂ કરી લેવાથી સ્ફૂર્તિમાં વધારો થઈ જાય. એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પાક ઈર્શાદ છે કે :–

"જયારે તમારામાંથી કોઈ શખ્સ પોતાની પત્નીથી સંભોગ કરે અને બીજી વાર ફરી પાછું તે જ કામ કરવા ચાહે તો તેને જોઈએ કે વુઝૂ કરી લે એટલા માટે કે વુઝૂ કરવાથી બીજી વખત સંભોગ કરવામાં વધારે સ્ફૂર્તિ પૈદા થાય છે. અને જો બંને સંભોગની વચ્ચે ગુસલ કરી લેવામાં આવે તો એ વધારે બહેતર છે."

**('અબૂ દાવૂદ શરીફ')**

(૯) પતિ–પત્ની બંનેના હકમાં અફઝલ આ છે કે સંભોગ બાદ ગુસલ કરવામાં જલ્દી કરે અને જો સૂવાથી પહેલાં સુસ્તીના કારણે ગુસલ ન કરી શકે તો મુસ્તહબ આ છે કે કમથી કમ વુઝૂ કરીને સૂએ.

હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાના બયાનથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એવો જ મા'મૂલ (નિયમ) સાબિત થાય છે.

**('મુસ્લિમ શરીફ')**

(૧૦) પતિ–પત્ની એક ગુસલખાનામાં એક સાથે પણ ગુસલ કરી શકે છે

એટલા માટે કે હઝરત આઈશા સિદ્દીકા રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે :

"હું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક વાસણમાંથી ગુસલ કર્યા કરતા હતા જે મારા અને આપના દરમિયાન રહેતું હતુ અમારા બંનેના હાથ એક બીજાના હાથથી એ વાસણમાં ટકરાયા કરતા હતા. આપ મારાથી અગ્રતા મેળવી જતા હતા અહીં સુધી કે હું આ કહ્યા કરતી,

"મારા માટે પણ રાખો, મારા માટે પણ રાખો."

## પતિ-પત્નીએ નીચેની બાબતોથી બચવું જરૂરી છે

(૧) પતિ-પત્નીના માટે આ તદન હરામ છે કે તેઓ બીજાઓની સામે પોતાની ખાનગી અને એકાંતની વાતો ઝબાનથી અથવા ઈશારાથી બયાન કરે. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કિયામતના દિવસે અલ્લાહ તઆલાને ત્યાં દર્જાના એઅ્તિબારથી સૌથી બદતર તે શખ્સ હશે જે પોતાની પત્નીથી સંભોગ કરે અને પછી તેનો રાઝ બીજાઓની સામે બયાન કરે."

**('મુસ્લિમ શરીફ', 'અબૂ દાવૂદ શરીફ')**

(૨) મર્દના માટે ઔરતના પાછળના રસ્તાથી સંભોગ કરવું (સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કરવું) હરામ છે કારણકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા એવા શખ્સની તરફ રહમતની નઝર નહીં ફરમાવશે જે પોતાની બીવીના પાછલા રસ્તાથી સંભોગ કરે."

**('નસાઈ શરીફ', 'ઈબ્ને હબ્બાન')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ ઔરતોના પાછળના રસ્તામાં સંભોગ કરે છે તે મલઊન (ધિક્કાર પાત્ર) છે."

('અબૂ દાવૂદ શરીફ')

એમાં શક નથી કે પાછલા રસ્તામાં સંભોગ કરવો શરીર અને તંદુરસ્તીના માટે નુકસાનકારક હોવાની સાથે અખ્લાક અને શરાફતના પણ ખિલાફ છે.

(૩) હૈઝ (માસિક) અને નિફાસ (પ્રસુતિ પછી સ્ત્રીને વહેતા લોહી)ની હાલતમાં પત્નીથી સંભોગ કરવું હરામ છે. એટલા માટે કે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે,

"તો હૈઝ (માસિક)ના સમયમાં તમે ઔરતોથી અલગ રહ્યા કરો."

(સૂરએ 'બ–ક–રહ' ૨૨૨)

નિફાસ (પ્રસુતિ અર્થાત્ સુવાવડ પછી સ્ત્રીને વહેતા લોહી)માં ઔરતોથી સંભોગનું હરામ હોવું કિયાસ (તર્ક)થી સાબિત છે અર્થાત નિફાસને હૈઝ પર કિયાસ કરવામાં આવ્યું છે એટલા માટે કે બંનેનો સબબ અને ઈલ્લત (અર્થાત્ ઈઝા) એક જ છે અને આ હરામ હોવું ઉમ્મતની સર્વસંમતિથી પણ સાબિત છે.

હાં, પતિ આ હાલતોમાં (અર્થાત્ પત્નીની હૈઝ અને નિફાસની હાલતમાં) પોતાની પત્નીની નાફ (ડૂંટી અથવા નાભી) અને ઘુંટણોના દરમિયાની હિસ્સાથી લિબાસના ઉપરથી ફાયદો ઉઠાવી શકે છે પરંતુ લિબાસના નીચેથી ફાયદો ઉઠાવવો દુરુસ્ત નથી કે જેથી તે શરીઅતની રૂએ હરામ કામ કરનાર અને તંદુરસ્તીને નુકસાનકારક કામ કરનાર ન થઈ જાય એટલા માટે કે જે શખ્સ પોતાના જાનવરોને ચરણની જગ્યાની આસપાસ (સરહદ પર) ચરાવે છે તેને આ વાતનો ડર રહે છે કે તેના જાનવરો ચરણની જગ્યામાં ઘૂસી ન જાય.

એટલે મુસલમાનને જોઈએ કે પોતાના દીન અને તંદુરસ્તીની બાબતમાં સાવધાન રહે અને પોતાના મુઆમલાત અને કાર્યો અને ચરિત્રમાં આ બાબતને અપનાવે જે વધારે કાળજી અને તકવાવાળી હોય.

## 6

## જે લોકો શાદીની શક્તિ ધરાવતા નથી તેમણે પાકબાઝ રહેવું જોઈએ

માલ દુન્યવી ખૂશબખ્તી અને કામિયાબીની બુનિયાદ તેમજ જિંદગીની અસલ છે. જો માલ મૌજૂદ હોય તો તેનાથી દરેક સમસ્યા હલ થઈ જાય છે અને દરેક રુકાવટ દૂર થઈ જાય છે અને મકસદ હાસિલ થઈ જાય છે.

કોઈએ (અરબી ભાષામાં) સાચું કહ્યું છે :–

**ભાવાર્થ :**

ખરેખર દિરહમો (માલ અને દૌલત) દરેક જગાએ લોકોને રો'બ અને દબદબો તેમજ હુસ્ન અને જમાલ બખ્શે છે. જે શખ્સ ભાષાની મધુરતા જાહેર કરવા ચાહે તેના માટે ઝબાન એ જ માલ છે અને જે લડવા ચાહે તેના માટે હથિયાર પણ એ જ છે.

જેથી જે નવજવાન શાદી કરવા ચાહે અને તેની પાસે માલ મૌજૂદ ન હોય, અને તેના સાથીઓ તેની મદદ ન કરે તો એવા સમયે તેના માટે માત્ર આ રસ્તો છે કે કુર્આને કરીમની આ દઅવત પર લબ્બૈક કહે. (કુર્આને કરીમની આ આજ્ઞાનું પાલન કરે) :–

> "અને એવા લોકોને કે જેમને નિકાહની શક્તિ નથી, તેમને જોઈએ કે પોતાના મન પર સંયમ રાખે અહીં સુધી કે અલ્લાહ તઆલા તેમને પોતાના ફઝલથી ગની (માલદાર) કરી દે."

**(સૂરએ 'નૂર' ૩૩)**

ઈફફત અને પાકદામની (સુશીલતા અને કુલીનતા)ની આ કુર્આની દઅવત એક અત્યંત ઉમદા મનોવૈજ્ઞાનિક તરબિયત છે જે નવજવાનોના મનોમાં ઈચ્છાશક્તિને મજબૂત કરે છે અને તેમના દિલોમાં નિર્ધારને મક્કમ કરે છે અને

તેમને ફરિશ્તા સમાન ઈન્સાન બનાવી દે છે અને તેમને સુકૂન અને ઈત્મિનાન બખ્શે છે.

એટલે એવા નવજવાનોને જોઈએ કે ઈફફત અને પાકદામની (સુશીલતા અને કુલીનતા) જાળવી રાખે અહીં સુધી કે તે સમય આવી જાય જયારે અલ્લાહ તઆલા પોતાના ફઝલ અને કરમથી તેમને ગની (માલદાર) બનાવી દે અને તેમના પર કમાણી અને રોઝીના દરવાઝા ખોલી દે અને તેમને નિકાહ કરવા માટે શકિતવાન બનાવી દે.

યાદ રાખો ! અલ્લાહ તઆલા હંમેશા મુત્તકી અને નેક લોકોની સરપરસ્તી (મદદ) ફરમાવે છે અને તેમના માટે દરેક ચિંતાથી મુકિતનો માર્ગ અને દરેક તકલીફથી નજાતનો રસ્તો પૈદા કરી દે છે.

ખૂદ અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં ઈર્શાદ ફરમાવે છે કે :–

> "અને જે શખ્સ અલ્લાહ તઆલાથી ડરે છે, અલ્લાહ તઆલા તેના માટે (તકલીફોથી) નજાતનો રસ્તો કાઢે છે અને તેને એવી જગાથી રિઝક પહોંચાડે છે જયાં તેનું ગુમાન પણ નથી હોતું."

(સૂરએ 'તલાક' ૨,૩)

## એક વાંધો અને તેનો જવાબ

કેટલાક લોકોનો ખ્યાલ છે કે આ પાકબાઝી અને બુલંદ નફસી પોતાના નફસને મારવા અને દબાવવામાં દાખલ છે જો કે આ ખ્યાલ તદન ગલત છે કારણકે નફસના જાણકારો અને તરબિયત કરનારાઓની તહકીક (સંશોધન) પ્રમાણે નફસને મારવું અને દબાવવું આ છે કે ઈન્સાન જાતીય કામને બૂરું સમજે અને જાતીય ફરજ અદા કરનારાઓને ગુનાહગાર ઠેરવે ભલે તે શાદીના ઝરીઆથી અને હલાલ તરીકાથી જ કેમ ન હોય, જેનું નામ રહબાનિયત (બ્રહ્મચર્ય અર્થાત્ ઈન્દ્રિયનો નિગ્રહ) છે.

પરંતુ માનવંત સજજનો ! આપ અવલોકન કરી ચૂકયા છો કે ઈસ્લામ

શાદી ન કરવાની સખ્ત ટીકા કરે છે. અને ખ્વાહિશાત (વાસના)ને પૂરી કરવાના માટે ઈસ્લામે શાદીને જાઈઝ અને મસનૂન ઠેરવી છે. તો પછી નફસને દબાવવું અને મારવું કયાં થયું ?!

એટલે જો નવજવાન આદમીમાં જાતીય વાસના જાગૃત થાય તો ઈસ્લામ આ નથી કહેતો કે તેણે ઈસ્તિગ્ફાર પઢવું જોઈએ બલકે ઈસ્લામે સ્પષ્ટ રીતે આ બતાવ્યું છે કે જાતીય ઈચ્છા પૈદા થવી એક કુદરતી ચીઝ છે એમાં ન કોઈ બૂરાઈની વાત છે અને ન કોઈ વાંધાજનક વાત છે.

પરંતુ ઈસ્લામે કોઈ વ્યકિતના માટે આ જાઈઝ નથી ઠેરવ્યું કે તે આ કુદરતી આવેગને જે રીતે શકય હોય તે રીતે મનમાની રીતે પૂરી કરે બલ્કે ઈસ્લામે એના માટે કેટલીક શરઈ હદો નકકી કરી છે જેની અંદર રહીને એને પૂરી કરવી જાઈઝ થઈ જાય છે અને એનાથી બહાર નીકળીને એને પૂરી કરવી હરામ અને નાજાઈઝ ઠરે છે.

એટલા માટે જે લોકો ઈસ્લામ પર આ આરોપ લગાવે છે કે ઈસ્લામ નફસને મારવાનો અને રહબાનિયત (બ્રહ્મચર્ય અર્થાત્ ઈન્દ્રિયનો નિગ્રહ)નો દીન છે તેમની ઝબાન બંધ થઈ જવી જોઈએ. જેમકે આપે પોતાની આંખોથી જોઈ લીધું છે કે ઈસ્લામના રોશન અને સનાતન કાનૂનો અને ઉસૂલોમાં આ દા'વાની કોઈ અસલ નથી.

**7**

## શું જાતીય સમસ્યાઓ બાળકની સામે બયાન કરવી જોઈએ ?

ઘણાં તરબિયત કરનારા લોકો પૂછે છે કે શું તરબિયત કરનારાઓના માટે જાઈઝ છે કે બાળકને સાફ સાફ તે તમામ મસાઈલ (સમસ્યાઓ) બયાન કરી દે જે તેને બાલિગ થવાથી પહેલાં અને બાલિગ થતી વખતે પેશ આવે છે ?

તો શરઈ દલીલોથી આ મા'લૂમ થાય છે કે તરબિયત કરનાર પોતાના

દીકરા–દીકરીને એવી વાતો બતાવી શકે છે જેનો સંબંધ જાતીયતા અને શહવત (વાસના) સાથે હોય બલ્કે કેટલીક વખતે તેને બતાવવું વાજિબ થઈ જાય છે જયારે કે કોઈ શરઈ હુકમ તેના પર લાગુ થાય છે.

જેથી કુર્આન શરીફની ઘણી આયતોમાં જાતીય સમાગમ અને મેળાપનો ઉલ્લેખ મળે છે અને એ પણ ઉલ્લેખ છે કે ઈન્સાન નુત્ફહ (વીર્ય બિંદુ)થી પૈદા થાય છે. એના ઉપરાંત ઝિના (વ્યભિચાર) વગેરેનો પણ ઉલ્લેખ મળે છે. ઉપરાંત કેટલીક આયતો અત્યંત સ્પષ્ટ રીતે આ બતાવી રહી છે કે ઈન્સાને પોતાની શરમગાહની હિફાઝત કોનાથી કરવી જોઈએ અને કોનાથી ન કરવી જોઈએ ? અને આ કે રમઝાનમાં હમબિસ્તરી (સંભોગ) કરી શકાય છે કે નહીં ? અને હૈઝ (માસિક)ની હાલતમાં ઔરતોથી દૂર રહેવું જોઈએ.

તો આ બધી ચીઝો જાતીયતા અને નફસની ખ્વાહિશના સંબંધમાં જ છે. એટલે જો બાળક સમજદારીની ઉમરે પહોંચી જાય અને તેના ઉસ્તાદ અને તરબિયત કરનારા આ હકીકતોને તેની સામે બયાન ન કરે તો તે આ આયતોને કેવી રીતે સમજશે ? ઉપરાંત આ બાબત કુર્આને કરીમની ચિંતન કરવાની દઅવતના પણ ખિલાફ છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"આ બરકતવંત કિતાબ છે જેને અમે આપ પર એટલા માટે ઉતારી છે કે જેથી લોકો એની આયતોમાં ચિંતન–મનન કરે અને સમજદાર લોકો નસીહત હાસિલ કરે."

(સૂરએ 'સા–દ' ૨૯)

બલ્કે કુર્આને કરીમ એવા લોકોને વેધક પ્રશ્ન કરે છે જેઓ કુર્આને કરીમ પઢીને તેની આયતો પર ચિંતન–મનન નથી કરતા.

જેથી અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"તો શું એ લોકો કુર્આને પાકમાં ચિંતન–મનન નથી કરતા યા (એમના) દિલો પર તાળા લાગેલા છે ?!" (સૂરએ 'મુહમ્મદ' ૨૪)

એનાથી આપણને આ પણ મા'લૂમ થાય છે કે જેવી રીતે કુર્આને કરીમમાં બીજા ઉલૂમ (વિદ્યાઓ) અને મઆરિફ શામિલ છે તે રીતે જરૂરત પ્રમાણે જાતીય સમસ્યાઓ પણ શામિલ છે એટલે એ મસાઈલને પણ સમજવા જરૂરી છે.

પરંતુ હું આપને બે મહત્ત્વની ચીઝોં યાદ અપાવવા ચાહું છું :–

(૧) ઉમરના દરેક હિસ્સા (તબકકા)થી સંબંધિત અહકામની તા'લીમ તેની મુનાસિબત પ્રમાણે આપવી જોઈએ. એટલે આ તદ્દન અયોગ્ય વાત છે કે આપ દસ વર્ષની ઉમરના બાળકને જાતીય સમાગમના ઉસૂલ બતાવો.

(૨) છોકરીને જાતીય મસાઈલ શિખવવાનું કામ માતાએ કરવું જોઈએ પરંતુ જો કોઈ છોકરીની માતા મૌજૂદ ન હોય તો તેના સ્થાને કોઈ બીજી ઔરત આ કામ કરે તો બહેતર છે.

હઝરાત ! આ વાત ઘણી સારી રીતે સમજી લો કે જઝબાત (લાગણીઓ)ના આ બેકાબૂ પૂર અને વિકૃતિઓના આ તબાહકારક મઝધારથી આખી દુનિયાને આજે જાતીયતા વિષેનો ઈસ્લામનો દષ્ટિબિંદુ જ બચાવી શકે છે. કાશ ! મુસલમાન પોતાના દીનને સમજી લે અને પોતાના દીનની છત્રછાયામાં અમન અને સુકૂન (શાંતિ અને સલામતી)થી રહે કે જેથી બીજી કૌમોમાં પોતાનું અસલ સ્થાન મેળવી શકે અને પોતાની ગુમ થયેલી ઈઝઝત અને પ્રતિષ્ઠા ફરી પાછી મેળવી લે એટલા માટે કે અલ્લાહ તઆલાના માટે આ કોઈ મુશ્કિલ કામ નથી.

'વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ.'

અંતમાં લેખક રહિમહુલ્લાહ તરબિયત કરનારાઓને સંબોધન કરીને આ પ્રમાણે ફરમાવે છે :–

"એટલા માટે મહેરબાની કરીને હે તરબિયત કરનારા સાહિબો ! પોતાની કોશિશો કરો અને સંપૂર્ણ ધ્યાન આપો અને અલ્લાહ તઆલાનું નામ લઈને કદમ ઉઠાવો. અલ્લાહ તઆલા આપની હિફાઝત કરી રહ્યા છે અને હવે પછી આવનારી નસલો આપની મહેનતો અને કોશિશોના

કારનામાઓની બરકતથી ફાયદો મેળવશે અને અલ્લાહ તઆલા જલ્લે શાનુહૂ આપને જઝાએ ખૈર આપશે અને કિયામતના દિવસે અજર અને સવાબને આપની પૂંજી બનાવશે.”

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

“અને આપ ફરમાવી દો કે (ચાહો તે) કામ કર્યે જાઓ. ફરી હમણાં (દુનિયામાં જ) તમારા કર્મોને અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા ઈમાનવાળાઓ જોઈ લેશે અને (ફરી કિયામતમાં) તમે ગુપ્ત તથા જાહેર વસ્તુઓના જાણનાર (અલ્લાહની) હુજૂરમાં પાછા ફેરવવામાં આવશો. પછી તમે જે કંઈ કર્યા કરતા હતા તે સૌ તમને બતાવી આપશે.”

(સૂરએ ‘તવબહ’ ૧૦૫)

નોંધ : અલ્હમ્દુલિલ્લાહ કે તરબિયતે ઔલાદની પ્રથમ જિલ્દનો ટૂંકસાર લખવાનું કામ પૂરું થયું એના પછી બીજી જિલ્દનો ટૂંકસાર લખવાનું કામ શરૂ થઈ રહ્યું છે. અલ્લાહ તઆલા એને પૂરું કરાવે. આમીન !

(‘મુહમ્મદ કમરુઝ્ઝમાં’)

# ત્રીજો વિભાગ

ત્રીજા વિભાગમાં નીચે પ્રમાણે ત્રણ પ્રકરણો છે :

પ્રકરણ : ૧ : બાળકની તરબિયત (કેળવણી)માં અસરકારક પરિબળો

પ્રકરણ : ૨ : બાળકની તરબિયતના બુનિયાદી ઉસૂલ અને નિયમો

પ્રકરણ : ૩ : તરબિયતથી સંબંધિત જરૂરી અને અનિવાર્ય આયોજન

# પહેલું પ્રકરણ

## બાળકની તરબિયત (ઉછેર)માં અસરકારક પરિબળો

મારા ખ્યાલમાં બાળકની તરબિયતના લાભકારક અને પ્રભાવક પરિબળો પાંચ બાબતોમાં સમાવિષ્ટ છે :–

[૧] ઉસ્વએ હસનહ (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક રીતભાત) મારફતે તરબિયત
[૨] સારી આદતોં મારફતે તરબિયત
[૩] વઅઝ અને નસીહત મારફતે તરબિયત
[૪] દેખરેખ મારફતે તરબિયત
[૫] સઝા આપવાના મારફતે તરબિયત

❶

## ઉસ્વએ હસનહ (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક રીતભાત) મારફતે તરબિયત (કેળવણી)

તરબિયતના વિષયમાં બાળકના અખ્લાકી અને સામાજિક વ્યક્તિત્ત્વ ઘડતરમાં સૌથી પ્રથમ ક્રમે ઉસ્વએ હસનહ અત્યંત અસરકારક અને પ્રબળ વસીલો છે. એનું કારણ આ છે કે બાળકની નજરમાં તેનો પરવરિશ કરનાર એક મોટો નમૂનો હોય છે. બાળક ચાલ–ચલનમાં પોતાના અગ્રેસરની પૈરવી કરે છે અને જાણતા કે અજાણતા તેની નકલ કરે છે. જેથી તરબિયત કરનાર જો સાચા, અમાનતદાર, બહાદુર અને પાકદામન (ચરિત્રવાન) છે તો બાળક અમાનત, શરાફત, બહાદુરી અને પાકદામની પર ઉછેર પામશે, અને જો તરબિયત કરનાર જૂઠો, અપ્રમાણિક, બુઝદિલ (કાયર) અને નીચ છે તો બાળક પણ જૂઠ, ખ્યાનત, બુઝદિલી અને નીચતામાં ઉછેર પામશે. એટલા જ માટે અરબી શાઈરે તે તરબિયત કરનારના વિષે કેટલા સરસ અશઆર કહ્યા છે જેના કામો તેના વચનથી વિરુદ્ધ હોય.

**ભાવાર્થ :**

હે બીજાને શિક્ષણ આપનાર શિક્ષક ! આ શિક્ષણ ખૂદ તમારા પોતાના માટે કેમ નથી ? તમે બીમારો અને નબળાઓના માટે તો દવા અને નુસ્ખા તજવીઝ કરો છો કે જેથી તેને શિફા મળે પરંતુ તમે ખૂદ બીમાર છો. પહેલાં પોતે પોતાની ઝાતથી શરૂઆત કરીને એને ગુમરાહીથી રોકો. જો તમારો નફસ એનાથી રોકાઈ ગયો તો પછી તમે ખરેખર હકીમ થશો. તે પછી તમારી નસીહતને કબૂલ કરવામાં આવશે અને તમારા ઈલ્મની પૈરવી કરવામાં આવશે અને તમારું તા'લીમ આપવું પણ ફાયદામંદ થશે.

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ સરદાર અને આગેવાન છે

અલ્લાહ તઆલાએ હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સર્વોચ્ચ અખ્લાકી અને અકલી ખૂબીઓ આપીને પૈદા ફરમાવ્યા કે જેથી હંમેશા હંમેશ મુસલમાનોના માટે બહેતરીન નમૂનો અને ઉસ્વહ બને.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (ની જિંદગી) તમારા માટે ઉમદા નમૂનો છે."

**(સૂરએ 'અહઝાબ' ૨૧)**

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! બેશક અમે આપને એવી શાનવાળા રસૂલ બનાવીને મોકલ્યા કે આપ ગવાહ થશો અને આપ (મો'મિનોને) બશારત આપનારા છો અને (કાફિરોને) ડરાવનારા છો અને બધાને અલ્લાહની તરફ તેના હુકમથી બોલાવનારા છો અને આપ એક રોશન ચિરાગ છો." **(સૂરએ 'અહઝાબ' ૪૫,૪૬)**

અલ્લાહ જલ્લ શાનુહૂએ હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વ્યકિતત્ત્વમાં ઈસ્લામી નિઝામ (તંત્ર) અને તરીકાની કામિલ (પૂર્ણ) અને મુકમ્મલ (પરિપૂર્ણ) તસવીર મૂકી દીધી છે કે જેથી ભવિષ્યમાં આવનારી કૌમોના માટે પોતાના પરિપૂર્ણ અખ્લાક અને મહાન કિરદાર (ચરિત્ર)માં ઝિંદહ અને પ્રકાશિત નમૂના સાબિત થાય. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શરફ (બહુમાન) અને ફખ્ર (ગર્વ)ના માટે આટલી વાત પૂરતી છે કે આપે ખૂદ ઈર્શાદ ફરમાવ્યો કે :–

"મારા પરવરદિગારે મારી તરબિયત ફરમાવી એટલા માટે બહેતરીન તરબિયત થઈ ગઈ."

**નોંધ :** આ હદીષની સનદ જો કે ઝઈફ છે પરંતુ એનો ભાવાર્થ બિલકુલ સહીહ છે. **(મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર, ઉર્દૂ અનુવાદક)**

જેથી આ વાત ચોકકસ રીતે મા'લૂમ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જાહિલિયતના ઝમાનાના ગુનાહોં અને અપરાધોમાંથી કોઈ ગુનાહનું કામ કર્યું નથી બલકે આપ તહારત (પવિત્રતા) અને પાકદામની (સુચરિત્ર, સુશિલતા)માં મશહૂર અને જાણીતા છે.

☐ **આપનું સાદિક (સત્યવાદી) અને અમીન (અમાનતદાર) હોવું :-**

તો તે ઝમાનાના લોકો આપને સાદિક અને અમીનના લકબથી પુકાર્યા કરતા હતા.

☐ **આપનું ઝકી (તીવ્ર બુધ્ધિશાળી) અને સમજદાર હોવું :-**

તો તેના માટે આટલું પૂરતું છે કે આપે પોતાની સુંદર યુકિત અને પરિપૂર્ણ હિકમત મારફતે પોતાની કૌમના માટે હજરે અસ્વદ લગાવવાના સમયે એક યોગ્ય રીત રજૂ ફરમાવીને કૌમને એક એવી તબાહકારક જંગથી બચાવી લીધી જેના અંજામને અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ નથી જાણી શકતો.

☐ **દઅવત અને તબ્લીગ :-**

દઅવત અને તબ્લીગની રૂએ આપની આ હાલત હતી કે આપને નીંદ ત્યાં સુધી સારી ન લાગી અને ઝિંદગીમાં લિઝઝત ન આવી અને ન આપને સુકૂન નસીબ થયું જયાં સુધી આપે ઉમ્મતને ઈસ્લામની દઅવત પર લબ્બૈક કહેતા અને અલ્લાહ તઆલાના દીનમાં દાખલ થતા ન જોઈ લીધા. જેથી અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :-

"તો અગર આ લોકો (કુર્આનની) વાતને નહિ માને તો આપ પસ્તાવો કરતાં કરતાં કદાચ તેઓની પાછળ પોતાનો પ્રાણ ગુમાવી બેસશો." **(સૂરએ 'કહફ' ૬)**

**☐ ઈબાદતમાં આપનું ઉસ્વહ (નમૂના) હોવું :–**

તો રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રાતે (નમાઝમાં) એટલો લાંબો કિયામ ફરમાવતા (ઊભા રહેતા) કે આપના પવિત્ર પગો પર સોજા આવી જતા. અને જયારે આપને પૂછવામાં આવ્યું કે,

"શું અલ્લાહ તઆલાએ આપના આગલા–પાછલા ગુનાહ માફ નથી કરી દીધા ?"

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે :–

"તો શું હું શુક્રગુઝાર બંદો ન બનું ?"

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

**☐ આપનું સુંદર અખ્લાકોની બાબતમાં સરદાર હોવું :–**

તો એ બાબતમાં મારા માટે માત્ર એટલું પૂરતું છે કે આપના સુંદર અખ્લાકથી કરમ (કૃપા) ઝુહદ (તપશ્ચર્યા), તવાઝુઅ (વિનમ્રતા), હિલ્મ (સહનશીલતા), કુવ્વતે શુજાઅત (બહાદુરીની શકિત) અને હુસ્ને સિયાસત (સુંદર રાજકારણ) વગેરેમાંથી નમૂના તરીકે એક–એક મિસાલ પેશ કરી દઉ.

**☐ કૃપા અને સખાવત :–**

જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કૃપા અને સખાવતની આ હાલત હતી કે આપ લોકોને એવી રીતે આપતા હતા કે જાણે ગરીબી અને ભૂખ્યા રહેવાનો જરા પણ અંદેશો ન હોય. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેઝ રફતાર હવા કરતા પણ વધારે સખી હતા અને સૌથી વધારે સખી રમઝાનુલ મુબારકના મહિનામાં થઈ જતા હતા.

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કદી પણ કોઈ ચીઝ માંગવામાં નથી આવી જેના જવાબમાં આપે 'નહીં' ફરમાવ્યું હોય (અર્થાત્ આપથી જે ચીઝ માંગવામાં આવતી તે આપી દેતા હતા.)

☐ **આપનો ઝુહદ અને તકવો :-**

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :-

હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. આપ ચટાઈ પર આરામ ફરમાવી રહ્યા હતા અને ચટાઈની નિશાનીઓ આપના મુબારક પડખા પર પડી ગઈ હતી.

મેં અરજ કરી કે :-

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કેમ ન અમે આપના માટે એક ગાદલો બનાવી લઈએ જેના પર આપ આરામ ફરમાવ્યા કરો જેના કારણે આપ ચટાઈની સખ્તીથી બચેલા રહો."

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"મારો દુનિયાથી શું સંબંધ ? મારી અને દુનિયાની મિસાલ તો એવી છે જેવી રીતે કોઈ સવાર કોઈ ઝાડના છાયડામાં બેસી જાય અને પછી તે છોડીને ત્યાંથી ચાલી નીકળે."

અને આપની જ તે પાક ઝાત છે કે જેણે અલ્લાહ તઆલાથી આ દરખ્વાસ્ત કરી કે :-

"હે અલ્લાહ ! મુહમ્મદની ઔલાદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું રિઝક જરૂરત પ્રમાણે નકકી કરી દો."

હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ ફરમાવ્યું કે,

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારથી મદીનહ મુનવ્વરહ તશરીફ લાવ્યા ત્યારથી વફાત સુધી આપે સતત ત્રણ દિવસ

પણ પેટ ભરીને ઘઉંની રોટી ખાધી નથી." ('ઈબ્ને જરીર')

હાં આ વાત સમજવાની છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ ગરીબી અને ભૂખ્યા રહેવું ઈખ્તિયારી (સ્વૈચ્છિક) હતું નહીંતર તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જો દુનિયાની ફરાવાની (વિપુલતા) ચાહતે તો તમામ ચીઝો હંસી–ખૂશી ઝલીલ અને રુસ્વા થઈને આપના કદમોમાં હોત પરંતુ આપના ગરીબીને અને ભૂખ્યા રહેવાને અપનાવવામાં ઘણી મસ્લિહતો અને હિકમતો છે.

**☐ આપનો તવાઝુઅ (વિનમ્રતા, વિનય અને વિવેક) :-**

હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ :–

- સલામ કરવામાં પોતે પહેલ કરતા હતા.
- અને જેની સાથે આપ વાત કરતા, ભલે નાનો હોય કે મોટો, તેની તરફ સંપૂર્ણ રીતે ધ્યાનિત થઈ જતા હતા.
- અને જયારે આપ મુસાફહ ફરમાવતા તો જયાં સુધી તે (સામેની વ્યકિત) પોતે હાથ ન ખેંચતો આપ પોતાનો હાથ ન ખેંચતા હતા.
- અને પોતાનો સામાન પોતે ઉઠાવ્યા કરતા હતા અને ફરમાવતા કે,

  "હું એને ઉઠાવવાનો વધારે હકદાર છું."
- અને મઝદૂરો અને કારીગરોવાળા કામ પણ આપ પોતે જ કરી લેતા હતા.
- આપ આઝાદ લોકોની દઅવત પણ કબૂલ ફરમાવતા અને ગુલામ તેમજ બાંદીઓની પણ દઅવત કબૂલ ફરમાવતા.
- અને જો કોઈ ઉઝર (બહાનું, કારણ) પેશ કરતું તો આપ તેને કબૂલ ફરમાવી લેતા હતા.
- અને આપ પોતાના કપડાંમાં પોતે થીંગડું લગાવી લેતા હતા.
- જૂતા (પગરખાં) પોતે સાંધી લેતા હતા.
- અને ઘરના કામકાજ કરી લેતા હતા.
- પોતાના ઊંટને પોતે બાંધ્યા કરતા હતા.

– ખાદિમની સાથે બેસીને ખાવાનું ખાતા હતા.
– જરૂરતમંદો, કમઝોરો અને ફકીરોની હાજતો પૂરી કરતા હતા.
– અને જમીન પર બેસી જતા હતા.

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તવાઝુઅ (વિનમ્રતા, વિનય અને વિવેક)ના આ દર્જા પર કેમ ન હોત જયારે કે અલ્લાહ જલ્લે શાનુહૂએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર પોતાનો આ પૈગામ નાઝિલ ફરમાવ્યો છે :–

"અને જે ઈમાનવાળા આપની સાથે છે તેમની સાથે નમ્રતા–પૂર્વક વર્તજો." (સૂરએ 'શુઅરા' ૨૧૫)

☐ **ક્ષમા અને સહિષ્ણુતામાં આપનું સરદાર અને પેશવા હોવું :-**

– જયારે ગામડાના લોકો આપની સાથે સખ્તી અને બદસુલૂકીથી પેશ આવતા તો આપ નરમીથી પેશ આવતા.
– જયારે વિજય અને કામિયાબી આપના કદમ ચૂમતી ત્યારે આપ દુશ્મનોના તકબ્બુર અને ઘમંડના બદલામાં ક્ષમાશીલતા અને સહિષ્ણુતા ઈખ્તિયાર ફરમાવતા.

જેથી હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે ચાલી રહ્યો હતો. આપે પહોળી કિનારીવાળી નજરાની ચાદર ઓઢી હતી. એક ગામડાંનો શખ્સ આપની પાસે આવ્યો અને આપની ચાદર પકડીને ઝોરથી આપને ખેંચી લીધા. મેં જોયું કે તે ગામડાંના શખ્સના ખેંચવાના કારણે આપના મુબારક ખભા પર ચાદરની કિનારીની નિશાની (સોળ) પડી ગઈ.

આ હરકત કરવા બાદ પેલા ગામડીયાએ કહ્યું કે,

"હે મુહમ્મદ (સલ.) ! આપની પાસે અલ્લાહનો આપેલો જે માલ છે તેમાંથી મને પણ આપવાનો હુકમ આપી દો !"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેની તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું અને મુસ્કુરાયા અને તેને ભેટ આપવાનો હુકમ ફરમાવ્યો.

કામિયાબી અને ફત્હે મકકામાં આપની સહિષ્ણુતાનું નિરીક્ષણ કરો કે આપે સૌથી વધારે કટ્ટર દુશ્મનોની સાથે માફી અને દરગુઝરનો મા'મલો ફરમાવ્યો. અને કેમ ન હોય જયારે અલ્લાહ તઆલાએ આપ પર આ આયત નાઝિલ ફરમાવી છે :–

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આદત કરો દરગુઝરની અને હુકમ કરો નેક કામ કરવાના અને દૂર રહો જાહિલોથી."

(સૂરએ 'અઅરાફ' ૧૯૯)

☐ **શારીરિક શકિતમાં આપનું સરદાર હોવું :–**

તો તેની એક મિસાલ આ છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પહેલવાનોના સરદાર 'રુકાનહ'ને ત્રણ વખત પછાડી દીધા હતા અને ત્રીજી વખત પછાડયા પછી રુકાનહએ આપથી અરજ કરી કે :–

"હું ગવાહી આપું છું કે આપ અલ્લાહના રસૂલ છો."

જંગે હુનૈનના મૌકા પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ખચ્ચર પર ઊભા થઈ ગયા. લોકો ત્યારે આમ–તેમ ભાગી રહ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ ફરમાવી રહ્યા હતા :–

"હું નબી છું, જૂઠો નથી, હું અબ્દુલ મુત્તલિબનો બેટો છું."

તે દિવસે આપથી વધારે સાબિત કદમ અને દુશ્મનોમાં ઘૂસનારો બીજો કોઈ શખ્સ ન હતો.

☐ **સુવ્યવસ્થા અને રાજકારણમાં આપનું સરદાર હોવું :-**

એ બાબતમાં આપ તમામ લોકોના માટે કહેવત સમાન હતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સુવ્યવસ્થા અને સુરાજય તેમજ તમામ કામોને તેના યોગ્ય સ્થાને રાખવાની ખાસ સિફત અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવી હતી.

જેથી ઈતિહાસના પૃષ્ઠોએ જે અપાર મિસાલોને પોતાના સીનામાં સુરક્ષિત રાખી છે તેમાંથી એક નમૂનો આ છે કે :–

ગઝવએ હુનૈનના બાદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જયારે કુરૈશ અને બીજા અરબ કબીલાઓને ઈનામો આપ્યા અને અનસારને કંઈ ન આપ્યું તો એ બાબતમાં અનસારમાં ગણગણાટ થવા લાગ્યો અહીં સુધી કે કેટલાક લોકોએ કહ્યું કે,

"ખુદાની કસમ ! (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની કૌમની સાથે મળી ગયા છે."

આ મૌકા પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અનસારને ભેગાં કર્યા અને ફરમાવ્યું કે,

"હે અનસારની જમાઅત !
આ શું વાત છે જે મને તમારા તરફથી પહોંચી રહી છે ?
અને આ શી ચીઝ છે જે તમારા મનમાં પૈદા થઈ રહી છે ?
બતાવો, શું તમે ગુમરાહ ન હતા ?
પછી અલ્લાહે તમને હિદાયત આપી.
શું તમે ફકીર (નિર્ધન) ન હતા ?
પછી અલ્લાહે તમને ગની (ધનવાન) બનાવ્યા.
શું તમે એક બીજાના દુશ્મન ન હતા ?
પછી અલ્લાહે તમારા દિલોમાં ઉલફત પૈદા કરી."

આ સાંભળીને અનસારે કહ્યું કે,

"ખરેખર અલ્લાહ અને તેના રસૂલના અમારા પર અસંખ્ય ફઝલ અને અહેસાન છે."

પછી આપે ફરમાવ્યું કે,

"હે અનસારની જમાઅત ! તમે લોકો બતાવતા કેમ નથી ?"

તેમણે અરજ કરી કે,

"અમે શું બતાવીએ, અલ્લાહ અને તેના રસૂલના અમારા પર ફઝલ અને અહેસાન છે."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"ખુદાની કસમ ! જો તમે લોકો ચાહતે તો આ કહી શકતા હતા અને સાચું કહે તે અને એ વાતમાં તમારી તસદીક (સાચા હોવાનું સમર્થન) પણ કરવામાં આવતે કે તમે મને આ પ્રમાણે કહેતે :

- આપ જયારે અમારી પાસે આવ્યા તો ત્યારે બીજા લોકોએ આપને જૂઠાડયા અને અમે આપની તસ્દીક કરી.
- લોકોએ આપને એકલા અટૂલા છોડી દીધા હતા અમે આપની મદદ કરી.
- લોકોએ આપને શહેરમાંથી કાઢી મૂકયા હતા અમે આપને સ્થાન આપ્યું.
- આપ ગરીબ હતા અમે આપથી ગમખ્વારી (સહાનુભૂતિ) કરી.

હે અનસારની જમાઅત ! શું તમે દુનિયાના આ થોડા સરખા માલ-દૌલતના કારણે નારાઝ છો જે મેં બીજી કૌમોને એટલા માટે આપ્યો કે તેમના દિલને સંતોષ થાય અને તેઓ મુસલમાન થઈ જાય. અને મને

તમારા ઈસ્લામ પર ભરોસો અને વિશ્વાસ છે. શું તમે એનાથી ખૂશ નથી કે બીજા લોકો તો ઊંટ, દુમ્બહ અને બકરીઓ લઈને જાય અને તમે પોતાના ઘરે અલ્લાહના રસૂલને લઈને જાય ?

કસમ છે તે ઝાતની જેના કબઝામાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જાન છે, જો હિજરતન્ન થાત તો હું અનસારમાંનો એક ફર્દ (વ્યકિત) હોત અને જો બીજા તમામ લોકો કોઈ ઘાટીમાં ચાલે અને અનસાર બીજી ઘાટીમાં, તો હું અનસારની ઘાટીમાં ચાલીશ.

હે અલ્લાહ ! અનસાર પર રહમ ફરમાવો અને તેમની ઔલાદ પર, અને તેમની ઔલાદની ઔલાદ પર રહમ ફરમાવો."

આ સાંભળીને પેલા (અનસાર) હઝરાત એટલા બધા રડયા કે તેમની દાઢીઓ આંસૂઓથી તર થઈ ગઈ અને તેમણે અરજ કરી કે :–

"અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વહેંચણી અને અમારા હિસ્સા પર રાજી અને ખૂશ છીએ."

આ ઈખ્લાસ (નિખાલસતા)થી ભરપૂર એવા સાચા કલિમાત છે જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક દિલમાંથી નીકળ્યા, આપની ઝબાને તેની તરજુમાની કરી. અને આ કલિમાત અનસારના દિલોમાં ઘર કરી ગયા જેણે તેમના નફસોને ફરિશ્તાઓની સફમાં ખડા કરી દીધા અને ફિત્નાને તેની મોત મારી દીધા. અને અનસારના નફસોને હકને ઓળખવા માટે અને હિકમતને સમજવા માટે જાગૃત કરી દીધા. આ કલિમાત આપણને બતાવી રહ્યા છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસલમાનોની મદદ અને દિલના સંતોષના માટે કેવી રીતે લોકોને જમા કર્યા કરતા હતા કે જેથી મુસલમાનોને તૌહીદની છાયા હેઠળ અને ઈસ્લામના ઝંડાની નીચે મહાન એકતા હાસિલ થઈ જાય.

☐ **પોતાના સ્થાને સાબિત કદમ રહેવામાં આપનું સરદાર હોવું :-**

આ વાત આપની સિફતોમાંથી અત્યંત દેખીતી સિફત હતી અને આપની આદતોમાંથી આ કુદરતી આદત હતી અને એ વિષય પર દલીલ પેશ કરવા માટે મારી પાસે આટલી વાત કાફી છે કે હું આપનો તે અભિગમ (વલણ) પેશ કરી દઉં જે આપે પોતાના ચાચા અબૂ તાલિબની સાથે તે વખતે અપનાવ્યો હતો જયારે આપને આ અનુમાન થયું હતું કે કદાચ આપના ચાચા આપને દુશ્મનોના હવાલે કરી દેશે અને આપની મદદથી ખસી જશે.

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હે મારા ચાચા ! ખુદાની કસમ જો આ લોકો સૂરજને મારા જમણા હાથમાં અને ચાંદને ડાબા હાથમાં એટલા માટે મૂકી દે કે હું આ દીનની દઅવતને છોડી દઉં, તો હું એને ત્યાં સુધી હરગિઝ નથી છોડી શકતો જયાં સુધી અલ્લાહ તઆલા તેને વર્ચસ્વ આપી ન દે અથવા હું તેના માટે પોનાની જાન કુર્બાન ન કરી દઉં."

અને પછી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાંથી ઊભા થયા અને રડવા લાગ્યા.

જયારે આપના ચાચાએ આપના આ સાચા સંકલ્પને જોયો અને આ સારી રીતે સમજી લીધું કે આપ આ દીનની દઅવતમાં સાબિત કદમ રહેશે અને કોઈ શખ્સ યા ઈન્સાનની પરવા કર્યા વગર આ દઅવતના રસ્તા પર ચાલતા રહેશે તો તેમણે આપને બોલાવ્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કહ્યું કે,

"હે મારા ભત્રીજા ! જાઓ જે ચાહો કહો હવે હું તમને કદી પણ, કોઈના હવાલે નહીં કરીશ."

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉચ્ચ અખ્લાક

અને સિફાતનો જે હિસ્સો મેં પેશ કર્યો હકીકતમાં એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અઝમત અને મોટાઈના ખજાનામાંથી એક મા'મૂલી જેવો ટૂકડો છે નહીંતર કોઈ શખ્સ આ અઝીમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફઝાઈલને શું ગણી શકે જયારે કે ખૂદ અલ્લાહ તઆલા આપની પ્રશંસા આ શબ્દોમાં બયાન ફરમાવે છે :–

"અને બેશક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુંદર અખ્લાકના ઉચ્ચ ધોરણ પર છો." (સૂરએ 'કલમ' ૪)

અને જયારે અલ્લાહ તઆલાએ પોતે જ પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ અઝીમ અખ્લાકથી માલા–માલ ફરમાવ્યા હતા તો આ ફિતરી (સ્વાભાવિક) વાત છે કે લોકોના દિલો આપની તરફ ખેંચાય અને લોકો આપની ઈકતિદા (અનુસરણ) કરે. એટલા જ માટે સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમને આપથી એટલા પ્રમાણમાં મુહબ્બત અને ફિદાઈયત (બલિદાનની ભાવના) હતી કે આપના નૂરાની ચહેરાને જોવા વગર ચેન પડતુ ન હતું. અહીં સુધી કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતને પોતાના જાનો પર અગ્રતા આપી. જેમકે કેટલાયે બનાવો એના સાક્ષી છે જેથી એ હઝરાતના કારણે એક એવો ઉમદા સમાજ હકીકતના રૂપમાં લાવવો આસાન થઈ ગયો જે એક ઝમાનાથી ચિંતકોનો ખ્વાબ અને ફિલસૂફીઓની તમન્ના અને આરઝૂ હતી.

એટલા માટે મુસલમાન દરેક ઝમાનામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને :–

- ઈબાદતો અને અખ્લાકમાં,
- શુજાઅત અને સાબિત કદમી (બહાદુરી અને અડગતા)માં,
- અઝમ અને અકદામ (નિર્ધાર અને આગે કદમ કરવા)માં,
- મુહબ્બત અને ઈષાર (પ્રેમ અને સ્વાર્પણ)માં,
- જિહાદ અને શહાદતના શોખમાં,

બહેતરીન નમૂના સમજતા રહ્યા છે તેમજ તા'લીમ અને તરબિયતમાં તેમના તરીકા પર ચાલતા રહ્યા છે.

જેથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સાચું ફરમાવ્યું,

"મારા સહાબા સિતારાઓ જેવા છે તમે તેમનામાંથી જેની ઈકતિદા (અનુસરણ) કરશો હિદાયત પામશો."

('બયહકી', 'દયલમી')

નોંધ : આ હદીષ સનદની રૂએ જો કે ઝઈફ છે પરંતુ એનો અર્થ બિલકુલ સહીહ છે.

(મૌલાના હબીબુલ્લાહ મુખ્તાર, ઉર્દૂ અનુવાદક)

જેથી ઘણાં મુલ્કોમાં ઈસ્લામ, મુસલમાન વેપારીઓ અને ઈસ્લામના સાચા નિમંત્રકો (દાઈઓ)ના ઝરીઆથી પહોંચ્યો જેમણે પોતાની સીરત અને કિરદારના ઝરીઆથી ઈસ્લામની સાચી તસ્વીર પેશ કરી.

- ☐ મર્દ હોય યા ઔરત,
- ☐ જવાન હોય યા વૃદ્ધ,
- ☐ નાના હોય યા મોટા,
- ☐ ગરીબ હોય યા અમીર

બધાને જોઈએ કે તેઓ આ હકીકતને સમજે અને બીજાઓને માટે ઈસ્લામી સિફાતનો શાનદાર નમૂનો પેશ કરે કે જેથી હંમેશા હંમેશાના માટે આખી દુનિયામાં હિદાયતના ચાંદ અને ઈસ્લાહના સૂરજ અને હકના દાઈ (નિમંત્રક) અને ઈસ્લામના પૈગામને ફેલાવવાના અને પ્રસારિત કરવાના સબબ બનતા રહે.

નોંધ : એના પછી લેખક રહિમહુલ્લાહએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરબિયત અને તંબીહના કેટલાક નમૂના પેશ કર્યા છે જેને હું લંબાણ થવાના ખૌફથી છોડી દઉં છું.

(મુહમ્મદ કમરુઝઝમાં)

## નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાળકો સાથે મુહબ્બત અને રહમતના કેટલાક નમૂનાઓ

[૧] એક વખતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લોકોની સાથે નમાઝ પઢી રહ્યા હતા કે આપની પાસે હઝરત હુસૈન રદિયલ્લાહુ અન્હુ આવી ગયા. આપ સજદહની હાલતમાં હતા. હઝરત હુસૈન રદિયલ્લાહુ અન્હુ આપની ગરદન પર સવાર થઈ ગયા. આપે સજદહ લાંબો કરી દીધો અહીં સુધી કે લોકો એવું અનુમાન કરવા લાગ્યા કે કદાચ કોઈ વાત પેશ આવી ગઈ છે.

જેથી જયારે આપ નમાઝ પૂરી કરી ચૂકયા તો સહાબા રદિયલ્લાહુ અન્હુમએ અરજ કરી કે,

“હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપે સજદહ એટલો લાંબો ફરમાવી દીધો કે અમને એવું અનુમાન થવા લાગ્યું કે કદાચ કોઈ વાત પેશ આવી ગઈ છે.”

આપે ફરમાવ્યું કે,

“મારો બેટો મારી ઉપર સવાર થઈ ગયો હતો એટલા માટે મેં એ પસંદ ન કર્યું કે જલ્દી ઊભો થઈ જાઉં અને તે પોતાનું દિલ ખૂશ ન કરી શકે.” (‘નસાઈ’, ‘હાકિમ’)

[૨] ‘કિતાબુલ ઈસાબહ’માં લખ્યું છે કે :–

હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત હસન અને હઝરત હુસૈન રદિયલ્લાહુ અન્હુમાની સાથે :–

– દિલ્લગી (ગમ્મત) કર્યા કરતા હતા,
– અને આપ પોતાના હાથો અને પગોથી (બાળકોની જેમ) ચાલતા હતા,

– અને તે બંને (હસન અને હુસૈન) બંને તરફથી આપને વળગી જતા હતા,
– અને આપ તે બંનેને ઊંચકીને ચાલતા હતા,
– અને આ ફરમાવતા હતા કે,

"બહેતરીન ઊંટ તમારો ઊંટ છે અને બહેતરીન સવાર તમે બંને સવાર છો."

[૩] નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હું નમાઝ શરૂ કરી દઉં છું અને મારો ઈરાદો નમાઝ લાંબી કરવાનો હોય છે પરંતુ હું કોઈ બાળકના રડવાનો અવાજ સાંભળીને તે નમાઝને ટૂંકી કરી દઉં છું કારણકે મને ખબર છે કે તે બાળકના રડવાની તેની માતા પર શી અસર થશે." ('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[૪] હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

તેઓ કેટલાક બાળકોની પાસેથી પસાર થયા તો તેમને સલામ કરી અને ફરમાવ્યું કે,

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવું કર્યા કરતા હતા." (અર્થાત્ બાળકોને સલામ કર્યા કરતા હતા.)

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

[૫] એક રિવાયતમાં છે કે :–

લોકો જયારે પહેલું ફળ જોતા તો તેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં લાવતા. આપ જયારે તેને પોતાના હાથમાં લેતા તો આ દુઆ ફરમાવતા :

'અલ્લાહુમ્મ બારિક લના ફી સમરિના વ બારિક લના ફી મદીનતિના વ બારિક લના ફી સાઈના વ બારિક લના ફી મુદ્દિના.' ('મુસ્લિમ શરીફ')

**ભાવાર્થ :**

"હે અલ્લાહ ! અમારા માટે અમારા ફળોમાં બરકત આપો અને અમારા માટે અમારા શહેરમાં બરકત આપો અને અમારા માટે અમારા સાઅમાં બરકત આપો અને અમારા માટે અમારા મુદમાં બરકત આપો."❶

તે પછી ત્યાં હાજર બાળકોમાંથી સૌથી નાના બાળકને પોતાની પાસે બોલાવીને તે ફળ તેને આપી દેતા હતા.

શું નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ કિરદાર આ બાબત પર દલાલત નથી કરતા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના અમલથી બાળકોની સાથે નરમી અને વાત્સલ્યના નમૂના પેશ કર્યા કરતા હતા કે જેથી મુસલમાન કૌમ પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પૈરવી કરે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પ્રમાણે અમલ કરે.

❷

## સારી આદતો મારફતે તરબિયત (કેળવણી)

ઈસ્લામી શરીઅતમાં આ નિશ્ચિત થયેલી વાત છે કે બાળક કુદરતી રીતે ખાલિસ તૌહીદ અને દીને કય્યિમ અને ઈમાન બિલ્લાહ પર પૈદા કરવામાં આવ્યું છે.

જેમકે હદીષે પાકમાં છે કે :–

"દરેક બાળક ફિતરતે ઈસ્લામ પર પૈદા થાય છે પરંતુ તેના માતા–પિતા તેને યહૂદી યા નસરાની યા મજૂસી (અગ્નિપૂજક) બનાવી દે છે."

('બુખારી શરીફ')

અહીંથી આ વાત માલૂમ થઈ કે બાળકને ઉંમરની શરૂઆતથી જ તા'લીમ

---

❶ સાઅ અને મુદ અનાજ વગેરે તોલવાના વજનનું માપ છે.

અને અદબના ઝરીઆથી તૌહીદે ખાલિસ અને મકારિમે અખ્લાક (સુસંસ્કારો) અને નફસિયાતી ફઝાઈલ અને શરીઅતના શાનદાર આદાબના આદી બનાવવા જોઈએ.

ઉપરાંત આ પણ મા'લૂમ થયું કે જો બાળકને નેક અને સાલિહ મા—બાપ મળી જાય અને તેઓ તેને ઈમાન અને ઈસ્લામની બુનિયાદી વાતો શિખવી દે તો બાળક ઈમાન અને ઈસ્લામના અકીદા પર ઉછેર અને વિકાસ પામશે.

આ બુનિયાદી બાબતોના આધારે નેકપૂર્વજો પોતાના બાળકોના માટે સારા તરબિયત કરનારા પસંદ કરતા હતા અને તેમને સારી વાતો શિખવવા માટે અને ઉચ્ચ અખ્લાકથી આભૂષિત કરવા માટે અને બહેતરીન સિફતો ધરાવનારા બનાવવા માટે સારું વાતાવરણ તૈયાર કરતા હતા.

જેથી ઈમામ રાગિબ અસ્ફહાની રહમતુલ્લાહિ અલયહ લખે છે કે :—

ખલીફા મનસૂરે બની ઉમય્યહની જેલમાં કેદીઓથી આ પૂછયું કે,

"કેદના દિવસોમાં સૌથી વધારે તકલીફ તમને કઈ ચીઝથી થઈ ?"

તેમણે કહ્યું કે,

"એનાથી કે અમે અમારા બાળકોની તરબિયત કરવાથી મહરૂમ થઈ ગયા."

બાળકોની તરબિયતની બાબતમાં ઈબ્ને સીનાની આ વસિયત છે કે :—

બાળકો સાથે મકતબ (પ્રાથમિક શાળા)માં એવા બાળકો હોવા જરૂરી છે જેઓ સારા આદાબ અને અખ્લાક ધરાવતા હોય. જેમની આદતો પસંદપાત્ર અને વખાણવા લાયક હોય. એટલા માટે કે એક બાળક બીજા બાળકને જોઈને અદબ શીખે છે. અને તેનાથી જ પ્રભાવિત થાય છે.

કહેવાનું તાત્પર્ય આ છે કે બાળકને અદબ શિખવવા અને બાળપણથી જ તેની દેખરેખ રાખવી એવી રીત છે જેના બહેતરીન પરિણામો અને શાનદાર

ફળો હાસિલ થાય છે. જયારે કે મોટી ઉંમરમાં અદબ શિખવવા અને તરબિયત કરવી અને ઉચ્ચ કક્ષાએ પંહોંચાડવું ઘણું મુશ્કિલ અને કઠણ કામ છે.❶ અલ્લાહ રહમ કરે તે શાઈર પર જેમના અરબી અશઆરનો ભાવાર્થ નીચે પ્રમાણે છે :–

ખરેખર બાળકોને બાળપણમાં અદબ શિખવવા ફાયદાકારક થાય છે અને તેના પછી તેને અદબ શિખવવાનો કોઈ ફાયદો નથી. જો તમે લીલી ડાળીને સીધી કરવા ચાહશો તો તે સીધી થઈ જશે પરંતુ જો સૂકી લાકડીને નરમ કરવા ચાહશો (સીધી થવી તો દૂર રહી) તે નરમ પણ ન થશે.

❸

## વઅઝ અને નસીહતના મારફતે તરબિયત (કેળવણી)

તે મહત્ત્વના માધ્યમો જે બાળકની ઈમાની, સામાજિક અને અખ્લાકી તરબિયતમાં બુનિયાદી હૈસિયત ધરાવે છે તેમાંથી એક આ પણ છે કે તેની તરબિયત વઅઝ અને નસીહતના ઝરીઆથી કરવામાં આવે. એટલા માટે કે બાળકને વસ્તુની હકીકત સમજાવવામાં અને તેને સારા કામોમાં વાપરવામાં અને સારા અખ્લાકથી આભૂષિત કરવામાં અને ઈસ્લામની બુનિયાદી બાબતોથી પરિચિત કરાવવામાં વઅઝ અને નસીહતનો મોટો પ્રભાવ છે. એટલા જ માટે કુર્આને કરીમે વઅઝ અને નસીહતના તરીકાને અપનાવ્યો અને તેના ઝરીઆથી લોકોને સંબોધન કર્યું અને અસંખ્ય આયતોમાં એને દોહરાવ્યું અને જુદા–જુદા સ્થાનોએ પોતાની નસીહતોથી માર્ગદર્શન આપ્યું.

**નોંધ :** એટલા જ માટે લેખક રહિમુહુલ્લાહએ વઅઝ અને નસીહતથી સંબંધિત ઘણી આયતો નકલ ફરમાવી છે જે ઘણી ફાયદાકારક અને અસરકારક છે. ટૂંકાણ જાળવવા માટે હું તેને અહીં નકલ કરતો નથી. (મુહમ્મદ કમરુઝઝમાં)

❶ ગુજરાતીમાં કહેવત છે : પાકે ઘડે કાંઈ કાંઠા ચઢે ?

## વઅઝ અને નસીહતની બાબતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદાત

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દીન નસીહત અને ખૈરખ્વાહી (શુભેચ્છા)નું નામ છે."

અમે અરજ કરી કે,

"કોના માટે ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ અને તેની કિતાબ અને તેના રસૂલ અને મુસલમાનોના ઈમામો અને હાકિમો અને અવામના માટે."

('મુસ્લિમ શરીફ')

હઝરત જરીર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

"મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથ પર :

– નમાઝ કાઈમ કરવા માટે,
– ઝકાત આપવા માટે,
– અને દરેક મુસલમાનની સાથે ખૈરખ્વાહી કરવા માટે બૈઅત કરી."

ઉપરાંત હઝરત અબૂ મસઊદ અનસારી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સે કોઈ ભલાઈ અથવા ખૈરની તરફ રસ્તો બતાવ્યો તો તેને પણ એવો જ અજર મળશે જેવો અજર એ નેકી કરનારને મળશે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

# વઅઝ અને નસીહતની બાબતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો

## [A] વાર્તાની પદ્ધતિ અપનાવવી

લેખક રહિમહુલ્લાહએ એની મિસાલમાં કોઢી અને ટાલવાળા અને આંધળા શખ્સનો કિસ્સો નકલ ફરમાવ્યો છે જે પ્રખ્યાત અને જાણીતો છે. 'બેહિશ્તી ઝૈવર'માં પણ લખેલો છે. ઉપરાંત હઝરત હાજરા અને હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામનો બનાવ લખ્યો છે એ પણ મશહૂર બનાવ છે.

એટલા માટે તરબિયત કરનારનું કામ આ છે કે તે કિસ્સો બયાન કરતી વખતે સાંભળનારાઓની લાગણીઓ અને તેમના પર આ બનાવથી જે અસર થાય છે તેના પર નજર રાખે અને એનાથી ફાયદો ઉઠાવે અને જયારે તેમનું મગજ ખુલી જાય તો તેમના દિલમાં ઈબ્રતના ઝરણાં અને નસીહતની નહેરો જારી કરી દે.

## [B] સવાલ અને જવાબની પદ્ધતિ અપનાવવી

એની રીત આ છે કે પોતાના સાથીઓની સામે સવાલો રજૂ કરે કે જેથી તેમનું ધ્યાન વધે અને તેમની સમજ પ્રબળ થાય અને નસીહતોને મગજમાં ઉતારી શકે.

આ વિષયની કેટલીક મિસાલો રજૂ કરવામાં આવે છે :–

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"બતાવો જો તમારામાંથી કોઈ શખ્સના દરવાજા આગળ નહેર હોય અને તે શખ્સ તેમાં દરરોજ પાંચ વખત ગુસલ કરતો હોય તો શું તેના શરીર પર કોઈ મેલ બાકી રહેશે ?"

સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ અરજ ક ી કે,

"નહીં !"

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"એ જ મિસાલ પાંચ વખતની નમાઝોની છે કે અલ્લાહ તઆલા તેના ઝરીઆથી ગલતીઓને માફ ફરમાવી દે છે."

('મુસ્લિમ શરીફ')

(૨) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે જાણો છો કે મુફલિસ કોણ છે ?"

સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ અરજ કરી કે,

"અમારામાં મુફલિસ તે કહેવાય છે જેની પાસે ન દિરહમ (નાણાં) હોય ન સાધન અને સામાન હોય."

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"મારી ઉમ્મતમાંથી મુફલિસ તે શખ્સ હશે જે કિયામતના દિવસે નમાઝ, રોઝહ, ઝકાતની સાથે આવશે અને સાથે જ તેણે :–

– કોઈને ગાળ આપી હશે,
– અને કોઈના પર તોહમત (ખોટો આરોપ) લગાવ્યો હશે,
– અને કોઈનો માલ લીધો હશે,
– અને કોઈનું ખૂન વહાવ્યું હશે,
– અને કોઈને માર્યો હશે,

જેથી તે લોકોને તેની નેકીઓમાંથી (તેના બદલા તરીકે તેની નેકીઓ) આપી દેવામાં આવશે. પછી તેની નેકીઓ ખલાસ થઈ જશે અને હકદારોનો હક હજુ બાકી હશે એટલે તે હકદારોના ગુનાહ લઈને તેના ઉપર લાદી દેવામાં આવશે અને તેને આગ (જહન્નમ)માં નાંખી દેવામાં આવશે."

નોંધ : જાહેર છે કે એના કરતા વધારે મુફલિસ કોણ હોઈ શકે છે ! અલ્લાહ તઆલા એ ઈફલાસ (મુફલિસી)થી પનાહમાં રાખે. આમીન !

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## [C] વઅઝ અને નસીહતને અલ્લાહ તઆલાના નામની કસમ ખાઈને શરૂ કરવું

આ એટલા માટે કે સાંભળનારાઓને આ વાતના મહત્ત્વનો અંદાઝો થઈ જાય જેના માટે કસમ ખાવામાં આવે છે કે જેથી તે એ નસીહત પર અમલ કરે યા તેનાથી (જેનાથી બચવું જરૂરી હોય તેવી બાબતોથી) બચે. જેમકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નસીહતમાં એ તરીકો લખવામાં આવ્યો છે.

## [D] વઅઝને વિનોદી વાતની સાથે મેળવવું

એનો મકસદ આ હોય છે કે મગજને હરકત આપવામાં આવે અને સુસ્તી દૂર કરવામાં આવે અને નફસને શોખ અપાવવામાં આવે.

## [E] વઅઝ અને નસીહતમાં સમતોલનનું ધ્યાન રાખવું

હઝરત જાબિર બિન સમુરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

"રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્અહના દિવસે વઅઝ અને નસીહતને લાંબી નહી ફરમાવતા હતા બલ્કે થોડાક ટૂંકા વાકયો હોતા હતા."

**('અબૂ દાવૂદ શરીફ')**

ઉપરાંત રિવાયત છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે વઅઝ ફરમાવતા તો તે વઅઝ ન એટલી ટૂંકી હોતી હતી કે અસલ વાત અને મકસદ સમજમાં ન આવી શકે અને ન એટલી લાંબી હોતી હતી કે (સાંભળનારને) તંગદિલ અને કંટાળા–જનક બનાવી દે.

અને આ પણ રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વઅઝ અને નસીહતમાં અમારો (સાંભળનારાઓનો) ખ્યાલ રાખ્યા કરતા હતા કે અમે તંગદિલ ન થઈ જઈએ.

### [F] વઅઝની પ્રભાવક શક્તિ મારફતે હાજરજનો પર છવાઈ જવું

હઝરત ઈરબાઝ બિન સારિયહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમને એવી (અસરકારક) વઅઝ ફરમાવી જેનાથી અમારી આંખોથી આંસૂ વહેવા લાગ્યા અને દિલ ધ્રુજવા લાગ્યા. તો અમે અરજ કરી કે :–

> "હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મા'લૂમ પડે છે કે આ એવા શખ્સની વઅઝ અને નસીહત છે જે રુખસત કરનારો અને અલવિદા કહેનારો હોય. જેથી આપ અમને (હજુ વધારે) નસીહત ફરમાવો !"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

> "અલ્લાહથી ડરો અને મારી સુન્નત અને મારા પછી મારાથી હિદાયત પામેલા ખલીફાઓની સુન્નતની પૈરવી કરો અને તેને મજબૂતીથી પકડી લો એટલા માટે કે દરેક બિદઅત ગુમરાહી છે."

('તિરમિઝી શરીફ')

વઅઝ કરનાર અને દઅવત આપનાર પ્રભાવક શકિતથી ત્યાં સુધી આભૂષિત નથી થઈ શકતો જયાં સુધી ખુલૂસે નિય્યત (નિય્યતની શુદ્ધતા) ન હોય. ઉપરાંત તેનામાં જયાં સુધી :–

- ☐ રિક્કતે કલ્બ (દિલની નરમાશ),
- ☐ ખુશૂએ નફસ (મનની એકાગ્રતા),

- ☐ સફાઈએ બાતિન (અંતરની સ્વચ્છતા), અને
- ☐ રૂહની પાકીઝગી (આત્માની પવિત્રતા) ન હોય.

એટલા માટે આ સિફતો પૈદા કરવાની મહેનત કરવી જોઈએ કે જેથી વઅઝ કરનારની વાતોની સાંભળનારાઓના દિલો પર અસર થાય.

**નોંધ :** વઅઝ કરનારાઓએ આ બાબતોની ખાસ કાળજી રાખવી જોઈએ. ઉપરાંત આ પણ જરૂરી છે કે વઅઝ કરનાર જે નસીહત બીજાઓને કરી રહ્યો છે તેના પર પોતે પણ અમલ કરતો હોય. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

હઝરત ઉમર બિન ઝર રદિયલ્લાહુ અન્હુએ પોતાના પિતાજીને અરજ કરી કે :–

"હે મારા અબ્બાજાન ! શું કારણ છે કે આપ જયારે લોકોને સંબોધો છો ત્યારે લોકોને રડાવી દો છો અને જયારે આપના સિવાય કોઈ બીજો શખ્સ તેમને સંબોધે છે તો આ વાત નથી થતી."

તેમણે ફરમાવ્યું કે,

"મારા બેટા ! વાત આ છે કે તે ઔરત જેના પર મુસીબત આવી પડવાના કારણે વિલાપ કરી રહી હોય (રડી રહી હોય) તે મહેનતાણું લઈને રડનારી ઔરતના જેવી હરગિઝ નથી હોઈ શકતી."

**નોંધ :** એટલા માટે મશહૂર કહેવત છે :

જે ઔરતનો દીકરો મરી ગયો હોય અને જે ઔરતને રડવાના માટે ભાડેથી લાવવામાં આવી હોય તે બંનેમાં શી નિસ્બત છે !

અર્થાત્ એ ઔરતોના રડવામાં જમીન આસમાનનો તફાવત છે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## [G] કહેવતો મારફતે નસીહત કરવી

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત

આ હતી કે આપ પોતાની નસીહત અને વઅઝની સ્પષ્ટતા માટે એવી મિસાલો પેશ ફરમાવ્યા કરતા હતા જેને લોકો ખૂદ પોતાની આંખોથી જોતા રહેતા હતા કે જેથી તે ચીઝ ખૂબ મજબૂત થઈ જાય.

જેથી હઝરત અબૂમૂસા અશઅરી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

– "જે શખ્સ કુર્આને કરીમની તિલાવત કરે છે તેની મિસાલ નારંગીના જેવી છે જેનો સ્વાદ પણ મીઠો અને ખૂશ્બૂ પણ ઉમદા હોય.
– અને જે શખ્સ કુર્આને પાકની તિલાવત નથી કરતો તેની મિસાલ ખારેક જેવી છે કે તેનો સ્વાદ તો મીઠો છે પરંતુ ખૂશ્બૂ તેમાં બિલ્કુલ નથી.
– અને જે ફાજિર (બદકાર) કુર્આન શરીફ પઢે છે તેની મિસાલ રયહાનહ (ખૂશ્બૂદાર ઘાસ) જેવી છે કે તેમાં ખૂશ્બૂ જો કે છે પરંતુ તેનો સ્વાદ અત્યંત કડવો હોય છે.
– અને જે ફાજિર (બદકાર) કુર્આન શરીફ નથી પઢતો તેની મિસાલ હન્ઝલહ અર્થાત્ ઈન્દ્રાઈન (ઈન્દ્રવારણું નામનું એક અત્યંત કડવું ફળ) જેવી છે જેનો સ્વાદ પણ કડવો હોય છે અને તેમાં ખૂશ્બૂ પણ નથી હોતી."

**('તિલાવતુલ કુર્આન'**
**લેખક : હઝરત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ)**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"સારા અને બૂરા સાથીઓની મિસાલ અત્તર વેચનારા અને લુહારની પાસે બેસનારાના જેવી છે કે અત્તર વેચનારો કયાં તો તમને અત્તર આપશે અથવા તમે પોતે તેની પાસે ખરીદશો અથવા કમથી કમ તમને ખૂશ્બૂ તો મળશે જ અને લુહાર તો તમારા કપડાં સળગાવશે અથવા કમથી કમ તેની બદબૂ પામશો." **('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')**

## [H] હાથના ઈશારાથી નસીહત કરવી

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈ મહત્ત્વની વાતની તાકીદ ફરમાવવા ચાહતા તો બંને હાથોં વડે તે મહત્ત્વના કામની તરફ ઈશારો ફ઼રમાવ્યા કરતા હતા જેનો એહતિમામ (પ્રબંધ) અને જેના પર અમલ કરવો લોકોના માટે જરૂરી હોય.

હઝરત અબૂ મૂસા અશઅરી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"એક મો'મિન બીજા મો'મિનના માટે ઈમારતની જેમ છે કે તેનો એક હિસ્સો બીજાને કુવ્વત પહોંચાડે છે અને મજબૂત કરે છે."

આ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના હાથની આંગળીઓ એક બીજામાં દાખલ ફરમાવી દીધી.

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

હઝરત સહલ બિન સઅદ સાઅદી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હું અને યતીમની પરવરિશ કરનાર જન્નતમાં આ રીતે હોઈશું."

અને આપે શહાદતની આંગળી અને તેની બાજુમાંની આંગળીની તરફ ઈશારો ફરમાવ્યો.

('બુખારી શરીફ')

## [I] લીટીઓ અને રેખાઓ (આકૃતિઓ) મારફતે નસીહત કરવી

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કેટલીક મહત્ત્વની વાતોની સ્પષ્ટતા લીટીઓ અને રેખાઓ (આકૃતિ) દોરીને ફરમાવતા હતા.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમારી સામે એક ચોરસ આકૃતિ બનાવી અને પછી તેમાંથી બહાર નીકળનારી એક રેખા ખેંચી અને પછી ઘણી નાની નાની રેખાઓ તે તરફથી ખેંચી જે દરમિયાનમાં હતી અને તેનું રુખ તે તરફ હતું જે દરમિયાનમાં હતી.

અને ઈર્શાદ ફરમાવ્યો કે,

"આ ઈન્સાન છે અને આ (ચોરસ આકૃતિ) એનો મુકર્રર (નિર્ધારિત) સમય છે જેણે તેને ચારોં તરફથી ઘેરેલો છે અને આ રેખા જે આ (આકૃતિ)માંથી બહાર નીકળી રહી છે તે ઈન્સાનની ઉમ્મીદો અને આરઝૂઓ છે. અને નાની નાની રેખાઓ તે અકસ્માતો અને આફતો છે જે અચાનક પેશ આવે છે. એટલે જો ઈન્સાન એક આફતથી બચી જાય છે તો બીજી આફતનો શિકાર થઈ જાય છે. અને જો તેનાથી બચી જાય છે તો ત્રીજી (આફત)નો (શિકાર થઈ જાય છે.) અને જો એ બધાથી બચી જાય તો બુઢાપો (ઘડપણ) તેને પકડી લે છે."

('બુખારી શરીફ')

હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

અમે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે બેઠા હતા. આપે પોતાના મુબારક હાથ વડે જમીન પર એક રેખા દોરી અને ફરમાવ્યું કે,

"આ અલ્લાહનો રસ્તો છે."

અને તે પછી એ રેખાની જમણી તરફ બે રેખાઓ દોરી અને ડાબી તરફ બે રેખાઓ દોરી અને આ ફરમાવ્યું કે,

"આ (જમણી–ડાબી તરફ) શયતાનના રસ્તા છે."

તે પછી પોતાનો મુબારક હાથ દરમિયાનની (સીધી) રેખા પર મૂકીને નીચેની આયત તિલાવત ફરમાવી :–




"અને આ કે આ દીન મારો રસ્તો છે જે મુસ્તકીમ (સીધો) છે એટલે એ રસ્તા પર ચાલો અને બીજા રસ્તાઓ પર ન ચાલો કે તે રસ્તાઓ તમને અલ્લાહના રસ્તાથી જુદા કરી દેશે. એનો તમને અલ્લાહ તઆલાએ તા'કીદી હુકમ ફરમાવ્યો છે કે તમે (આ રસ્તાથી ખિલાફ કામ કરવાથી) બચો."

(સૂરએ 'અનઆમ' ૧૫૪)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જે રેખાઓ દોરી હતી તેનો નમૂનો (આકૃતિ) ઉપર છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જમીન પર રેખાઓ દોરીને તેમની સામે આ સ્પષ્ટતા ફરમાવી કે :–

ઈસ્લામનો તરીકો તે સિરાતે મુસ્તકીમ છે જે ઈઝઝત અને જન્નત સુધી પહોંચાડનારો છે અને તેના સિવાય જે વિચારો અને ખ્યાલો અને ઉસૂલો તેમજ વ્યવસ્થાઓ છે તે બધી જ શયતાનના રસ્તાઓ છે જે હલાકત અને તબાહી અને જહન્નમ સુધી પહોંચાડનારા છે.

## [J], અમલના મારફતે નસીહત કરવી

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનની તા'લીમ અને તરબિયત તેમજ સમાજના નિર્માણ માટે જીવંત નમૂનો પેશ ફરમાવ્યા કરતા હતા જેની કેટલીક મિસાલો નીચે આપી છે :–

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર આસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે :

એક સાહબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
વુઝૂનો શું તરીકો છે ?"

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક વાસણમાં પાણી મંગાવ્યું અને પોતાના બંને હાથ ત્રણ વખત ધોયા અહીં સુધી કે પૂરું વુઝૂ કરીને બતાવ્યું.

પછી ફરમાવ્યું કે,

"જે શખ્સ એમાં વધારો કરશે યા એમાં કમી કરશે તો તેણે ઝુલ્મ કર્યો."

('અબૂ દાવૂદ શરીફ')

એક બીજી હદીષમાં છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ લોકોના એક સમૂહની સામે વુઝૂ ફરમાવ્યું અને ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સે મારા આ વુઝૂની જેમ વુઝૂ કર્યું અને પછી બે રકા'તો એ રીતે પઢી કે એ બંનેના દરમિયાન તેના દિલમાં દુનિયાની કોઈ ચીઝનો ખ્યાલ ન આવ્યો તો તેના તમામ પાછલા ગુનાહ માફ કરી દેવામાં આવશે."

('બુખારી શરીફ')

## [K] મોકા અને સ્થળનો લાભ લઈને વઅઝ અને નસીહત કરવી

હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અવાલી (એક પ્રદેશનું નામ છે)ની તરફથી બજારમાં દાખલ થયા. લોકો આપની આસપાસ હતા. એક મરેલા બકરીના બચ્ચાની પાસેથી આપ પસાર થયા જેના કાન નાના–નાના હતા. જેથી આપે તેના કાન પકડીને ફરમાવ્યું કે,

"તમારામાંથી કયો શખ્સ આ પસંદ કરે છે કે આ મુરદાર (મરેલુ બચ્ચું) તેને એક દિરહમમાં મળી જાય ?"

સહાબા રદિયલ્લાહુ અન્હુમએ અરજ કરી કે,

"અમે તો એને કોઈ પણ કીમતે લેવા નથી ચાહતા."

અથવા એમ કહ્યું કે,

"એને લઈને અમે શું કરીશું ?"

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"શું તમે પસંદ કરો છો કે એ તમને (મફતમાં જ) મળી જાય ?"

સહાબા રદિયલ્લાહુ અન્હુમએ અરજ કરી કે,

"ખુદાની કસમ ! જો એ જીવતું હોત તો પણ કાન નાના હોવા એના માટે ઐબ છે અને જયારે તે મુરદાર થઈ ગયું તો પછી ઓર વધારે ઐબદાર થઈ ગયું."

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ખુદાની કસમ ! જેટલું આ મુરદાર તમારી નજરોમાં હકીર (તુચ્છ) છે, દુનિયા અલ્લાહને ત્યાં એના કરતા પણ વધારે હકીર છે."

('મુસ્લિમ શરીફ')

## [L] મહત્ત્વની ચીઝ તરફ ધ્યાન ખેંચીને નસીહત કરવી

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કેટલાક સવાલને તેના કરતા વધારે મહત્ત્વના સવાલની તરફ ફેરવી દેતા હતા. જેમકે એક ગામડાવાસીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ સવાલ પૂછયો કે :–

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કિયામત કયારે આવશે ?"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને સામો પ્રશ્ન પૂછયો કે,

"તમે તેના માટે શી તૈયારી કરી છે ?"

તેમણે અરજ કરી કે,

"અલ્લાહ અને તેના રસૂલની મુહબ્બત."

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે તેની જ સાથે હશો જેનાથી તમને મુહબ્બત છે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

આ મૌકા પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તે શખ્સને કિયામત કાયમ થવાના સવાલથી (જેની ખબર અલ્લાહ તઆલાના સિવાય કોઈને નથી) એક બીજી તરફ ધ્યાન કેન્દ્રિત કર્યુ જેની વધારે જરૂરત હતી અર્થાત્ કિયામતના દિવસના માટે નેક આ'માલની તૈયારી.

## [M] જે હરામ ચીઝથી રોકવું છે તેને સામે રજૂ કરીને નસીહત કરવી

એવું પણ થતું હતું કે કેટલીક વખતે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના મુબારક હાથમાં તે હરામ ચીઝ લઈ લેતા હતા જેનાથી રોકવાનો મકસદ હોય કે જેથી તેના હરામ હોવા વિષે સ્પષ્ટ માર્ગદર્શન થઈ જાય. એની મિસાલ આ છે :–

હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના જમણા હાથમાં રેશમ અને ડાબા હાથમાં સોનું લીધું અને પછી બંનેને ઊંચા કરીને ફરમાવ્યું કે,

"આ બંને ચીઝો મારી ઉમ્મતના મર્દો માટે હરામ છે અને ઔરતો માટે હલાલ છે." ('અબૂ દાવૂદ શરીફ')

આ તે મહત્ત્વની શૈલી અને અંદાઝ છે જે મુઅલ્લિમે અવ્વલ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નાનાઓ અને મોટાઓની તા'લીમના માટે તેમજ ખવાસની રહનુમાઈ માટે તથા અવામની હિદાયતના માટે અપનાવ્યા કરતા હતા.

જેથી તરબિયત કરનારા લોકોને જોઈએ કે વઅઝ અને ઈર્શાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ તરીકાઓ અને શૈલીને અપનાવે કારણકે એ બહેતરીન તરીકાઓ અને ઉમદાતરીન શૈલી છે એટલા માટે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના તરફથી કંઈ ન ફરમાવતા હતા બલ્કે આપના પરવરદિગારે આપની તરબિયત ફરમાવી. જેમકે રિવાયત છે કે :–

"મારા પરવરદિગારે મારી તરબિયત ફરમાવી અને કેટલી ઉમદા તરબિયત ફરમાવી."

જેથી એ જ તરીકાઓ કિયામત સુધીના માટે હિદાયત અને ઈસ્લાહના ઝરીઆ અને મૂળ સ્રોત છે.

## 4

## દેખરેખ મારફતે તરબિયત

દેખરેખના ઝરીઆથી તરબિયતથી મુરાદ આ છે કે બાળક પર નજર રાખવામાં આવે અને તેના અકીદા અને અખ્લાકને બનાવવા માટે અને તેની શારીરિક તરબિયતના માટે તથા ઈલ્મ હાસિલ કરવાના માટે બરાબર દેખરેખ રાખવામાં આવે.

ઈસ્લામે પોતાના બુનિયાદી ઉસૂલોના ઝરીઆથી માતા–પિતા અને

તરબિયત કરનારાઓને આ વાત માટે પ્રોત્સાહિત કર્યા છે કે તેઓ બધા જ જિંદગીના દરેક ખૂણામાં પોતાની ઔલાદની દેખરેખમાં કસર ન છોડે.

જેથી અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :–

"હે ઈમાનવાળાઓ ! તમે પોતાને અને પોતાના ઘરવાળાઓને દોઝખની આગથી બચાવો જેના ઈંધણ આદમી અને પથ્થર છે."

(સૂરએ 'તહરીમ' ૬)

હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે,

"ઘરવાળાઓની તરબિયત કરો અને તેમને તા'લીમ આપો."

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે,

"તમે તેમને (ઘરવાળાઓને) તે ચીઝથી રોકો જેનાથી અલ્લાહ તઆલાએ તમને રોકયા છે અને તમે તેમને તે વાતોનો હુકમ આપો જે વાતોનો અલ્લાહ તઆલાએ તમને હુકમ આપ્યો છે. તો એ એવી રીતે તેમના અને જહન્નમની આગના દરમિયાન આડ અને રુકાવટ બની જશે."

અને અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"અને પોતાના સંબંધીઓને નમાઝનો હુકમ કરતા રહો અને પોતે પણ તેના પાબંદ રહો." (સૂરએ 'તાહા' ૧૩૨)

તે હદીષો જે બાળકોની દેખરેખની બાબતમાં આવી છે તે અસંખ્ય છે. જેમાંથી કેટલીક જે તે સ્થળે ટાંકવામાં આવી છે એટલા માટે હવે આ મૌકા પર માત્ર એક હદીષ નકલ કરીને સંતોષ માનું છું.

અબૂ સુલયમાન માલિક ઈબ્નુલ હુવયરિસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

અમે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં

હાજર થયા અને આપની પાસે વીસ રાત રોકાયા તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ખ્યાલ આવ્યો કે અમને પોતાના ઘરવાળાઓથી મળવાની ઈચ્છા હશે. જેથી અમને એ વિષે પૂછયું કે,

"પોતાના ઘરવાળાઓમાંથી કોને પાછળ છોડીને આવ્યા છો ?"

તો અમે એની જાણ કરી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણાં નરમ અને રહમદિલ હતા એટલે આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"પોતાના ઘરળાળાઓની પાસે જાઓ,

– અને તેમને તા'લીમ આપો,
– અને સારી વાતોનો હુકમ આપો,
– અને એવી રીતે નમાઝ પઢો જેવી રીતે તમે મને નમાઝ પઢતા જોયો છે,
– અને જયારે નમાઝનો વખત આવી જાય તો તમારામાંથી એક આદમી અઝાન આપે અને તમારામાંથી જે મોટો હોય તે ઈમામત કરે."

## બાળકોની તરબિયત તેમજ દેખરેખના વિવિધ પહલૂ

### ☐ બાળકના ઈમાની પહલૂની દેખભાળ

તે આ છે કે :–

– તૌહીદના બુનિયાદી ઉસૂલને બાળકની અંદર મજબૂત કરવાની બાબતમાં તરબિયત કરનાર પોતાની મહત્ત્વની ઝિમ્મેદારીને પૂરી કરે કે જેથી બાળક ધર્મ વિમુખકર્તા શિક્ષણથી અને ખતરનાક બેદીની દષ્ટિકોણથી અને વિચારોથી બચી શકે.

– ઉપરાંત તરબિયત કરનારાએ એના પર પણ નજર રાખવી જોઈએ કે બાળક કયા પુસ્તકો અને સામયિકો વાંચે છે. એટલે જો એવા

પુસ્તકો વાંચે છે જેમાં ગુમરાહી, ધર્મ વિમુખતા અને મસીહિય્યત (ઈસાઈય્યત) વગેરેના છૂપા કાવતરાઓ હોય તો પોતાના બાળકને એનાથી રોકી દે અને એના નુકસાનથી તેને સાવચેત કરે.

– ઉતરાંત તરબિયત કરનારાઓને જોઈએ કે આ વાતનો પણ ખ્યાલ રાખે કે બાળક કયા પ્રકારના મિત્રોની સાથે ફરે છે અને કઈ જમાઅતો અને પાર્ટીઓની સાથે સંબંધ ધરાવે છે. જો તેમાં બદદીની અને ગુમરાહી તેમજ ધર્મ વિમુખતાની બીમારી હોય તો બાળકને તેનાથી દૂર રાખવાની અત્યંત સમજદારીપૂર્વક કોશિશ કરવી જોઈએ.

## ☐ બાળકના અખ્લાકી પહલૂની દેખભાળ

તે આ છે કે :–

– તરબિયત કરનાર પોતાના બાળકમાં સાચું બોલવાની આદત પર નજર રાખે અર્થાત્ જો તે જુએ કે બાળક વચનભંગ કરે છે યા વાત–ચીતમાં જૂઠું બોલે છે તો તેને જોઈએ કે બાળક જેવું જૂઠું બોલે કે તરત જ તેની ઈસ્લાહ કરે.

– એ જ પ્રમાણે તરબિયત કરનારને અમાનતદારી (પ્રામાણિકતા)ના ગુણનો પણ ખ્યાલ રાખવો જોઈએ. જો બાળક મા'મૂલી ચોરી પણ કરે તો તરબિયત કરનારની ઝિમ્મેદારી છે કે તરત જ તેની તરફ ધ્યાન આપે અને આ બીમારીનો ઈલાજ કરે.

– ઉપરાંત તરબિયત કરનારને જોઈએ કે બાળક જો ગાળ બોલતું હોય અને ઝબાનથી બૂરા શબ્દો કાઢતું હોય તો હિકમત અને દાનાઈથી તેની આ આદતનો ઈલાજ કરે. તેની સામે બાઅખ્લાક (સુસંસ્કારી) બાળકોના ગુણો બયાન કરે કે જેથી તે સારા અખ્લાક અને સિફતોની તરફ આકર્ષિત થાય.

## ☐ બાળકના શારીરિક પહલૂની દેખભાળ

તે આ છે કે :–

– ખાવા–પીવા અને સૂવા–જાગવામાં તંદુરસ્તી જાળવવાના તે નિયમોનો ખ્યાલ રાખે જેનો ઈસ્લામે હુકમ આપ્યો છે.

– ખાવાની બાબતમાં તરબિયત કરનારાને જોઈએ કે તે બાળકને પચવામાં ભારે ખોરાકથી બચાવે અને જરૂરત કરવા વધારે ખાવા–પીવાથી રોકે અને ખાવાનું પચવાથી પહેલાં ન ખાવા દે.

– અને તેને બે અથવા ત્રણ શ્વાસમાં પાણી પીવાની તા'લીમ આપે અને વાસણમાં શ્વાસ લેવાથી રોકે અને ઊભા થઈને તેમજ ડાબા હાથથી પાણી પીવાથી રોકે.

– સૂવાની બાબતમાં બાળકને જમણી કરવટ (પડખાં) પર સૂવાનો હુકમ આપે અને ખાવાનું ખાઈને તરત સૂવાથી મના કરે.

ગરઝ તરબિયત કરનારાએ આ તમામ ચીઝો પર નજર રાખવી જોઈએ જે શરીરને તબાહ અને તંદુરસ્તીને બરબાદ કરનારી છે. દાખલા તરીકે :–

– લાગણીને સુન કરનારા અને ઘેન લાવનારા દ્રવ્યોનું સેવન કરવું.
– નશાકારક ચીઝોનો ઉપયોગ,
– ધુમ્રપાન (સિગારેટ, બીડી વગેરે)નો ઉપયોગ,
– હસ્તદોષ (હાથ વડે ઈન્દ્રિયને પંપાળીને વિર્યસ્ખલન કરવું.),
– ઝિના (વ્યભિચાર),
– લવાતત (સૃષ્ટિ વિરુદ્ધ કર્મ, ગુદા મૈથુન)...વગેરે.
– ઉપરાંત તરબિયત કરનારને જોઈએ કે બાળકમાં જયારે કોઈ બીમારીની અસર અથવા નિશાની જાહેર થાય તો ઈલાજના માટે કોઈ નિષ્ણાત તબીબનો સંપર્ક કરે. એટલા માટે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પાક ઈર્શાદ છે કે,

"હે અલ્લાહના બંદાઓ ! (બીમારીનો) ઈલાજ કરો એટલા માટે કે અલ્લાહ તઆલાએ કોઈ (એવી) બીમારી નથી ઉતારી પરંતુ આ કે તેના માટે દવા અને શિફા પણ ઉતારી છે." ('અહમદ')

એટલે જો ઈસ્લામી તરીકા પર બાળકનો ઈલાજ થશે તો બાળક ઘણું જલ્દી બીમારીઓથી બચી જશે અને તે ભવિષ્યમાં આવનારા ઘણાં ખતરાઓ અને રોગોથી છૂટકારો મેળવી લેશે.

## ☐ બાળકના મનોવૈજ્ઞાનિક પહલૂની દેખભાળ

**શરમાળપણું :-**

એનાથી મુરાદ આ છે કે તરબિયત કરનાર બાળકમાં શરમિંદગીની આદત પર નજર રાખે. એટલે જો તે જુએ કે બાળક એકાંત, એકલતા અને મજલિસોથી દૂર રહેવાની વૃત્તિ ધરાવે છે તો તેને જોઈએ કે તે બાળકમાં હિમ્મત પૈદા કરે અને લોકોની સાથે ઉઠવા–બેસવાની તેને નસીહત કરે અને તેનામાં સમજબૂઝ અને વૈચારિક અને સામાજિક પુખ્તતાને વધારે.

**કાયરતા :-**

એ જ પ્રમાણે બાળકમાં ડર અને ખૌફની આદત પર નજર રાખે. જો આ મહેસૂસ થાય કે બાળકમાં બુઝદિલી (કાયરતા), ખૌફ અને દુર્ઘટનાઓની સામે પરાજય પામવાની વૃત્તિ અને મુશ્કિલીઓથી ભાગવાની આદત છે તો તરબિયત કરનારને જોઈએ કે બાળકમાં આત્મવિશ્વાસ પૈદા કરે અને બહાદુરીનો પહલૂ ઉજાગર કરે કે જેથી દુન્યવી જિંદગીની મુશ્કિલીઓ અને આફતોનો હસતા મુખે મુકાબલો કરી શકે.

**બીકણ વૃત્તિ :-**

માતા પર ખાસ રીતે આ ફરજ લાગુ પડે છે કે તે બાળકને પડછાયો, અંધારું, જિન, ભૂત, ચુડેલ અને ખૌફનાક મખ્લૂકથી ન ડરાવે કે જેથી બાળક ડર અને ખૌફનો આદી બની જાય.

**લઘુતાગ્રંથી :-**

એ જ પ્રમાણે તરબિયત કરનાર પર લાઝિમ છે કે બાળકમાં લઘુતાગ્રંથીની બીમારી પર નજર રાખે. જો બાળકમાં એની અસર મા'લૂમ થાય તો એનું કારણ જાણીને તેનો ઈલાજ કરે.

**ગુસ્સાની આદત :-**

બાળકમાં ગુસ્સાની આદત પર પણ નજર રાખે. જો બાળકને મા'મૂલી મા'મૂલી વાતો પર નારાજ થતો જુએ તો તેનું કારણ જાણીને તેનું નિરાકરણ કરે અને આ આદતને ખત્મ કરવાની કોશિશ કરે.

## ☐ બાળકના સામાજિક જીવનની દેખભાળ

એનાથી મુરાદ આ છે કે તરબિયત કરનાર પોતાના બાળકમાં આ વાત પણ ધ્યાનથી જુએ કે તે બીજાઓના હકકો અદા કરે છે કે નહીં ? જો મહેસૂસ થાય કે બાળક પોતાના પિતા, માતા, બહેનો, ભાઈઓ, રિશ્તેદારો યા ઉસ્તાદો યા વડીલોના હકની અદાયગીમાં કોતાહી (ઉણપો) કરે છે તો તેને જોઈએ કે બાળકની સામે એ કોતાહી અને ગલતીનો અંજામ અને આ હરકતના પરિણામો બયાન કરે કે જેથી તે સમજીને અમલ કરવા લાગી જાય.

અને આ હકીકત છે કે આ વાતો પર સંપૂર્ણ નજર રાખવામાં આવે તો બાળક એક એવો હોશિયાર, સમજદાર, બાઅદબ, બાઅખ્લાક શખ્સ બની જશે જે દુન્યવી જિંદગીમાં દરેક શખ્સના હકને કોઈ પણ જાતની કમી અને કોતાહી વગર અદા કરનારો બની જશે.

એ જ પ્રમાણે તરબિયત કરનારને જોઈએ કે બાળકના દિલમાં ઈમાન અને તકવા તેમજ મુરાકબહ (આત્મચિંતન)ના ઉસૂલ નાંખે અને દિલમાં ઈસાર (બીજાના માટે ભોગ આપવાની વૃત્તિ) અને મુહબ્બત અને ઉલ્ફત અને હમદર્દી અને પાક બાતિનીના જઝબાત અને અહેસાસાત (લાગણીઓ અને ભાવનાઓ) પૈદા કરે કે જેથી બાળક જયારે જવાન થાય તો અલ્લાહ તઆલાના હકકો પણ અદા કરે અને મખ્લૂકના હકકો પણ અદા કરે.

## ☐ રૂહાની પહલૂથી બાળકની દેખભાળ

એનો મતલબ આ છે કે તરબિયત કરનાર બાળકમાં અલ્લાહ તઆલાના મુરાકબહ (ધ્યાન અને ચિંતન)ના પહલૂ પર નજર રાખે અને તેને હંમેશા આ બતાવતો રહે કે :–

– અલ્લાહ તઆલા તેને જુએ છે,
– અને તેની વાતો સાંભળે છે,
– અને તેના બાહ્ય અને અંતરને જાણે છે,
– અને આંખોની ખ્યાનત અને દિલોના ભેદને જાણે છે.

ઉપરાંત તરબિયત કરનારાએ ખુશૂઅ અને ખુઝૂઅ (શારીરિક, માનસિક અને આત્મિક ધ્યાન અને એકાગ્રતા) તેમજ અલ્લાહથી ડરવાના પહલૂને જાળવી રાખવો જોઈએ. એનો તરીકો આ છે કે અલ્લાહ તઆલાની અઝમત અને મોટાઈને સમજવાના માટે બાળકની સમજશકિતનો વિકાસ કરે જે નાના–મોટા, સજીવ–નિર્જીવ, ઉગનારા વૃક્ષો, સુગંધિત ફૂલો અને અજીબ અને ગરીબ પ્રકારના કરોડો અબજો મખ્લૂકમાં સિમિત છે.

ઉપરાંત બાળકને સમજદારીની પ્રાથમિક અવસ્થાથી જ નમાઝમાં ખુશૂઅ અને ખુઝૂઅ તેમજ કુર્આને પાકની તિલાવતથી પ્રભાવિત થવાની ટેવ પાડવામાં આવે.

ઉપરાંત તરબિયત કરનારાઓએ નમાઝ, રોઝાની પાબંદી પર શરૂઆતથી જ નિગાહ રાખવી જોઈએ.

ઉપરાંત જો આર્થિક સ્થિતિ સારી હોય તો જોઈએ કે હજના માટે પણ સાથે લઈ જાય કે જેથી હજના મનાસિક (ક્રિયાઓ) શીખી લે.

એ જ પ્રમાણે તરબિયત કરનારને જોઈએ કે બાળકને અલ્લાહની રાહમાં ખર્ચ કરવાના આદી બનાવે.

એ જ પ્રમાણે તરબિયત કરનારને જોઈએ કે દુઆઓની પાબંદીના પહલૂ

પર નજર રાખે જેનો તરીકો આ છે કે બાળકને તે મહત્ત્વની દુઆઓ યાદ કરાવી દેવામાં આવે જે સવાર–સાંજ, સૂતા–જાગતા, ખાતા–પીતા, ઘરમાં દાખલ થતા અને નીકળતા...વગેરે બાબતોમાં નકલ થયેલી છે.

એ જ પ્રમાણે :–

– સફર (મુસાફરી)ની દુઆઓ,
– ઈસ્તિખારહની દુઆ,
– વરસાદની દુઆ,
– ચાંદ જોવાની દુઆ,
– બેખ્વાબી (અનિંદ્રા)ની દુઆ,
– ગમ (ચિંતા) અને બીમારીની દુઆઓ...વગેરે

જે નકલ થયેલી છે તે યાદ કરાવે.

બેશક જો તરબિયત કરનાર બાળકોને આ દુઆઓ શીખવી દેશે અને સમય પર પઢવાની તરગીબ (રગબત) આપશે તો બાળકમાં અલ્લાહ તઆલાનો ખૌફ વધશે અને તેના દિલમાં અલ્લાહનો તકવો (ડર) સ્થાન પામશે અને મુરાકબહ (ધ્યાન અને ચિંતન) તેમજ મુહાસબહ (પોતાના કાર્યોનો હિસાબ) કરવાની આદત પડશે.

એવી સૂરતમાં બાળકના હાલાત દુરુસ્ત અને તેના અકવાલ (વચન) અને અફઆલ (કાર્યો) સહીહ થઈ જશે પછી તે બાળક પાકીઝગી અને સફાઈમાં ધરતી પર ચાલનારા ફરિશ્તા સમાન સમજવામાં આવશે.

**5**

## કષ્ટ અને સજા મારફતે તરબિયત

ઈસ્લામી શરીઅતના બહેતરીન આદિલાના (ન્યાયી) અહકામાત અને તેના અઝીમ બુનિયાદી કાયદાઓ આ ગરઝના માટે મુકર્રર કરવામાં આવ્યા છે

કે જેથી ઈન્સાનની પાયાની જરૂરતોનું રક્ષણ થઈ શકે જેનાથી કોઈ પણ માનવી અપવાદ નથી અને ન તેના વગર જીવંત રહી શકે છે. એ અહકામના મુજતહિદ ઈમામો અને ફિકહ (શરીઅત)ના ઉસૂલોના ઉલમાએ પાંચ વિભાગો પાડયા છે અને તેનું નામ 'જરૂરિયાતે ખમ્સહ' યા 'કુલ્લિયાતે ખમ્સહ' (પાંચ જરૂરતો) રાખ્યું છે જે નીચે પ્રમાણે છે :–

(૧) દીનની હિફાઝત (ધર્મ રક્ષા)
(૨) નફસની હિફાઝત
(૩) ઈઝઝત અને આબરૂની હિફાઝત
(૪) અકકલની હિફાઝત
(૫) માલની હિફાઝત

એ હઝરાતનું કહેવું છે કે ઈસ્લામી નિઝામ (તંત્ર)માં જે પણ અહકામ અને કાનૂનો છે તે બધાનો મકસદ એ જ પાંચ જરૂરતોની હિફાઝત અને તેમની દેખભાળ અને જાળવણી છે.

આ જરૂરિયાતની હિફાઝતના માટે શરીઅતે સખ્ત સજાઓ મુકર્રર કરી છે જે તે દરેક શખ્સ પર જારી થશે જે એનાથી વિરુદ્ધ વર્તન કરશે. એ અહકામોનો ભંગ કરશે અને એની હદોને ઓળંગી જશે. શરીઅતમાં આ સજાઓ હુદૂદ અને તા'ઝીરાતના નામથી જાણીતી છે.

## હુદૂદની વ્યાખ્યા

હુદૂદ તે સજાઓ છે જેને શરીઅતે અલ્લાહના હકની હિફાઝતના માટે મુકર્રર કરી છે. તો જાણે હુદૂદ અલ્લાહના હકકોની હિફાઝતના માટે લાગુ થાય છે.

હુદૂદ નીચે પ્રમાણે છે :–

**(૧) મુરતદ થવાની (ઈસ્લામથી ફરી જવાની) સજા**

જો કોઈ શખ્સ મુરતદ થઈ જાય (ઈસ્લામથી ફરી જાય) અને દીનને

છોડવા પર અને ધર્મ વિમુખતા પર બાકી રહેવાનો આગ્રહ કરે અને તૌબા કરવા માટે રાજી ન થાય તો એવા શખ્સને કત્લ કરવામાં આવશે અને તેને :–

– ન ગુસલ આપવામાં આવશે,
– ન કફન આપવામાં આવશે,
– ન તેની જનાઝહની નમાઝ પઢાવવામાં આવશે,
– ન તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે.

કારણકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે :–

"જે શખ્સ પોતાનો દીન (ઈસ્લામ) બદલી નાખે તેને કત્લ કરી દો."

('અહમદ')

## (૨) કોઈ માણસને કતલ કરવાની સજા

જો કોઈ શખ્સ કોઈ શખ્સને ઈરાદાપૂર્વક (જાણી જોઈને) કત્લ કરી દે તો તેની સજા કત્લ છે કારણકે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર (ઈરાદાપૂર્વક) કતલ કરવામાં આવેલાઓના સંબંધમાં કિસાસ (બદલો) લેવો ફર્ઝ કરવામાં આવ્યો છે. (એટલે દરેક) આઝાદ પુરુષના બદલે આઝાદ પુરુષ અને ગુલામને બદલે ગુલામ અને સ્ત્રીના બદલે સ્ત્રી (કતલ કરવામાં આવે.)"

(સૂરએ 'બ–ક–રહ' ૧૭૮)

## (૩) ચોરીની સજા

ચોરીની સજા કાંડા આગળથી ચોરનો હાથ કાપવો છે જયારે કે તેની સર્વ શરતો પૂરી થતી હોય એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલાનો ઈર્શાદ છે :–

"અને જે મર્દ ચોરી કરે અને જે ઔરત ચોરી કરે તો તે બંનેના (જમણા) હાથ (કાંડા આગળથી) કાપી નાંખો તેના કિરદારના બદલામાં

સજા તરીકે અલ્લાહના તરફથી અને અલ્લાહ તઆલા શકિતવાળો મોટો હિકમતવાળો છે." (સૂરએ 'માઈદહ' ૩૮)

(૪) હદ્દે કઝફ

(કોઈ પાકદામન સ્ત્રી પર ખોટો કલંક લગાડવાની સજા)

કોઈ પાકદામન ઔરત પર તોહમત (કલંક) લગાવવાની સજા ઍંસી કોરડા અને એવા શખ્સની ગવાહી કબૂલ ન કરવી છે. એટલા માટે કે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"અને જે લોકો (વ્યભિચાર)ની તોહમત લગાવે પાકદામન ઔરતોને અને પછી (પોતાના દા'વા પર) ચાર ગવાહ (સાક્ષી) ન લાવી શકે તો એવા લોકોને ઍંસી દુર્રહ (કોરડા) મારો અને તેમની કોઈ ગવાહી કબૂલ ન કરો. અને એ લોકો ફાસિક છે."

(સૂરએ 'નૂર' ૪)

(૫) હદ્દે ઝિના (વ્યભિચારની સજા)

જો વ્યભિચારી અપરિણીત હોય તો તેની સજા ૧૦૦ (એકસો) કોરડા છે અને જો પરિણીત હોય તો તેની સજા મરી જાય ત્યાં સુધી સંગસાર (પથ્થર મારવાની) છે. ૧૦૦ (એકસો) કોરડા લગાવવાની દલીલ અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ છે :–

"ઝિના (વ્યભિચાર) કરનારી ઔરત અને ઝિના કરનાર મર્દમાંથી દરેકને ૧૦૦ (એકસો) દુર્રહ (કોરડા) મારો."

(સૂરએ 'નૂર' ૨)

રહ્યુ રજમ (સંગસાર કરવુ અર્થાત્ પથ્થર મારાથી મારી નાંખવુ) તો તે એટલા માટે કે હઝરત માઈઝ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ અને ગામિદી રદિયલ્લાહુ અન્હા ઔરતને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ રજમ (સંગસાર)નો હુકમ ફરમાવ્યો કારણકે તે બંને પરિણીત હતા.

(૬) જમીન પર ફસાદ ફેલાવવાની સજા

એની સજા કત્લ અથવા શૂળી (ફાંસી) પર ચઢાવવું છે. અથવા એક તરફનો હાથ અને બીજી તરફનો પગ કાપવો અથવા દેશ નિકાલ કરવાનો છે.

ફકીહોનો મોટો સમૂહ જેમાં ઈમામ શાફિઈ અને ઈમામ અહમદ રહિમહુલ્લાહ પણ દાખલ છે આ કહે છે કે :–

– ડાકૂઓએ (લોકોને) કત્લ પણ કર્યા હોય અને માલ પણ લૂંટયો હોય તો તેમને કત્લ કરવામાં આવશે પરંતુ શૂળી પર નહીં ચઢાવવામાં આવશે.

– અને જો માલ લૂટયો હોય અને કત્લ ન કર્યા હોય તો એક તરફનો હાથ અને બીજી તરફનો પગ કાપવામાં આવશે.

– અને જો ત્રાસ અને આતંક ફેલાવ્યો હોય અને માલ ન લૂંટયો હોય તો તેમને (લૂંટારાને) દેશ નિકાલ કરી દેવામાં આવશે.

નોંધ : આ બાબતમાં ઈમામ અબૂ હનીફા રહિમહુલ્લાહના મઝહબની વિગતો નીચે પ્રમાણે છે :–

(૧) જો ફસાદીઓ અર્થાત્ લૂંટારાઓએ કોઈને માત્ર કત્લ કર્યો હોય, માલ લેવાની નોબત ન આવી હોય, તો તેની સજા કત્લ છે.

(૨) અને જો માલ પણ લીધો હોય અને કત્લ પણ કર્યા હોય તો તેની સજા શૂળી (ફાંસી) આપવી છે.

(૩) અને જો માત્ર માલ લીધો હોય, કત્લ ન કર્યા હોય તો જમણો હાથ કાપી લેવામાં આવશે.

(૪) અને જો ન માલ લીધો હોય, ન કત્લ કર્યા હોય બલ્કે ઈરાદો કર્યા બાદ (તેનો અમલ કરવા પહેલાં) ગિરફતાર કરી લેવામાં આવ્યા હોય તો આઝાદી ખત્મ કરીને જેલમાં મોકલી દેવામાં આવે.

('મઆરિફુલ કુર્આન' ૩/૧૨૧) (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

આ બાબતમાં અસલ અલ્લાહ તબારક વ તઆલાનો આ ઈર્શાદ છે :–

"જે લોકો અલ્લાહથી અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી લડાઈ કરે છે અને દેશમાં ફસાદ (કરી અશાંતિ) ફેલાવવા દોડધામ મચાવે છે, તેઓની એ જ શિક્ષા છે કે તેઓને કત્લ કરવામાં આવે અથવા તેઓને શૂળીએ ચઢાવવામાં આવે અથવા તેઓના હાથ અને પગ સામસામી બાજુથી કાપવામાં આવે અથવા તેઓને દેશ નિકાલ કરવામાં આવે. આ (ઉપરોકત શિક્ષા) તો તેઓ માટે દુનિયામાં અપમાનજનક છે અને (એ સિવાય) તેઓના માટે આખિરતમાં મહાન અઝાબ છે."

(સૂરએ 'માઈદહ' ૩૩)

### (૭) શરાબ પીવાની સજા

શરાબ પીવાની સજા ચાલીસથી એંસી કોરડા સુધી છે એટલા માટે કે રિવાયત છે કે :–

સહાબા રદિયલ્લાહુ અન્હુએ શરાબ પીવાની સજા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જમાનામાં ચાલીસ કોરડા ગણ્યા હતા.

એંસી કોરડા લગાવવાની સજા હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ લાગુ કરી હતી. તેમણે સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનથી મશવરહ કર્યો તો સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ મશવરહ આપ્યો કે એની સજા એંસી કોરડા નકકી કરવામાં આવે.

એટલે જો ઈમામ (તત્કાલીન હાકિમ) એવું સમજે કે ચાલીસ કોરડાથી શરાબ પીવાથી અટકશે નહીં તો એંસી કોરડા સુધી મારી શકે છે.

## તા'ઝીરાત (ફોજદારી કાનૂન)ની વ્યાખ્યા

તા'ઝીરાત તે સજાઓ છે જે ચોકકસ રીતે નકકી થયેલી નથી. અને આ તા'ઝીરાત દરેક એવા ગુનાહ માટે લાગુ થાય છે જેના પર કોઈ હદ અથવા

કફ્ફારહ (બદલો) મુકર્રર ન હોય. પરંતુ તા'ઝીરાતમાં આ ખ્યાલ રાખવામાં આવશે કે તે મુકર્રર થયેલી હદોમાંથી કોઈ હદના બરાબર ન થવા પામે બલ્કે તેના કરતા ઓછા દરજજાની જ રહે.

કોઈ પણ બે આદમી એમાં શક ન કરશે કે ઈસ્લામે હુદૂદ અને તા'ઝીરાત પર આધારિત આ સજાઓ એટલા માટે મુકર્રર કરી છે કે જેથી :–

- ☐ લોકોને અમન અને અમાન તથા ચેન અને સુકૂનની જિંદગી હાસિલ થાય.
- ☐ અને કોઈ ઝાલિમ કોઈના પર ઝિયાદતી (અત્યાચાર) ન કરે.
- ☐ અને કોઈ તાકતવર (શકિતવાન) કોઈ કમઝોર પર ઝુલ્મ ન કરે.
- ☐ અને કોઈ માલદાર કોઈ ગરીબ પર અયોગ્ય હુકમ ન કરે.
- ☐ બલ્કે દરેકે દરેક વ્યકિત હકના મેદાનમાં અને અલ્લાહ તઆલાના દરબારમાં સરખા છે.
- ☐ કોઈ અરબીને કોઈ અજમી (બિન અરબ) પર અને કોઈ ગોરાને કોઈ કાળા પર તકવા સિવાય કોઈ ફઝીલત હાસિલ નથી.

હાં, તા'ઝીરાત (દંડ સંહિતા)માં લોકોની ઉંમર, હૈસિયત, દરજજો, સંસ્કૃતિના એઅતિબારથી ફર્ક પડે છે. જેથી :–

- ☐ કેટલાક લોકો એવા હોય છે જેમને મા'મૂલી જેવી નસીહત પૂરતી થઈ જાય છે.
- ☐ અને કેટલાકને ધાક–ધમકીથી કામ ચાલી જાય છે.
- ☐ અને કેટલાકને દંડા વગર કામ નથી ચાલતું.
- ☐ અને કેટલાક ત્યાં સુધી કાબૂમાં નથી આવતા જયાં સુધી તેમને જેલમાં ન નાંખવામાં આવે.

ખરેખર કોઈએ (અરબી ભાષામાં) સાચું કહ્યું છે જેનો ભાવાર્થ આ પ્રમાણે છે :–

ગુલામને દંડા વડે સજા આપવામાં આવે છે અને આઝાદ, શરીફ આદમીના માટે ઈશારો પૂરતો થઈ જાય છે.

પરંતુ તે સજાઓ જે તરબિયત કરનારાઓ ઘરમાં અથવા મદ્રસામાં આપે છે તે પ્રમાણ, કૈફિયત (પ્રકાર) અને તરીકા (રીત)ના એઅતિબારથી આમ લોકોને આપવામાં આવતી સજાઓ કરતા જુદી હોય છે. એટલા માટે એને સમજીને સજા આપવી જોઈએ.

## દીને ઈસ્લામમાં બાળકોને સજા આપવાના તરીકાઓ

**(૧) મૂળ વાત એ છે કે બાળકોની સાથે નરમી અને પ્યારથી વર્તાવ કરવામાં આવે**

જેથી ઈમામ બુખારી રહિમહુલ્લાહ પોતાની કિતાબ 'અલ અદબુલ મુફરદ'માં રિવાયત કરે છે કે :–

"નરમી ઈખ્તિયાર કરો અને સખ્તી તથા અપશબ્દો બોલવાથી બચો."

અને આજરી રહિમહુલ્લાહ રિવાયત કરે છે કે :–

"શિખવો પરંતુ સખ્તી ન કરો."

**(૨) ભૂલ કરનાર બાળકને સજા આપવામાં તેની તબીઅત (પ્રકૃતિ)નો ખ્યાલ રાખવામાં આવે**

બાળકો ગ્રહણશકિત અને સમજદારીમાં એક બીજાથી ઘણાં જુદા પ્રકારના હોય છે એટલે :–

- કેટલાક બાળકોને ઈસ્લાહ અને ચેતવણીના માટે તેમની તરફ તિરછી અને તેઝ નિગાહોથી જોવું પણ પૂરતું હોય છે.
- જયારે બીજા કેટલાક બાળકો સજામાં સખ્તી અને ધાક–ધમકીના મોહતાજ હોય છે.
- અને કદી તરબિયત કરનારાને ઈસ્લાહ અને નસીહત તથા ધાક–ધમકીમાં નિષ્ફળતા પછી દંડાના ઉપયોગની પણ જરૂરત પડે છે.

ગરજ તરબિયત કરનારાઓએ સજા આપવામાં ખૂબ જ હિકમતથી કામ લેવું જોઈએ અને એવી સજા આપવી જોઈએ જે તેની ગ્રહણશકિત અને મિઝાજના મુવાફિક હોય.

**(૩) સજા આપવામાં અનુક્રમે વધારો કરવો જોઈએ**

અર્થાત્ તરબિયત કરનારો પ્રથમ મા'મૂલી સજા આપે અને સખ્ત સજા બિલકુલ આખરી તબકામાં ઈખ્તિયાર કરવી જોઈએ. એનો મતલબ આ છે કે ઈસ્લાહ કરવાના અને સજા આપવાના કેટલાક તબકા અને અવસ્થા છે જેને તરબિયત કરનારે માર–પીટ કરવાથી પહેલાં ઈખ્તિયાર કરવા જોઈએ. એની વિગતોનો આ પહેલાં ઉલ્લેખ થઈ ચૂકયો છે.

## બાળકોને સજા આપવાની શરતો

(૧) તરબિયત કરનારાએ માર–પીટના તરફ ત્યાં સુધી ધ્યાન કેન્દ્રિત ન કરવું જોઈએ જયાં સુધી તે ઠપકા અને ધાક–ધમકીના તમામ સાધનોનો ઉપયોગ ન કરી લે.

(૨) તરબિયત કરનારને જોઈએ કે અતિ ગુસ્સાની હાલતમાં બાળકને હરગિઝ ન મારે જેથી બાળકને શારીરિક નુકસાન પહોંચવાનો ભય હોય.

(૩) ઉપરાંત તરબિયત કરનારને જોઈએ કે બાળકને એવી જગા પર ન મારે જયાં મારવાથી ઈઝા અને નુકસાનનો ભય હોય જેમકે : ચહેરો, માથું, છાતી અને પેટ...વગેરે

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ચહેરા પર ન મારો."

('અબૂ દાવૂદ શરીફ')

(૪) સજાની પ્રાથમિક અવસ્થામાં વધારે સખ્ત અને તકલીફ થાય તેવો માર ન હોવો જોઈએ બલ્કે હલકી મા'મૂલી સોટી હાથ–પગ વગેરે પર

મારવું જોઈએ અને અગર બાળક નાનુ હોય તો બે–ત્રણ સોટીથી વધારે ન મારવું જોઈએ.

(૫) જયાં સુધી બાળક દસ વર્ષની ઉમરે ન પહોંચી જાય તેને ન મારવું જોઈએ તે હદીષના કારણે જેનો પહેલાં ઉલ્લેખ થઈ ચૂકયો છે કે,

"પોતાના બાળકોને નમાઝનો હુકમ આપો જયારે કે તેઓ સાત વર્ષના થઈ જાય અને નમાઝ (ન પઢવા પર) તેઓને મારો જયારે તેઓ દસ વર્ષના થઈ જાય."

(૬) જો બાળકથી પહેલી વખત ગલતી થાય તો તેને આ અપરાધથી તૌબાનો મૌકો આપવો જોઈએ અને આ હરકત માટે તેના બચાવને કબૂલ કરવો જોઈએ.

(૭) તરબિયત કરનાર બાળકને પોતે મારે. આ ઝિમ્મેદારી તેના કોઈ ભાઈ યા સાથીને સોંપે નહીં કે જેથી આપસમાં લડાઈ–ઝઘડો ન થાય અને વેર અને હસદ (ઈર્ષા)ની આગ ન ભડકે.

(૮) બાળક જયારે પુખ્ત વયે પહોંચે અને તરબિયત કરનાર આ મહેસૂસ કરે કે ધમકી અને ચેતવણીના માટે દસ સોટી મારવી કાફી નથી તો તે એમાં વધારો પણ કરી શકે છે અને કષ્ટદાયક માર પણ મારી શકે છે અને વારંવાર પણ મારી શકે છે અહીં સુધી કે તે મહેસૂસ કરે કે બાળક સહીહ રસ્તા પર આવી ગયો છે અને હવે બિલ્કુલ સીધા રસ્તા પર ઠીકઠાક ચાલી રહ્યો છે.

એટલે જો આપ લોકો આ ચાહતા હોય કે આપના બાળકોની ઈસ્લાહ થાય અને તેઓ આપના સમાજના માટે ખૈર સાબિત થાય તો ઉપર લખેલા માધ્યમોને અપનાવો અને આ બુનિયાદી વાતો પર અમલ કરતા થઈ જાઓ :–

"અને આપ ફરમાવી દો કે અમલ કરતા જાઓ પછી આગળ જોઈ લેશે અલ્લાહ તમારા કામોને અને તેના રસૂલ અને મુસલમાન."

(સૂરએ 'તવબહ' ૧૦૫)

# બીજું પ્રકરણ

## બાળકની તરબિયતના બુનિયાદી ઉસૂલ અને નિયમો

બાળકના વ્યકિતત્વના ઘડતર અને દુન્યવી જિંદગીમાં સહીહ ઈન્સાન બનાવવાના સિલસિલામાં જે કાયદાઓનો તરબિયત કરનારાઓએ ઉપયોગ કરવો જોઈએ તેને બયાન કરવાથી પહેલાં બહેતર આ મા'લૂમ થાય છે કે હું તે બુનિયાદી સિફતોનું ટૂંકમાં બયાન કરી દઉં જે ખૂદ તરબિયત કરનારામાં હોવી જરૂરી છે કે જેથી બાળકો પર તરબિયતની સંપૂર્ણ અસર પડે.

## તરબિયત કરનારની બુનિયાદી સિફતો

### [૧] ઈખ્લાસ (શુદ્ધ ભાવના)

તરબિયત કરનારમાં સૌથી પ્રથમ સિફત ઈખ્લાસની હોવી જોઈએ અર્થાત્ જરૂરી છે કે તે પોતાની નિય્યતને દુરુસ્ત રાખે અને તરબિયત માત્ર અલ્લાહ તઆલાના માટે કરે એટલા માટે કે કોલ અને અમલ (વાણી અને વર્તન)માં ઈખ્લાસને જાળવવું જ ઈમાનની બુનિયાદ અને ઈસ્લામનો તકાઝો છે કારણકે અલ્લાહ તઆલા ઈખ્લાસ વગર કોઈ પણ અમલ કબૂલ નથી ફરમાવતા.

## [૨] તકવા (અલ્લાહનો ડર)

તરબિયત કરનારમાં સૌથી આગવી સિફત તકવાનું હોવું છે. તકવાની વ્યાખ્યા ઉલમાએ રબ્બાનિય્યિન (અલ્લાહવાળાઓ)એ આ કરી છે કે :–

અલ્લાહ તઆલા તમને તે જગાએ હરગિઝ ન જુએ જયાં રહેવાથી તમને રોકયા છે. અને જયાં હાજર રહેવાનો હુકમ આપ્યો છે ત્યાંથી હરગિઝ ગેર–હાજર ન જોવામાં આવે.

અને કેટલાક બુઝુર્ગોએ એની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે કે :–

સારા આ'માલના ઝરીઆથી અલ્લાહ તઆલાના અઝાબથી બચવું અને જાહેરી તથા બાતિની રીતે અલ્લાહ તઆલાથી ડરતા રહેવું.

જેથી સય્યિદિના ઉમર રદિયલ્લાહુ અન્હુએ હઝરત ઉબય બિન કઅબ રદિયલ્લાહુ અન્હુથી તકવા વિષે પૂછયું તો તેમણે ફરમાવ્યું કે,

"આપ કદી કાંટાવાળા રસ્તાથી પસાર થયા છો ?"

તેમણે ફરમાવ્યું કે,

"કેમ નહીં ?"

તેમણે પૂછયું કે,

"આપે કયો તરીકો અપનાવ્યો હતો ?"

ફરમાવ્યું કે,

"(બચીને નીકળવાની) ઘણી કોશિશ અને મહેનત કરી !"

તેમણે ફરમાવ્યું કે,

"એ જ તકવો છે."

એટલા માટે તકવાને અપનાવવા માટે કુર્આને પાકની કેટલીયે આયતોમાં

પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. ઉપરાંત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઘણી હદીથોમાં તકવો અપનાવવાનો હુકમ આપવામાં આવ્યો છે.

એટલે જો તરબિયત કરનાર મુત્તકી અને પરહેઝગાર ન હોય અને મુઆમલાત અને ચારિત્રમાં ઈસ્લામના તૌર–તરીકાઓનો પાબંદ ન હોય તો અનિવાર્ય રીતે બાળક આઝાદી અને બેરાહરવી (ગેરરસ્તે ચાલવા)ના કીચડમાં ફસાઈ જશે અને ગુમરાહી તેમજ ગેરરસ્તે ભટકી જશે એટલા માટે કે તેણે પોતે તે શખ્સને બૂરાઈઓમાં પડેલા અને શહવતોના દરિયામાં ગરક જોયા છે જે તેની તરબિયતના ઝિમ્મેદાર છે. 'અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા'

## [૩] ઈલ્મ

તરબિયત કરનારાએ તરબિયતના આ ઉસૂલ પણ જાણવા જરૂરી છે જેને ઈસ્લામી શરીઅતે રજૂ કર્યા છે જેથી તે આ મજબૂત બુનિયાદો પર તરબિયત કરી શકે.

એટલે અગર તરબિયત કરનાર પોતે જ જાહિલ હોય અને બાળકની તરબિયતના બુનિયાદી કાયદાઓથી અજાણ હોય તો બાળક મનોવૈજ્ઞાનિક રીતે મુંઝાઈ જશે.

એટલા માટે કે જે હોઝમાં પોતાનામાં પાણી ન હોય તે બીજાનામાં શું સિંચન કરી શકે અને જે દીવામાં તેલ ન હોય તે બીજાઓને કેવી રીતે રોશન અને મુનવ્વર કરી શકે ?

એટલા જ માટે દીને ઈસ્લામે ઈલ્મ મેળવવા માટે ઘણું પ્રોત્સાહન આપ્યું છે.

જેથી અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે ઈલ્મવાળા અને ઈલ્મ વગરના લોકો શું બરાબર થઈ શકે છે ?"

(સૂરએ 'ઝુમર' ૯)

અને બીજી જગ્યાએ ઈર્શાદ છે કે :–

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આ દુઆ કરો કે હે મારા પરવરદિગાર ! મારો ઈલ્મ વધારી દો !"

(સૂરએ 'તા–હા' ૧૧૪)

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"જે શખ્સ ઈલ્મ હાસિલ કરવાના માટે સફર કરે છે અલ્લાહ તઆલા તેના માટે જન્નતનો રસ્તો આસાન ફરમાવી દે છે."

('મુસ્લિમ શરીફ')

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ ઈલ્મ મેળવવા માટે (ઘરથી) નીકળશે તો તેનું આ નીકળવું અલ્લાહના રસ્તામાં ગણાશે."

('તિરમિઝી શરીફ')

અને નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે :–

"દરેક મુસલમાન પર (ભલે મર્દ હોય કે ઔરત) (દીનની જરૂરી) ઈલ્મ હાસિલ કરવો ફર્ઝ છે."

('ઈબ્ને માજહ શરીફ')

આ કુર્આની ઈર્શાદો અને નબવી ફરમાનો બાદ તરબિયત કરનાર લોકોને જોઈએ કે ઈલ્મે નાફેઅ (નફાકારક ઈલ્મ) હાસિલ કરે અને ઈસ્લામના તરબિયતી ઉસૂલને શીખે અને તેનાથી આભૂષિત થાય કે જેથી ઈસ્લામી સમાજ પૈદા કરી શકે.

## [૪] ક્ષમાશીલતા, સહનશીલતા અને આત્મસંયમ

તે બુનિયાદી સિફતો જે તરબિયત કરનારામાં હોવી જરૂરી છે તેમાંથી ક્ષમાશીલતા, સહનશીલતા અને આત્મસંયમ પણ છે. આ સિફતના કારણે

બાળક પોતાની તરબિયત કરનારની તરફ આકર્ષાય છે જેના કારણે તે પોતાની તરબિયત કરનારની વાતોને સ્વીકારે છે. એટલે ઈસ્લામે ક્ષમાશીલતા, સહનશીલતા અને આત્મસંયમ અપનાવવા માટે પ્રોત્સાહન આપ્યું છે અને ઘણી આયતો અને હદીષોમાં એના તરફ પ્રેરણા આપી છે કે જેથી તરબિયત કરનારાઓ અને (દીનની) દઅવત આપનારાઓને આ મા'લૂમ થઈ જાય કે ક્ષમાશીલતા અને સહનશીલતા તે સૌથી મહાન મનોવૈજ્ઞાનિક અને અખ્લાકી ફઝાઈલમાંથી છે જે ઈન્સાનને અદબ અને કમાલ (સંસ્કાર અને સિદ્ધિ)ની ટોચ સુધી પહોંચાડી દે છે.

કુર્આન શરીફની નીચેની આયતો ધ્યાનથી વાંચો :–

(૧) "અને ગુસ્સાને કાબૂમાં રાખનારાઓ અને લોકોથી દરગુઝર કરનારાઓ અને અલ્લાહ તઆલા એવા નેક કામ કરનારાઓને મહેબૂબ રાખે છે."

(સૂરએ 'આલિ ઈમરાન' ૧૩૪)

(૨) "(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) દરગુઝર કરવાની ટેવ રાખો તથા નેકી કરવાનો હુકમ કરો અને જાહિલોથી અળગા રહો."

(સૂરએ 'અઅરાફ' ૧૯૯)

(૩) "અને જે શખ્સ સબ્ર કરે અને માફ કરી દે એ અલબત્ત ભારે હિમ્મતના કામોમાંથી છે."

(સૂરએ 'શૂરા' ૪૩)

(૪) "આપ (અનુસરણ સહિત) નેક વર્તાવથી બદીને ટાળી દેતા રહો. પછી એકાએક આપમાં અને જે શખ્સમાં અદાવત હતી તે એવા થઈ જશે જેવા કોઈ દિલી દોસ્ત હોય છે."

(સૂરએ 'હા-મીમ-સજદહ' ૩૪)

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અબ્દુલ કૈસના પહેલવાનથી ફરમાવ્યું કે,

"તમારામાં બે આદતો એવી છે જેને અલ્લાહ તઆલા પસંદ ફરમાવે છે :

– એક બુર્દબારી (સહનશીલતા),
– બીજી વકાર (ગંભીરતા, પ્રભાવશીલતા)."

('મુસ્લિમ શરીફ')

એનો મતલબ આ નથી કે તરબિયત કરનાર બાળકની તરબિયતના માટે હંમેશા ક્ષમાશીલતા અને નરમી જ અપનાવે બલ્કે એનાથી મુરાદ આ છે કે તે બાળકોની ઈસ્લાહમાં પોતાના ઊપર કાબૂ રાખે અર્થાત્ જે પરિસ્થિતિને લાયક હોય તે તરીકો અપનાવે.

## [૫] જવાબદારીનો અહેસાસ

તરબિયત કરનારના માટે આ પણ જરૂરી છે કે તે પોતાની ઝિમ્મેદારીને મહેસૂસ કરે કે જેથી સંપૂર્ણ રીતે બાળકની દેખભાળ અને નિગરાની રાખે. જો તરબિયત કરનારે ઝિમ્મેદારીના આ અહેસાસમાં જરા પણ ગફલત કરી તો બાળક અનિવાર્ય રીતે ખરાબ ચરિત્રવાળા બાળકોમાં શામિલ થઈ જશે અને પછી તરબિયત કરનારને પોતાની કોતાહી પર અફસોસ થશે. પરંતુ ત્યારે અફસોસ કરવાથી કંઈ હાસિલ ન થશે. ત્યારે તરબિયત કરનારને પોતાની આ હરકત પર રડવું આવશે પરંતુ ત્યારે રડવું કંઈ ફાયદો ન આપશે.

એક અરબી શે'રનો ભાવાર્થ આ પ્રમાણે છે :–

"શું તમે લુબ્ના (છોકરીનું નામ) માટે રડો છો ? જો કે તમે જ તેણીને કત્લ કરી છે. લુબ્ના તો ચાલી ગઈ, બતાવો તમે હવે શું કરશો ?"

માનવંત તરબિયત કરનારા સાહિબો ! ઝિમ્મેદારીને પૂરી કરવામાં અથવા એમાં કોતાહી કરવામાં ઈસ્લામે જે કંઈ કહ્યું છે તેનો કેટલોક ભાગ આપની સામે પેશ કરવામાં આવે છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"હે ઈમાનવાળાઓ ! પોતાને અને પોતાની ઔલાદને આગ (જહન્નમ)થી બચાવો."

(સૂરએ 'તહરીમ' ૬)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે :–

"અલ્લાહ તઆલા દરેક નિગહબાનથી તેની પ્રજા (તેના તા'બેદાર લોકો)ના વિષે પૂછશે કે તેણે તેમની હિફાઝત કરી કે બરબાદ કરી દીધા ? અહીં સુધી કે ઈન્સાનથી પોતાના ઘરવાળાઓના વિષે પણ પૂછવામાં આવશે."

('સહીહ ઈબ્ને હિબ્બાન')

જવાબદારીના અહેસાસની બાબતમાં ચર્ચા કરતા હું એવું ચાહું છું કે તરબિયત કરનાર સાહિબોની સામે ટૂંકમાં તે કાવતરાઓ અને યોજનાઓ બયાન કરી દઉં જે મુસલમાન વ્યકિતઓ અને મુસ્લિમ સમાજ અને મુસ્લિમ ખાનદાનોને ખરાબ કરવાના માટે તૈયાર કરવામાં આવે છે કે જેથી મુસલમાનોં પોતાની બાબતમાં સંપૂર્ણ રીતે સજાગ થાય અને પોતાના બાળકો અને ખાનદાનની ઈસ્લાહના માટે ખૂબ પ્રયાસ અને પરિશ્રમ કરે.

દુષ્ટજનો અને શયતાનના એજન્ટો (દલાલો)એ દરેક ઝમાનામાં બાતિલ (અસત્ય)ને વધારવા માટે અને હક (સત્ય) તેમજ અહલે હક (સત્યવાદીઓ)ને નીચું દેખાડવા માટે કોશિશ કરી છે અને તેના માટે એડીચોટીનું સંપૂર્ણ જોર વાપર્યું છે.

એ બદબખ્તોએ દરેક ઝમાનામાં ખુદાઈ તા'લીમાત (શિક્ષણ) અને તેના માનનારાઓની વિરુદ્ધ કાવતરાઓ કર્યા છે અને તેમને હકથી હટાવવાના માટે અને હકને મિટાવવાના માટે તત્પર થયા છે. કાશ ! મુસલમાન એને સમજે.

પરંતુ શું ચામાચીડિયાઓની ભીડ અને તેમના આક્રમણથી સૂરજની

ગરમી અને ઉષ્ણતામાં કોઈ ખલેલ આવી શકે છે ? હક આખરે હક છે. બાતિલના દુષ્ટ પ્રચાર (પ્રોપેગન્ડા) અને ખોટા આક્ષેપોથી તેની હકકાનિયતને કંઈ અસર થતી નથી કારણકે ખુદાનું ફરમાન છે :

"કાફિરો ચાહે છે કે અલ્લાહના નૂરને પોતાના મોંઢાની ફૂંકોથી બુઝાવી દે અને અલ્લાહ પોતાના નૂરને પરિપૂર્ણ કરીને રહેશે ચાહે કાફિરોને કેટલુંયે ખરાબ લાગે."

**(સૂરએ 'તવબહ' ૩૨)**

આ કાવતરાઓના કેટલાક નમૂના આપ ધ્યાનથી વાંચો અને પોતાના બાળકોને આ પ્રકારના કાવતરાઓથી સાવધાન રાખો અને પોતે પણ એમની ચાલોથી હોશિયાર રહો.

## [A] સામ્યવાદી નાસ્તિકોના કાવતરાઓ

એક ખતરનાક, ગુપ્ત અને ભેદી દસ્તાવેજ જેને 'કલિમતુલ હકક' નામના સામયિકે મુહર્રમ હિજરી ૧૩૮૭ મુતાબિક એપ્રિલ ૧૯૬૭ના અંકમાં 'ઈસ્લામના ખિલાફ ખતરનાક કાવતરું' શીર્ષકથી પ્રગટ કર્યો હતો. આ દસ્તાવેજ સામ્યવાદીઓએ મોસ્કો (રશિયાના પાટનગર)માં તૈયાર કર્યો હતો જેમાં પોતાની યોજના દર્શાવી છે. તેમાં લખ્યું છે કે :–

"ઈસ્લામના મૂળ ઉખેડી નાંખવા માટે ઈસ્લામને જ હથિયાર બનાવવામાં આવે. એના માટે અમે આ પ્રમાણે નકકી કર્યું છે કે :

(૧) ઈસ્લામની સાથે સુલ્હ (સંધી) કરવામાં આવે કે જેથી તેના પર વર્ચસ્વ હાસિલ થઈ શકે.

(૨) મઝહબ અને દીનના રહનુમાઓ (માર્ગદર્શકો) અને દીનદાર હાકિમોની ખ્યાતીને કલંકિત (બદનામ) કરવામાં આવે અને તેમના પર વિલાસી અને વ્યભિચારી તેમજ યહૂદીઓના એજન્ટ હોવાનો ઈલ્ઝામ (આરોપ) લગાડવામાં આવે.

(૩) સામ્યવાદ (કોમ્યુનિઝમ)ની તા'લીમને તમામ સ્કૂલો, કોલેજો, યુનિવર્સિટીઓના તમામ વિભાગોમાં સામાન્ય કરી દેવી અને ઈસ્લામને રોકવો અને તેનો ઘેરાવ કરવો કે જેથી તે (ઈસ્લામ) એવી કુવ્વત ન બની શકે જે સામ્યવાદના માટે ખતરો સાબિત થાય.

(૪) દીની જમાઅતો ભલે તે કેટલીયે કમઝોર કેમ ન હોય, તેને દેશમાં સ્થાપવાથી રોકવામાં આવે.

(૫) ઈસ્લામી સમાજના એવા તરીકાથી નફરત પૈદા કરવી જેનાથી એ ખબર ન પડે કે આપણે ઈસ્લામના દુશ્મન છીએ.

(૬) ધર્મવિમુખ લેખકોને પ્રોત્સાહન આપવું અને દીન તેમજ મઝહબી વ્યવસ્થાની વિરુદ્ધ અને તેના પર હુમલો કરવાની તેમને (લેખકોને) સ્પષ્ટ પરવાનગી આપવી.

(૭) સામ્યવાદી સંપર્ક અને સંબંધ સ્થાપિત કરવો એટલા માટે કે ઈસ્લામી ઈલ્મી સંપર્ક અને સંબંધ સામ્યવાદના માટે સૌથી મોટો ખતરો છે.

(૮) આમ જનતાને સામ્યવાદના સૂત્રોમાં મશગૂલ રાખવા અને તેમને વિચારવાની પણ ફુરસદ ન આપવી.

(૯) દીની અને રૂહાની કદરો (પ્રતિષ્ઠા)ને આ કહીને નષ્ટ કરી દેવી કે તેમાં ફલાણી ફલાણી ખામીઓ અને દોષો છે.

(૧૦) સવાર–સાંજ, રાત–દિવસ ઈન્કિલાબના સૂત્રો પોકારવા અને આ એ'લાન કરવું કે ઈન્કિલાબ (ક્રાંતિ) જ આમ જનતાને તેમના જૂનવાણી અને પછાત વિચારના હાકિમોથી પ્રથમ અને અંતિમ મુકિત અપાવનાર છે.

નોંધ : આ દસ્તાવેજમાં બીજી પણ કલમો છે. પરંતુ ટૂંકાણ જાળવવા માટે મેં અહીં નકલ કરી નથી. હર હાલતમાં અલ્લાહ તઆલાનો શુક્ર છે કે

તેણે આ નાસ્તિકોની યોજનાને છિન્ન ભિન્ન કરી દીધી અને તેમના ઈરાદાઓ કરોળિયાના જાળાની જેમ ટૂકડે ટૂકડા થઈ રહ્યા છે. અલ્લાહ તઆલાથી દુઆ છે કે તેમને અને તેમના જેવા ઈસ્લામના તમામ દુશ્મનોને નેસ્ત અને નાબૂદ ફરમાવી દે અને ઈસ્લામના નિઝામ (તંત્ર)ને આખી દુનિયામાં વર્ચસ્વ આપે અને જારી ફરમાવે. આમીન !

**(મુહમ્મદ કમરુઝઝમાં, ૯, ઝિલ્હિજજહ, ૧૪૧૩ હિજરી)**

છેવટે લેખક રહિમહુલ્લાહએ કેવી યથાયોગ્ય આયાત નકલ ફરમાવી છે :

"કાફિરો ચાહે છે કે અલ્લાહના નૂરને પોતાના મોંઢાની ફૂંકોથી બુઝાવી દે અને અલ્લાહ પોતાના નૂરને પરિપૂર્ણ કરીને રહેશે ચાહે કાફિરોને કેટલુંયે ખરાબ લાગે."

**(સૂરએ 'તવબહ' ૩૨)**

## [B] ઈસાઈ કાવતરાઓ

અગાઉની સલીબી જંગો (Crusade અર્થાત્ મુસલમાનો પાસેથી પેલેસ્ટાઈન પાછું લેવા માટે ખ્રિસ્તીઓએ કરેલા યુદ્ધો) જે બે સદીઓ (બસો વર્ષ) સુધી ચાલુ રહ્યા તેમાં ઈસ્લામના મૂળ ઉખેડવામાં નિષ્ફળતા પછી ઈસાઈઓએ ઘણું સમજી વિચારીને કદમ ઉઠાવ્યા અને અત્યંત ધોકાબાઝીપૂર્વક આ યોજના તૈયાર કરી :–

(૧) ખિલાફતે ઈસ્લામિય્યહ જે ઉસ્માનિયહ હુકૂમતની શિકલમાં મૌજૂદ છે, તેને ખત્મ કરવી અને સૌથી વધારે અપ્રમાણિક 'કમાલ અતાતુર્ક' સાથે એવી શરત કરી કે તે તુર્કની ધરતી પરથી ત્યાં સુધી નહીં જશે જયાં સુધી નીચે જણાવેલી શરતો લાગુ નહીં થઈ જાય :–

- ખિલાફતે ઈસ્લામિયહનો અંત લાવવો અને ખલીફાને તુર્કસ્તાનમાંથી દેશ નિકાલ કરવો.
- તુર્કી પોતાનો સંબંધ ઈસ્લામથી તોડી નાંખે.

– તુર્કી પોતાના માટે ઈસ્લામના કાનૂનોને બદલે એક બીજો કાનૂન (સંવિધાન) તૈયાર કરે.
– જુમ્અહના બદલે રવિવારે રજા આપવાની શરત પણ એમાં દાખલ હતી.

આ બધી શરતો ઈસ્વીસન ૧૯૨૮ માં પરિપૂર્ણ થઈ ગઈ.

અપ્રમાણિક (ઈસ્લામદ્રોહી) 'અતાતુર્ક'એ આ શરતોને દેશમાં લાગુ કરી અને અંગ્રેજો અને તેના મળતિયાઓએ તુર્કીની આઝાદી અને અસ્તિત્વને સ્વીકારી લીધા અને ખિલાફતે ઈસ્લામિય્યહનો અંત લાવી હુકૂમતને ધર્મ વિહિન મુલ્ક બનાવવાની કોશિશોની પ્રશંસા કરી.

(૨) કુર્આને કરીમને ખત્મ અને નેસ્ત–નાબૂદ કરવો. એટલા માટે કે ઈસાઈયત આ સમજે છે કે કુર્આન જ મુસલમાનોની કુવ્વત અને સંસ્કૃતિની તરફ પાછા ફરવાનું બુનિયાદી કેન્દ્ર છે.

(૩) મુસલમાનોમાંથી ઈસ્લામી વિચારોને નષ્ટ કરવા અને ખુદા સાથેના તેમના સંબંધ કાપી નાંખવા.

(૪) મુસલમાનોની એકતાને ખત્મ કરવી કે જેથી મુસલમાન કમઝોર, અપમાનિત અને બેસહારા થઈ જાય.

(૫) મુસલમાન ઔરતોને બગાડવી. જેનો તરીકો આ હોય કે :–

– ઔરતોની આઝાદીના નામ પર જે જમાઅતો (સંગઠનો) કામ કરે તેને ખૂબ ટેકો આપવામાં આવે.
– અને ઔરતને મર્દના સમાન ઠેરવવામાં આવે.
– ઈસ્લામી નિઝામ (તંત્ર)માં કેટલીયે પત્નીઓ રાખવાનો અને તલાક આપવાનો અધિકાર છે તેનો વિરોધ કરવામાં આવે.
– અને આ બધાનો મકસદ મુસલમાનોમાં શંકા પૈદા કરવી અને આ દર્શાવવું કે ઈસ્લામી શરીઅત આ ઝમાનામાં અમલ કરવાના

લાયક નથી અને જિંદગીની સાથે ચાલવાની સલાહિય્યત ધરાવતી નથી...વગેરે.

## [C] યહૂદિયતના કાવતરાઓ અને યોજનાઓ

યહૂદીઓ પર અલ્લાહની લઅનત થાઓ ! તેઓ ધોકાબાઝીની અનેક યુકિતઓ અને તરીકાઓ અપનાવતા રહે છે કે જેથી પોતાની ઈચ્છાઓ અને ખ્વાહિશો પ્રમાણે ધરતી પર વર્ચસ્વ જમાવે અને તમામ દુનિયા પર પોતાની હુકૂમતનો ઝંડો રોપે. અને તેમણે પોતાની યોજનાને કામિયાબ કરવાના માટે પોતાની સામે બે બુનિયાદી લક્ષ્યો રાખ્યા છે :–

☐ **પહેલું લક્ષ્ય :-**

– (મુસલમાન) કૌમોને વિભાજીત કરવી.
– અને એક બીજાના ખિલાફ ભડકાવવી.
– અને તેમના દરમિયાન લડાઈઓ ઊભી કરવી.
– અને તે કૌમોમાં ફિત્નાને ઉત્તેજન આપવું.

☐ **બીજું લક્ષ્ય :-**

– (મુસલમાન) કૌમોના અકીદાઓ ખરાબ કરવા.
– અને તેમના અખ્લાક ખરાબ કરવા.
– અને તેમનું વ્યવસ્થાતંત્ર ખોરવી નાંખવું.
– અને તેમની દીની ભાવના (લાગણી)ને ખરાબ કરવી.
– અને તેમને અલ્લાહના રસ્તાથી દૂર કરવા.

**નોંધ :** એના પછી લેખકે યહૂદીઓના બદઈરાદાઓ અને ધોકાબાઝીઓ વિગતવાર બયાન કરી છે જેને ટૂંકાણ જાળવવા માટે અહીં નકલ કરી નથી. અલબત્ત છેવટની કેટલીક લીટીઓ નકલ કરું છું જેનાથી આપને તેમના નાપાક ઈરાદાઓ અને યોજનાઓનો અંદાઝો થઈ જશે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

પ્રોટોકોલ (કરારના ખરડા)માં આ પણ લખ્યું છે કે :–

આપણને જોઈએ કે આપણે દરેક જગ્યાએ અખ્લાકનું નિકંદન કરવાનું કામ કરીએ કે જેથી આપણા વર્ચસ્વનો રસ્તો સમતળ થાય.

ફ્રોઈડ❶ આપણો આદમી છે. તે જાતીય સંબંધોને ધોળે દિવસે રજૂ કરતો રહેશે કે જેથી યુવાનોની નિગાહમાં કોઈ પણ વસ્તુ પવિત્ર બાકી ન રહે અને તેમનો સૌથી મોટો મકસદ જાતીય વાસનાને પૂરી કરવાનો બની જાય. જયારે આ થશે તો અખ્લાકનું નિકંદન થઈ જશે.

(રશિયાના) બેલગ્રેડ શહેરમાં ઈસ્વીસન ૧૯૨૨ માં મળેલી નાસ્તિકોની કોન્ફરન્સના કરારનામામાં આ વાત પણ લખેલી છે કે :–

☐ આપણે આ હરગિઝ ભૂલવું નહીં જોઈએ કે આપણે નાસ્તિક લોકો દીનના દુશ્મન છીએ અને આપણે દીનની નિશાનીઓ અને અલામતોને નષ્ટ કરવાની કોશિશમાં કોતાહી નહીં કરવી જોઈએ.

☐ માસૂની મુશ્રિકે આ'ઝમ (નાસ્તિકોના સરદાર)ના ઈસ્વીસન ૧૯૧૩માં લખેલા કરારનામામાં લખ્યું છે કે :–

"ટૂંક સમયમાં ઈન્સાનિયતને જ મકસૂદ બનાવી લેવામાં આવશે. ખુદાને છોડી દેવામાં આવશે."

અને ઈન્ટરનેશનલ માસૂની કોન્ફરન્સ (આંતરરાષ્ટ્રીય નાસ્તિક સંમેલન) જે ઈસ્વીસન ૧૯૦૦ માં મળ્યું હતું તેના કરારનામામાં લખ્યું છે કે :–

☐ આપણે માત્ર એના પર સંતોષ નહીં માનીશું કે દીનદારો પર ફતેહ મેળવી લઈએ, તેમની ઈબાદતગાહો પર વર્ચસ્વ મેળવી લઈએ બલ્કે આપણો બુનિયાદી અને અસલી મકસદ તે લોકોના અસ્તિત્વને જ ખત્મ કરવાનો છે.

---

❶ ફ્રોઈડ : એ જર્મનીનો એક ફિલસૂફ થઈ ગયો જેણે પોતાની ફિલસૂફીની બુનિયાદ જાતીયતા અને વાસનાને બનાવી છે.

નાસ્તિકવાદી સામયિક 'અકાસિયા'એ ઈસ્વીસન ૧૯૦૩ માં લખ્યું છે :

દીનની વિરુદ્ધ જિહાદ અને મુકાબલો પોતાની ચરમસીમાએ ત્યારે પહોંચશે જયારે દીનને હુકૂમતથી જુદો કરી દેવામાં આવશે. નાસ્તિકવાદ દીનનું સ્થાન લઈ લેશે અને તેની સભાઓ ઈબાદતગાહોનું સ્થાન લઈ લેશે.

માનવંત તરબિયત કરનાર સાહિબો ! શું આપે હવે આ સમજી લીધું કે આ ખબીસ અને ફરેબી યોજનાઓથી યહૂદિયત અને નાસ્તિકતા શું ચાહે છે ?

શક અને શંકા વગર તેમનો મકસદ આ છે કે બની ઈસરાઈલ (યહૂદીઓ)ની ઈઝઝત ફરી પાછી સ્થાપિત થાય અને ફુરાત (ઈરાકની નદી જેને અંગ્રેજીમાં EUPHRATES કહે છે.)થી નાઈલ (મિસરની નદી) સુધી તેમની વિશાળ હુકૂમતનો વિસ્તાર હોય. તે પછી આખી દુનિયા પર કબજો કરી શકાય.

આ મકસદને હાસિલ કરવાના માટે જે સાધનો છે તેમાં સમગ્ર ધરતી પરથી તમામ આસમાની દીનો તેમજ અખ્લાકી અને સામાજિક તેમજ સાંસ્કૃતિક મઝહબોનો ખાતમો અને માત્ર યહૂદિયતના ઝંડાને જ ઊંચો રાખવો છે. અને ફલસ્તીન (પેલેસ્ટાઈન)માં ઈસરાઈલી (ઈઝરાઈલી) હુકૂમતની સ્થાપના એ જ કાવતરાનો કરિશ્મો છે જેનાથી નાસ્તિક સભાઓ (મહેફિલો)એ પોતાની ગરજો પૂરી કરવાનું કામ લીધું છે.

માનવંત તરબિયત કરનાર સાહિબો ! જયારે આપે આ બધું જાણી લીધું તો હવે આપે પોતાની કોશિશ અને પરિશ્રમને બેવડી કરી દેવી જોઈએ અને પોતાની ઔલાદની ઈમાની અને અખલાકી તરબિયત તેમજ તેમના વૈચારિક અને મનોવૈજ્ઞાનિક ઘડતરના માટે પોતાના નિર્ધારને તેઝ કરી દેવા જોઈએ કે જેથી યહૂદી કાવતરાઓ તેમના અકીદાઓને ડગમગાવી ન શકે અને તેમના અખ્લાકને તબાહ ન કરી શકે.

## [D] વિલાસ અને વ્યભિચારવાદીઓની યોજનાઓ અને કાવતરાઓ

વિલાસ અને વ્યભિચારવાદીઓના કાવતરાઓથી મારી મુરાદ તે યોજનાઓ છે જેનો :–

- ઈસ્લામથી જંગ કરવાનો,
- મુસલમાનોને અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાથી દૂર રાખવાનો,
- અને ઈસ્લામી સમાજને આઝાદી અને શહવત પરસ્તીમાં ગરક કરવામાં ઈસાઈયત અને સામ્યવાદથી ઘણો ઊંડો સંપર્ક અને સંબંધ છે.

તેમનો અસલી મકસદ આ છે કે :–

મુસલમાનોને એવી ચીઝોમાં ફસાવીને ઈસ્લામી અકીદાથી કોરા અને ખાલી કરી દેવામાં આવે અને તેમને એક એવા હેવાન (પશુ) બનાવી દેવામાં આવે જેમને દુન્યવી જિંદગીમાં નફસની ખ્વાહિશાત (મનેચ્છાઓ અને વાસનાઓ) પૂરા કરવા સિવાય તેમજ અપમાન અને નીચતા તથા અધમતાના કીચડમાં ધસવા સિવાય બીજું કોઈ કામ ન હોય.

ન તેમને અઝમત અને ઈઝઝત સુધી પહોંચવાની ખ્વાહિશ હોય,
ન દુનિયામાં કોઈ મહાન કામ કરી જવાની તમન્ના હોય.

વિલાસ અને વ્યભિચારવાદીઓનો એક મોટો આદમી લખે છે કે :–

"શરાબનો જામ અને ગાનારી ઔરતોં ઉમ્મતે મુહમ્મદિય્યહને છિન્નભિન્ન કરવામાં હજાર તોપો કરતા વધારે અસર ધરાવે છે એટલા માટે ઉમ્મતને ભૌતિક સુખ અને શહવત પરસ્તીમાં ડૂબાડી દો."

**નોંધ :** આ શબ્દો જો કે દુશ્મનના છે છતાં આપણે વિચારવું જોઈએ કે એ હકીકત તો નથી? અને સો ટકા નહીં, દસ ટકા જ હોય તો પણ અફસોસની વાત છે કે જે ઉમ્મતની બુનિયાદ ઈખ્લાસ અને નફસના તઝકિયહ (સફાઈ) પર હોય તેનાથી આ પ્રકારના કામો થાય જે મનેચ્છાઓના અનુસરણ અને નફસ પરસ્તી પર દલીલ કરે અને દુશ્મન એને જોઈને આ પ્રકારનું બયાન આપે.

ડૂબી મરવાની વાત છે. 'અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા' અલ્લાહ તઆલા આપણી બધાની ઈસ્લાહ ફરમાવે અને નફસની ખ્વાહિશોની ઈત્તિબાઅથી કાઢીને હકને ઈખ્તિયાર કરવાની તૌફીક આપે અને પોતાની રિઝાથી મુશર્રફ ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન !

(મુહમ્મદ કમરુઝઝમાં)

ગરઝ યહૂદીઓ અને ઈસાઈઓ અને નાસ્તિકો સૌના સૌ ઈસ્લામી પવિત્રતાઓ અને ઈસ્લામી પ્રાથમિક અને બુનિયાદી ઉસૂલોને ખત્મ કરવાનો અને તેમના અસ્તિત્વને દુનિયામાંથી મિટાવી દેનારા સાધનોને અમલમાં મૂકવા માટે એક મત અને મદદગાર છે પરંતુ :–

"પણ અલ્લાહ તો પોતાના નૂરને સંપૂર્ણ કરીને જ રહેશે, પછી ભલેને કાફિરોને અણગમો થાય."

(સૂરએ 'સફ્ફ' ૮)

તરબિયત કરનાર સાહિબો ! જયારે આપે આ યોજનાઓ અને કાવતરાઓ જાણી લીધા તો આપ લોકો પર ફર્ઝ છે કે આપ ખૂબ પ્રયાસ અને પરિશ્રમ કરે અને મજબૂત સંકલ્પ અને ઈરાદાની સાથે ઊભા થઈ જાય કે જેથી આ ઈસ્લામી ફરીઝાને અદા કરી શકે જે બાળકોની તરબિયત અને ખાનદાનની ઈસ્લાહની બાબતમાં આપ પર લાઝિમ છે.

જેથી (આખિરતના) હિસાબ અને કિતાબ તેમજ સવાલ અને જવાબથી પહેલાં આ હકને અદા કરે કે જેથી અલ્લાહ તઆલાની રઝા અને ખૂશ્નૂદી નસીબ થઈ શકે.

## બાળકની તરબિયતના બુનિયાદી ઉસૂલ

બાળકની તરબિયતના બુનિયાદી ઉસૂલ બે છે :–

[૧] સંપર્ક અને સંબંધના ઉસૂલ
[૨] સાવચેત કરવાના ઉસૂલ

1

## સંપર્ક અને સંબંધના ઉસૂલ

સંપર્ક અને સંબંધના ઉસૂલ પાંચ છે :–

### [૧] ઈસ્લામી અકીદાથી સંપર્ક અને સંબંધ

તરબિયત કરનાર પર લાઝિમ છે કે તે બાળકના દિલમાં આ ચીઝો ભરી દે :–

- ☐ અલ્લાહ જલ્લે શાનુહૂ પર ઈમાન,
- ☐ ફરિશ્તાઓ પર ઈમાન,
- ☐ આસમાની કિતાબો પર ઈમાન,
- ☐ રસૂલો પર ઈમાન,
- ☐ ફરિશ્તાઓના (કબરના) સવાલો પર ઈમાન,
- ☐ આખિરતના અહવાલ પર ઈમાન,
- ☐ (મરવા પછી) ફરી પાછા જીવંત કરવામાં આવનાર હોવા પર ઈમાન,
- ☐ (આખિરતના) હિસાબ અને કિતાબ પર ઈમાન,
- ☐ જન્નત અને દોઝખ પર ઈમાન,

ઉપરોકત ગેબી (અદશ્ય) બાબતો વિષે બાળકના દિલમાં ઈમાન સ્થાપિત કરી દે.

એટલે જો બાળકમાં ઈમાનનો આટલો અહેસાસ થઈ જશે તો એ તેને સામાજિક બૂરાઈઓ અને નફસાની વસવસાઓ અને અખ્લાકી ખરાબીઓથી રોકી દેશે અને તે (બાળક) રૂહાની અને અખ્લાકી રીતે સંપૂર્ણ ઠીકઠાક થઈ જશે અહીં સુધી કે તેની ગણના તે (નેક) લોકોમાં થઈ જશે જેમની તરફ આંગળીથી ઈશારો કરવામાં આવે છે.

## [૨] રૂહાની સંપર્ક અને સંબંધ

રૂહાની સંપર્ક અને સંબંધથી મારી મુરાદ આ છે કે બાળકની રૂહ સાફ, પાકીઝહ અને રોશન થઈ જાય અને તેના દિલમાંથી ઈમાન અને ઈખ્લાસના ઝરણાં વહેવા માંડે. અને તેનો નફસ પાકીઝગી અને રૂહાનિયતની ફિઝામાં ઉચ્ચ કક્ષાએ પહોંચે.

ઈસ્લામે મુસલમાનોને જુદા–જુદા પ્રકારના રૂહાની સંપર્કોથી સંકલિત કરવા માટે એક ખાસ આયોજન નકકી કર્યું છે કે જેથી મુસલમાન પોતાની પાકીઝગી અને નૂર અને ઈખ્લાસ અને સફાઈને હંમેશા હંમેશ સુરક્ષિત રાખી શકે. એ આયોજન નીચે પ્રમાણે છે :–

### [A] બાળકને ઈબાદતથી સંકલિત રાખવું

અર્થાત્ બાળકોને નમાઝની સાથે–સાથે રોઝહ રાખવાની પણ તાકીદ કરવામાં આવે આ શરતે કે રોઝહ રાખવાની શકિત હોય. અને બાપ અગર હૈસિયતવાળો (ધનવાન) હોય તો બાળકને હજથી પણ વાકિફ કરાવે અને સાહિબે નિસાબ (ઝકાત આપવા પાત્ર માલનો માલિક) હોય તો ઝકાતથી પણ માહિતગાર કરે.

માનવંત તરબિયત કરનારા સાહિબો ! આપને જોઈએ કે બાળકના મગજમાં આ વાત બેસાડે કે ઈસ્લામમાં ઈબાદત માત્ર આ ચાર ઈબાદતો (નમાઝ, રોઝહ, ઝકાત, હજ)માં જ સિમિત (મર્યાદિત) નથી બલકે ઈબાદત દરેક તે નેક કામમાં શામિલ છે જેમાં મુસલમાન અલ્લાહ તઆલાના નિઝામ (કાનૂન)ને અપનાવે છે અને તેનાથી તેનો મકસદ અલ્લાહ તઆલાની રઝા હોય છે. એટલા માટે જરૂરી છે કે બાળકને બાળપણમાં જ ખૈર અને શર (ભલાઈ અને બૂરાઈ)ની બુનિયાદી વાતો તેમજ હલાલ અને હરામ તથા હક અને બાતિલની નિશાનીઓ અને અલામતો સમજાવી દે કે જેથી બાળક હલાલને અપનાવે અને હરામથી બચે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહની ઈતાઅત (ફરમાંબરદારી) અપનાવો અને તેની નાફરમાનીથી બચો અને પોતાના બાળકોને અવામિર (શરીઅતના અહકામ) પર ચાલવાની અને નવાહી (નાજાઈઝ કામો)થી બચવાનો હુકમ કરો એ તેમના અને તમારા માટે જહન્નમથી બચવાનો ઝરીઓ છે."

**('ઈબ્ને જરીર', 'ઈબ્નુલ મુન્ઝિર')**

**નોંધ :** આ હદીષ અલ્લાહ તઆલાના ઈર્શાદ :–

"તમે પોતાની ઝાતને અને પોતાના ઘરવાળાઓને આગ (જહન્નમ)થી બચાવો."

**(સૂરએ 'તહરીમ' ૬)**

ની બહેતરીન તફસીર છે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરતા બહેતર બીજું કોણ તફસીર કરી શકે છે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

## [B] બાળકનો કુર્આને પાકથી લગાવ પૈદા કરવો

હઝરત અલી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"પોતાના બાળકોને ત્રણ આદતોની ટેવ પાડો :–

૧ પોતાના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત,
૨ તેમના અહલે બૈત (ઘરવાળાઓ)ની મુહબ્બત,
૩ અને કુર્આને કરીમની તિલાવત."

એટલા માટે કે કુર્આનને ધારણ કરનારાઓ તે દિવસે અંબિયા અને મુકર્રબ બંદાઓની સાથે અર્શની છાયામાં હશે જે દિવસે એ છાયાના સિવાય બીજી કોઈ છાયા ન હશે.

ઈમામ ગઝાલી રહિમહુલ્લાહએ 'ઈહ્યાઉલ ઉલૂમ'માં આ વસિય્યત કરી છે કે :–

"બાળકને કુર્આને કરીમ અને હદીષો અને નેક લોકોના બનાવો અને દીની અહકામની તા'લીમ આપવી જોઈએ."

**[C] બાળકને અલ્લાહના ઘરો સાથે સંપર્કમાં રાખવું**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિવ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે તમે કોઈને મસ્જિદમાં વધારે આવતા–જતા જુઓ તો તેના મો'મિન હોવાની ગવાહી આપો."

**('તિરમિઝી શરીફ')**

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"હાં, અલ્લાહ તઆલાની મસ્જિદોને આબાદ કરવું તે લોકોનું કામ છે જે અલ્લાહ પર અને કિયામતના દિવસ પર ઈમાન લાવે અને નમાઝની પાબંદી કરે."

**(સૂરએ 'તવબહ' ૧૮)**

માનવંત તરબિયત કરનારાઓ ! આપે આ યાદ રાખવું જોઈએ કે મસ્જિદ ઈસ્લામની નજરમાં તે મહત્ત્વના સ્તંભોમાંથી છે જેના પર તમામ વિતેલા જમાનાઓમાં મુસ્લિમ મર્દની તૈયારી અને ઈસ્લામી સમાજનો દારોમદાર રહ્યો છે. એટલા માટે કે મસ્જિદના વગર ન આપના બાળકની રૂહાની અને ઈમાની તરબિયત થઈ શકે છે અને ન અખ્લાકી અને સામાજિક ઘડતર થઈ શકે છે.

મસ્જિદ વગર મુસલમાનોને વઅઝ અને નસીહત તેમજ તે કલિમએ હક સાંભળવા નસીબ નથી થઈ શકતા જેની અસર તેના નફસ અને રૂહ પર થાય છે અને જેની અસરથી તેના અહેસાસાત (લાગણીઓ) અને શુઉર (સમજ શકિત)માં જાગૃતિ પૈદા થાય છે.

મસ્જિદ વગર સામાન્ય મુસલમાન પૂર્વ અને પશ્ચિમના મુસલમાનોની પરિસ્થિતિ અને મુસીબતો અને જરૂરતો નથી જાણી શકતો.

અને મસ્જિદ વગર મુસલમાનના માટે આ બિલકુલ શકય નથી કે પોતાના મુસલમાન ભાઈની સાથે મહેરબાની અને શફકતની સાથે વર્તન કરે.

અને કોઈ મુસલમાન મુસીબત અને પરેશાનીના વખતે મસ્જિદના સિવાય બીજી કોઈ ઈત્મીનાન અને સુકૂનની જગા નથી પામતો.

જેથી તરબિયત કરનાર હઝરાતને જોઈએ કે અલ્લાહના ઘરોથી પોતાના બાળકોનો સંપર્ક અને સંબંધ પૈદા કરવાની કોશિશ કરે કે જેથી મસ્જિદોમાં :–

– તેમની રૂહોની તરબિયત થાય,
– તેમની અકલો (બુદ્ધિઓ)ની સફાઈ થાય,
– અને સંસ્કાર અને સભ્યતા તેમજ સુઘડતા નસીબ થાય,

કે જેથી તે (બાળક) ઈસ્લામી સમાજની વ્યકિતઓની સાથે મળીને પોતાના સંપ અને એકતાને સાબિત કરી શકે.

### [D] બાળકનો અલ્લાહના ઝિક્ર સાથે લગાવ પૈદા કરવો

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"જો તમે મને યાદ કરો તો હું પણ તમને યાદ રાખીશ."

(સૂરએ 'બ–ક–રહ' ૧૫૨)

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સની મિસાલ જે અલ્લાહને યાદ કરે છે અને તેની મિસાલ જે અલ્લાહને યાદ નથી કરતો જીવતા અને મરેલા જેવી છે."

('બુખારી શરીફ')

**નોંધ :** એ ઉપરાંત ઝિક્રની ફઝીલતમાં અસંખ્ય હદીષો છે જે જાણીતી અને મશહૂર છે. લેખકે ઝિક્રના પ્રકારો પણ વિસ્તારથી બયાન ફરમાવ્યા છે જે વાંચવા લાયક છે. 'વ બિલ્લાહિત્તોફીક'

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## [E] નવાફિલના સાથે બાળકનો લગાવ પૈદા કરવો

એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે :–

"અને થોડીક રાત કુર્આનની સાથે જાગતા રહો. આ ખાસ આપના માટે વધારો છે, આશા છે કે આપનો પરવરદિગાર આપને મકામે મહમૂદમાં સ્થાન આપશે."

**(સૂરએ 'બની ઈસરાઈલ' ૭૯)**

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે,

"(અલ્લાહ તઆલા ફરમાવે છે) અને જે શખ્સ મારાથી એક વેંત નજીક આવે છે હું એક હાથ તેની નજીક જાઉં છું. અને જે એક હાથ મારી નજીક આવે છે હું બંને હાથોના દરમિયાનના અંતર જેટલો તેની નજીક આવું છું અને જયારે તે મારી તરફ ચાલીને આવે છે તો હું તેની તરફ દોડીને આવું છું."

**('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')**

અને એટલા માટે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે :–

"કોઈ એવો મુસલમાન બંદો નથી જે અલ્લાહ તઆલાના માટે દરરોજ ફર્ઝ ઉપરાંત બાર રકા'ત નફલ પઢે પરંતુ આ કે અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક ઘર બનાવે છે."

**('સહીહ મુસ્લિમ શરીફ')**

નફલથી મુરાદ ફર્ઝ ઉપરાંત તે ઈબાદત છે જેના માટે ઘણાં

મુનાસિબ મૌકાઓ છે. અને જો હું પોતાના મુરબ્બી ભાઈઓને નફલ નમાઝ અને નફલ રોઝાના મહત્ત્વના પ્રકારો યાદ અપાવી દઉં તો એમાં કંઈ વાંધો નથી, જેથી તે પોતે પણ એના પર અમલ કરે અને પોતાની ઔલાદ અને ઘરવાળાઓને પણ એની ટેવ પાડે.

## નફલ નમાઝો

### (૧) અસર અને ઈશા પહેલાંની નફલ નમાઝો

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલાની રહમત થાઓ તે બંદા પર જે અસરથી પહેલાં ચાર રકા'તો પઢે."

('તિરમિઝી શરીફ')

અને હઝરત આઈશા રદિલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :–

"આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈશાથી પહેલાં ચાર રકા'તો પઢતા હતા."

('મરાકિયુલ ફલાહ' ૭૫)

### (૨) વિત્ર પછીની બે રકા'ત નફલ

હઝરત ઉમ્મે સલ્મહ રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે :–

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિત્ર પછી બે રકા'તો બીજી પઢતા હતા."

('જામિઈ તિરમિઝી શરીફ')

### (૩) ઈશરાકની નમાઝ

ઈશરાકની નમાઝની હદીષમાં ફઝીલત આવેલી છે.

એનો તરીકો આ પ્રમાણે છે :–

– જયારે ફજરની નમાઝ પઢી ચૂકો તો પોતાની નમાઝની જગ્યાએ બેઠા–બેઠા કુર્આન શરીફની તિલાવત યા દુરૂદ શરીફ યા તસ્બીહાત પઢતા રહે.

– જયારે સૂરજ નીકળી આવે અને કંઈક ઊંચો થઈ જાય (મકરૂહનો સમય વિત્યા બાદ) બે રકા'ત યા ચાર રકા'ત ઈશરાકની નફલની નિય્યતથી પઢી લે.

– તો હદીષ પ્રમાણે એક હજ યા એક ઉમરહનો સવાબ મળશે.

– હાં, જો કોઈ કંઈક ઉઝરના કારણે પોતાની જગાએ ઈશરાકના સમય સુધી બેસી ન શકે તો તેને જોઈએ કે ઝિક્ર અને કુર્આન શરીફની તિલાવત વગેરેમાં મશગૂલ રહે.

– જયારે સૂરજ કેટલાક પ્રમાણમાં બુલંદ થઈ જાય (મકરૂહ સમય વીતી જાય) તો ઈશરાકની નમાઝ પઢી લે.

– ઈન્શાઅલ્લાહુ તઆલા તેને પણ આ ફઝીલત હાસિલ થઈ જશે.

('મરાકિયુલ ફલાહ')

### (૪) ચાશ્તની નમાઝ

ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત અબૂ ઝર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંથી દરેક શખ્સના હાડકાંની જોડ (સાંધા) પર એક સદકહ વાજિબ થાય છે અને તેના તરફથી તે બે રકા'તો કિફાયત કરે છે જે તમારામાંથી કોઈ શખ્સ ચાશ્તના વખતે પઢે છે."

અને ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત કરે છે કે :–

તેમણે ફરમાવ્યું કે,

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાશતના વખતે ચાર રકા'ત પઢયા કરતા હતા અને જેટલી ચાહતા રકા'તની સંખ્યા વધારી લેતા હતા."

અને ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત ઉમ્મે હાની રદિયલ્લાહુ અન્હાથી રિવાયત કરે છે કે :–

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આઠ રકા'ત પઢયા કરતા હતા."

તો ઉપરની આ ત્રણ રિવાયતોથી આ મા'લૂમ થયું કે :–

- ચાશતની નમાઝની ઓછામાં ઓછી બે રકા'તો છે.
- અને મધ્યમ દર્જામાં ચાર રકા'તો છે.
- અને અફઝલ આઠ રકા'તો છે.
- એટલે,આદમી જેટલી રકા'ત ચાહે પઢી લે.
- આ નમાઝનો સમય સૂરજ નીકળવાના અર્ધા કલાક પછીથી શરૂ થાય છે અને ઝોહર (નો સમય શરૂ થાય) તેના લગભગ એક કલાક પહેલાં પૂરો થઈ જાય છે.

## (૫) અવ્વાબીનની નમાઝ

આ મગરિબ બાદ છ રકા'તો છે એટલા માટે કે ઈબ્ને માજહ હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સે મગરિબ બાદ અવ્વાબીનની છ રકા'તો એવી રીતે પઢી કે તેના દૌરાન કોઈ બૂરી વાત ન કરી તો આ છ રકા'તો બાર વરસની ઈબાદતના બરાબર થાય છે."

નોંધ : એનાથી અવ્વાબીનની નમાઝની કેવી અને કેટલીયે ફઝીલતો સાબિત થઈ. (મુહમ્મદ કમરુઝઝમાં)

(૬) તહિય્યતુલ મસ્જિદ

ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત અબૂ કતાદહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જયારે તમારામાંથી કોઈ શખ્સ મસ્જિદમાં દાખલ થાય તો ત્યાં સુધી ન બેસે જયાં સુધી બે રકા'ત ન પઢી લે."

(૭) વુઝૂ પછીની બે રકા'તો

ઈમામ બુખારી રહિમહુલ્લાહ હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

તેમણે કહ્યું કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત બિલાલ રદિયલ્લાહુ અન્હુથી ફરમાવ્યું કે,

"મને તે અમલ બતાવો જે ઈસ્લામ કબૂલ કરવા બાદ તમને સૌથી વધારે ઉમ્મીદ અપાવનારો હોય. એટલા માટે કે મેં જન્નતમાં મારી આગળ તમારા જૂતા (પગરખાં)નો અવાજ સાંભળ્યો છે."

તેમણે અરજ કરી કે,

"મેં કોઈ અમલ એવો નથી કર્યો જેનાથી મને સૌથી વધારે ઉમ્મીદ હોય સિવાય એ કે દિવસ અને રાતમાં જયારે પણ મેં વુઝૂ કર્યું તો તેના પછી અલ્લાહ તઆલાએ મને જેટલી તૌફીક આપી તેટલી નમાઝ જરૂર પઢી લીધી."

## (૮) તહજ્જુદ

તિરમિઝી રહિમહુલ્લાહ હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ફર્ઝ નમાઝ પછી સૌથી અફઝલ નમાઝ તહજ્જુદની નમાઝ છે."

અને ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"રાતે એક એવી ઘડી હોય છે કે જેને કોઈ મુસલમાન આદમી એવી હાલતમાં નથી પામતો કે તે દુનિયા અને આખિરતની બાબતોમાંથી કોઈ ચીઝને માંગતો હોય પરંતુ આ કે અલ્લાહ તઆલા તેને તે અતા ફરમાવી દે છે. અને આ મુઆમલો દરેક રાતે થાય છે."

અને ઈમામ તિરમિઝી રહિમહુલ્લાહ હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"રાતના કિયામને લાઝિમ પકડો એટલા માટે કે આ નેક અને સાલિહ લોકોની આદત છે. અને આ બધાં તમારા પરવરદિગારથી નજીક કરવાના ઝરીઆ છે અને બૂરાઈઓના કફફારહ છે અને ગુનાહોંથી રોકનારા છે."

– તહજ્જુદની ઓછામાં ઓછી બે રકા'તો છે અને વધારેમાં વધારે બાર રકા'તો છે.
– હાં, નવાફિલની કોઈ હદ નથી જેટલી ચાહે રાતે પઢી શકો છો.
– નવાફિલમાં સૌથી અફઝલ તહજ્જુદની નમાઝ છે.

(૯) **તરાવીહ**

- એની વીસ રકા'તો દસ સલામોની સાથે રમઝાનની દરેક રાતમાં પઢવામાં આવે છે.
- તરાવીહ ઈશાની ફર્ઝ નમાઝ પછી જમાઅતની સાથે પઢવામાં આવે છે.

ઈમામ બયહકી રહિમહુલ્લાહ હઝરત સાઈબ બિન યઝીદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

તેમણે ફરમાવ્યું કે,

"તે હઝરાત (સહાબા રદિયલ્લાહુ અન્હુમ) હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુના દૌરમાં રમઝાનમાં વીસ રકા'ત પઢયા કરતા હતા અને સો–સો આયતો પઢતા હતા. અને હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હુના દૌરમાં લાંબા કિયામના કારણે અસા (લાકડી) પર ટેક લગાવ્યા કરતા હતા."

(૧૦) **ઈસ્તિખારહની નમાઝ**

બે રકા'ત પઢીને તે દુઆ પઢવામાં આવે છે જેને હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુએ રિવાયત કરી છે અને ઈમામ બુખારી રહિમહુલ્લાહએ નકલ કરી છે.

તેના શબ્દો આ પ્રમાણે છે :–

اَللّٰهُمَّ اِنِّیۡ اَسۡتَخِيۡرُکَ بِعِلۡمِکَ وَاَسۡتَقۡدِرُکَ بِقُدۡرَتِکَ وَ
اَسۡئَلُکَ مِنۡ فَضۡلِکَ الۡعَظِيۡمِ فَاِنَّکَ تَقۡدِرُ وَلَآ اَقۡدِرُ وَتَعۡلَمُ وَلَآ اَعۡلَمُ
وَاَنۡتَ عَلَّامُ الۡغُيُوۡبِ اَللّٰهُمَّ اِنۡ کُنۡتَ تَعۡلَمُ اَنَّ هٰذَا الۡاَمۡرَ خَيۡرٌ لِّیۡ فِیۡ دِيۡنِیۡ
وَمَعَاشِیۡ وَعَاقِبَةِ اَمۡرِیۡ فَاقۡدِرۡهُ لِیۡ وَيَسِّرۡهُ لِیۡ ثُمَّ بَارِکۡ لِیۡ فِيۡهِ وَاِنۡ

كُنْتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ شَرٌّلِّىْ فِىْ دِيْنِىْ وَمَعَاشِىْ وَعَاقِبَةِ اَمْرِىْ فَاصْرِفْهُ
عَنِّىْ وَاصْرِفْنِىْ عَنْهُ وَاقْدِرْلِىَ الْخَيْرَ حَيْثُ كَانَ ثُمَّ رَضِّنِىْ بِهٖ (بخاری)

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરુ—ક બિ ઈલ્મિ—ક વ અસ્તકદિરુ—ક બિ કુદરતિ—ક વ અસ્અલુ—ક મિન ફદલિકલ અઝીમિ ફ ઈન્ન—ક તકદિરુ વલા અકદિરુ વ તઅલમુ વલા અઅલમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબિ અલ્લાહુમ્મ ઈન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર ખયરુલ લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફક્દિર્હુ લી વ યસ્સિરહુ લી સુમ્મ બારિક લી ફીહિ વ ઈન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર શર્રુલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફસ્રિફ્હુ અન્ની વસ્રિફ્ની અન્હુ વકદિર લિયલ ખે—ર હયસુ કા—ન સુમ્મ રદ્દિની બિહી.'

('બુખારી શરીફ')

**ભાવાર્થ :**

હે અલ્લાહ !
હું આપથી મશ્વરહ કરું છું આપના અસિમ ઈલ્મના ઝરીઆથી,
અને હું આપની કુદરતે અઝીમાથી કુદરત તલબ કરું છું,
અને હું આપથી આપનો અઝીમ ફઝલ માંગું છું
એટલા માટે કે :—
આપ કાદિર (સર્વ શકિતમાન) છો અને હું કોઈ ચીઝ પર કાદિર નથી,
અને આપ જાણો છો, હું જાણતો નથી,
અને આપ ગૈબ જાણનાર છો.
હે અલ્લાહ !
જો આપ આ જાણો છો કે આ કામ મારા માટે દીન અને દુનિયા તેમજ અંજામના લિહાઝથી બહેતર છે તો એને મારા માટે મુકદર ફરમાવી દો !
અને એને મારા માટે આસાન ફરમાવી દો !
તે પછી એમાં મારા માટે બરકત આપી દો !

અને જો આપ આ જાણો છો કે આ કામ મારા માટે મારા દીન અને દુનિયા તેમજ અંજામના લિહાઝથી બૂરું છે તો મારાથી ફેરવી દો !
અને મને એનાથી ફેરવી દો !
અને જયાં પણ ખૈર હોય તેને મારા માટે મુકદ્દર ફરમાવી દો !
તે પછી મને તેનાથી રાઝી કરી દો !

**સૂચના :**

- ☐ અરબી દુઆમાં બે જગાએ 'હાઝલ અમ્ર' શબ્દોની નીચે લીટી કરેલી છે.
- ☐ એ લીટી કરેલા શબ્દો પઢતી વખતે (દિલમાં) તે જરૂરતનો ખ્યાલ કરે જેના માટે ઈસ્તિખારહ કરી રહ્યો છે.
- ☐ ઈસ્તિખારહ બા'દ જે તરફ તબીઅતનો ઈન્શિરાહ (અંતઃ પ્રેરણા) થાય તે કામ કરે. ભલે તે કામ કરવાના તરફ તબીઅત ચાહે યા તેને છોડવા ચાહે.

**(૧૧) નમાઝે હાજત**

- (પ્રથમ) બે રકા'ત નમાઝ પઢો !
- તે પછી નીચે લખેલી મસનૂન અને મા'સૂર દુઆ પઢો.
- તે પછી પોતાનો મકસદ પૂરો થવા માટે દુઆ માંગો.

**દુઆ :**

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ. سُبْحَانَ اللّٰهِ رَبِّ الْعَرْشِ الْعَظِيْمِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ. اَسْئَلُكَ مُوْجِبَاتِ رَحْمَتِكَ وَعَزَائِمَ مَغْفِرَتِكَ وَالْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ وَالسَّلَامَةَ مِنْ كُلِّ اِثْمٍ لَا تَدَعْ لِيْ ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَلَا حَاجَةً هِيَ لَكَ رِضًى اِلَّا قَضَيْتَهَا يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ. (جامع ترمذی)

'લા ઈલા–હ ઈલ્લલ્લાહુલ હલીમુલ કરીમ. સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ અઝીમ. અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અસ્અલુ–ક

મૂજિબાતિ રહમતિ–ક વ અઝાઈ–મ મગ્ફિરતિ–ક વલ ગનીમ–ત મિન કુલ્લિ બિર્રિંવ વસ્સલામ–ત મિન કુલ્લિ ઈસ્મિન લા તદઅ્ લી ઝમ્બન ઈલ્લા ગફરતહૂ વલા હમ્મન ઈલ્લા ફર્રજતહૂ વલા હાજતન હિ–ય લ–ક રિદન ઈલ્લા કદયતહા યા અરહમર્રાહિમીન.'

('જામિઈ તિરમિઝી શરીફ')

**ભાવાર્થ :**

નથી કોઈ મા'બૂદ (ઈબાદતના લાયક) અલ્લાહ તઆલા સિવાય, જે હલીમ❶ અને કરીમ❷ છે.

પાક છે અલ્લાહ જે રબ (પરવરદિગાર) છે અર્શે અઝીમનો.

તમામ તા'રીફો તે અલ્લાહના માટે છે જે પરવરદિગાર છે તમામ જહાનનો.

હું આપથી માંગું છું એવા આ'માલ જે આપની રહમતના નિમિત હોય અને આપની મગ્ફિરત લાઝિમ કરનારા હોય.

અને દરેક નેકીમાંથી કંઈ હિસ્સો, અને દરેક ગુનાહથી સલામતી (માંગું છું.) આપ મારો કોઈ ગુનાહ માફ કરવા વગર ન છોડે અને કોઈ પરેશાની દૂર કરવા વગર ન છોડે અને કોઈ એવી હાજત જેમાં આપની રઝા હોય તેને પૂરી કરવા વગર ન છોડે, હે અરહમર્રાહિમીન.

**(૧૨) સલાતુત્તસ્બીહ**

— ચાર રકા'તની નિય્યત બાંધે.

— દરેક રકા'તમાં ૭૫ (પંચોતેર) વખત આ તસ્બીહ પઢે :–

'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.'

— પહેલી રકા'તમાં સના, અલ્હમ્દુ અને સૂરત પઢવા પછી રુકૂઅથી પહેલાં ૧૫ (પંદર) વખત આ તસ્બીહ પઢે.

❶ હલીમ તે છે, જે સઝા આપવામાં ઉતાવળ ન કરે.

❷ કરીમ તે છે, જે બંદાની યોગ્યતા કે કાબીલિયત'વગર પણ તેને આપે છે.

- તે પછી રુકૂઅમાં **'સુબ્હા-ન રબ્બિયલ અઝીમ'** પછી ૧૦ (દસ) વખત આ તસ્બીહ પઢે.
- તે પછી રુકૂઅથી ઊભા થઈને ૧૦ (દસ) વખત આ તસ્બીહ પઢે.
- તે પછી બંને સજદહમાં **'સુબ્હા-ન રબ્બિયલ આ'લા'** પછી ૧૦-૧૦ વખત આ તસ્બીહ પઢે.
- અને બંને સજદહના દરમિયાન બેસીને ૧૦ (દસ) વખત આ તસ્બીહ પઢે.
- અને બીજા સજદહ બા'દ બેસીને ૧૦(દસ) વખત આ તસ્બીહ પઢે.
- તે પછી 'અલ્લાહુ અકબર' કહેવા વગર ઊભો થઈ જાય.
- દરેક રકા'તમાં ઉપર લખ્યા પ્રમાણે પઢે. અલબત્ત બીજી અને ચોથી રકા'તમાં બીજા સજદહ બા'દ બેસીને પ્રથમ આ તસ્બીહ ૧૦ (દસ) વખત પઢે અને તે પછી **'અત્તહિય્યાત'** પઢે.
- એ જ પ્રમાણે ચાર રકા'ત પૂરી કરે.
- હદીષમાં આ નમાઝની ઘણી ફઝીલત આવી છે.

## (૧૩) સૂર્યગ્રહણની નમાઝ

- સૂર્યગ્રહણના વખતે બે રકા'ત મસ્જિદમાં જમાઅતથી પઢવી મસનૂન છે.
- દરેક ઈમામ પોતાની મસ્જિદમાં અઝાન અને ઈકામત વગર સૂર્યગ્રહણની નમાઝ પઢી શકે છે.
- સૂર્યગ્રહણની નમાઝમાં મોટી-મોટી સૂરતો પઢવી તેમજ રુકૂઅ અને સજદહ લાંબા કરવા મસનૂન છે.
- કિરા'ત ધીમે કરે.
- નમાઝ બા'દ ઈમામે દુઆમાં પ્રવૃત્ત થઈ જવું જોઈએ અને બધા મુકતદીઓ આમીન-આમીન કહેતા રહે.
- જયાં સુધી ગ્રહણ પૂરું ન થઈ જાય ત્યાં સુધી દુઆમાં મશગૂલ રહેવું જોઈએ.

### (૧૪) ચંદ્રગ્રહણની નમાઝ

- ચંદ્રગ્રહણમાં બે રકા'ત નમાઝ પઢવી મસનૂન છે.
- પરંતુ એમાં જમાઅતથી અદા કરવી મસનૂન નથી. બલ્કે એકલા એકલા પોતપોતાના ઘરોમાં પઢવી બહેતર છે.
- એ જ પ્રમાણે જયારે કોઈ ખૌફ યા મુસીબત પેશ આવે તો નમાઝ પઢવી મસનૂન છે પરંતુ જમાઅત ન કરવામાં આવે બલ્કે દરેક શખ્સ પોતપોતાના ઘરમાં પઢી લે.
- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જયારે કોઈ મહત્ત્વની બાબત પેશ આવતી તો નમાઝની તરફ જલ્દી ફરમાવતા હતા.

### (૧૫) વરસાદ માટેની નમાઝ

- જયારે પાણીની સખ્ત જરૂરત હોય તો તમામ મુસલમાન ભેગા મળીને પોતાના બાળકો અને વૃદ્ધજનો સાથે પગે ચાલતા ખુશૂઅ અને આજિઝીની સાથે મા'મૂલી લિબાસમાં જંગલની તરફ જાય.
- અને તૌબહની તજદીદ કરે અને હકદારોના હકો અદા કરે.
- પોતાની સાથે કોઈ કાફિરને લઈ ન જાય.
- તે પછી અઝાન અને ઈકામત વગર જમાઅતથી બે રકા'ત નમાઝ પઢે.
- ઈમામ મોટેથી કિરા'ત કરે.
- તે પછી બંને ઈદોની જેમ ખુત્બહ આપે.
- તે પછી ઈમામ કિબ્લા તરફ મુખ કરીને ઊભો થઈ જાય અને બંને હાથ ઉઠાવીને અલ્લાહથી વરસાદની દુઆ કરે.
- ત્રણ દિવસ સુધી આ પ્રમાણે કરે.
- ત્રણે દિવસ રોઝહ રાખે તો સારું છે.

**નોંધ :** આ નમાઝોના પણ પોતાના બાળકોને આદી બનાવવા જોઈએ. નહીં તો કેટલાયે તાલિબાને ઈલ્મ અને ખવાસ આ નમાઝોથી પોતાને અપવાદ સમજે છે જો કે એવું નથી. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

## નફલ રોઝહ

### (૧) અરફહ (નવમી ઝિલહજજહ)નો રોઝહ

ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત અબૂ કતાદહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અરફહના દિવસના રોઝહથી મને અલ્લાહથી ઉમ્મીદ છે કે એનાથી એક વરસ પહેલાંના અને એક વરસ બા'દના ગુનાહ માફ થઈ જાય છે."

### (૨) આશૂરહ (દસમી મુહર્રમ અને નવમી મુહર્રમ)ના રોઝહ

ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત કતાદહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"આશૂરહના દિવસના રોઝહ (માટે), અલ્લાહથી મને ઉમ્મીદ છે કે એનાથી એક વરસ પહેલાંના ગુનાહ માફ થઈ જાય છે."

અને હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :

આપે ફરમાવ્યું કે,

"જો હું આવતા વર્ષે જીવતો રહ્યો તો નવમી મુહર્રમનો પણ રોઝહ રાખીશ."

આ પણ દુરુસ્ત છે કે આશૂરહની સાથે અગિયારમી મુહર્રમનો રોઝહ રાખી લેવામાં આવે જેવું કે હવે પછી મુસ્નદે અહમદની રિવાયતમાં આવી રહ્યું છે.

અને આ એક બીજો રોઝહ મેળવવાની હિકમત આ છે કે યહૂદીઓની મુખાલિફત થઈ જાય કે જેથી ઉમ્મતે ઈસ્લામિય્યહ પોતાની ઈબાદતમાં બીજાઓથી મુમતાઝ (અનોખા) રહે.

ઈમામ અહમદ રહિમહુલ્લાહ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"આશૂરહનો રોઝહ રાખો અને યહૂદીઓની મુખાલિફત કરો અને તેનાથી (આશૂરહથી) એક દિવસ પહેલાનો રોઝહ રાખો યા તેના પછીના દિવસનો રોઝહ રાખો."

### (૩) શવ્વાલના છ રોઝહ

ઈમામ મુસ્લિમ રહિમહુલ્લાહ હઝરત અબૂ ઐયૂબ અનસારી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સે રમઝાનના રોઝહ રાખ્યા તે પછી છ રોઝહ શવ્વાલ મહિનાના રાખ્યા તો આ એવું છે કે જાણે આખા વરસના રોઝહ રાખ્યા."

### (૪) અય્યામે બીઝના ત્રણ રોઝહ

અય્યામે બીઝ ચાંદની દરેક મહિનાની તેરમી, ચૌદમી અને પંદરમી તારીખને કહે છે. એને બીઝ એટલા માટે કહે છે કે એ દિવસોમાં આસમાન ચાંદની રોશનીથી રોશન થાય છે.

ઈમામ તિરમિઝી રહિમહુલ્લાહ હઝરત અબૂઝર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે જયારે મહિનામાં ત્રણ દિવસના રોઝહ રાખો તો તેર, ચૌદ અને પંદર તારીખના રોઝહ રાખ્યા કરો."

**(૫) સોમવાર અને જુમેરાતના રોઝહ**

ઈમામ તિરમિઝી રહિમહુલ્લાહ રિવાયત કરે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ બે દિવસો (સોમવાર અને જુમેરાત)ના રોઝહ રાખતા હતા અને આપથી જયારે એના વિષે પૂછવામાં આવ્યું તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"સોમવાર અને જુમેરાત (ના દિવસે) આ'માલ પેશ કરવામાં આવે છે તો હું ચાહું છું કે મારા આ'માલ એવી હાલતમાં પેશ કરવામાં આવે કે હું રોઝહદાર હોઉં."

**(૬) એક દિવસ રોઝહ રાખવો અને એક દિવસ ઈફતાર કરવો**

ઈમામ બુખારી રહિમહુલ્લાહ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત કરે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમનાથી ફરમાવ્યું કે,

"એક દિવસ રોઝહ રાખો અને એક દિવસ ઈફતાર કરો (અર્થાત્ રોઝહ ન રાખો) એ જ હઝરત દાઉદ અલયહિસ્સલામનો રોઝહ છે અને આ અફઝલતરીન (સર્વોત્તમ) રોઝહ છે."

એ ઉપરાંત બીજા પણ કેટલાક દિવસ અને મહિના છે જેમાં રોઝહ રાખવા હદીષોથી સાબિત છે.

**મસ્અલો :–**

જે શખ્સ નફલ રોઝહ રાખે તેના માટે કોઈ ઉઝરના કારણે રોઝહ તોડવાની ઈજાઝત છે પરંતુ તેની કઝા રાખવી વાજિબ છે.

આ તે નવાફિલ છે જેનો મુબારક હદીષોમાં સુબૂત મળે છે અને આ તે અઝીમ નેક કામોમાંથી છે જે બંદાને અલ્લાહ તઆલાથી કરીબ કરે છે અને તેના નફસમાં તકવાનો અહેસાસ અને યકીનનો ઈત્મિનાન અને ઈમાનની હલાવત (મીઠાશ) મજબૂત કરે છે.

### [F] બાળકનો મુરાકબહ મારફતે અલ્લાહ જલ્લે શાનુહૂ સાથે સંપર્ક પૈદા કરવો

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"તે (અલ્લાહ) તમારી સાથે હોય છે ભલે તમે લોકો ગમે ત્યાં હો."

**(સૂરએ 'હદીદ' ૪)**

ઉપરાંત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમે ગમે ત્યાં હો અલ્લાહ તઆલાથી ડરતા રહો અને બૂરાઈઓ પછી ભલાઈઓ કરી લેતા રહો તો ભલાઈ તે બૂરાઈને મિટાવી દેશે અને લોકોની સાથે સારા અખ્લાકથી વર્તન કરો." **('તિરમિઝી શરીફ')**

કુર્આને કરીમની આયતોં અને નબવી હદીષોંના મજમૂઆથી મા'લૂમ થાય છે કે ઈસ્લામે મુસલમાન વ્યકિતની તરબિયતનો આ બુનિયાદ પર પ્રબંધ કર્યો છે કે, તેનામાં અંદર અને બહાર અલ્લાહના મુરાકબહ (ધ્યાન)ની કૈફિયત પૈદા થાય અને તે દરેક હરકત અને સુકૂનમાં પોતાના નફસનો મુહાસબહ (હિસાબ) કરે અને સફર તેમજ ઈકામત બંને હાલતોમાં અલ્લાહ તઆલાનો ખૌફ મહેસૂસ કરે.

### [૩] વૈચારિક સંપર્ક અને સંબંધ

વૈચારિક સંપર્ક અને સંબંધની બાબતમાં નીચે જણાવેલી હકીકતો નજર સામે રાખવી જોઈએ :–

(૧) ઈસ્લામનો અબદી (સનાતન) અને દરેક જગાએ (સર્વત્ર) અને દરેક ઝમાના (સર્વકાળ)ના માટે સલાહિયત ધરાવનાર હોવું.

(૨) પહેલાંના ઝમાનાના માતા-પિતા (પૂર્વજો) ઈઝઝતની ટોચ પર એટલા માટે પહોંચ્યા કે તેમણે દીને ઈસ્લામ અને કુર્આને કરીમના નિઝામ (કાનૂન)ને પોતાની જિંદગીના દરેક વિભાગમાં લાગુ કર્યા.

(૩) તે કાવતરાઓનો પર્દાફાશ કરવો જે ઈસ્લામના દુશ્મનો ઈસ્લામના ખિલાફ કરતા રહે છે જેનો હેતુ માત્ર આ છે કે ઈસ્લામનું નામ અને નિશાન મિટાવી દેવામાં આવે અને મુસલમાન ખાનદાનોમાં આઝાદી (સ્વચ્છંદતા, મનમાન્યું કરવું) અને ગેરમાર્ગે ચાલવાને આમ કરી દેવામાં આવે.

(૪) હંમેશા આ વાત યાદ અપાવતા રહેશો કે મુસલમાન ઈસ્લામી નિઝામને અપનાવવા વગર પોતાના ખોવાયેલા મકામને હાસિલ કરી નથી શકતા. જેથી હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુનો ઈર્શાદ છે કે :-

"આપણે તે કૌમ છીએ કે અલ્લાહ તઆલાએ આપણને ઈસ્લામના ઝરીઆથી ઈઝઝત આપી છે."

(૫) આ વાત યાદ અપાવતા રહેશો કે આપણી આ પડતી એટલા માટે છે કે આપણે ઈસ્લામથી દૂર થઈ ગયા છીએ અને ઈસ્લામી નિઝામ પ્રમાણે આપણે મુઆમલાતનો ફેસલો નથી કરતા.

(૬) આ યાદ અપાવશો કે દુશ્મન ભલે કેટલીયે યોજનાઓ કેમ ન બનાવી લે પરંતુ ખૂશઅંજામ મુસલમાનોના માટે જ થશે.

(૭) આ હલાક કરનારા દ્દષ્ટિકોણથી ડરાવતા રહેજો કે હવે આપણે લોકો આજિઝ અને બેબસ થઈ ચૂકયા છીએ એટલે હવે પ્રયાસ અને પરિશ્રમ તેમજ જિહાદથી કંઈ હાસિલ ન થશે.

સારી રીતે સમજી લો કે આ દ્દષ્ટિકોણ બિલકુલ ગલત છે એટલા માટે કે

ઈસાઈ લાંબા સમય સુધી ઘણાં મુસ્લિમ મુલ્કો અને મસ્જિદે અકસા પર કબ્ઝેદાર રહ્યા તો ત્યારે કોણ આ ધારતું હતું કે સુલતાન સલાહુદ્દીન ઐયૂબીના ઝરીઆથી નિર્ણાયક જંગમાં એ મુસ્લિમ મુલ્કો આઝાદ થઈ જશે અને મસ્જિદે અકસા પર મુસલમાનોનો કબજો થઈ જશે અને મુસલમાનોને ફરી પાછી કુવ્વત અને ઈઝઝત હાસિલ થઈ જશે ?

એ જ પ્રમાણે તાતારીઓના કત્લ અને લૂંટમાર પછી કોને આ ઉમ્મીદ હતી કે મુસલમાનોને ફરી પાછી ઈઝઝત અને સત્તા હાસિલ થશે જેના પર આવનારી કૌમો ફખ્ર કરશે ?

મારા ભાઈઓ ! અગર આપે બાળકોનું આ ઈસ્લામી માનસ ઘડતર કરી દીધું તો આપ સમજી લો કે વૈચારિક રીતે બાળકોનો ઈસ્લામની સાથે સંપર્ક અને સંબંધ થઈ જશે અને ઈસ્લામે પેશ કરેલી શરીઅતના સિવાય તે કોઈ નિઝામને દસ્તૂરે નિઝામ ન સમજશે અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સિવાય કોઈને ઈમામ અને સરદાર નહીં બનાવશે. અને કદી વિધર્મીઓના પ્રોપેગન્ડા (ગલત પ્રચાર) અને ગલત અકીદાઓથી પ્રભાવિત ન થશે.

માનવંત તરબિયત કરનારાઓ ! એના માટે આ પણ જરૂરી છે કે આપ બાળકોના માટે ઈસ્લામી અને દીની પુસ્તકાલયની વ્યવસ્થા કરે અને આપ જયારે પણ કોઈ પુસ્તક ખરીદવા ચાહે તો મુખ્લિસ આલિમો અને ઈસ્લામી શિક્ષણ સાથે સંબંધ ધરાવનારા સાચા મુબલ્લિગો સાથે મશ્વરહ કરી લેતા રહે. કયાંક એવું ન થાય કે આપના ઘરમાં કોઈ એવું પુસ્તક આવી જાય જેનું નામ તો ઈસ્લામી હોય પરંતુ તેનો લેખક કોઈ મુસ્તશ્રિક[1] હોય જેનો ઈસ્લામની સાથે કોઈ સંબંધ ન હોય.

એ જ પ્રમાણે એવી જગ્યાએ જુમ્અહની નમાઝ પઢે જયાંનો ઈમામ

---

[1] મુસ્તશ્રિક : ઈસાઈઓનો એક સમૂહ મુસ્તશ્રિક કહેવાય છે જે ઈસ્લામી ઉલૂમ હાસિલ કરીને ઈસ્લામ પર ટીકા–ટીપ્પણીઓ કરે છે અને મુસલમાનોના દિલોમાં શક અને શુબહ નાંખે છે.

અને ખતીબ મુખ્લિસ અને મુત્તકી હોય અને ઈસ્લામી અહકામથી ખૂબીપૂર્વક વાકિફ હોય.

એ જ પ્રમાણે તકરીરો સાંભળવા માટે યોગ્ય સ્થળો પસંદ કરે જયાં દીને ઈસ્લામ વિષે વાતો થતી હોય અને નાજાઈઝ વાતોથી હિફાઝત થાય.

જો આપ બાળકની તરબિયત આ ઉસૂલ પ્રમાણે કરશો તો બાળકમાં ઈમાનની એવી મજબૂતી આવી જશે જે એ બાળકની અંદર ગુમરાહ વિચારોથી મુકાબલો કરવાની શકિત પૈદા કરી દેશે.

**નોંધ :** પરંતુ અફસોસ કે આ બાબતોમાં માતા–પિતા અને તરબિયત કરનાર લોકોથી બેહદ કોતાહી થઈ રહી છે જેના કારણે બાળકો ઈલ્મે દીનથી દૂર થતા જઈ રહ્યા છે અને બૂરાઈ તેમજ ફસાદ આમ થતા જાય છે કારણકે હવે બાળકોને ન અહલે હક ઉલમાની કિતાબો વાંચવાનો શોખ છે અને ન તેમની સોહબતમાં બેસવાનો. 'અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા'

(મુહમ્મદ કમરુઝઝમાં)

## [૪] સામાજિક સંપર્ક અને સંબંધ

બાળકના સમાજ સાથે સંબંધ અને સંપર્કથી મુરાદ આ છે કે તરબિયત કરનાર આ કોશિશ કરે કે બાળક જયારે કંઈક સમજદાર થઈ જાય તો તેનો સંબંધ અને સંપર્ક એવા સાફ–સુથરા સમાજ સાથે પૈદા કરે જેનાથી બાળક :

☐ પોતાના નફસની સફાઈ,
☐ અને દિલની પવિત્રતા,
☐ અને ઈમાનમાં મજબૂતી,
☐ તેમજ અકલના માટે ફાયદાકારક ઈલ્મ,
☐ અને ચરિત્રના માટે સુંદર અખ્લાક,
☐ અને શરીરના માટે શકિત અને તંદુરસ્તી,

- ☐ અને વિચારના માટે ઈસ્લામી સૂઝ–બૂઝ,
- ☐ અને જિહાદના માટે દઅવતે સાદિક,
- ☐ અને રૂહના માટે રબ્બાની નૂર,
- ☐ અને દીનના માટે ઈમાની જઝબહ અને લાગણી હાસિલ કરી શકે.

હવે સવાલ આ પૈદા થાય છે કે તે કયો નેક સમાજ છે જેનાથી બાળક ઉમદા સિફતો હાસિલ કરી શકે ? તો મારો ખ્યાલ આ છે કે જો ત્રણ પ્રકારના સંપર્કો અને સંબંધો પૈદા કરી દેવામાં આવે તો આ ચીઝ હાસિલ થઈ શકે છે :–

[A] બાળકનો પીર અને મુર્શિદ સાથે સંપર્ક અને સંબંધ

[B] બાળકનો સારી સોહબત સાથે સંપર્ક અને સંબંધ

[C] બાળકનો દઅવત અને તબ્લીગ તેમજ દીનના દાઈઓ સાથે સંપર્ક અને સંબંધ

**[A] બાળકનો પીર અને મુર્શિદ સાથે સંપર્ક અને સંબંધ**

જો બાળકનો સંબંધ કોઈ એવા નેક, સાલિહ, મુખ્લિસ પીર અને મુર્શિદની સાથે સ્થાપિ દેવામાં આવે જે :–

- ઈસ્લામી હકીકતથી બાખબર હોય,
- અને તેના માટે લાગણી અને ગૈરત ધરાવતો હોય,
- અને તેના માટે જિહાદ કરનારો હોય,
- અને તેની હદો અને અહકામોને લાગુ કરનારો હોય,
- અને તેના અહકામ પર અમલ કરનારો હોય,
- અને નાજાઈઝ કામોથી રોકનારો હય,
- અને હક વાત કહેવામાં તેને કોઈના ઠપકાની પરવા ન હોય.

તો એવું બાળક ઈમાની અને અખ્લાકી રીતે પરિપૂર્ણ અને ઈલ્મી લિહાઝથી મજબૂત સાબિત થશે.

## કામિલ (પરિપૂર્ણ) પીરની નિશાનીઓ અને ઈર્શાદો

આરિફ બિલ્લાહ શૈખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહ પોતાની કિતાબ 'અલફત્હુર્રબ્બાની'ના પૃષ્ઠ ૨૯ ઉપર લખે છે કે :–

"દરેક તે ચીઝ જેની શરીઅત શહાદત ન આપતી હોય તે ઝન્દિકહ (કુફ્ર અને બેદીની) છે. તમે અલ્લાહ જલ્લે શાનુહૂની તરફ કિતાબ (કુર્આન શરીફ) અને સુન્નતના બે બાઝૂઓથી ઊડીને પહોંચો. અલ્લાહના દરબારમાં એવી હાલતમાં દાખલ થાઓ કે તમારો હાથ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથમાં હોય."

ઉપરાંત તેઓ ફરમાવે છે કે :–

"ઈબાદતોને છોડવું ઝન્દિકહ (કુફ્ર અને બેદીની) અને ગુમરાહી છે. અને નાજાઈઝ ચીઝોને કરવું ગુનાહ અને અપરાધ છે. ફરજો કોઈ પણ હાલત અને સૂરતમાં માફ નથી થતા."

### તરીકતના ઉસૂલ

હઝરત સહલ તસ્તરી રહિમહુલ્લાહ ફરમાવે છે કે :–

અમારા તરીકાના સાત ઉસૂલ છે :–

(૧) અલ્લાહની કિતાબ (કુર્આને મજીદ)ને મજબૂતીથી પકડવું.
(૨) નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતની ઈકતિદા (અનુસરણ) અને પૈરવી કરવી.
(૩) હલાલ ખાવું.
(૪) ઈઝા (તકલીફ) પહોંચાડવાથી બચવું.
(૫) ગુનાહોથી દૂર રહેવું.
(૬) હંમેશા તૌબા કરતા રહેવું.
(૭) અને હુકૂક (હકકો)ને અદા કરવું.

નોંધ : સુબ્હાનલ્લાહ ! તરીકતના કેવા સુંદર શરઈ ઉસૂલ છે જે ખરેખર અમલમાં મૂકવાના લાયક છે. (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

ઈમામ અબૂલ હસન શાઝલી રહિમહુલ્લાહ ફરમાવે છે કે,

જયારે તમારો કશ્ફ અલ્લાહની કિતાબ (કુર્આને મજીદ) અને નબવી સુન્નતથી વિરુદ્ધ હોય તો તમે અલ્લાહ તઆલાની કિતાબ અને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતને મજબૂતીથી પકડી લો અને પોતાના કશ્ફને છોડી દો અને પોતાના નફસને કહી દો કે અલ્લાહે મારી હિફાઝત અને ઈઝઝત કિતાબ અને સુન્નતમાં રાખી છે નહીં કે કશ્ફ અને ઈલ્હામમાં.

('કિતાબુત્તસવ્વુફિલ ઈસ્લામી વલ ઈમામુશ્શઅરાની',
લેખક : અબ્દુલ બાકી સરવ, પેજ ૭૦ થી ૭૫)

અને ઈમામ અબૂ સઈદ ખિઝાર રહિમહુલ્લાહ ફરમાવે છે કે,

"અને તે બાતિન જેનું જાહિર તેના ખિલાફ હોય તે બાતિલ છે જેથી આપણે ઉલમાએ રબ્બાનિય્યિનમાંથી એવા ઉલમાને પણ પામીએ છીએ જેઓ આપણને એ બાતિની દૌલતના દા'વેદારોના ખતરાઓ વિષે માહિતગાર અને સાવધાન કરતા રહે છે. જેઓ :

– પોતાના ઉપરથી ફરજો અને વાજિબોને ખત્મ કરી દે છે,
– અને શરીઅતના અહકામને વ્યર્થ કરી દે છે,
– અને કુર્આન તેમજ હદીષોની નુસૂસ (સ્વયંસ્પષ્ટ આયતો અને હદીષો)નું ગલત અર્થઘટન કરે છે,
– અને પોતાના ચરિત્ર અને કાર્યોમાં ઈસ્લામના તરીકાઓને છોડી દે છે.

બલ્કે આપણે તો તે ઉલમાએ રબ્બાનિય્યિનને જોઈએ છીએ કે તેઓ આ પ્રકારના શુઅબદહ બાઝો (નજરબંદી કરનારાઓ)ની સોહબત અને તેમની સાથે ઊઠવા–બેસવાથી પણ રોકે છે અને તેમની ગુમરાહ કરનારી વાતો અને વિકૃતિઓથી પોતે અલગ હોવાનું જાહેર કરે છે અને તેમના વ્યર્થ કામો અને વિચારોને લોકો સમક્ષ જાહેર કરે છે.

હઝરત બાયઝીદ બુસ્તામી રહિમહુલ્લાહે પોતાના કેટલાક સાથીઓથી ઈર્શાદ ફરમાવ્યો છે કે,

"જરા મારી સાથે ચાલો કે આપણે તે શખ્સને જોઈ લઈએ જેણે પોતાને વલી તરીકે મશહૂર કરી રાખ્યા છે."

જેથી અમે ત્યાં ગયા. જયારે તે શખ્સ પોતાના ઘરથી નીકળ્યા અને મસ્જિદમાં દાખલ થયા તો તેઓ કિબ્લાની તરફ મુખ કરીને થૂંકયા. આ જોઈને હઝરત બાયઝીદ રહિમહુલ્લાહ ત્યાંથી પાછા ફરી ગયા અને પેલા શખ્સને સલામ પણ ન કરી. અને અમને સંબોધીને ફરમાવ્યું કે,

"આ માણસ જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બતાવેલા આદાબમાંથી એક અદબની બાબતમાં પણ અમીન સાબિત ન થયા તો પછી તે પોતાના (વિલાયતના) દા'વામાં કેવી રીતે અમીન સાબિત થશે ?"

અને બાયઝીદ રહિમહુલ્લાહ જ ફરમાવે છે કે,

"જો તમે આ જુઓ કે કોઈ શખ્સને ઘણી કરામતો આપવામાં આવી છે અહીં સુધી કે તે હવામાં પણ ઊડવા લાગે તો પણ તેની બાબતમાં ધોકામાં ન પડો જયાં સુધી કે તમે આ ન જોઈ લો કે તે (શરીઅતના) અહકામ અને મનાઈ કરેલી બાબતોમાં કેવો છે અને અલ્લાહની હદોની હિફાઝત કરે છે કે નહીં ? અને શરીઅત પર કેટલો અમલ કરનારો છે ?"

અને ઈમામે રબ્બાની હઝરત જુનૈદ રહિમહુલ્લાહ ફરમાવે છે કે,

"અમારો તરીકો અલ્લાહની કિતાબ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતથી સાબિત અને સમર્થિત છે. મખ્લૂકના માટે તમામ રસ્તાઓ બંધ છે, સિવાય એના કે જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નકશે કદમ પર ચાલે."

અને ઈમામ શુઅરાની રહિમહુલ્લાહ પોતાની કિતાબ 'અલ યવાકીતુ વલ જવાહિરુ'માં લખે છે કે :–

"જે શખ્સે એક પળના માટે પણ શરીઅતના મીઝાન (ત્રાજવા)ને પોતાના હાથમાંથી છોડી દીધું તો તે હલાક થઈ ગયો."

રહ્યું કલિમએ હકની સરબુલંદીના માટે એ ઉલમાએ રબ્બાનિય્યિનનું અવાજ ઉઠાવવું અને બાતિલની સામે ચીનની દીવાલની જેમ અડીખમ બનવું, તો એ બાબતમાં મોટા–મોટા સંશોધક લેખકોએ એ રબ્બાની મુર્શિદોના જિહાદ અને દઅવત અને તબ્લીગમાં તેમના પ્રભાવો અને ઈસ્લાહ તથા તરબિયતના માટે તેમના ઈર્શાદોની બાબતમાં જે કંઈ લખ્યું છે તેને પણ વાંચી લો :–

મહાન શૈખ અબૂઝુહરી રહિમહુલ્લાહ ફરમાવે છે :–

"ઉસ્તાદ ફૌદહ કહે છે કે,

અમારા અંતિમ દૌરમાં તસવ્વુફ ઘણી ખુસૂસિયતો ધરાવતો હતો અને તેના ઘણાં સ્પષ્ટ પ્રભાવો હતા. જેથી પશ્ચિમ, દક્ષિણ અને મધ્ય આફ્રિકાના મુસલમાનોના મજબૂત ઈમાન હકીકતમાં તસવ્વુફના જ ફળ અને પરિણામ છે."

અને ઈમામ સનૂસી કબીરે જયારે મુસલમાનોની ઈસ્લાહ કરવા ચાહી તો તેમણે સૌથી પ્રથમ તસવ્વુફનો જ રસ્તો અપનાવ્યો હતો અને તેમનું અયોજન પણ મૂળભૂત રીતે ઘણું અજીબ અને ગરીબ આયોજન હતું એટલા માટે કે :–

- ☐ "તેમણે પ્રથમ તો (સામાન્ય) લોકોમાંથી મુરીદ બનાવ્યા,
- ☐ તે પછી તેમનામાંથી જ કામના માણસો તૈયાર કર્યા,
- ☐ અને એ હેતુના માટે વિવિધ ખાનકાહો બનાવી.
- ☐ સૌથી પહેલી ખાનકાહ મકકા મુકર્રમાની નજીક એક પહાડમાં બનાવી.
- ☐ તે પછી પોતાની ખાનકાહની સાથે લીબિયાના સહરામાં ચાલ્યા ગયા.
- ☐ આ ખાનકાહો સહરાની વચ્ચે રણ પ્રદેશના મેદાન હતા.

- અને તેમના મુરીદોની મહેનત અને પરિશ્રમ તેમજ પ્રયાસથી ત્યાં પાણી નીકળ્યું.
- જેથી ત્યાં બાગો (વાડીઓ) અને ફળદાર ઝાડો ઊગી નીકળ્યા.
- તેમણે તેમનું માર્ગદર્શન કર્યું અને તેમને જંગની કળા અને તીરઅંદાઝી શિખવી.
- અહીં સુધી કે તેમણે વીસ વરસ કરતા વધારે સમય સુધી ઈટાલી વાળાઓની ઊંઘ હરામ કરી દીધી.
- આ તે સમય હતો જયારે ઉસ્માની સામ્રાજય પણ લીબિયાવાળાઓની મદદ કરવા માટે અસમર્થ હતું.
- પરંતુ ખાનકાહોથી સનૂસી સામનો ચાલુ રહ્યો.
- અહીં સુધી કે અલ્લાહ તઆલાએ ઈટાલીની હુકૂમતના બોરિયા–બિસ્તરા ગૂલ કરી દીધા અને સનૂસિયત નવેસરથી સજીવન થવા લાગી.
- એટલે હું એવું ચાહું છું કે તે એ જ પ્રમાણે જીવંત રહે જે રીતે તેની શરૂઆત એક શકિતશાળી સક્રિય સૂફિયતના તરીકાથી થઈ હતી.

મહાન મુબલ્લિગ હઝરત મૌલાના સય્યિદ શૈખ અબૂલ હસન નદવી રહિમહુલ્લાહ પોતાની કિતાબ 'રિજાલુલ ફિક્રિ વદઅવતિલ ઈસ્લામિયહ'માં આલિમે રબ્બાની શૈખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહના વિષે લખે છે :–

- તેમની મજલિસમાં લગભગ ૭૦,૦૦૦ (સિત્તેર હજાર) લોકો હાજર થતા હતા.
- અને તેમના હાથ પર ૫,૦૦૦ (પાંચ હજાર) કરતા વધારે યહૂદીઓ અને ઈસાઈઓ મુસલમાન થયા.
- અને ૧,૦૦,૦૦૦ (એક લાખ) કરતા વધારે ગુનાહગાર પ્રકારના લોકોએ તેમના હાથ પર બૈઅત કરી.
- અને તેમણે બૈઅત અને તૌબહનો દરવાજો ખોલી મૂકયો હતો જેથી તેમાં દાખલ થનારાઓની સંખ્યા અલ્લાહના સિવાય કોઈ નથી જાણતું.
- જેથી તે લોકોની હાલતો સુધરી અને દીની પરિસ્થિતિ બહેતર થઈ ગઈ.

- ☐ શૈખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહ તેમની તરબિયત અને દેખભાળ કરતા રહ્યા અને તેમને તરકકીની મંઝિલો તય કરાવતા રહ્યા.
- ☐ અને આ રૂહાની શાગિર્દ, તૌબહ, બૈઅત અને ઈમાનની તજદીદ (નવીનીકરણ) બા'દ પોતાની ઝિમ્મેદારીઓ અને ઉત્તરદાયીત્વનો અહેસાસ કરવા લાગ્યા.
- ☐ અને તે પછી જેનામાં શૈખ પોતે ઈસ્તિકામત અને તરબિયત અને ઈસ્લાહની કાબેલિયત જોતા તેને બૈઅતની ઈજાઝત પણ આપ્યા કરતા હતા.
- ☐ જેથી તેમના આ ખલીફાઓ અલ્લાહની દઅવત અને ખુદાની મખ્લૂકને ખુદાથી મેળવવા માટે અને નફસની તરબિયત તેમજ શિર્ક, બિદઅત, જાહિલિય્યત અને નિફાકથી જંગ કરવાના માટે આખી દુનિયામાં ફેલાઈ ગયા.
- ☐ જેના કારણે દીની દઅવતનો ફેલાવો થયો અને ઈસ્લામી આલમની ફરતે ઈમાની મરકઝો અને તસવ્વુફના મદ્રસાઓ અને જિહાદના કેન્દ્રો તેમજ બંધુત્વ અને ભાઈચારાના પ્રેમભાવની મજલિસોની સ્થાપના થઈ.
- ☐ જેથી બા'દમાં તેમના ખલીફાએ અને શાગિર્દો તેમના જ તરીકા પર ચાલ્યા જેથી તે લોકોમાં જિહાદની ભાવના પૈદા કરવામાં અને વાસનાઓ તથા નફસની નાફરમાનીઓને કંટ્રોલ (નિયંત્રિત) કરવામાં મોટો હાથ છે.
- ☐ જો આ લોકો ન હોત તો તે ભૌતિકવાદ જે હુકૂમત અને સંસ્કૃતિની અસરના કારણે ફેલાઈ રહી હતી તે આ ઉમ્મતને હઝમ કરી જાત અને આ ઉમ્મતના દિલોમાંથી જિંદગી અને મુહબ્બતની ચિંગારી બુઝાય જાત.
- ☐ એ જ પ્રમાણે એ લોકોનો દૂરદરાઝના પ્રદેશોમાં ઈસ્લામનો ફેલાવો કરવામાં પણ મોટો હાથ છે જ્યાં મુસલમાનોના લશ્કર ન પહોંચી શકયા અથવા તે પ્રદેશોને ઈસ્લામી હુકૂમતની સત્તા હેઠળ લાવી ન શકયા.
- ☐ અને તેમના કારણે કાળા આફ્રિકા અને ઈન્ડોનેશિયા અને હિંદી મહાસાગરના ટાપૂઓ અને ચીન તથા હિન્દુસ્તાનમાં ઈસ્લાન ફેલાઈ ગયો."

અને અમારા માનવંત ઉસ્તાદ શૈખ મુહમ્મદ રાગિબ તબ્બાખ રહિમહુલ્લાહ પોતાની કિતાબ 'અસ્સકાફતુલ ઈસ્લામિય્યહ'માં લખે છે કે :–

"ઈસ્લામી ઉમ્મતમાં સૂફીઓના અઝીમ (ઉત્તમ) આ'માલ અને શાનદાર કારનામાઓમાંથી આ પણ છે કે બાદશાહો અને હાકિમોએ જયારે જિહાદનો ઈરાદો કર્યો તો મોટા ભાગના સૂફીઓ પોતાના મુરીદોને જિહાદમાં નીકળવા પર ઉભારતા રહ્યા અને એટલા માટે કે મુરીદો પોતાના પીરોના અત્યંત ફરમાંબરદાર હોય છે એટલા માટે તેઓ મુજાહિદોની સફોમાં શરીક થવામાં અગ્રતા મેળવતા હતા અને મોટે ભાગે આ માનવંત સૂફીઓ પોતે પણ લશ્કરના સાથે નીકળતા અને લડતા અને પોતાના મુરીદોને ઉભારતા હતા જે કામિયાબી અને મદદનો સબબ બનતા હતા."

અમે જે કંઈ ઉપર લખ્યું તેનો ખુલાસો આ છે કે આ હઝરાત જેમનો ઉલ્લેખ ઉપર થઈ ગયો તેઓ ઉલમાએ રબ્બાનિય્યિન, પવિત્ર સૂફીઓ અને તરીકતના મુખ્લિસ લોકો છે જેઓએ પાછલા ઝમાનાઓ અને સદીઓમાં અલ્લાહના તરફ બોલાવવાની લગામ સંભાળી અને ઈસ્લામનો સાચો પૈગામ લોકો સુધી પહોંચાડયો અને આ જ તે લોકો છે જેઓએ ઈબાદત અને જિહાદનું સંયોજન કર્યું અને હુકૂકુલ્લાહ (અલ્લાહના હકકો) અને હુકૂકુલ ઈબાદ (બંદાના હકકો)માં ઐકય પૈદા કર્યું અને બંનેના જ હક અદા કર્યા અને આ જ તે હસ્તીઓ છે જેઓએ ઝાલિમોના સામે હકનો અવાજ બુલંદ કર્યો અને દગો આપનાર મુસ્તઅમિરીન (સામ્રાજયવાદીઓ)ના સામે ઘણી બહાદુરીથી અડીખમ રહ્યા. આ તે જ લોકો છે જેઓએ દીને ઈસ્લામની સાથે હકને સંયુકત કર્યો ન કે પોતાની ફાની (નાશવંત) ઝાતની સાથે. તેઓએ જ શરીઅતના અહકામને ઉચ્ચ સ્થાન અપાવ્યું ભલે તે તેમના હકમાં હોય અથવા તેમના ખિલાફ હોય.

આ હઝરાત અગર કોઈ ભૂલ કરી લેતા તો તેના પર તન્કીદ (ટીકાટીપ્પણી)ને કબૂલ કરી લેતા હતા અને અગર તેમનાથી કોઈ કોતાહી (ઊણપ) થઈ જતી તો નસીહતને ઘ્યાનથી સાંભળતા એટલા માટે કે તેઓ આ સમજતા હતા કે તેઓ પણ ઈન્સાન અને માનવી છે તેમનાથી ભૂલ પણ થાય છે

અને સહીહ અને દુરુસ્ત કામ પણ થાય છે એટલા માટે કે ઈસ્મત (પવિત્રતા, નિર્દોષતા) અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામની આદત છે.

અલ્લાહ તઆલા રહમ ફરમાવે ઈમામ માલિક રહિમહુલ્લાહ પર કે તેઓ એક વખત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર રોઝહ પર ઊભા થયા અને ફરમાવ્યું કે,

"અમારામાંથી કોઈ એવા નથી જેણે પોતે તરદીદ (ખંડન) ન કર્યું હોય અને જેના પર રદ ન કરવામાં આવ્યું હોય સિવાય આ કબરે મુબારકવાળી હસ્તીના."

આ કહીને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર રોઝહની તરફ ઈશારો કર્યો.

તે ઐતિહાસિક અને સનાતન સિદ્ધાંતનિષ્ઠા જે ઉલમાએ હકકાનિય્યિન અને શરીઅતના મુખ્લિસ મહાનુભવોએ પેશ કરી છે, સમકાલીન આલિમ અને મુર્શિદ શૈખ સઈદ નૂરસી તુર્કી જેમનો લકબ 'બદીઉઝઝમાં' છે, તેમની પણ એવી જ સિદ્ધાંતનિષ્ઠા છે જેનો ખુલાસો આ છે કે :–

તેઓએ જયારે આ મહેસૂસ કર્યું કે તેમના કેટલાક તલબા, શાગિર્દો અને મુરીદો તેમની તઅઝીમ (આદર, સન્માન) અને તકદીસ (પવિત્રતા)માં હદથી આગળ વધી ગયા છે અને હકને તેમની ફાની (નાશવંત) ઝાતથી સંલગ્ન સમજે છે તો તેઓએ તેમના માર્ગદર્શન અને હિદાયતની ગરજથી આ નસીહત અને વસિય્યત કરી.

ફરમાવ્યું કે,

"યાદ રાખો ! આ વાતથી બચો કે તમે તે હકને જેની હું તમોને દઅવત આપું છું તેને મારી ઝાતથી સંલગ્ન સમજો બલ્કે તમારે અગ્રતા લઈ જવી જોઈએ અને તેને તેના પવિત્ર (ઝરણાનાં મૂળ ઉત્પત્તિસ્થાન) અલ્લાહની કિતાબ (કુર્આને મજીદ) અને અલ્લાહના નબી સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમની સુન્નતથી સંપર્કમાં રાખવું જોઈએ અને તમારે આ સમજી લેવું જોઈએ કે મારી હૈસિયત તે દલાલથી વધારે નથી જે અલ્લાહ જલ્લે શાનુહૂના સાઝો સામાનની તરફ માર્ગદર્શન કરનારો હોય, અને તમારે જાણી લેવું જોઈએ કે હું મા'સૂમ (નિર્દોષ) નથી, મારાથી કયારેક ગુનાહ પણ થઈ શકે છે અને ઈન્હિરાફ (નાફરમાની) પણ થઈ શકે છે જેના લીધે આ ડર છે કે તે હકનું જાહિર બદનુમા (કલંકિત) થઈ જાય."

**નોંધ :** આ હતા અહલે હક કે પોતાની હાલત પર ઈત્મીનાન ન હતું, એટલા માટે પોતાના મુરીદોને શરીઅતના વિરુદ્ધ કામમાં પોતાની ઈતાઅત (ફરમાંબરદારી)થી મના ફરમાવતા હતા.

એટલા માટે કે હદીષે પાક છે :–

"અલ્લાહ તઆલાની મઅસિયત (ગુનાહ)માં મખ્લૂકની ઈતાઅત (ફરમાંબરદારી) નથી."

અને મખ્લૂકમાં મુઅલ્લિમ (ઉસ્તાદ) અને મુર્શિદ બધા જ દાખલ છે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

નેક પૂર્વજો અને ઉલમાએ રબ્બાનિય્યિનની યાદગાર સિદ્ધાંતનિષ્ઠામાંથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક રહિમહુલ્લાહની હઝરત ફુઝૈલ ઈબ્ને અયાઝ રહિમહુલ્લાહની બાબતમાં તે સિદ્ધાંતનિષ્ઠા પણ છે કે જે તેમણે તે સમયે અપનાવી હતી જયારે તેમને આ માલૂમ થયું કે હઝરત ફુઝૈલ હરમે મકકામાં ઈબાદતના માટે એકાંતવાસ અપનાવીને બેઠા છે અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરવા પર સલામતીને અગ્રતા આપી છે તો હઝરત અબ્દુલ્લાહ બિન મુબારકે તેમને અશઆરનો એક કસીદહ લખી મોકલ્યો જેના માત્ર નીચે લખેલા અશઆર પર સંતોષ માનું છું :–

**ભાવાર્થ :**

☐ હે હરમૈનમાં ઈબાદત કરનારા ! જો આપ અમને જોઈ લેતે તો આ સમજી લેતે કે આપ ઈબાદતનો મઝાક ઉડાવી રહ્યા છો.

- ☐ જે શખ્સ પોતાના ઘોડાઓને નકામા થકાવે છે તેણે જાણી લેવું જોઈએ કે આપણા ઘોડા તો જંગના દિવસે થાકે છે.
- ☐ અથવા તે જે પોતાના ગાલને પોતાના આંસૂઓથી તર કરે છે તો અમારા સીના અમારા ખૂનથી રંગાઈ જાય છે.
- ☐ અબીર (એક અતિ સુંગધિત પદાર્થ)ની ખૂશ્બૂ આપ લોકોના માટે છે અને અમારી ખૂશ્બૂ ખુરોં (પશુઓના પગલાંઓ)ની ધૂળ અને ગુબાર તેમજ પાકીઝહ માટી છે.

હઝરત ફુઝૈલ રહિમહુલ્લાહને જયારે આ અશઆર પહોંચ્યા તો તેઓ રડવા લાગ્યા અને ફરમાવ્યું કે,

"મારા ભાઈ (હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક)એ બિલકુલ સાચું કહ્યું અને મારી સાથે ખૈરખ્વાહી કરી."

હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક રહિમહુલ્લાહએ હઝરત ફુઝૈલ રહિમહુલ્લાહને જયારે આ અશઆર લખ્યા હતા તો તેઓ ત્યારે શામ (સિરિયા)માં જિહાદના માટે તૈયારી કરી રહ્યા હતા. અલ્લાહ તેમનાથી રાઝી થાય અને તેમના પર રહમ કરે.

એટલે હે માનવંત તરબિયત કરનારાઓ ! આપને જોઈએ કે આપ પોતાના બાળકના માટે કોઈ એવા આલિમ અને મુર્શિદે રબ્બાની તલાશ કરે જેમનામાં આ તમામ સિફતો ભેગી થયેલી હોય અને તેમના વ્યકિતત્વમાં આ તમામ ભાવાર્થો સંપૂર્ણ રીતે મૌજૂદ હોય.

એટલે આપ એવું હરગિઝ ન કરશો કે પોતાના બાળકનો સંબંધ તે લોકોથી કાયમ કરો જે પીરી–મુરીદીના દા'વેદાર અને હકીકી તસવ્વુફથી અજાણ છે જેઓ મુનાફિકોની જમાઅત સાથે સંબંધ ધરાવે છે, જેઓ આજ–કાલ મોટી સંખ્યામાં જોવામાં આવે છે.

જે મુર્શિદ પોતાની ઝાતને મા'સૂમ (નિર્દોષ) સમજે અને મા'સૂમ તથા મહફૂઝ (ગુનાહોથી સુરક્ષિત) હોવાનો દા'વો કરે તે જાહિલ અને બદદીન છે.

અને જે મુર્શિદ પોતાના મુરીદોથી એવી ઈચ્છા રાખતો હોય કે તેના ગુનાહના કૃત્યોને માની લે અને તેના પર ટીકા ન કરે તો તે જાહિલ અને બદદીન છે.

અને તે મુર્શિદ જે પોતાના મુરીદોને ઉમ્મીદ અને લાલચમાં નાંખે છે અને કુર્આને કરીમની તાસીર અને હિદાયતથી દૂર રાખે છે અને નબવી સુન્નતોથી અલિપ્ત રાખે છે તે જાહિલ અને બેવકૂફ છે.

અને જે મુર્શિદ એવા ઈલ્મને છુપાવે છે જેનાથી અલ્લાહના મુઆમલામાં નફો પહોંચાડે યા કોઈ એવા મુઆમલામાં ખામોશી અપનાવે અને હક વાત ન કહે જેનું દીન સાથે હોવું સ્પષ્ટ રીતે મા'લૂમ હોય તો એવો મુર્શિદ જાહિલ અને બેવકૂફ છે.

અને એવો મુર્શિદ જે ઈસ્લામને માત્ર થોડીક રસ્મો અને આદતોની ઈસ્લાહ સુધી મર્યાદિત રાખે છે અને ઈસ્લામના બીજા તે બુનિયાદી અહકામ જે નિઝામે હુકૂમત અને દુન્યવી જિંદગીથી સંબંધિત છે તેને નકામા છોડી દે છે તો તે પણ જાહિલ અને બેવકૂફ છે.

અને તે મુર્શિદ જે હાકિમોની પ્રશંસાઓ કરતો રહે છે અને તેમના દસ્તરખ્વાન પર આવતો–જતો રહે છે તે પણ જાહિલ અને બેવકૂફ છે.

એટલે જયારે બાળકનો સંબંધ મુખ્લિસ અને મુત્તકી અગ્રેસર સાથે થશે તો શંકા વગર એવી સૂરતમાં બાળક તકવા અને અલ્લાહની ઈતાઅત અને ફરમાંબરદારીની તરબિયત હાસિલ કરશે. મહેરાબમાં અલ્લાહની ઈબાદતમાં મગ્ન રહેશે અને જંગના મેદાનમાં દુશ્મનોના માથા વઢેરશે અને ઝિમ્મેદારીના અહેસાસની સાથે આગળ વધશે. એટલા માટે કે :–

**ભાવાર્થ :**

- ☐ ઈન્સાનોની કુવ્વત અને ઈરાદાઓ પ્રમાણે જ તેમનાથી ઉચ્ચ કક્ષાના કામો થાય છે અને સજ્જનોના પદ અને પ્રતિષ્ઠા પ્રમાણે તેમના ઈનામો હોય છે.
- ☐ અને નાના માણસોની નજરમાં મા'મૂલી ચીઝ પણ મોટી થઈ જાય છે અને મોટાઓની નજરમાં મોટી ચીઝ પણ મા'મૂલી થઈ જાય છે.

## [B] બાળકને સારી સોહબત અને નેક લોકો સાથે સંપર્ક કરાવવો

બાળકના ઈમાની અને અખ્લાકી ઘડતરના મહત્ત્વના કામોમાંથી આ પણ છે કે બાળકને શરૂઆતથી જ નેક, સાલિહ લોકોની સોહબત પૂરી પાડવામાં આવે કે જેથી બાળક તેમનાથી તે શાનદાર રૂહાનિયત, ફાયદાકારક ઈલ્મ અને ઉમદા અખ્લાક હાસિલ કરી શકે જેનાથી તેનું વ્યકિતત્વ ઉજાગર થાય.

એટલા માટે તરબિયત કરનારને જોઈએ કે પોતાના બાળકોના માટે એવા દોસ્તો તલાશ કરે જેઓએ પરિપૂર્ણ મુર્શિદની ખિદમતમાં રહીને તરબિયત હાસિલ કરી હોય. એવી સૂરતમાં બાળકના વ્યકિતત્વમાં ઉચ્ચતમ ખૂબીઓ પૈદા થશે.

જે બાબતોનો તરબિયત કરનારાઓએ ખ્યાલ રાખવો જોઈએ તેમાંથી આ પણ છે કે બાળકનો ચાર પ્રકારના સાથીઓ સાથે સંબંધ જોડવો જોઈએ :–

(૧) ઘર (ના લોકો)ની સોહબત (૨) મોહલ્લા (ના લોકો)ની સોહબત
(૩) મસ્જિદના મિત્રો (૪) શાળા અથવા કામના સ્થળના સાથીઓ.

**નોંધ** : લેખકે ચારેય સોહબતના વિષે વિગતવાર ચર્ચા કરી છે. પરંતુ મેં ટૂંકાણ જાળવવા માટે દરેકના વિષે થોડાક વાકયો નકલ કરી દીધા છે. ખુદા કરે એટલાથી પણ વિષય સ્પષ્ટ થઈ જાય અને સમજવામાં ખલેલ કે મુશ્કિલી ન થાય. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

### (૧) ઘર (ના લોકો)ની સોહબત

તરબિયત કરનારની ફરજ છે કે તે લોકોથી માહિતગાર રહે જેનાથી બાળક મળે છે અને તેમની સાથે ઊઠે–બેસે છે ભલે તે તેના ભાઈ–બહેન હોય યા બીજા સ્નેહીઓ, રિશ્તેદાર હોય. એટલા માટે કે બાળકના મોટા

ભાઈ યા મોટી બહેન ભલાઈ અને બૂરાઈમાં બીજી તમામ ઔલાદના માટે એક નમૂનો અને મિસાલ બને છે. એટલે માતા–પિતા બાળક યા બાળાને જો બિલકુલ આઝાદ અને બેલગામ છોડી દેશે તો એવા ભાઈ યા બહેનની બાકી બહેનો અને ભાઈઓના અખ્લાક પર પણ બૂરી અસર પડશે અને તે પછી તરબિયત કરનાર અને બાપના માટે બાળકને સીધા રસ્તા પર લાવવું ઘણું મુશ્કિલ થઈ જશે.

**(૨) મહોલ્લા (ના લોકો)ની સોહબત**

એ જ પ્રમાણે તરબિયત કરનારાઓને જોઈએ કે પોતાન બાળકનો મોહલ્લાના શરીફ અને નેક બાળકોની સાથે સંબંધ જોડે અને સાથે જ હંમેશા સખ્ત નિગરાની રાખે કે જેથી બાળક નેક, સાલિહ બંદાઓની યાદીમાં ગણાય.

**(૩) મસ્જિદ (ના લોકો)ની સોહબત**

તરબિયત કરનારની ઝિમ્મેદારી છે કે તે નજર રાખે કે બાળક મસ્જિદના કેવા લોકો સાથે મેળમિલાપ રાખે છે. ઉપરાંત તેને મસ્જિદ આવવા–જવાની આદત પાડવાનું પ્રોત્સાહન આપતા રહેવું જોઈએ કે જેથી નમાઝના સમયમાં તે મસ્જિદનું રુખ કરે અને કુર્આને કરીમના દર્સના હલકહમાં અને દીની તા'લીમની મજલિસોમાં શિર્કત કરે. અને તરબિયત કરનારે કોશિશ કરવી જોઈએ કે બાળક મસ્જિદથી સંબંધ રાખનારા સાથીઓની સાથે સંબંધ અને સંપર્ક રાખે કે જેથી અલ્લાહ તઆલાના ફઝલથી પાકબાઝ મુસલમાનોની જમાઅતમાં શામિલ થઈ શકે.

**(૪) મદ્રસા (ના સાથીઓ)ની સોહબત**

એ જ પ્રમાણે શાળા, સ્કૂલ યા કારખાનાના સાથીઓ પર નજર રાખવી જોઈએ એટલા માટે કે એ જગાઓ સામાન્ય રીતે ગુમરાહીની જગાએ બની ગઈ છે. ત્યાં ગુમરાહીની વાતો શિખવવામાં આવે છે. એટલા માટે તરબિયત કરનારની ઝિમ્મેદારી છે કે પોતાના બાળકને એ ગુમરાહ

કરનારા વાતાવરણથી બચાવવાનો પૂરો પ્રયાસ અને પરિશ્રમ કરે અને એ ત્યારે જ શકય છે કે જયારે બાળકને શાળામાં સમજદાર, નેક અને સાલિહ વિદ્યાર્થીની દોસ્તી અને સોહબત પ્રાપ્ત થાય.

## છોકરીઓનો ખ્યાલ

માનવંત તરબિયત કરનારાઓ! આપે આ યાદ રાખવું જોઈએ કે ઔરતને લાગણીશીલ સ્વભાવની બનાવવામાં આવી છે અને તે ભડકાવનારી ચીઝોથી ઘણી જલ્દી પ્રભાવિત થઈ જાય છે. અને નવી સંસ્કૃતિના ફિત્નાઓ અને દુનિયાના શોભા અને શણગારના પ્રદર્શન તરફ ચાલી નીકળે છે એટલે તે હકથી ઘણી જલ્દી દૂર થઈ જાય છે અને માહોલના રંગમાં રંગાય જાય છે અને ખ્વાહિશાત (મનેચ્છાઓ)ના પ્રવાહમાં વહી જાય છે અને ફિઝા (આધુનિક વાતાવરણ)ની સાથે ચાલવા લાગે છે. એમાં ન દીન તરફથી કોઈ રુકાવટ થાય છે અને ન ઝમીર (અંતર આત્મા)ના તરફથી કોઈ અવરોધ થાય છે. ન બુદ્ધિની પકવતા હોય છે અને ન અંજામ પર નજર હોય છે.

એટલા માટે આપની ફરજ છે કે આપ છોકરાઓના કરતા છોકરીઓનો વધારે ખ્યાલ રાખે કે જેથી તેમનું ઈમાન ડગમગી ન જાય અને અખ્લાક ખરાબ ન થાય. અતે તે બેહયાઈ અને આવારગીની તબાહકારક ઘાટીઓમાં કદમ ન મૂકે જેનાથી તે સૌથી પ્રિય ઈસ્લામ અને શરાફતથી પણ ખાલી થઈ જાય.

એટલા માટે હે તરબિયત કરનારાઓ ! ઈસ્લામ આપ પર ફરજિયાત કરે છે કે આપ પોતાની બેટીના માટે પોતાના ઘર અને શાળામાં સારો માહોલ અને સહીહ ફિઝા તૈયાર કરે કે જેથી આપ તેને ચલિત થવાથી સુરક્ષિત રાખી શકો અને ગુમરાહીથી બચાવી લો.

એટલે જો પિતા પોતાની દીકરીની પાકદામની અને ઈસ્મતની હિફાઝત કરવાના અસ્બાબ તૈયાર કરવા માટે શકિતમાન નથી અને પોતાની જિગરજાન દીકરીઓના માટે સારી ફિઝા અને માહોલ નથી પૈદા કરી શકતા તો એવા બાપના માટે શરીઅતની રૂએ હરામ છે કે તે દીકરીને તે ખરાબીઓના કેન્દ્રમાં દાખલ કરે

જે તેને ગુમરાહીની જગાએ ફેંકી દે. અને છોકરી પોતાના સૌથી પ્રિય દીન અને ઈઝઝત અને ઈસ્મતને ખત્મ કરી બેશે.

અને આ પણ સમજી લેવું જોઈએ કે જે અસરો શાળા અને સ્કૂલની સોહબતથી પડે છે તેવી જ અસરોં કારખાનાઓના સાથીઓની સોહબતમાં પણ પડે છે.

એટલા માટે કે ઘણાં એમનામાં એવા પણ હોય છે કે તેમનો મકસદ ફકત આ હોય છે કે તે જાતીય વાસનાને પૂરી કરે અને સિફલી (અધમ) જઝબાત (આવેગો)ને સંતોષે અને તેમનો આના સિવાય બીજો કોઈ હેતુ નથી હોતો કે તે શરાબ, જુગાર અને બૂરાઈના કીચડમાં પડી રહે અને અશ્લીલ ગીતો સાંભળે અને અખ્લાકને બગાડનારી મજલિસો અને નાટકોમાં શિર્કત કરીને પોતાની મર્દાનગી અને ઈઝઝત અને શરાફતને બદચરિત્ર, બદચલન, ગાનારી અને નાચનારી બેહયા ઔરતોના કદમો પર કુર્બાન કરી દે.

**નોંધ :** લેખક રહિમહુલ્લાહએ કેવી સુંદર વાત કરી છે જે યાદ રાખવાને લાયક છે બલ્કે એને અમલમાં મૂકવી જરૂરી છે. તે આ કે જયારે ઘરની દેખભાળ અને માર્ગદર્શન અને નેક સોહબતની સાથે સહાય અને પરસ્પર મદદ ચાલુ થશે તો આ સોહબત ભલે શાળાની હોય યા કારખાનાની, મોહલ્લાની હોય યા મસ્જિદની, તો પછી એમાં કોઈ શક નથી કે બાળકની પરિસ્થિતિ દુરુસ્ત અને મુઆમલાત ઠીક થઈ જશે અને તેનું ઈસ્લામી વ્યકિતત્વ સંપૂર્ણ અને પરિપૂર્ણ થઈ જશે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

ઈબ્ને સીનાએ બાળકની તરબિયતની બાબતમાં નીચે પ્રમાણે વસિય્યત કરી છે :–

"બાળકની સાથે તેના મકતબ અને મદ્રસામાં એવા બાળકો હોય જેમના અખ્લાક અને આદાબ સારા હોય. એટલા માટે કે બાળક બીજા બાળકથી વધારે ગ્રહણ કરે છે અને શીખે છે."

## [C] બાળકનો દીનની દઅવત આપનારાઓ સાથે સંબંધ પૈદા કરવો

બાળકની પરિપૂર્ણતાના માટે બુનિયાદી કામો આ પણ છે કે તેનો સંબંધ દીનની દઅવત આપનારાઓથી પૈદા કરી દેવામાં આવે કે જેથી બાળકમાં અલ્લાહના તરફ દઅવત આપવાની અને હકની બાબતમાં હિંમત અને સબ્ર કરવાની રૂહ પૈદા થાય.

### દઅવતના ઉસૂલ

(૧) જે ચીઝની દઅવત આપી રહ્યો છે અથવા જે ચીઝથી રોકી રહ્યો છે તેના હુકમથી સારી રીતે વાકિફ હોય

(૨) તેના કામોં તેના વચનો પ્રમાણે હોય કે જેથી લોકો તેની વાતને માને અને તેની દઅવતને કબૂલ કરે.

(૩) જે ચીઝ વિષે ટીકા–ટીપ્પણ કરી રહ્યો છે તેની બૂરાઈ બધાની નઝદીક સ્વીકાર્ય (સર્વમાન્ય) હોય કે જેથી લોકો મુંઝવણમાં ન પડે.

(૪) બૂરાઈને દૂર કરવામાં ક્રમ પ્રમાણે કામ કરે જેથી પ્રથમ નસીહત કરે, તે પછી અલ્લાહથી ડરાવે, તે પછી મૌખિક સખ્તીથી કામ લે. તે પછી પણ ઈસ્લાહ ન થાય તો બળપૂર્વક તે બૂરાઈને દૂર કરે. એ જ સહીહ તરીકો છે અને એ જ હિકમતનો તકાઝો છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :–

"અને જેને હિકમત મળી તો બેશક તેને ઘણી જ ખૂબીઓ મળી."

(સૂરએ 'બ–ક–રહ' ૨૬૯)

(૫) દઅવત આપનારે નરમ સ્વભાવના અને ખૂશ અખ્લાક હોવું જોઈએ કે જેથી તે પોતાના નરમ સ્વભાવ અને ખૂશ અખ્લાકીથી દિલો પર કબજો કરી લે અને લોકો તેની નસીહતને ખૂશીથી કબૂલ કરે.

(૬) દઅવત આપનારને દઅવતની બાબતમાં જે તકલીફો પહોંચે તેના પર સબ્ર કરવું જોઈએ કે જેથી ઘમંડીઓની સખ્તી અને તીવ્રતાથી તેમજ જાહિલોની જહાલતથી અને મઝાક ઉડાવનારાઓના મઝાક ઉડાવવાથી દિલ તંગ ન થાય.

માનવંત તરબિયત કરનારાઓ ! દઅવતના આ ઈસ્લામી ઉસૂલ છે. એટલા માટે આપને જોઈએ કે બાળકને શિખવે અને સમજાવે કે જેથી તે એનો દાઈ (દઅવત આપનારો) બની જાય અને તેની હિકમત અને સુંદર રીતો અને ખૂશમિઝાજથી લોકો તેની તરફ આંગળીથી ઈશારો કરવા લાગે.

### [૫] કસરત, વ્યાયામ અને પરિશ્રમ

સમાજની વ્યકિતઓની શારીરિક તરબિયત અને તંદુરસ્તીની જાળવણી માટે ઈસ્લામે જે મહત્ત્વના અને નફાકારક માધ્યમો મુકર્રર કર્યા છે તેમાંથી આ પણ છે કે મૌકા અને સંજોગ અનુસાર ફુરસદના સમયને જિહાદના કામો, ફૌજી વ્યાયામો અને કવાયતો તેમજ કસરત વગેરેમાં વાપરવામાં આવે.

એનું કારણ આ છે કે ઈસ્લામે પોતાના શાનદાર બુનિયાદી ઉસૂલો અને ઉચ્ચતમ શિક્ષણ મારફતે એક જ સમયમાં શરીરની તરબિયત અને રૂહની ઈસ્લાહ બંનેનો સંપૂર્ણ રીતે ખ્યાલ રાખ્યો છે.

એટલા માટે બાળક જયારથી બુદ્ધિ અને સમજની ઉંમરે પહોંચે ત્યારથી જ તેની તંદુરસ્તી અને શરીર બંનેનો ખ્યાલ રાખવો જોઈએ. બલ્કે મુનાસિબ આ છે કે તેના ફુરસદના સમયને એવા કામોમાં પરોવી દેવું જોઈએ જેનાથી તેને શારીરિક તંદુરસ્તી પ્રાપ્ત થાય અને શરીરના અંગોમાં શકિત પૈદા થાય અને તેનું સમગ્ર શરીર સ્ફૂર્તિવાળુ અને સક્રિય રહે અને એ નીચેના ત્રણ કારણોથી જરૂરી છે :–

(૧) બાળકના ફુરસદના સમગ્ર સમયને પ્રવૃત્તિમય બનાવવા માટે.
(૨) તેને મોટા ભાગની બીમારીઓ અને રોગોથી બચાવવા માટે.

(૩) બાળપણથી જ તેને કસરત, વ્યાયામ અને જિહાદના કામોની પ્રેકટિસ કરાવવા અને ટેવ પાડવા માટે.

માનવંત તરબિયત કરનારાઓ ! ઈસ્લામ જ અલ્લાહનો તે સનાતન દીન છે જે ઈઝઝત અને કુવ્વત અને જિહાદના માધ્યમોની તરફ દઅવત આપે છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"અને (હે મુસ્લિમો !) એ કાફિરોના મુકાબલા માટે તમારાથી બને તેટલું બળ અને પાળેલા ઘોડાઓથી તૈયારી રાખો કે તે વડે અલ્લાહના દુશ્મનો તેમ તમારા દુશ્મનો તથા તેઓના સિવાય બીજા તેવા (કાફિર) લોકો પર ધાક બેસાડો." (સૂરએ 'અન્ફાલ' ૬૦)

અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"બળવાન મો'મિન બહેતર છે અને અલ્લાહને વધારે મહેબૂબ છે કમઝોર મો'મિનના કરતા."

('મુસ્લિમ શરીફ')

અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ઈબ્નુલ ખત્તાબ રદિયલ્લાહુ અન્હુએ પોતાના હાકિમો (ગવર્નરો)ને લખ્યું હતું કે :–

"અલ્લાહની હમ્દ અને સના બા'દ (હું આ લખવા ચાહું છું કે) પોતાના બાળકોને તીરંદાઝી, તરણ અને ઘોડેસવારી શિખવો."

અને હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાએ ફરમાવ્યું કે,

"રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ દોડવામાં મારી સાથે મુકાબલો (સ્પર્ધા) કર્યો. હું આપથી (આગળ) વધી ગઈ. કેટલાક સમય પછી મારું શરીર થોડું ભારી થઈ ગયું તો આપે મારી સાથે ફરી પાછો મુકાબલો કર્યો અને આપ મારાથી આગળ વધી ગયા અને ફરમાવ્યું, આ તે દિવસનો બદલો છે." ('અહમદ', 'અબૂ દાવૂદ શરીફ')

અને મુહમ્મદ બિન અલી બિન રુકાનહથી રિવાયત છે કે :–

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ રુકાનહ સાથે કુશ્તી લડી અને આપે તેને પછાડી દીધો."

('અબૂ દાવૂદ શરીફ')

અને હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે 'અઝબાઅ' નામની એક ઊંટણી હતી જેનાથી કોઈ આગળ ન વધી શકતું હતું. એક ગામડાવાસી પોતાની એક નવજવાન ઊંટણી પર સવાર થઈને આવ્યો અને પેલી અઝબાઅથી આગળ વધી ગયો તો તેનાથી મુસલમાનોનં ઘણું દુ:ખ થયું અને તેમણે કહ્યું,

"અઝબાઅ તો પાછળ રહી ગઈ !"

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"અલ્લાહનો દસ્તૂર આ છે કે તે દુનિયાની કોઈ ચીઝને બુલંદી અતા ફરમાવે છે તો તેને પસ્તી (પતન) પણ આપે છે."

('અહમદ', 'બુખારી શરીફ')

આ હદીષોથી આ વાત સ્પષ્ટ થાય છે કે ઈસ્લામે કસરત અને વ્યાયામ પર આધારિત ખેલો અને જિહાદમાં મદદરૂપ કસરતો અને પ્રેકટિસો દાખલા તરીકે : કુશ્તી, દોડવું, તીરંદાઝી, ઘોડેસવારી... વગેરેને એટલા માટે જાઈઝ ઠેરવ્યા છે કે મુસ્લિમ કૌમ ઈઝઝત અને ફતેહ અને મદદ અને સરદારીના અસબાબને અપનાવે અને વ્યકિતગત રીતે તેમજ સામૂહિક રીતે કુવ્વત અને બહાદુરી અને જિહાદના અસબાબની તરબિયત હાસિલ કરે.

અને એમાં કોઈ બે આદમીને પણ મતભેદ ન થશે કે ઈસ્લામના દુશ્મનોને જયારે આ વાતની જાણ થઈ જશે કે ઉમ્મતે મુસ્લિમહ ફૌજી અને જંગી રીતે તૈયાર છે અને શારીરિક તંદુરસ્તીના લિહાઝથી બળવાન છે તેમજ ઈમાની અને

મનોવૈજ્ઞાનિક રીતે પરિપૂર્ણ છે અને તેણે ખરેખર જિહાદનો નિર્ધાર કરી લીધો છે તો બેશક ઈસ્લામના દુશ્મન પોતાના બેચેન અને બુઝદિલ (કાયર) અને હકીર (તુચ્છ) મનોબળના કારણે એનાથી પહેલાં જ પરાજય પામશે કે તેઓ જિહાદ અને જંગના મુકાબલામાં પરાજિત થાય. અને એ જ ચીઝ આજે 'મુસ્લિહે અમ્ન' (સુ:ખ, શાંતિ અને સલામતીનું શસ્ત્ર)ના નામથી પ્રખ્યાત છે અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના નીચે લખેલા મુબારક ફરમાનમાં એ જ મુરાદ લીધો છે કે :–

"એક મહિનાના પ્રવાસના અંતરથી જ રો'બ (ધાક)ના ઝરીઆથી મારી મદદ કરવામાં આવી છે."

અને આ હકીકત છે કે કસરત અને વ્યાયામથી બાળકને ત્યાં સુધી ફાયદો હાસિલ ન થશે જયાં સુધી તે ઈસ્લામે મુકર્રર કરેલા નિયમો પ્રમાણે ન હોય. એમાંથી મહત્ત્વની બાબતો નીચે પ્રમાણે છે :–

**[૧] સમતોલન પૈદા કરવું**

અર્થાત્ કસરત અને રિયાઝતની સાથે બાળકનો સંબંધ સમતોલ હોવો જોઈએ કે જેથી તેના બીજા ફરાઈઝ અને વાજિબાતના હકની અદાયગીમાં કોતાહી (ઉણપ) ન થાય. જેથી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"બેશક અલ્લાહનો તમારા પર હક છે અને તમારા બદનનો પણ તમારા પર હક છે અને તમારા અહલો અયાલ (ઘરવાળાઓ)નો પણ તમારા પર હક છે એટલા માટે દરેક હકદારને તેનો હક આપો."

**[૨] અલ્લાહે નક્કી કરેલી હદોનો ખ્યાલ રાખવો**

[A] રિયાઝત અને કસરતનો જે લિબાસ બાળકને પહેરાવવામાં આવે તે દૂંટીથી ઘૂંટણ સુધી હોવો જરૂરી છે. જેમકે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઘૂંટણથી ઉપરનો હિસ્સો સતર (છુપાવવા લાયક) છે અને દૂંટીથી નીચેનો હિસ્સો સતર છે."

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દૂંટી અને ઘુંટણના દરમિયાનનો હિસ્સો સતર છે."

ઉપરાંત રિવાયત છે કે :–

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત મઅમર રદિયલ્લાહુ અન્હુની પાસેથી પસાર થયા તો તેમની બંને જાંઘ (સાથળ) ખુલ્લી હતી.

આપે ફરમાવ્યું કે,

"હે મઅમર ! પોતાની બંને જાંઘ ઢાંકી લો એટલા માટે કે જાંઘ સતર છે."

એટલે કસરત કરાવનારે એની રિઆયત લાઝિમ અને જરૂરી છે નહીંતર ગુનાહગાર થશે અને અલ્લાહ તઆલા નાફરમાની અને ઝિયાદતીનો હિસાબ લેશે. **(રવાહુલ બુખારી ફી તારીખિહી)**

[B] રિયાઝત અને કસરત એવી જગાએ હોવી જોઈએ જે ફિત્નહ અને તોહમતની જગા ન હોય.

જેથી હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાનો ઈર્શાદ છે કે :–

"જે શખ્સ અલ્લાહ તઆલા અને આખિરતના દિવસ પર યકીન ધરાવે છે તેને જોઈએ કે એવી જગાએ ન ઊભો રહે જે તોહમતની હોય."

આપ જ બતાવો કે આનાથી વધીને વાંધાજનક વાત શું હશે કે બાળક કસરત આઝાદી અને બેહયાઈના માહોલમાં કરે ? દાખલા તરીકે : તરવું એવી જગાએ શીખે જ્યાં મર્દ અને ઔરત એક સાથે તરતા હોય અથવા કુશ્તી એવી જગાએ શીખે જ્યાં બૂરા કામ થતા હોય અને છૂટથી શરાબ પીવાતો હોય.

એટલે હે તરબિયત કરનાર સાહિબો ! આપને જોઈએ કે બાળકને તોહમતની જગાથી દૂર રાખો કે જેથી સમાજમાં તેનું વ્યકિતત્વ શંકાસ્પદ અને કલંકિત ન થાય અને તેના અખ્લાક અને ચરિત્ર ખરાબ ન થાય.

[C] રિયાઝતમાં અગ્રતા મેળવવા માટે પ્રોત્સાહન નાજાઈઝ શરતો અને બાબતોથી ન હોય. એટલા માટે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"સ્પર્ધા અને મુકાબલો ઊંટો, ઘોડાઓ અને તીરઅંદાઝીના સિવાય કોઈમાં જાઈઝ નથી."

આ હદીષથી આ પરિણામ નીકળે છે કે સ્પર્ધા અને મુકાબલો બે શરતોની સાથે જાઈઝ છે :–

– સ્પર્ધા જંગ અને જિહાદના માટે માધ્યમ તરીકે હોય. દાખલા તરીકે, ઊંટો, ઘોડાઓ વગેરે યા એના ઉપરાંત બીજા આધુનિક પ્રકારના યુદ્ધના માધ્યમોમાં હોય.

– જીતનારાને જે ઈન્આમ આપવામાં આવે તે બંને પક્ષો સિવાય કોઈ બીજાના તરફથી હોય. પરંતુ બંને મુકાબલો કરનારા આ નકકી કરી લે કે બંનેમાંથી જે આગળ વધશે તે બંનેના નકકી કરેલા ઈનામ લેશે તો એ બાબત જુગાર બની જશે જે હરામ છે.

## [3] હુસ્ને નિય્યત (શુભ ભાવના) અને ઈખ્લાસ (શુદ્ધ ભાવના) પૈદા કરવી

તરબિયત કરનારાઓ જોઈએ કે બાળકના મગજમાં આ વાત નાંખે કે જે શારીરિક કસરત અને યુદ્ધની કવાયતો તે કરી રહ્યો છે તેનો મકસદ આ હોવો જોઈએ કે તે શારીરિક રીતે બળવાન અને તંદુરસ્તીની રીતે શાનદાર અને ફૌજી તરબિયતના લિહાઝથી પરિપૂર્ણ થઈ જાય.

માનવંત તરબિયત કરનારા સાહિબો ! જો આપે એવું કરી લીધું તો આપ પોતાના જીગરજાન ફરજંદોને :–

– રોશન ચાંદ,
– ચમકદાર સૂરજ,
– મહકદાર ફૂલ, અને
– ઝમાનાના ગાલો પર ખૂબસૂરત તલ અને
– જમીન પર ચાલતા–ફરતા ફરિશ્તાઓ પામશો.

અલ્લાહ તઆલા ફરમાવે છે :–

"અને આપ કહી દો કે અમલ કરતા જાઓ, ફરી હમણાં (દુનિયામાં જ) તમારા કામોને અલ્લાહ અને તેના રસૂલ અને મુસલમાનો જોઈ લેશે." (સૂરએ 'તવબહ' ૧૦૫)

[૨]

## સાવચેત કરવાના ઉસૂલ

મેં સંબંધ અને સંપર્કના વિષય પર વિગતવાર રોશની નાંખી દીધી છે એટલે હવે હું બાળકની તરબિયતના બુનિયાદી કાયદાઓમાંથી બીજા કાયદા પર રોશની નાંખવા ચાહું છું જે સાવચેત અને સાવધાન કરવાના કાયદા છે.

હે માનવંત તરબિયત કરનાર સાહિબો ! ચેતવણીઓ પર ચર્ચા કરવા પહેલાં જરૂરી છે કે આપણે નીચે લખેલી બે હકીકતોને સમજી લઈએ :–

(૧) બાળકને હંમેશા સાવચેત અને સાવધાન કરતા રહેવું, તેના દિલમાં બૂરાઈ અને ફસાદની કરાહિય્યતને જમાવી દે છે અને તેના મનમાં નાફરમાની અને ગુમરાહીથી નફરત પૈદા કરી દે છે.
(૨) નાફરમાની અને ગુમરાહી, ઈલ્હાદ (નાસ્તિકતા) અને આઝાદી (સ્વચ્છંદતા) તેમજ ગેર વર્તણૂંકને સ્પષ્ટ રીતે બયાન કરી દેવું તરબિયત

કરનારના માટે જવાબદારીનો ભાર ઉઠાવવામાં ઈરાદા અને પુખ્તતાને વધારી દે છે અને બાળકને બૂરાઈથી દૂર રહેવામાં અને બાતિલથી બચવાની તા'લીમ આપવામાં અને માર્ગદર્શન કરવામાં મદદરૂપ બને છે.

આ બે હકીકતોને બયાન કરવા બા'દ હવે હું મૂળ વિષયની તરફ પાછો ફરું છું કે જેથી એના દરેક પાસા પર સારી રીતે રોશની નાંખી શકું. અલ્લાહ જ મદદગાર છે અને તેના પર જ વિશ્વાસ અને ભરોસો છે.

જો આપણે અલ્લાહની કિતાબ અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતને ધ્યાનથી વાંચીએ તો આપણને મહેસૂસ થશે કે બૂરાઈથી બચાવવાનો અને બાતિલને બયાન કરવાનો તરીકો કુર્આને કરીમની પુષ્કળ આયતો અને અસંખ્ય હદીષોમાં બિલકુલ સ્પષ્ટ છે. એ આયતો અને હદીષોંનો કેટલોક હિસ્સો નીચે લખવામાં આવે છે :–

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"અલ્લાહની સાથે બીજો કોઈ મઅબૂદ ન બનાવો (અર્થાત્ શિર્ક ન કરો) નહીં તો આપ બૂરા હાલના, મદદગાર વિનાના થઈ જશો."

(સૂરએ 'બની ઈસરાઈલ' ૨૨)

"અને મોહતાજીની બીકથી પોતાની ઔલાદને મારી નાંખો નહીં (કારણકે) અમે જ તેમને પણ તથા તમને પણ રોઝી આપીએ છીએ. બેશક, તેમને મારી નાંખવું બહુ મોટો ગુનાહ છે."

(સૂરએ 'બની ઈસરાઈલ' ૩૧)

"અને વ્યભિચારની પાસે પણ ન જાઓ. બેશક, તે બહુ બેશરમીની વાત છે અને ખોટો માર્ગ છે." (સૂરએ 'બની ઈસરાઈલ' ૩૨)

આ ઉપરાંત ઘણી આયતોં છે જે અકીદામાં વિકૃતિ અને વક્રતાથી અને અખ્લાકમાં ફસાદ અને ખરાબીથી તેમજ આ'માલમાં કોતાહી અને ખામીથી મનાઈ કરે છે અને ડરાવે છે.

અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે,

"તમે જૂઠથી બચો એટલા માટે કે જૂઠ ઈમાનની વિરુદ્ધ છે."

**('મુસ્નદે અહમદ', 'તિરમિઝી શરીફ')**

"તમે ખરીદ અને વેચાણમાં વધારે કસમ ખાવાથી બચો એટલા માટે કે એનાથી વેચાણ તો ખૂબ થાય છે પરંતુ બરકત ખત્મ થઈ જાય છે."

**('મુસ્લિમ શરીફ')**

"તમે બદગુમાનીથી બચો એટલા માટે કે બદગુમાની સૌથી (વધારે) જૂઠી વાત છે."

**('બુખારી શરીફ')**

"તમે વધારે હંસવાથી બચો એટલા માટે કે તે દિલને મુરદહ કરી દે છે અને જન્નતવાળાઓના નૂરને ખત્મ કરી દે છે."

**('સુનને ઈબ્ને માજહ શરીફ')**

"તમે અજમીઓ (બિન અરબ અર્થાત્ ગૈર કૌમો)નો લિબાસ પહેરવાથી બચો."

**('સહીહ ઈબ્ને હિબ્બાન')**

આ ઉપરાંત બીજી ઘણી હદીસો છે જે બૂરાઈ અને ખરાબી અને ફસાદથી ડરાવે છે અને તે હદીષની કિતાબોમાં મોટા પ્રમાણમાં આવેલી છે.

લો હવે હું તરબિયત કરનારાઓની સામે ડરાવવા અને ચેતવવાની બાબતમાં તે મહત્ત્વના મસાઈલ લખું છું જે બાળકમાં સમજશક્તિ પૈદા કરે અને તેના મગજને સાફ કરે અને અકીદાને મજબૂત કરે અને તેના અખ્લાક અને ચરિત્રને સુધારે અને શણગારે :–

**[૧] રિદ્દત (મુરતદ થવાથી અર્થાત્ ઈસ્લામથી ફરી જવાથી) ડરાવવું**

રિદ્દતનો મતલબ આ છે કે મુસલમાન પોતાના તે દીનને છોડી દે

જે અલ્લાહે તેના માટે પસંદ કર્યો છે અને તેના સિવાય કોઈ બીજો મઝહબ અને અકીદો અપનાવી લે જે દીને ઈસ્લામના ખિલાફ હોય.

## ઈરતિદાદ (ઈસ્લામથી વિમુખતા) જાહેર થવાના પ્રસંગો

[A] – ઈન્સાન કૌમિયતના માટે કામ કરે,
– અને તેને જ પોતાનો મકસદ બનાવી લે,
– અને તેના જ તરફ દઅવત આપે,
– અને તેના જ માટે દોડધામ કરે,
– તેના જ માટે લડે.

અને જેને જાહિલી તઅસ્સુલ (પક્ષપાત અને પૂર્વગ્રહ) કહેવામાં આવે છે તેનાથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ રોકયા અને ડરાવ્યા છે :–

– "તે શખ્સ અમારામાંથી નથી જે અસ્બિયતની તરફ બોલાવે,
– અને તે શખ્સ અમારામાંથી નથી જે તઅસ્સુબના માટે લડે.
– અને તે શખ્સ અમારામાંથી નથી જે તઅસ્સુબ પર મરે."

('સુનને અબૂ દાવૂદ શરીફ')

[B] – વતનિયતના નામ પર કામ કરવું,
– તેને જ મકસદ બનાવી લેવો,
– તેના જ માટે દોડધામ કરવું,
– તેના જ તરફથી બચાવ કરવો.

અલ્લાહ તઆલાએ એવી કૌમોની ટીકા કરી છે જે પોતાના વતનથી વળગી જાય છે. જેથી ઈર્શાદ ફરમાવ્યો :–

"અને જો અમે લોકોના ઉપર આ વાત ફર્ઝ કરી હોત કે તમે પોતે પોતાનો પ્રાણ લો (આત્મ હત્યા) અથવા પોતાનું વતન છોડી નીકળી જાઓ તો તેઓમાંના થોડાંક (પાકા મુઅમિનો) સિવાય કોઈ પણ આ હુકમ

બજાવી લાવત નહીં અને જો આ (મુનાફિક) લોકોને જે વાતનો બોધ આપવામાં આવે છે તેનું જ પાલન કરત તો તેઓ માટે ઘણું જ બહેતર અને (તેઓના ઈમાનને) વધુ ચુસ્ત બનાવનાર થાત.'' **(સૂરએ 'નિસા-અ' ૬૬)**

હાં ! ઈરતિદાદ (ઈસ્લામથી ફરી જવાનો) આધાર એમાં છે કે એ ચીઝોની સરબુલંદી મકસૂદ (લક્ષ્ય) હોય અને તેને ઈબાદતનો દરજો આપી દેવામાં આવે. તેમાં ન ખુદાનું નામ હોય, ન તેના પર ઈમાન લાવવાનો ઉલ્લેખ હોય.

પરંતુ જો મકસૂદ (લક્ષ્ય) અલ્લાહ તઆલાની ઝાત હોય અને તેના અહકામને લાગુ કરવાનો ઈરાદો હોય, અને તેમાં વતને ઈસ્લામીની મસ્લિહત હોય તો એ એવી ઈબાદત છે કે એવું કરનારાઓને અને એ રાહમાં લડનારાઓને અલ્લાહ જલ્લ શાનુહૂની રઝા અને સવાબને લાયક બનાવી દે છે અને જો એવો આદમી માર્યો જાય તો તે અલ્લાહના રસ્તામાં શહીદ ગણાય છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

- "જે શખ્સ પોતાના માલની હિફાઝતમાં માર્યો જાય તે શહીદ છે.
- અને જે શખ્સ પોતાના જાનની હિફાઝત કરતી વખતે માર્યો જાય તે શહીદ છે.
- અને જે શખ્સ પોતાના દીનની હિફાઝત કરતી વખતે માર્યો જાય તે શહીદ છે.
- અને જે શખ્સ પોતાના અહલો અયાલ (ઘરવાળાઓ)ની હિફાઝત કરતી વખતે માર્યો જાય તે શહીદ છે."

**('સુનને અબૂ દાવૂદ શરીફ')**

[C] ઈન્સાન માત્ર ઈન્સાનિયતના નામ પર કામ કરે અને તેના દિલમાં એનો સહેજ પણ વિચાર ન આવે કે તે આ મહેનત એટલા માટે કરી રહ્યો છે કે અલ્લાહ તઆલાએ તેને ઈન્સાનિયતને સીધા રસ્તા પર લાવવા માટે

મહેનત કરવાનો અને જુદી જુદી કૌમોથી મેળમિલાપ કરાવવા માટે અને મુસલમાનોની સાથે આપસમાં મદદ કરવાનો હુકમ આપ્યો છે. આ તે શિઆર (લક્ષણો) છે જેના ઝંડાધારી તે નાસ્તિકો છે જેના પરદહ પાછળ તેઓ યહૂદીઓના હાથે આંતરરાષ્ટ્રિય હરકતો કરી રહ્યા છે.

ટૂંકમાં હું એ કહેવા ચાહું છું કે દરેક તે અવાજ અને લક્ષણ જેને કોઈ મુસલમાન બુલંદ કરે અને તેનાથી તેનો મકસદ અલ્લાહની રઝા અને તેના દીનની સરબુલંદી અને તેના ઝંડાને સરબુલંદ કરવાનો ન હોય તો તે જાહિલિયતનો અવાજ અને લક્ષણ છે. જેથી જે શખ્સ તેને બુલંદ કરે છે અને તેની તરફ બોલાવે છે અને તેના માટે પ્રયાસ અને પરિશ્રમ કરે છે અને તેના માટે લડે છે, તેવો શખ્સ મુરતદ, દીને ઈસ્લામથી ખારિજ અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પૈગામનો દુશ્મન છે. ભલે તે કેટલોયે ઈમાનનો દા'વો કરે.

☐ ઈરતિદાદ (ઈસ્લામથી વિમુખતા) જાહેર થવાના પ્રસંગોમાંથી આ પણ છે કે અલ્લાહની હાકિમિયતના મુકાબલામાં ગૈરુલ્લાહની ઈતાઅત અને હાકિમિયતને અગ્રતા આપવામાં આવે અને તેના અનુસાર નિર્ણય કરવામાં આવે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :–

"અને (યાદ રાખો કે) અલ્લાહે જે (કલામ) ઉતાર્યું છે તે અનુસાર જે કોઈ હુકમ ન આપે તો તે જ લોકો તદન કાફિર છે."

**(સૂરએ 'માઈદહ' ૪૪)**

☐ ઈરતિદાદ (ઈસ્લામથી વિમુખતા)ના જાહેર થવાના પ્રસંગોમાંથી ઈસ્લામના કોઈ ફરીઝહને નાપસંદ કરવું પણ છે. દાખલા તરીકે : કોઈ કહેનાર આ કહે છે કે :–

– હું રોઝહને એટલા માટે નાપસંદ કરું છું કે એનાથી ઉમ્મતનું આર્થિક (માલી) પતન થાય છે.

– યા કોઈ શખ્સ આ કહે છે કે,

હું ઔરતના માટે હિજાબ અને પર્દહને એટલા માટે સારો નથી સમજતો કે એ પછાતપણાની નિશાની છે.

– યા કોઈ શખ્સ આ કહે છે કે,

હું ઈસ્લામના અર્થતંત્રને એટલા માટે બૂરું સમજું છું કે એમાં વ્યાજ વગેરે હરામ છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે કે :–

"અને જે લોકો કાફિર થયા તેઓના માટે વિનાશ છે, અને તેઓની કરણીઓને અલ્લાહ (આખિરતમાં) નાબૂદ કરી નાખશે. એનું કારણ એ કે અલ્લાહે જે (દીન) ઉતાર્યો તેનો તેઓએ તિરસ્કાર કર્યો તો તેઓની કરણીને તેણે વ્યર્થ કરી નાંખી."

(સૂરએ 'મુહમ્મદ' ૮,૯)

☐ ઈરતિદાદ (ઈસ્લામથી વિમુખતા)માંથી આ પણ છે કે દીનની કોઈ વાતનો મઝાક ઉડાવવામાં આવે યા ઈસ્લામના શઆઈર (વિશિષ્ટ લક્ષણો)માંથી કોઈ લક્ષણનો મઝાક કરવામાં આવે.

☐ ઈરતિદાદ જાહેર થવાના પ્રસંગોમાંથી આ પણ છે કે તે ચીઝોને હલાલ કરવામાં આવે જેને અલ્લાહે હરામ ઠેરવી છે અને તે ચીઝોને હરામ કરવામાં આવે જેને અલ્લાહે હલાલ ઠેરવી છે.

☐ ઈરતિદાદ જાહેર થવાના પ્રસંગોમાંથી ઈસ્લામના અમુક હિસ્સા પર ઈમાન લાવવું અને અમુકનો ઈન્કાર કરવો પણ શામિલ છે. દાખલા તરીકે,

– કોઈ શખ્સ આ ઈમાન ધરાવે કે ઈસ્લામ ઈબાદતો પર આધારિત દીન છે પરંતુ ઈસ્લામ નિઝામ (વ્યવસ્થાતંત્ર) અને કાનૂનવાળો દીન હોવાનો ઈન્કાર કરે.

– યા એવું માની લે કે ઈસ્લામ રૂહાની, અખ્લાકી અને તરબિયતી નિઝામ (તંત્ર) તો પેશ કરે છે પરંતુ ઈસ્લામના અન્ય નિઝામ (તંત્ર)નો ઈન્કાર કરે. દાખલા તરીકે : રાજકીય, આર્થિક, સામાજિક યા સામૂહિક નિઝામનો ઈન્કાર કરે.

☐ ઈરતિદાદ જાહેર થવાના પ્રસંગોમાંથી માત્ર કુર્આને કરીમ પર ઈમાન લાવવું અને સુન્નતે નબવિય્યહનો ઈન્કાર કરવું પણ છે. જેમકે તે કાદિયાની ફિર્કો જેનો વિકાસ અંગ્રેજોએ હિન્દુસ્તાનમાં કર્યો હતો. જેનો મકસદ શરીઅતે ઈસ્લામિય્યહને મૂળમાંથી ઉખાડી નાંખવાનો અને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નુબુવ્વતમાં શક પૈદા કરવાનો હતો.

☐ ઈરતિદાદ જાહેર થવાના પ્રસંગોમાંથી આ પણ છે કે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કામોમાંથી કોઈ કામનો મઝાક ઉડાવવામાં આવે યા તેના પર ટીકા કરવામાં આવે. જેમકે તે લોકો જેઓ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વધારે શાદીઓ કરી હોવા વિષે ટીકા કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નિકાહમાં એક જ વખતે નવ પુનીત પત્નીઓ મોજૂદ હતી.

☐ ઈરતિદાદ (ઈસ્લામ વિમુખતા)ના નમૂનાઓમાંથી અલ્લાહ તઆલાની સહીહ મઅરિફત (સાચી ઓળખ) ન હાસિલ કરવું પણ છે. દાખલા તરીકે,

– એવો અકીદો રાખવો કે (અલ્લાહની પનાહ) અલ્લાહ તઆલા પોતાની કેટલીક મખ્લૂકમાં સંયોજીત અને ઓતપ્રોત થઈ જાય છે.

– યા અલ્લાહ તઆલામાં કોઈ એવી સિફતનું આરોપણ કરવું જે તેની અઝમત અને જલાલના વિરુદ્ધ હોય.

તો એવો શખ્સ કાફિર અને દીને ઈસ્લામથી ખારિજ થઈ જશે એટલા માટે કે અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે :–

"કોઈની આંખો તેને (દુનિયામાં) જોઈ શકતી નથી, અને તે આંખો (વાળાઓ)ને જોઈ શકે છે, અને તે મર્મજ્ઞ (અને) સર્વજ્ઞ છે."

**(સૂરએ 'અન્આમ' ૧૦૩)**

અને ફરમાવ્યું કે,

"કોઈ ચીઝ તેના જેવી નથી અને તે જ (દરેક વાતનો) સાંભળનારો છે (અને દરેક ચીઝનો) જોનારો છે."

**(સૂરએ 'શૂરા' ૧૧)**

☐ અને જે શખ્સ એવું કહે છે કે ત્રણ ખુદાઓમાંથી એક ખુદા અલ્લાહ પણ છે તો તે પણ ગુમરાહ અને કાફિર છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે :–

"બેશક, (તેઓ) કાફિર થઈ ગયા જેમણે કહ્યું કે, અલ્લાહ ત્રણમાંથી એક છે." **(સૂરએ 'માઈદહ' ૭૩)**

☐ અને જે શખ્સ અલ્લાહ જલ્લ શાનુહૂને પુત્ર હોવાનો અકીદો ધરાવે છે તે પણ ગુમરાહ અને કાફિર છે.❶

☐ અને જે શખ્સ અલ્લાહ તઆલામાં કોઈ એવી સિફતનું આરોપણ કરે છે જે તેની શાનને લાયક નથી તો તે પણ ગુમરાહ અને કાફિર છે.

---

❶ એમાં સૂરએ **'તવબહ'**ની આયત નં. ૩૦ તરફ ઈશારો છે જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે :–

"અને (થોડાક) યહૂદીઓએ કહ્યું કે, ઉઝૈર અલયહિસ્સલામ અલ્લાહનો પુત્ર છે અને ઘણાં ખ્રિસ્તીઓએ કહ્યું કે, મસીહ અલયહિસ્સલામ અલ્લાહનો દીકરો છે. આ તો તેઓના મોંની વાતો જ છે. એ પણ તે કાફિરોના જેવી જ વાતો કરવા લાગ્યા કે જેઓ પ્રથમ થઈ ગયા છે, અલ્લાહ તેઓને હલાક કરે, તેઓ કયાં અવળા જઈ રહ્યા છે ?"

અલ્લાહ તઆલા ફરમાવે છે કે :–

"બેશક, અલ્લાહે સાંભળી તે લોકોની વાત જેમણે કહ્યું કે, અલ્લાહ ફકીર છે અને અમે માલદાર છીએ."❶

(સૂરએ 'આલિ ઈમરાન' ૧૮૦)

એના સિવાય ઈરતિદાદ (ઈસ્લામથી વિમુખતા) જાહેર થવાના અન્ય બીજા પ્રસંગો અને નિશાનીઓ પણ છે જે ધરાવનાર અને કરનાર વ્યકિતઓને ઈસ્લામથી કાઢી નાંખે છે અને કુફ્ર તેમજ ગુમરાહીના વર્તુળમાં દાખલ કરી દે છે. 'અલ ઈયાઝુ બિલ્લાહિ તઆલા'

ખૂદ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એવા ઝમાનાથી ડરાવ્યા છે જેમાં ઈરતિદાદ (ઈસ્લામથી વિમુખતા) સામાન્ય થઈ જશે. એવી સૂરતમાં મુસલમાનોને આ વાત પર પ્રોત્સાહિત કર્યા છે કે તેઓ નેક અમલોની તરફ આગળ વધે અને ઈમાનના સુરક્ષિત કિલ્લામાં પનાહ લે કે જેથી કુફ્ર અને ઈરતિદાદમાં નાંખનારી ચીઝોથી પ્રભાવિત ન થાય.

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"નેક આ'માલની તરફ આગળ વધો અને જલ્દી કરો એટલા માટે કે ટૂંક સમયમાં ઘણાં ફિત્ના કાળી રાતના ટુકડાઓની જેમ આવશે. જેમાં

---

❶ જયારે અલ્લાહ તઆલા તરફથી દાન વિષેના હુકમ સાંભળતા ત્યારે યહૂદીઓ તેને મશ્કરીમાં ઉડાડતા હતા જેમકે :–

'મન ઝલ્લઝી યુકરિદુલ્લા–હ કર્દન હસ–ના'

[છે કોઈ જે અલ્લાહને ભલી રીતે (ખરા અંતઃ કરણથી) કરજ તરીકે આપે ?]

(સૂરએ 'હદીદ' ૧૧)

આ આયત નાઝિલ થઈ ત્યારે કહેવા લાગ્યા કે અલ્લાહ અમારાથી કર્ઝ માંગે છે તો અમે ધનવાન છીએ અને ખુદા નિર્ધન છે.

એક શખ્સ સાંજે મો'મિન હશે અને સવારે કાફિર થઈ જશે. અને એક શખ્સ સવારે મો'મિન હશે અને સાંજે કાફિર થઈ જશે. પોતાના દીનને દુનિયાના થોડાક સામાનના બદલામાં વેચી દેશે."

('તબરાની', 'ઈબ્ને માજહ')

'રબ્બના લા તુઝિગ કુલૂ–બના બા'દ ઈઝ હદય–તના વ હબ લના મિલ્લદુન્ક રહમતન ઈન્ન–ક અન્તલ વહહાબ.'

(સૂરએ 'આલિ ઈમરાન' ૭)

**ભાવાર્થ :**

હે અમારા પરવરદિગાર ! જયારે તેં અમને ખરો માર્ગ દેખાડયો તો પછી અમારા દિલોને (અવળા માર્ગ તરફ) ફેરવીશ નહિ અને અમને પોતાની પાસેથી (ખાસ) રહમત અર્પણ કર. બેશક, તું જ સઘળું આપનાર છે.

## [૨] ઈલ્હાદ (નાસ્તિકતા)થી ડરાવવું

ઈલ્હાદ (નાસ્તિકતા)થી મુરાદ અલ્લાહની ઝાતનો ઈન્કાર કરવો અને તે શરીઅતોનો ઈન્કાર કરવો છે જેને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લઈને આવ્યા છે. ઈલ્હાદ (નાસ્તિકતા) પણ ઈરતિદાદ (ઈસ્લામથી વિમુખતા)નો એક પ્રકાર છે બલ્કે ઈલ્હાદ તો ઈરતિદાદ કરતાં પણ બદતર અને બૂરી ચીઝ છે જેવું કે હું આગળ બયાન કરીશ.

ઘણાં અફસોસની સાથે કહેવું પડે છે કે નાસ્તિકતા એક એવો સ્થાયી નિઝામ (પ્રબંધ) બની ગયો છે જેને મોટી મોટી હુકૂમતોએ અપનાવી લીધો છે અને તેઓ આ નાસ્તિકતાને પોતાની શકિત અને બળના પ્રભાવથી ઝબરદસ્તી અને બળ પૂર્વક તે હુકૂમતો પર થોપી દે છે જે તેમની છત્રછાયામાં છે.

એ હુકૂમતોના ગોઠિયાઓ અને દલાલો દરેક મુલ્ક અને હુકૂમતમાં મૌજૂદ છે જેઓ ખુલ્લમ ખુલ્લા નાસ્તિકતાનું આમંત્રણ આપે છે અને દીનો અને નબીઓનો સંકોચ વગર ઈન્કાર કરી દે છે.

એ મુલ્કોમાં નાસ્તિકતાની તરફ આમંત્રણ આપવાની જે રીત છે તેનું આપણે નિરીક્ષણ કરીએ તો આપણને મા'લૂમ થશે કે તેઓ પોતાની નાસ્તિક વિચારસરણી અને ઉસૂલોને ફેલાવવા માટે કેવા પ્રકારના વિવિધ તરીકાઓનો ઉપયોગ કરે છે કે જેથી ગુમરાહીને આમ કરી શકાય.

☐ જેથી કયારેક તો એ લોકો (સામ્યવાદના પ્રણેતા) માર્કસની (સામ્યવાદી) વિચારસરણીને ઈસ્લામનો લિબાસ પહેરાવી દે છે અને કહે છે કે :–

– નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૌથી પહેલી તે હસ્તી હતી જેણે સામ્યવાદની દઅવત આપી અને માલદાર અને ગરીબની સમાનતા સ્થાપિત કરી.

– અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પહેલાં તે શખ્સ હતા જેમણે શહેનશાહિયતનો ખાતમો કર્યો. એટલે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માર્કસવાદી રસૂલ અને સામ્યવાદના નબી છે.

– કયારેક એ લોકો કહે છે કે,

સામ્યવાદના બુનિયાદી ઉસૂલ ઈસ્લામના બુનિયાદી ઉસૂલથી ખિલાફ નથી.

– કયારેક તેઓ કહે છે કે,

જો લોકો સામ્યવાદનું અર્થતંત્ર અપનાવી લે અને મુસલમાન પોતાના દીન પર પણ કાયમ રહે તો એમાં શું વાંધો છે ?

– અને કયારેક એવું કહે છે કે,

દીન એક અલગ ચીઝ છે અને રાજતંત્ર તેમજ અર્થતંત્ર એક અલગ ચીઝ છે એટલે આપણે દીનને રાજકારણ સાથે મિશ્ર નહિ કરવું જોઈએ.

– અને કયારેક જાહેરમાં કહે છે કે,

કાએનાત (સૃષ્ટિ)માં કોઈ મઅબૂદ (ઈબાદતના લાયક) નથી અને જિંદગી ભૌતિક વસ્તુનું નામ છે અને દીન કૌમોના માટે અફીણ જેવું છે અને (અલ્લાહની પનાહ) અંબિયા અલયહિમુસ્સલામ ચોર અને જૂઠા છે.

– અને કયારેક પોતાની નાસ્તિકતાને પ્રચલિત કરવા અને બીજાઓને ગુમરાહ કરવા માટે તેમનો એક તરીકો ઈલ્મી વિચારસરણીથી ફાયદો ઉઠાવવો પણ છે.

– ઉપરાંત જેને ગુમરાહ કરવામાં આવી રહ્યા છે તેમને આ વિશ્વાસ અપાવવો પણ છે કે આ બધી સાબિત થયેલી હકીકતો છે જેમકે તે લોકોમાં ડારવિનની વિચારસરણીને❶ પ્રચલિત કરવી જેમાં ઈન્સાનની અસલી હકીકત બતાવવામાં આવી છે.

પરંતુ આ વાત યાદ રાખવાની છે કે ઈલ્મ અને તહકીક (સંશોધન)એ આ વિચારસરણીને ખોટી ઠેરવી છે અને તેને બેકાર અને વ્યર્થ વાતોની (કચરાની) ટોપલીમાં નાંખી દીધી છે.

તો જુદા જુદા તરીકાઓ અપનાવવામાં જાહેરી રીતે આ કારણ મા'લૂમ થાય છે કે નાસ્તિક માર્કસવાદ દરેક હાલતમાં તેને અનુરૂપ લિબાસ પહેરાવે છે અને દરેક સમૂહને તેને અનુરૂમ સંતોષ કરાવે છે. અને ઈન્સાનોના દરેક તબકામાં તેની પરિસ્થિતિને અનુરૂપ જૂઠાણા અને દગાબાજીથી કામ લે છે.

નાસ્તિકતા જો કે ઈસ્લામ વિમુખતાના ભાવાર્થમાં જ દાખલ છે પરંતુ એ સમાજ અને વ્યકિતઓના હકમાં ઈસ્લામ વિમુખતાનો બીજો પ્રકાર છે. યહૂદિયત યા ઈસાઈયત ઈખ્તિયાર કરવા કરતા અને બ્રાહ્મણ બનવા કરતા વધારે બૂરું અને ખતરનાક છે. એનું કારણ આ છે કે નાસ્તિકતા નાસ્તિકના દિલમાંથી જવાબદારીનો

---

❶ ડારવિન ઉત્ક્રાંતિવાદનો પ્રણેતા છે. તેણે એવો સિદ્ધાંત રજૂ કર્યો કે ઈન્સાન વાંદરમાંથી કાળક્રમે ઉત્ક્રાંતિ (પરિવર્તન) પામીને ઈન્સાન બન્યો છે.

અહેસાસ ખત્મ કરી દે છે અને તેને આ વાત પર તત્પર કરે છે કે આ મકસદ વગરની જિંદગીમાં હૈવાનોની જેમ જિંદગી બસર કરે જેમાં ન આખિરતના સવાબની ઉમ્મીદ હોય અને ન તેને તે દિવસના (આખિરતના) અઝાબ અને પકડનો ડર હોય જે દિવસે તમામ લોકો અહકમુલ હાકિમીન (બાદશાહોના બાદશાહ અર્થાત્ અલ્લાહ)ના દરબારમાં ઊભા થશે.

કુર્આને કરીમએ આ ફાસિક અને ફાજિર કમીની (નીચ, અધમ) જમાઅતનો નીચેની આયતમાં ઉલ્લેખ કર્યો છે :–

"અને તેઓ (નુબુવ્વતનો ઈન્કાર કરનારાઓ) કહે છે કે અમારી આ દુનિયાની જિંદગી સિવાય બીજું કંઈ જ નથી, (એમાં જ) અમે મરીએ છીએ અને જીવીએ છીએ અને અમને તો માત્ર કાળચક્ર મૃત્યુ આપે છે, પણ તેઓ પાસે એની કંઈ દલીલ નથી, તેઓ તો માત્ર અટકળો ચલાવે છે."

(સૂરએ 'જાષિયહ' ૨૪)

દીને ઈસ્લામે મુરતદો (ઈસ્લામથી ફરી જનારાઓ) અને મુલ્હિદો (નાસ્તિકો)ની બાબતમાં અત્યંત સખ્ત વલણ અપનાવ્યું છે એટલા માટે કે ઈસ્લામે તેમને કુફ્રના આગ્રહની સજા તલવાર વડે ગરદન ઉડાવી દેવાનું ઠેરવ્યું છે. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ પોતાનો મઝહબ (ઈસ્લામ) બદલી નાંખે તેને કત્લ કરી દો."

('બુખારી શરીફ', 'અહમદ')

પરંતુ મુરતદ અને મુલ્હિદને ત્યાં સુધી કત્લ ન કરવામાં આવે જયાં સુધી કે તેને ત્રણ દિવસની મોહલત ન આપવામાં આવે. આ ત્રણ દિવસોમાં ઈસ્લામના આલિમો અને ઈસ્લામની સહીહ સમજ ધરાવનારાઓ પેલા મુરતદ થનારની સાથે મુરતદ થવાના કારણો વિષે ચર્ચા કરશે અને તેના મગજમાં (ઈસ્લામના વિષે) જે શંકાઓ અને સંદેહો હોય તેને દૂર કરશે અને ઈસ્લામના સોનેરી ઉસૂલ અને સચ્ચાઈને તેની સામે સ્પષ્ટ રીતે બયાન કરશે. તે છતાં પણ જો તે માણસ

કુફ્ર અને ઈલ્હાદ પર મકકમ રહે તો તલવારથી તેની ગરદન ઉડાવી દેવામાં આવશે કે જેથી બીજા લોકોના માટે ઈબ્રતનો ઝરીઓ બની જાય.

અને જો મુરતદો અને મુલ્હિદો તાકત અને કુવ્વત પૈદા કરી લે અને પોતાની કોઈ જમાઅત યા તંઝીમ (સંગઠન) બનાવી લે તો મુસલમાન હાકિમો અને ઝિમ્મેદારોની આ ફરજ છે કે તેઓ તેમની સાથે ત્યાં સુધી જંગ કરે જયાં સુધી તેઓ દીને હક (ઈસ્લામ)ની તરફ પાછા ન આવી જાય.

## મુલ્હિદો અને મુરતદોની સજાના કારણો

(૧) જેથી ઈરતિદાદ (ઈસ્લામ વિમુખતા) અને ઈલ્હાદ (નાસ્તિકતા) તરફ પ્રેરણારી (ખેંચનારી) ચીઝો કેટલાક કમઝોર મનવાળા લોકોને પોતાની તરફ ખેંચી ન શકે.

(૨) જેથી કોઈ મુનાફિક આ ન વિચારે કે તે ઈસ્લામમાં દાખલ થવાનો ઢોંગ કરીને પાછળથી ફરી પાછો ઈસ્લામમાંથી નીકળી જશે.

(૩) જેથી કુફ્રની કુવ્વત અને ઈઝઝતમાં વધારો ન થાય કે તે પછી ઈસ્લામી રાજયના માટે મોટો ખતરો સાબિત થાય.

## મુલ્હિદો (નાસ્તિકો)ના કાવતરાઓ અને ગુનાહિત હરકતો

ઈલ્હાદ (નાસ્તિકતા)ની હકીકત અને મુલ્હિદો (નાસ્તિકો)ના કાવતરા–ઓને જાહેર કરવાના માટે કેટલીક ઐતિહાસિક મિસાલો પેશ કરું છું કે જેથી આપને મા'લૂમ થઈ જાય કે જો મુલ્હિદોને મૌકો મળી જાય તો મુસલમાનોના ખિલાફ શું ન થશે.

☐ સામ્યવાદી ચીન અને રશિયાએ ૧૬ (સોળ) મિલિયન❶ મુસલમાનોને

❶ એક મિલિયન દસ લાખનો થાય છે. એ હિસાબે ૧૬ (સોળ) મિલિયન બરાબર એક કરોડ અને સાંઠ લાખ થાય.

વરસમાં એક મિલિયનના હિસાબથી ખત્મ કરી નાંખ્યા અને મુસલમાનોને મૂળમાંથી ઉખેડી નાંખવાના કાવતરાઓ હજુ સુધી ચાલુ છે.

☐ ચીની ઈલાકાના મુસ્લિમ તુર્કસ્તાનમાં ચીની લોકોએ એવા પાશવી ઝુલ્મો કર્યા છે જેણે ભૂતકાળના તાતારીઓના ઝુલ્મોને પણ ભૂલાવી દીધા છે.

☐ મુસલમાનોના એક નેતાને લાવવામાં આવ્યા અને એક જાહેર રસ્તા પર તેના માટે એક ખાડો ખોદવામાં આવ્યો અને મુસલમાનોને એના પર મજબૂર કરવામાં આવ્યા કે તેઓ પોતાના પેશાબ–પાખાના લાવીને પેલા મુસલમાન નેતા પર ખાડામાં નાંખતા રહે. આ હરકત ત્રણ દિવસ સુધી સતત ચાલુ રહી અને એ સજા દરમિયાન પેલા મુસલમાન નેતાની રૂહ એ ખાડામાં પરવાઝ કરી ગઈ.

**નોંધ :** અલ્લાહ તઆલા એવા ઝાલિમો પર લઅનત મોકલે અને આખિરતમાં સખ્ત અને દર્દનાક સજા આપે. ઝાલિમો પર અલ્લાહ તઆલાની લઅનત થાય. **(મુહમ્મદ કમરુઝઝમાં)**

☐ સામ્યવાદી દેશ યુગોસ્લાવિયાએ પણ પોતાના દેશના મુસલમાનોની સાથે એવો જ વર્તાવ કર્યો અને તે દેશમા જ્યારથી સામ્યવાદનો પ્રભાવ થઈ ગયો છે ત્યારથી આજ સુધીમાં એક મિલિયન (દસ લાખ) મુસલમાનોને ખત્મ કરી દેવામાં આવ્યા છે. અને પાશવી સજાઓ તેમજ મુસલમાનોને ખત્મ કરવાનો સિલસિલો આજ સુધી ચાલુ છે. જેની સૌથી વધારે પાશવી, ક્રૂર અને અત્યાચારી સજાઓની મિસાલોમાંથી એક આ છે કે મુસલમાન મર્દો અને ઔરતોને ખીમો બનાવવાના (વિરાટ) મશીનોમાં નાંખી દેવામાં આવે છે જે ગોશ્તને રોલની શકલમાં બનાવી દે છે કે જેથી બીજી તરફથી આ મુસલમાન મર્દો અને ઔરતો ગોશ્ત, હાડકાં અને લોહીના મિશ્રણથી ખીમો બનીને બહાર નીકળે.

☐ જે કંઈ યુગોસ્લાવિયામાં થઈ રહ્યું છે એ બધું જ સામ્યવાદી બ્લોકના તમામ મુલ્કોમાં હજુ સુધી થઈ રહ્યું છે. જેથી સામ્યવાદીઓએ ઈરાકના

શહેર 'મૂસલ'માં અબ્દુલ કરીમ કાસિમના દૌરમાં જે કત્લ અને વિનાશ કર્યો હતો તેના વિષે કેટલીયે વાર આપણે સાંભળ્યું છે.

☐ એ જ પ્રમાણે ઈસ્લામની દઅવત આપનારી જમાઅતની સાથે જે કત્લ અને વિનાશના બનાવો 'સહલ'માં થયા તે પણ આપણી સામે છે.

જેથી તેમના વિષે અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ બિલકુલ હક અને સાચો છે :–

"કેવી રીતે (સુલેહ રહી શકે ?) અને તેઓની હાલત તો એવી છે કે જો તેઓ તમારા ઉપર કાબૂ મેળવે તો તમારા સગપણ કે કોલ–કરારનો પણ ખ્યાલ કરે નહિ."

**(સૂરએ 'તવબહ' ૮)**

ઉપરાંત અલ્લાહ તઆલાનું મુબારક ફરમાન છે કે,

"એ લોકો કોઈ મુસલમાનના હકમાં સગાઈનો કે કોલ–કરારનો તદ્દન ખ્યાલ રાખતા જ નથી અને એ લોકો જ (શરારતમાં) હદથી વધી રહ્યા છે."

**(સૂરએ 'તવબહ' ૧૦)**

એટલા માટે હે માનવંત તરબિયત કરનાર સાહિબો ! જયારે આપે આ હકીકતો જાણી લીધી તો હવે આપની ફરજ છે કે આપ ખૂબ સારી રીતે આ વાતની કોશિશ કરે કે આપ પોતાના બાળકને ઈરતિદાદ (ઈસ્લામથી ફરી જવા)ના ખૂનખાર પંજાથી અને ઈલ્હાદ (નાસ્તિકતા, અલ્લાહનો ઈન્કાર કરવા)ની જાળથી બચાવે. કે જેથી આપનું બાળક મજબૂત ઈમાન અને મજબૂત ઈસ્લામવાળુ બને અને શાનદાર ઈસ્તિકામત પર કાયમ થાય. અને એવા લોકોમાં થઈ જાય જેમને અલ્લાહ તઆલાએ ઈમાનની નેઅમત અને ઈસ્લામની ઈઝઝતથી કિયામત સુધીના માટે નવાઝી દીધા છે.

**નોંધ :** અફસોસ કે આજે કેટલાયે વરસોથી યુગોસ્લાવિયાના બોસ્નિયા

અને હરઝીગોયન્યા વગેરે (પ્રદેશો)માં સામ્યવાદી, યહૂદી અને ઈસાઈના મેળાપીપણામાં ઈસ્લામની દુશ્મની બૂરી રીતે ચાલુ છે અને મુસલમાનોને ત્રાસ આપવા જ નહિ બલ્કે એમના વંશનું નિકંદન કરી દેવા માટે તૈયાર છે અને મુસલમાનોની સાથે બેહયાઈ અને ઝુલ્મ અને સિતમની એવી હરકતો કરી રહ્યા છે કે તેનો ભાવાર્થ શૈતાનિયત અને પશુતાના શબ્દોથી કરવો પણ અધુરો અને અપૂરતો છે.

જે લોકો આંતરરાષ્ટ્રિય સમાચારોથી માહિતગાર છે તેમનાથી આ વાત છુપી નથી. ખરેખર આ સમય એવો છે કે આપણે દુઆ કરીએ :–

**'અલ્લાહુમ્મ નજિજના મિનલ કૌમિઝઝાલિમીન. રબ્બના લા તજઅલ્ના ફિત્નતલ્લિલ્લઝી–ન ક–ફરૂ વગ્ફિર લ–ના રબ્બના ઈન્ન–ક અન્તલ અઝીઝુલ હકીમ. અલ્લાહુમ્મ અન્ત મવલાના ફન્સુરના અલલ કવમિલ કાફિરીન. અલ્લાહુમ્મ ઈન્ના નજઅલુ–ક ફી નુહૂરિહિમ વ નઊઝુ બિ–ક મિન શુરૂરિહિમ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! ઝાલિમ કૌમોથી અમારી હિફાઝત ફરમાવ !
હે અમારા પરવરદિગાર ! તું અમને કાફિરો માટે કસોટીરૂપ ન બનાવ અને હે અમારા પરવરદિગાર ! અમને માફ કર. બેશક તું જોરાવર (અને) હિકમતવાળો છે.
હે અલ્લાહ ! તું જ અમારો માલિક છે જેથી કાફિરોના ટોળા પર અમને વિજય આપ.
હે અલ્લાહ ! અમે આપને તેઓના (દુશ્મનોના) મુકાબલામાં કરીએ છીએ અને તેઓની શરારતોથી પનાહ ચાહીએ છીએ.

## [3] હરામ ખેલકૂદથી બચાવવું

ઈસ્લામે પોતાની ઉચ્ચત્તમ શરીઅત અને નિઝામ (તંત્ર) અને

હિકમતવાળા બુનિયાદી ઉસૂલો મારફતે મુસલમાનોના માટે એવા ઘણાં ખેલકૂદને હરામ ઠેરવી દીધા છે જેની લોકોના અખ્લાક પર અને સમાજની આર્થિક વ્યવસ્થા પર અને ખાનદાનોના પ્રભાવ પર ઘણી અસર પડે છે. હવે હું માનવંત તરબિયત કરનાર સાહિબો સમક્ષ તે હરામ અને નાજાઈઝ ખેલકૂદના કેટલાક પ્રકારો બયાન કરું છું કે જેથી તેઓ તેને સમજે અને તેનાથી બચે અને બીજાઓને બચાવવા માટે પોતાને માર્ગદર્શક અને નમૂનો સાબિત કરી બતાવે. 'વલ્લાહુલ મુવફ્ફિક' (અલ્લાહ જ તૌફીક આપનારો છે.)

**[A] નર્દ (ચોપાટ અથવા સોગઠાબાજીનો ખેલ) રમવો**

હરામ ખેલો પૈકી નર્દ (ચોપાટ અથવા સોગઠા) વડે રમવું પણ છે ભલે એ શર્ત લગાવીને રમવામાં આવે યા એમ જ દિલ બહેલાવવા (મનોરંજન) માટે અથવા સમય પસાર કરવા માટે રમવામાં આવે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ સોગઠા વડે રમ્યો તેણે જાણે પોતાના હાથ ડુક્કરના ગોશ્ત અને લોહી વડે રંગી લીધા." (**'મુસ્લિમ શરીફ'**)

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ સોગઠા વડે રમ્યો તેણે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નાફરમાની કરી."

(**'અબૂ દાવૂદ શરીફ'**)

આ ખેલને હરામ કરવામાં હિકમત આ છે કે સોગઠા વડે રમવું ભલે શર્ત વગર જ કેમ ન હોય તો પણ એ ખેલમાં મશગૂલ થનારાઓના સમયનો મોટો ભાગ બરબાદ અને નષ્ટ કરી દે છે.

**[B] શતરંજ**

ખેલના જાણીતા પ્રકારોમાંથી શતરંજ રમવું પણ છે. હદીષોમાં

એની બૂરાઈઓ આવી છે. એને અજમીઓ (બિન અરબો અર્થાત્ ગૈરકૌમો)નો જુગાર કહેવામાં આવ્યો છે. અને કેટલીક હદીષોમાં શતરંજ રમનારાઓ પર લઅનત મોકલવામાં આવી છે.

હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ ફરમાવતા હતા કે,

"શતરંજ અજમીઓનો જુગાર છે."

('મિશ્કાત શરીફ')

હઝરત અબૂ મૂસા અશઅરી રદિયલ્લાહુ અન્હુ શતરંજ રમનારાઓને ખતાકાર ફરમાવતા હતા. ('મિશ્કાત શરીફ')

'જામિએ સગીર'માં રિવાયત છે :–

"જેણે શતરંજ રમી તેના પર લઅનત થાય અને તેના તરફ જોનારા (પ્રેક્ષકો) ડુકકરના ગોશ્ત ખાનારા જેવા છે."

('મિશ્કાત શરીફ')

આ હદીષોની બિના પર જમહૂર અઈમ્મહ (મોટા ભાગના ઈમામો) :–

– હઝરત ઈમામ અબૂ હનીફા રહિમહુલ્લાહ,
– હઝરત ઈમામ માલિક રહિમહુલ્લાહ,
– હઝરત ઈમામ અહમદ રહિમહુલ્લાહ,

એના હરામ હોવાને સ્વીકારે છે. 'વલ્લાહુ આ'લમ' (અલ્લાહ જ વધુ જાણનાર છે.)

## [C] ગાવું, વગાડવું અને સંગીત સાંભળવું

☐ નાજાઈઝ અને હરામ ખેલકૂદમાં એવા ગીતો સાંભળવા પણ દાખલ છે જેમાં સંગીત હોય ભલે એ ગીત મબાહ પ્રકારનું જ કેમ ન હોય એટલા માટે કે સંગીતના હરામ હોવાની બાબતમાં હવે પછી દલીલો રજૂ કરવામાં આવશે.

- ☐ એ જ પ્રમાણે તે અશ્લીલ ગીતો જે વાસના અને જાતીય લાગણીઓને ઉશ્કેરનારા હોય તે પણ હરામ છે.
- ☐ એ જ પ્રમાણે તે ગીતો જે કાફિરોની રસ્મો અને ગુમરાહ કરનારી વાતો અને અકીદાઓ વગેરેની તરફ બોલાવનારા હોય તે પણ નાજાઈઝ અને હરામ છે.

એના હરામ હોવાની દલીલ તે રિવાયત છે જેને ઈબ્ને અસાકિર પોતાની તારીખ (ઈતિહાસ)માં અને ઈબ્ને સસ્રી પોતાની 'અમાલી' (કિતાબ)માં હઝરત અનસ બિન માલિક રંદિયલ્લાહુ અન્હુથી નકલ કરે છે કે :–

તેમણે ફરમાવ્યું કે,

"જે શખ્સ કોઈ ફાહિશહ (બદચલન ઔરત)નું ગાવાનું સાંભળવા માટે બેસશે, તો કિયામતના દિવસે તેના કાનોમાં અલ્લાહ તઆલા સીસુ પીગળાવીને નાખશે."

અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"જયારે મારી ઉમ્મત ૧૫ (પંદર) કામો કરશે તો તેમના પર કસોટી અને મુસીબતોનો દૌર શરૂ થઈ જશે. જયારે :–

(૧) માલે ગનીમત દૌલત જમા કરવાનો ઝરીઓ બની જાય.
(૨) અને અમાનતને ગનીમતનો માલ સમજવા લાગે.
(૩) અને ઝકાત બોજ બની જાય.
(૪) અને ઈન્સાન પત્નીની (અયોગ્ય બાબતોમાં) ફરમાંબરદારી કરવા લાગે.
(૫) અને માની નાફરમાની (કરવા લાગે)
(૬) અને દોસ્તોની સાથે સારું વર્તન (કરવા લાગે)
(૭) અને પિતાની સાથે સખ્તી (કરવા લાગે)
(૮) અને મસ્જિદોમાં ઘોંઘાટ થવા લાગે.
(૯) અને કબીલાનો સરદાર તેમનામાંનો ફાસિક શખ્સ બની જાય.

(૧૦) અને કૌમનો સરદાર કમતરીન અને નીચ શખ્સ થઈ જાય.
(૧૧) અને ઈન્સાનનું સન્માન તેના ડરના કારણે કરવામાં આવે.
(૧૨) અને શરાબ પીવાવા માંડે.
(૧૩) અને રેશમ પહેરવા લાગે.
(૧૪) અને ગાનારીઓ અને વાજિંત્રો આમ થઈ જાય.
(૧૫) અને આ ઉમ્મતના આખરના લોકો આ ઉમ્મતના પહેલાં થઈ ગયેલા લોકો પર લઅનત મોકલવા લાગે.

તો એવા મૌકા પર :–

– લાલ આંધીનો,
– યા જમીનમાં ધસવાનો,
– યા ચહેરાઓ (ભયાનક સ્વરૂપમાં) બદલાઈ જવાનો ઈન્તિઝાર કરો.''

('તિરમિઝી શરીફ')

અને મુસદદ તથા ઈબ્ને હબ્બાન હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

''આખરી ઝમાનામાં મારી ઉમ્મતમાંથી એક કૌમની (અસલ) સૂરતો ફેરવીને વાંદર અને ડુકકર બનાવી દેવામાં આવશે.''

સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ અરજ કરી કે,

''હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું તે લોકો મુસલમાન હશે ?''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

''હાં, તેઓ 'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ'ની ગવાહી આપતા હશે અને રોઝહ રાખતા હશે.''

સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તેમની સાથે એવું શા માટે થશે ?"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તેમણે :

- ગાવા-વગાડવાનો સામાન અને ગાનારી સ્ત્રીઓ તેમજ ડફ[1]નો ઉપયોગ શરૂ કરી દીધો હશે.
- અને શરાબ પીવા લાગ્યા હશે.
- તેઓ રાતે શરાબ અને કબાબ, ખેલ-કૂદમાં મસ્ત હશે અને સવાર એવી હાલતમાં કરશે કે તેમની સૂરતો (વાંદરો અને ડુકકરોની સૂરતમાં) ફેરવી દેવામાં આવી હશે."

આ ઉપરાંત બીજી ઘણી હદીષોં છે જેનાથી અશ્લીલ, બેહૂદા અને જાતીય લાગણીઓ ઉશ્કેરનારા ગીતોનું હરામ હોવું મા'લૂમ થાય છે.

રહ્યું તે ગાવાનું જે હલાલ અને મબાહ છે. એ બાબતમાં આપની સામે તે લખાણનો ખુલાસો પેશ કરવામાં આવે છે જે શૈખ મુહમ્મદ હામિદએ પોતાના રિસાલહ (પુસ્તિકા) 'હુકમુલ ઈસ્લામિ ફિલ્ગિનાઅ'માં ફુકહાથી નકલ કર્યો છે.

તેઓ લખે છે કે :-

"જો કોઈ મુશ્કિલ અને સખ્ત કામમાં હિંમત વધારવાના માટે યા જંગલો અને વેરાન પ્રદેશોમાં સફરોમાં દિલને ખૂશ કરવાના માટે અશઆર વગેરે પઢવામાં આવે તો એ મબાહ (જાઈઝ) છે. એટલા માટે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ રદિયલ્લાહુ

[1] ગોળાકાર રીંગ ઉપર ચામડું મઢીને બનાવેલું એક વાદ્ય.

અન્હુમએ મસ્જિદે નબવીના બાંધકામ વખતે તેમજ ખન્દક ખોદવાના સમયે અશઆર પઢયા હતા.

એ જ મબાહ પ્રકારના ગીતમાં તે અશઆર પણ દાખલ છે જે ઔરતો બાળકોને સૂવડાવવાના માટે લોરી (હાલરડાં) તરીકે પઢે છે.

અને એના જ હેઠળ તે સાફ–સુથરા અશઆર પણ આવે છે જેમાં ફૂલો, બાગો અને નહેરોની પ્રશંસા અને વખાણ હોય. તો આ પ્રકારના તમામ અશઆર જાઈઝ છે આ શરતે કે એમાં કોઈ હરામ અને મનાઈ કરેલા વાજિંત્રો શામિલ ન હોય નહિતર હરામ થઈ જશે ભલેને બોધ અને નસીહતને લગતા અશઆર કેમ ન હોય."

ગાવા–વગાડવાની બૂરાઈ અને હરામ હોવા વિષે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બીજા કેટલાક ઈર્શાદો ધ્યાનથી વાંચો.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ જલ્લ શાનુહૂએ મને બંને જહાનના માટે રહમત અને હિદાયત બનાવીને મોકલ્યો છે. અને મને હુકમ આપ્યો છે કે હું વાંસળીઓ અને ગાવા વગાડવાના સાધનો અને શરાબ તેમજ તે મૂર્તિઓને ખત્મ કરી દઉં જે જાહિલિયતના ઝમાનામાં પૂજવામાં આવતી હતી."

('અહમદ')

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"મારી ઉમ્મતમાં એવી કૌમો પણ થશે જે ઝિના (વ્યભિચાર) અને રેશમ અને શરાબ અને ગાવા વગાડવાના સામાનને હલાલ સમજશે."

આ ઉપરાંત બીજી ઘણી તે હદીસો રિવાયત થયેલી છે જેનાથી ગાવા–વગાડવાના સાધનો પોતાની પાસે રાખવા, તેને વગાડવા અને તેને સાંભળવા હરામ હોવું સાબિત થાય છે.

## [D] સીનેમા, થીએટર અને ટેલીવિઝન જોવું

ખરેખર સમાચાર અને પ્રસારણના અદ્યતન માધ્યમો દાખલા તરીકે : રેડિયો, ટેલીવિઝન, ટેપરેકોર્ડ વગેરે આ જમાનાના પ્રગતિકારક સાધનો છે. જયાં સુધી ઈન્સાનની અકકલ પહોંચી શકી છે. પરંતુ હકીકતમાં આ બે ધારવાળા હથિયારો છે જે શર અને ખૈર, બૂરાઈ અને ભલાઈ બંનેમાં ઉપયોગ કરી શકાય છે.

પરંતુ જો આપણે ટેલીવિઝનના તે પ્રોગ્રામોને તપાસીએ જે આપણે ત્યાં સામાન્ય રીતે જોવામાં આવે છે તો આપણને મા'લૂમ થશે કે એના મોટા ભાગના પ્રોગ્રામ ઈઝઝત અને શરાફતનો જનાઝો કાઢનારા અને બેહૂદગી, આવારગી અને અશ્લીલતાની તરફ દઅવત આપનારા હોય છે.

એટલા માટે મેં એ તારણ કાઢયું કે ટેલીવિઝનને રાખવું, તેના અત્યારના પ્રોગ્રામોને જોવું તદન હરામ અને ગુનાહ છે.

એ જ પ્રમાણે સીનેમા ઘરો, થીએટરો અને રાતના અશ્લીલ પ્રોગ્રામોમાં જવું પણ હરામ છે. એટલા માટે કે :–

- ☐ ઈસ્લામી શરીઅતના હેતુઓમાંથી ઈઝઝત અને આબરૂ તેમજ વંશની હિફાઝત પણ છે અને એ કારણથી કે ફિલ્મો અને નાટકોમાં જે ચીઝો સામાન્ય રીતે દેખાડવામાં આવે છે તેનો મકસદ ઈઝઝત અને શરાફત તેમજ કરામત (પ્રતિષ્ઠા)ને ખત્મ કરવાનો હોય છે એટલા માટે ત્યાં જવું અને ત્યાંની ચીઝોને જોવું આ બધુ નાજાઈઝ અને ગુનાહ છે અને અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નારાઝગીનો સબબ અને તેમના ગઝબને દઅવત આપવું છે.
- ☐ એટલા માટે કે વર્તમાનકાળની ફિલ્મોં અને રાતના નાટકો એવી ચીઝો રજૂ કરે છે જે ગેરમાર્ગે ચાલવાનો અને આઝાદી (સ્વછંદતા)નો સબબ બને છે અને વાસનાને ઉશ્કેરવાનો સબબ છે એટલે મુસલમાનોએ ત્યાં જવાનો ઈરાદો કરવો અને તે ચીઝોને જોવી તદન હરામ છે કે જેથી

વ્યકિતઓ અને સમાજના અખ્લાક સુરક્ષિત રહે અને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ મુબારક ફરમાન પર અમલ થાય :

"ન તકલીફ પહોંચાડો અને ન નુકસાન ઉઠાવો."

☐ એટલા માટે કે સીનેમા અને મનોરંજનના કેન્દ્રોમાં ગાવા વગાડવાના સાધનો અને અશ્લીલ પ્રકારના બેહૂદા ગીતો, અર્ધનગ્ન તસવીરો અને ડાન્સ (નૃત્ય) થાય છે એટલે ત્યાં મુસલમાનોનું જવું બિલકુલ હરામ અને નાજાઈઝ છે.

## યહૂદીઓના કાવતરા અને યોજનાઓ

યહૂદીઓની યોજનામાંથી આ યોજના અને કાવતરું પણ છે કે ગૈરયહૂદી માનવસમાજો અને કૌમોમાં અખ્લાકનું નિકંદન કાઢી નાંખવામાં આવે. જેથી તેમના પ્રોટોકોલ (ખાનગી ખરડા)માં લખ્યું છે કે :–

"આપણે આ કોશિશ કરવી જોઈએ કે આપણે દરેક જગાએ અખ્લાકની જડો ખોખરી કરી નાંખીએ કે જેથી આપણે આસાનીથી તેમના પર વર્ચસ્વ મેળવી શકીએ."

જેથી તેમની નજરોમાં અખ્લાકની જડો ખોખરી કરવાના માધ્યમોમાંથી આ પણ છે કે પ્રકાશન અને પ્રસારણ, રેડિયો, ટેલીવિઝન, સીનેમા, થીએટર અને દરરોજના પ્રસારિત કરવામાં આવતા પ્રોગ્રામોમાં દરેક તે અપ્રમાણિક એજન્ટ અને ભાડૂતી પત્રકારથી કામ લેવામાં આવે જે તેમની યોજનામાં તેમને સાથ આપે. યહૂદી પોતાની લુચ્ચાઈ અને પ્રપંચથી આ યોજનામાં કામિયાબ થઈ ગયા કે કૌમોની સંસ્કૃતિ, ખેલ–કૂદ અને કળાના નામ પર બેહયાઈ, ગુમરાહી અને બદઅખ્લાકીના કેન્દ્રોના ઝરીઆથી સંસ્કારિતાને તબાહ અને બરબાદ કરી દે.

માનવંત તરબિયત કરનાર સાહિબો ! શું આપ જાણો છો કે જે નવજવાન મર્દો અને ઔરતો ઝિનાકારી (વ્યભિચાર), ઈલ્હાદ (નાસ્તિકતા), બેહયાઈ

(નિર્લજજતા), ગંદી ફિલ્મો અને રાતની ગંદી મહેફિલોના પાછળ પડેલા છે તેઓ ચાહે સમજે યા ન સમજે, હકીકતમાં તેઓ યહૂદીઓની યોજનાઓને અમલી લિબાસ પહેરાવી રહ્યા છે.

એટલે આપ પર આ ઝિમ્મેદારી લાગુ પડે છે કે પોતાના બાળકોને આ આફતકારક સ્થાનો અને ફિત્નાઓના કેન્દ્રોથી દૂર રાખે. એટલા માટે કે એ સર્વ અકીદાને અને અખ્લાકને બરબાદ કરનારા છે અને યહૂદીઓના કાવતરા અને યોજનાઓનો ભાગ છે એટલા માટે એને સારી રીતે સમજી લેવું જોઈએ.

હાં, કેટલાક માતા–પિતા પોતાના બાળકોના માટે ટેલીવિઝન એટલા માટે ખરીદે છે કે જેથી તેમને સીનેમા, થીએટર વગેરે ખેલ–કૂદ અને બેહયાઈના સ્થાનોથી રોકી શકે. પરંતુ હકીકત આ છે કે આ દલીલ અત્યંત પોકળ અને તેમનો દા'વો નીચે જણાવેલી બાબતોના કારણે અયોગ્ય અને ગલત છે :–

☐ કોઈ બૂરાઈને એ રીતે ખત્મ કરી શકાતી નથી કે તેની જગાએ બીજી કોઈ બૂરાઈને જગા આપી દેવામાં આવે.

☐ ટેલીવિઝન રાખવાથી જે ખરાબી પૈદા થાય છે તે એ ખરાબી કરતા કેટલીયે વધારે છે જે ખેલ–કૂદના સ્થાનો પર જવાથી વુજૂદમાં આવે છે. એટલા માટે કે ખેલ–કૂદની ખરાબી વકતી અને મૌસમી હોય છે અને ટેલીવિઝનનો ફસાદ દરરોજ અને હંમેશા ચાલુ રહે છે.

☐ ટેલીવિઝન રાખવાથી ઘણી મોટી મોટી સામાજિક તબાહીઓ અને એવી અખ્લાકી ખરાબીઓ પૈદા થાય છે જેનો અંજામ ઘણો બૂરો થાય છે. જેના કારણે :–

– ખાનદાનના લોકોનું પ્રોગ્રામ જોવાના માટે મોડે સુધી જાગવું,
– પડોસીઓ, દોસ્તો, મર્દો અને ઔરતોનું હંમેશા ભેગા થવું અને મેળ–મિલાપ કરવું એ એક એવી દુ:ખદ બાબત છે કે જેના કારણે ઘણી ઈઝઝતો લૂંટવામાં આવી અને ખૂન ખરાબા થયા અને ઘણી લડાઈઓ અને ઝઘડાના બીજ રોપાયા જેનું મૂળ કારણ

ટેલીવિઝનની લઅનત અને સ્ત્રી–પુરુષોનો આપસનો મેળ –મિલાપ છે.

આ ખરાબીઓ તેના ઉપરાંત છે કે ટેલીવિઝનથી તંદુરસ્તી પર નુકસાનકારક અસર પડે છે. દાખલા તરીકે :–

– નિગાહ (આંખો) કમઝોર થવી.
– મનોવૈજ્ઞાનિક નુકસાનો થવા જેમકે : કોઈ સુંદર રૂપાળી અભિનેત્રીને જોઈને તેના પર ફિદા થઈ જવું અને બુદ્ધિ અને વિચારો સતત તેમાં જ લાગેલા રહેવા.
– તા'લીમી (શૈક્ષણિક) નુકસાનો જેમકે બાળકોના મદ્રસા અને શાળાના કામકાજો રહી જવા.
– અને ફિક્રી (વૈચારિક) નુકસાનો દાખલા તરીકે : યાદશકિત કમઝોર થઈ જવી અને સૂઝ–સમઝ તેમજ ચિંતન–મનનની સલાહિયત કમઝોર થઈ જવી,
– અને આર્થિક નુકસાનો જેમકે : ટી.વી. ખરીદવાના માટે માલ બરબાદ કરવો જયારે કે ઘરના લોકોને એના કરતા પણ વધારે જરૂરી ચીઝોની આવશ્યકતા હોય.

**[E] સટ્ટો અને જુગાર**

ઈસ્લામની નજરમાં હરામ ખેલ–કૂદમાં જુગારના તમામ પ્રકારો, કિસ્મો અને વિવિધ સ્વરૂપો શામિલ છે. જુગારથી મુરાદ તે ખેલ છે જે બે પક્ષોના દરમિયાન હોય અને તેમાંથી એક પક્ષ નુકસાનમાં જાય અને બીજો પક્ષ ફાયદો ઉઠાવે.

અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"હે ઈમાનવાળાઓ ! આ શરાબ અને જુગાર અને મૂર્તિઓ અને તીરના પાસાંઓ છે તે સર્વ શયતાનના ગંદા કામો છે એટલે તેનાથી બચતા રહો કે જેથી તમે નજાત પામો." (સૂરએ 'માઈદહ' ૯૦)

એને હરામ ઠેરવવાની હિકમત આ છે કે :–

- ☐ જુગાર ઈન્સાનને આ વાતનો આદી બનાવી દે છે કે ઈન્સાન કમાણીમાં નસીબ અને સંજોગ અને માત્ર ઉમ્મીદો અને આરઝૂઓ પર વિશ્વાસ અને ભરોસો કરે.
- ☐ અમલ, પ્રયાસ અને પરિશ્રમ તેમજ હકીકી મહેનત અને કમાણીના માટે પસીનો વહાવવા અને જાઈઝ તેમજ શરીઅત પ્રમાણેના અસ્બાબ અપનાવવાની જરૂરત ન પડે.
- ☐ જુગાર ખૂશ અને આનંદી તેમજ આબાદ ઘરોને તબાહ અને બરબાદ કરવાનો, ભરેલા ખીસાને ખાલી કરવાનો, માલદાર ખાનદાનોને મોહતાજ અને ફકીર બનાવવાનો તથા બાઈઝઝત લોકોને બેઈઝઝત કરવાનો સામાન છે.
- ☐ મેં કેટલાયે ખાનદાનોના વિષે સાંભળ્યું છે કે જે જુગારના કારણે માલદારીમાંથી ફકીર અને ગરીબ બની ગયા.
- ☐ સટ્ટો અને જુગાર એના રમનારાઓના દરમિયાન દુશ્મની અને અદાવત પૈદા કરે છે કારણકે તેઓ એક બીજાનો માલ ગલત તરીકાથી હઝમ કરી લે છે અને હક વગર બીજાના માલ પર કબઝો કરી લે છે.
- ☐ જુગાર અલ્લાહના ઝિક્ર અને નમાઝથી રોકી દે છે અને તેના રમનારાઓને બદતરીન અખ્લાક અને બૂરી આદતો અને રીતભાતની તરફ ધકેલી દે છે.
- ☐ જુગાર જુગારીને ગુનાહ કરવા માટે મજબૂર કરે છે કારણકે જે પક્ષ ગરીબ થઈ જાય છે તે ચાહે છે કે જે રીતે પણ થઈ શકે માલને મેળવવામાં આવે ચાહે એના માટે ચોરી કરવી પડે યા લૂંટ કરવી પડે.
- ☐ જુગાર અફસોસ અને બેચેની પૈદા કરે છે અને મોટા ભાગના રોગો અને બીમારીઓનો ઝરીઓ બને છે અને સામાન્ય રીતે આત્મહત્યા અને ગાંડપણ અથવા અસાધ્ય બીમારીઓનો ઝરીઓ બને છે.

## સટ્ટા અને જુગારના પ્રકારો

હરામ અને નાજાઈઝ સટ્ટા અને જુગારના પ્રકારોમાંથી ઈનામી બોન્ડ ખરીદવું પણ છે. એટલા માટે કે ઈનામી ટિકિટ કિસ્મત અને સંજોગ પર આધારિત હોય છે અને એ પણ હરામ અને નાજાઈઝ જુગારના પ્રકારોમાંથી એક પ્રકાર છે. એમાં બિલકુલ નરમીનું વર્તન ન કરવું જોઈએ અને ન એમાં કોઈ પ્રકારની સુસ્તી કરવી જોઈએ ભલે ઈનામી ટિકિટ કોઈ કલ્યાણકારક સંસ્થા અથવા માનવની ભલાઈની સાથે સંબંધ ધરાવનારી સંસ્થાના તરફથી જ કેમ ન હોય.

સાથે જ આ વાત પણ મગજમાં રાખવી જોઈએ કે જાહિલિયતના ઝમાનામાં જે જુગાર પ્રચલિત હતો તેનો મકસદ પણ કોઈની સાથે ભલાઈનો અથવા કોઈ સારો મકસદ જ હોતો હતો. તે પણ ઘણે ભાગે આ ઈનામી ટિકિટોના જેવું જ હતું જે આજ–કાલ કલ્યાણકારી સંસ્થાઓ યા ઈન્સાની ભલાઈથી સંબંધ ધરાવનારી સંસ્થાઓ ચાલુ કરતી રહે છે.

**નોંધ :** જુગારનો જ એક પ્રકાર લોટરી પણ છે જે સર્વાનુમતે હરામ છે પરંતુ અફસોસ કે એમાં મુસલમાનો પણ સપડાયેલા છે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

યાદ રાખો ! ઈસ્લામ કોઈ સારા હેતુ કે મકસદને હાસિલ કરવાના માટે જે ચીઝને બુનિયાદ બનાવે છે તે શરીફાના (શુદ્ધ અને સારા) માધ્યમોને અપનાવવા માટે હોય છે. જેથી કોઈ પણ માનવ કલ્યાણના કામના માટે કંઈ આપવાને ઈસ્લામ ત્યાં સુધી સ્વીકારતો નથી જયાં સુધી ત્યાં પહોંચાડનારા માધ્યમો અને અસ્બાબ સાફ સુથરા ન હોય. એટલા માટે હરામ અને નાજાઈઝ જુગાર અને લૂંટમાર વગેરેથી મેળવેલો માલ ઈસ્લામ બિલ્કુલ સ્વીકારતો નથી.

એટલા માટે આપણે આપણાં બાળકોને સહીહ જગાએ ખર્ચ કરવાના તથા જાઈઝ અને હલાલ તરીકાથી પૈસા કમાવવાના આદી બનાવવા જોઈએ કે જેથી તેઓ પોતે જ ભલાઈના કામોમાં ભાગ લે અને અલ્લાહ રબ્બુલ ઈઝઝતના દરબારમાં અજર અને સવાબના મુસ્તહિક બને.

નાજાઈઝ સટ્ટા અને જુગારમાં શર્ત લગાવીને રમવું પણ દાખલ છે ભલે એ શર્ત લગાવવું ફૂટબોલ અને ક્રિકેટના ખેલમાં હોય યા કબૂતરબાઝીમાં યા શતરંજ વગેરે ખેલોમાં હોય.

અને એની સૂરત આ છે કે બંને પક્ષોમાંથી દરેક પક્ષ બીજા પક્ષના માટે શર્ત લગાવે અથવા એક પક્ષ બીજા પક્ષ માટે કંઈ માલ મુકર્રર કરી દે ભલે તેને નુકસાન થાય કે ફાયદો તો એ પણ જુગાર બની જશે એટલા માટે કે એમાં એક પક્ષને ફાયદો થશે અને બીજાને નુકસાન થશે તેમજ એક પક્ષ બીજા પક્ષનો માલ નાજાઈઝ ખાઈ જશે.

આ શર્તબાઝીથી તે ખેલ અપવાદ છે જે જંગની તૈયારી અને જિહાદના સિલસિલામાં હોય. દાખલા તરીકે : ઊંટો યા ઘોડાઓની રેસ લગાવવી યા તીરંદાઝી યા નિશાનાબાઝી વગેરે યા એ પ્રકારની બીજી ચીઝો જે આધુનિક જંગના સાઝ અને સામાન સાથે સંબંધ ધરાવે છે. એટલા માટે કે અસ્હાબે સુનન અને ઈમામ અહમદ રહિમહુલ્લાહ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નીચે ટાંકેલું મુબારક ફરમાન રિવાયત કરે છે કે :–

> "ઊંટોની, ઘોડાઓની રેસ અને તીરંદાઝી સિવાય મુકાબલો જાઈઝ નથી." ('અહમદ')

પરંતુ આ મુકાબલામાં પણ શર્ત છે કે :–

– જે ઈનામ નકકી કરવામાં આવે તે બંને પક્ષો સિવાય કોઈ બીજાના તરફથી હોય,
– અથવા તે બંને પક્ષોમાંથી માત્ર એકના તરફથી હોય.

પરંતુ જો બંને હરીફ પક્ષો એવી રીતે પોતાના તરફથી ઈનામ નકકી કરે કે તે બંનેમાંથી જે પણ સરસાઈ મેળવશે તે બંને ઈનામનો અધિકારી થશે તો એ નાજાઈઝ અને જુગાર બની જશે અને આ પ્રકારની ઘોડાદોડ (રેસ) જે શરત લગાવવા માટે અને જુગારના માટે કરવામાં આવે તેને શયતાનનો ઘોડો કહેવામાં આવ્યો છે જેમકે આથી પહેલાં હું બયાન કરી ચૂકયો છું.

એનાથી ખિલાફ જો રમનારાઓ ઉપરાંત કોઈ ત્રીજાના તરફથી ઈનામ નકકી કરેલું હોય દાખલા તરીકે : સરકાર તરફથી યા મંત્રાલય (વઝારત) તરફથી યા મદ્રસાવાળાઓના તરફથી હોય તો એવી સૂરતમાં ઈનામ આપવું અને લેવું બંને શરીઅત પ્રમાણે જાઈઝ છે. એટલા માટે કે એવી સૂરતમાં સટ્ટો અને જુગાર હોતો નથી. અને એનો મકસદ પ્રોત્સાહન આપવાનો હોય છે. એ પ્રોત્સાહન ભલે જંગની તૈયારીની બાબતમાં હોય દાખલા તરીકે : તીરંદાઝી વગેરે યા શારીરિક વ્યાયામ અને તેમાં જીતવા વિષે હોય દાખલા તરીકે : કુશ્તી યા ફૂટબોલ વગેરે.

એના જાઈઝ હોવાની દલીલ તે રિવાયત છે જેને ઈમામ અહમદ રહિમહુલ્લાહ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત કરે છે કે :–

"નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઘોડાઓની દોડમાં મુકાબલો કરાવ્યો અને જીતનારાને ઈનામ આપ્યું."

ઈસ્લામી શરીઅતે જેવી રીતે ખેલ–કૂદના વિવિધ પ્રકારોને એટલા માટે હરામ ઠેરવ્યા છે કે નફસની રૂહાનિયત અને અખ્લાક અને સમાજ પર એનાથી બૂરી અસરો પડે છે.

એ જ પ્રમાણે ઈસ્લામે મુસલમાનોના મનોરંજન માટે ઘણાં મબાહ (જાઈઝ) ખેલોના દરવાઝાઓ પણ ખોલી દીધા છે કે જેથી તેઓ ખડતલ પણ રહે અને બળવાન તેમજ સ્ફૂર્તિલા પણ રહે. અને સાથે જ અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાની પ્રેકિટસ પણ થઈ જાય.

## ખેલ–કૂદના તે પ્રકારો જેને ઈસ્લામે જાઈઝ ઠેરવ્યા છે

### [A] ભાગવા–દોડવામાં મુકાબલો

જાઈઝ ખેલના પ્રકારોમાંથી દોડવું પણ છે અને સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈન દોડવામાં મુકાબલો કરતા હતા અને

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને કોઈ મનાઈ નહિ ફરમાવી બલ્કે ખૂદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની પુનિત પત્ની હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાની સાથે દોડવામાં મુકાબલો તેમને ખૂશ કરવાના માટે અને સહાબા રદિયલ્લાહુ અન્હુમને તા'લીમ આપવાના માટે કર્યા કરતા હતા.

[B] **કુશ્તી**

ઈમામ અબૂ દાવૂદ રહિમહુલ્લાહ રિવાયત કરે છે કે :–

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત રુકાનહ રદિયલ્લાહુ અન્હુની સાથે કુશ્તી લડી અને આપે તેને કેટલીયે વખત પછાડી દીધો."

[C] **તીરંદાઝી**

જાઈઝ ખેલોના પ્રકારોમાંથી એક પ્રકાર તીરંદાઝી પણ છે. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબા રદિયલ્લાહુ અન્હુમના તે સમૂહો પાસેથી પસાર થતા હતા જેઓ તીરંદાઝી કરતા હતા તો તેમને પ્રોત્સાહન આપતા હતા અને તેમનાથી આ ઈર્શાદ ફરમાવતા કે,

"તમે બધાં તીરંદાઝી કરતા રહો, હું તમારા બધાંની સાથે છું."

[D] **નેઝાબાઝી❶**

મબાહ (જાઈઝ) ખેલોમાંથી નેઝાબાઝી પણ છે. જેથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હબ્શાવાળાઓને પોતાની મુબારક મસ્જિદમાં નેઝાબાઝીની ઈજાઝત આપી અને પોતાની પુનિત પત્ની હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાને તેમની આ નેઝાબાઝી જોવાની ઈજાઝત પણ આપી.

---

❶ નેઝહ = ભાલો, બરછી

## [E] ઘોડે સવારી

મબાહ (જાઈઝ) ખેલોમાં ઘોડે સંવારી પણ છે. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ચાર ચીઝોના સિવાય દરેક તે ચીઝ જેમાં અલ્લાહનો ઝિક્ર ન હોય તે ખેલ–કૂદ અને ભૂલ છે.

(૧) તીરંદાઝીના બંને નિશાનોની વચ્ચે દોડવું.
(૨) પોતાના ઘોડાઓની તરબિયત કરવું.
(૩) પોતાની પત્નીથી હંસી–મઝાક કરવું.
(૪) અને તરતા શીખવું." ('તબરાની')

અને હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :–

"પોતાની ઔલાદને તરતા અને તીરંદાઝી શિખવો અને તેમને એનો હુકમ આપો કે તેઓ ઘોડાની પીઠ પર કૂદીને સવાર થવાનું શીખે."

## [F] શિકાર ખેલવું

જાઈઝ અને મબાહ તેમજ નફાકારક તે ખેલ જેને ઈસ્લામે સ્વીકાર્યા છે તેમાંથી દરિયા (જળ) અને ખુશ્કી (સ્થળ)નો શિકાર પણ છે. એટલા માટે કે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"તમારા માટે (એહરામની હાલતમાં) દરિયાઈ (પ્રાણી)નો શિકાર કરવો અને તેનું ખાવું તમારા તેમજ સૌ મુસાફિરોના ફાયદા ખાતર હલાલ કરવામાં આવ્યું છે, પણ જયાં સુધી તમે એહરામની હાલતમાં રહો તમારા ઉપર ખુશ્કીનો શિકાર હરામ કરવામાં આવ્યો છે."

(સૂરએ 'માઈદહ' ૯૬)

નોંધ : શિકારની વધારે વિગતો અસલ કિતાબમાં મૌજૂદ છે. ટૂંકાણ જાળવવા માટે મેં નકલ કરી નથી. (મુહમ્મદ કમરુઝઝમાં)

## [૪] આંધળું અનુસરણ કરવાથી બચાવવું

તે મહત્ત્વની બાબતો જેની તરબિયત કરનારાઓએ ઘણી તકેદારી રાખવી જોઈએ તેમાંથી આ પણ છે કે બાળકને સમજવા–વિચારવા વગર આંધળું અનુસરણ કરવાથી તેમજ ચિંતન–મનન કરવા વગર બીજાઓનું અનુસરણ કરવાથી બચાવે.

એટલા માટે કે આંધળું અનુસરણ રૂહાની અને મનોવૈજ્ઞાનિક પરાજય અને પોતાના પર આત્મવિશ્વાસ અને ભરોસો ન હોવાની દલીલ છે. બલ્કે ઈન્સાન પોતાની ઝાત અને વ્યકિતત્વને પોતાની પ્રિય વ્યકિતના વ્યકિતત્વમાં ખત્મ અને ફના કરી દે છે.

એટલા માટે કે બૂરા અખ્લાકનું આંધળું અનુસરણ ઈન્સાનને ચોકકસ રીતે ઢીલાપણું અને આઝાદી (સ્વછંદતા) તેમજ ગેર વર્તણૂંકની જિંદગી સુધી પહોંચાડી દે છે.

એટલા માટે કે આંધળું અનુસરણ તે લોકોને જેઓ બીજાઓના તરીકાઓ અને અખ્લાકને અપનાવી લે છે, ઘણાં ખરા દીની ફરાઈઝ અને વાજિબાત તેમજ સામાજિક ઝિમ્મેદારીઓથી રોકી દે છે અને આર્થિક ઘડતર અને સાંસ્કૃતિક ક્ષેત્રમાં આગળ વધવાથી રુકાવટ બની જાય છે.

એટલા માટે કે આંધળું અનુસરણ :–

- ☐ અખ્લાકને બગાડવામાં,
- ☐ અને મર્દાનગીને ખત્મ કરવામાં,
- ☐ અને જાત–જાતની બીમારીઓને પૈદા કરવામાં,
- ☐ અને ઈઝઝત અને શરાફત તેમજ પાકદામની જેવા ફઝાઈલને મૂળમાંથી ઉખેડી નાંખવાના અસ્બાબમાંથી છે.

જેથી જયોર્જ બાલૂશી પોતાના પુસ્તક 'અસ્સૌરતુલ જિન્સિય્યહ'માં લખે છે કે :–

ઈ.સ. ૧૯૬૨માં (અમેરિકાના ત્યારના પ્રમુખ) કેનેડીએ સાફ સાફ કહ્યું કે,

"અમેરીકાનું ભવિષ્ય ખતરામાં છે એટલા માટે કે એના નવજવાન ગેરમાર્ગે ચાલનારા અને જાતીય લાગણીઓમાં ડૂબેલા છે. તેઓ એ ઝિમ્મેદારીઓને પાર પાડી શકતા નથી જે તેઓના પર નાંખવામાં આવી છે. દરેક તે સાત નવજવાન જેઓ ફોજમાં ભરતી થવા આવે છે તેમાંથી છ જવાન ભરતીને લાયક એટલા માટે નથી હોતા કે તેઓ જે જાતીય ખેલોમાં મસ્ત રહ્યા છે તેણે તેમને તેમની મનોવૈજ્ઞાનિક અને શારીરિક સલાહિયતોને ખત્મ કરી દીધી છે."

એટલા માટે ઈસ્લામે બીજાઓનું અનુસરણ કરવાથી રોકયા અને આંધળું અનુસરણ કરવાથી મનાઈ ફરમાવી. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ અમારામાંથી નથી જેણે બીજાની સાથે મુશાબહત (સમરૂપતા) અપનાવી. યહૂદીઓ અને નસારા (ઈસાઈઓ)ની સાથે મુશાબહત ઈખ્તિયાર ન કરો." ('તિરમિઝી શરીફ')

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ કોઈ કૌમની સાથે મુશાબહત (સમરૂપતા) ઈખ્તિયાર કરે છે તે તેઓમાંથી ગણાશે."

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહની લઅનત થાય તે મર્દો પર જેઓ ઔરતોની મુશાબહત (સમરૂપતા) ઈખ્તિયાર કરે છે અને તે ઔરતો પર જેઓ મર્દોની મુશાબહત ઈખ્તિયાર કરે છે." ('બુખારી શરીફ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંનો કોઈ શખ્સ દરેકની રાય (મંતવ્ય)ની પૈરવી કરનારો ન બને અને ન એ કહે કે,

'હું તો લોકોની સાથે છું, જો લોકો સારું કરશે તો હું પણ સારું કરીશ અને જો લોકો બૂરું કરશે તો હું પણ બૂરું કરીશ.'

બલ્કે પોતાની ઝાતને કાબૂમાં રાખો. જો લોકો સારો સુલૂક કરે તો તમે પણ સારો સુલૂક કરો અને જો લોકો બૂરાઈ કરે તો તમે તેમની બૂરાઈનો બદલો ભલાઈથી આપો." ('તિરમિઝી શરીફ')

પરંતુ આ નબવી હદીષોં જે બાબતોથી મનાઈ કરી રહી છે તે બધી આ તરફ માર્ગદર્શન કરી રહી છે કે ઈન્સાન પોતાના કિરદાર (ચરિત્ર), અખ્લાક, આદતો અને લિબાસમાં તે બાબતોના કારણે જે મેં અત્યારે જ બયાન કરી છે તેમાં બીજાની તકલીદ (અનુસરણ)થી બચે.

પરંતુ એવી ચીઝોમાં તકલીદ અને ઈત્તિબાઅ કરવી જે ઈસ્લામી ઉમ્મતના માટે ઈલ્મી રીતે ફાયદાકારક હોય દાખલા તરીકે :–

- ☐ ઈલ્મે તિબ્બ (તબીબી અથવા વૈદક શાસ્ત્ર),
- ☐ ગણિત શાસ્ત્ર (મેથેમેટિક્સ),
- ☐ ભૌતિક શાસ્ત્ર (ફીઝીક્સ)...

વગેરેથી ફાયદો ઉઠાવવો અને એટમ (અણું) અને આધુનિક યુદ્ધના સાધનોના રહસ્યો વગેરે જાણવું તો બધાંના નજીક સર્વાનુમતે જાઈઝ છે એટલા માટે કે એ કામો અલ્લાહ તઆલાના નીચે ટાંકેલા મુબારક ફરમાનમાં દાખલ છે :

"અને તૈયારી કરો તેમની (સાથે) લડાઈના માટે જે કંઈ જમા કરી શકો કુવ્વતથી." (સૂરએ 'અન્ફાલ' ૬૦)

અને એ જ પ્રમાણે નીચેની હદીષનો મઝમૂન પણ આ વાતનું સમર્થન કરે છે જેને 'તિરમિઝી' અને 'અસકરી'એ રિવાયત કરી છે :–

"હિકમત અને દાનાઈની વાત હકીમની ખોવાયેલી ચીઝ છે તે તેને જયાં પણ મળે ત્યાંથી તેનો સૌથી વધારે હકદાર છે."

## આંધળું અનુસરણ પ્રગટ થવાના પ્રસંગો

- ☐ સ્ત્રીઓએ એવો લિબાસ પહેરીને નીકળવું જે નગ્નતાની જેમ હોય જેમાં શરીર ખુલ્લુ હોય, (તેમના માટે) નબીએ બરહક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બતલાવ્યું છે કે :–

  "એવી ઔરતોં ન જન્નતમાં દાખલ થશે અને ન તેની (જન્નતની) ખૂશ્બૂ મેળવી શકશે."

- ☐ મોત વગેરે મુસીબતના સમયે ઈસાઈઓની મુશાબહતમાં કાળો લિબાસ પહેરવો.
- ☐ સામાન્ય હાલત અને ગુસ્સામાં ગૈરુલ્લાહના નામની કસમ ખાવી.
- ☐ ગૈરમહરમો જેમકે : દિયર, પિતરાઈ ભાઈઓ વગેરેની સામે પર્દા વગર ઉઘાડે માથે જવું.

અંતમાં લેખક રહિમહુલ્લાહુ લખે છે કે :–

હિપ્પીવાદ, ગેર માર્ગે ચાલવાનું લક્ષણ અને આઝાદી તથા બેલગામીનું પ્રતીક બની ગયું છે તો પછી કોઈ પણ અકલમંદ શું એ કહી શકે છે કે ઈસ્લામ પોતાના નવજવાનોના માટે પસંદ કરશે કે તે ગેરમાર્ગે ચાલનારાઓ અને આઝાદી (સ્વછંદતા) પસંદ કરનારાઓની સંખ્યામાં વધારો કરે અને તેમની (હિપ્પીઓની) જમાઅતને વધારે, જયારે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ પ્રમાણે ઈર્શાદ ફરમાવી રહ્યા છે :–

> "જે શખ્સ કોઈ કૌમની સંખ્યામાં વધારો કરે છે તો તે તેમાં જ ગણાય છે." ('અબૂ યઅલા')

શું હિપ્પીપણું અને ખભાઓ સુધી વાળ વધારવામાં ઔરતો સાથે રુસ્વાજનક મુશાબહત (સમરૂપતા) નથી થતી ? જયારે કે અલ્લાહ તઆલા તો એવા મર્દો પર લઅનત મોકલાવે છે જે ઔરતોંથી મુશાબહત (સમરૂપતા) ઈખ્તિયાર કરે.

એટલા માટે હે માનવંત તરબિયત કરનાર સાહિબો ! આપ આ પૂરી કોશિશ કરો કે આપ પોતાના બાળકોના સામે આ બધા ગંદા દશ્યો અને બેહયા (નિર્લજ્જ) સ્વરૂપો અને સૂરતો (ચહેરાઓ) તેમજ છીછરી આદતોંની બૂરાઈઓને ખોલીને મૂકી દે (વિસ્તારપૂર્વક સમજાવી દે.)

ઉપરાંત તમારા પર લાઝિમ છે કે તેમને આ યકીન કરાવી દે કે આંધળા અનુસરણની બીમારી તે ખતરનાક બીમારીઓમાંથી છે કે જે ઈઝઝત અને શરાફતને બરબાદ કરવાના અને અખ્લાકને બગાડવાના અસ્બાબમાંથી મોટો સબબ છે.

શક્ય છે કે આપની આ મહેનતથી આપના જિગરજાન બાળકો સહીહ રસ્તા પર ચાલે અને અક્કલ અને સમજથી કામ લે અને કોઈ પ્રકારના ફિત્ના તેમને સહીહ રસ્તાથી ન હટાવી શકે અને ન તેમના પર પોતાનો દાવ ચલાવી શકે.

## [૫] ખરાબ સાથીઓથી બચાવવું

બૂરી સોહબત બાળકની અખ્લાકી વિકૃતી અને બગાડના મોટા સબબોમાંથી છે. ખાસ કરીને જો બાળક કમસમજ, મંદબુદ્ધિનો, નબળા અકીદાવાળો હોય તો ખરાબ લોકોની સોહબતથી જલ્દી પ્રભાવિત થઈ જાય છે અને થોડા જ સમયમાં તેમની બૂરી આદતો અને સિફતોમાં રંગાઈ જાય છે જેનું પરિણામ આ થાય છે કે ગુનાહ તેનો સ્વભાવ અને વિકૃતી તેની આદત બની જાય છે. તે પછી તરબિયત કરનારના માટે તેને સીધા રસ્તા પર લાવવું અને બદબખ્તીના ખાડામાંથી બહાર કાઢવું ઘણું મુશ્કિલ થઈ જાય છે.

**નોંધ :** એના વિષે લેખક અગાઉ વિગતવાર લખી ચૂકયા છે ત્યાં વાંચી લેવામાં આવે. **(મુહમ્મદ કમરુઝઝમાં)**

## [૬] ખરાબ અખ્લાકથી બચાવવું

લેખક રહિમહુલ્લાહ 'અખ્લાકી તરબિયતની ઝિમ્મેદારી' અને 'શારીરિક તરબિયતની ઝિમ્મેદારી'ની બાબતમાં બાળકોની ખાસ ખાસ

બદઅખ્લાકીઓ અને બીમારીઓ તેમજ તેના ઈલાજના વિષે બયાન કરી ચૂકયા છે જેથી તેને ત્યાં વાંચી લેવામાં આવે. ટૂંકમાં તે બદઅખ્લાકીઓ અને બીમારીઓ જેનાથી પોતાના બાળકોને બચાવવું જોઈએ તે નીચે પ્રમાણે છે :–

(૧) જૂઠું બોલવાની આદત
(૨) ચોરીની આદત
(૩) ગાળ–ગલોચની આદત
(૪) આઝાદી (સ્વછંદતા) અને ગેરમાર્ગે ચાલવાની આદત
(૫) ધૂમ્રપાન અને તંબાકુ ખાવાની આદત❶
(૬) હસ્તદોષ (પોતાની ગુપ્ત ઈન્દ્રિયને હાથ વડે પંપાળીને વિર્યસ્ખલન કરવા)ની આદત
(૭) કેફી અને નશાકારક ચીઝોના સેવનની આદત
(૮) ઝિના (વ્યભિચાર) અને છોકરાઓ સાથે સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કરવાની આદત.

તરબિયત અને અખ્લાકની બાબતના અભ્યાસીઓને ત્યાં આ વાત નકકી છે કે ઉપર જણાવેલી આદતોં બાળકના અખ્લાકી બગાડ અને તેના ચરિત્રને ખરાબ કરવામાં ખતરનાક ભાગ ભજવે છે. એટલા માટે જો તરબિયત કરનારાઓ બાળકોની દેખરેખ અને ભલુ ઈચ્છવામાં પોતાનો સહીહ ભાગ નહિ ભજવશે તો બાળકો અનિવાર્ય રીતે ગુમરાહીના ખાડામાં પડશે અને અંધારા પ્રદેશોમાં ભટકતા રહેશે પછી એવી સૂરતમાં સુધારક અને તરબિયત કરનારના માટે આ મુશ્કિલ થશે કે તેમને સીધા રસ્તા પર લાવી શકે અને સત્ય તેમજ સત્યવાદીઓની સાથે સંબંધ પૈદા કરી શકે.

## [૭] હરામથી બચાવવું

સાવચેત કરવાની બાબતમાં એક મહત્ત્વની બાબત આ પણ છે કે,

❶ પાનમાં તંબાકૂ ખાવું, તંબાકૂમાંથી બનતા પદાર્થો જેવાકે, ગુટખા વગેરે ખાવું, તંબાકૂમાં ચુનો મેળવીને ખાવું, બીડી, સિગારેટ, હુકકો, ચલમ વગેરે ધૂમ્રપાન કરવું, એ બધાં વ્યસનોનો એમાં સમાવેશ થાય છે.

બાળકોને હરામથી બચાવવામાં આવે અને આ બાબતમાં તેમને ખૂબ સાવચેત કરવામાં આવે.

(શરીઅતના) કાનૂનના વિદ્વાનોએ હરામની વ્યાખ્યા આ કરી છે કે :–

- ☐ હરામ તે છે જેને છોડવાનો શરીઅતે સખ્તીથી હુકમ આપ્યો છે,
- ☐ અને તે કામ કરનારને આખિરત યા દુનિયાની સજાને લાયક ઠેરવ્યા છે. જેમકે : કત્લ કરવું, વ્યભિચાર કરવું, શરાબ પીવું, જુગાર રમવું, યતીમનો માલ ખાવું, માપ–તોલમાં કમી કરવું...વગેરે.

હવે હું આપની સામે મહત્ત્વની હરામ ચીઝો બયાન કરું છું કે જેથી આપને બાળકની તા'લીમ અને રહનુમાઈમાં આસાની થાય.

## [A] ખાવા–પીવામાં હરામ ચીઝો

- ☐ મુરદહ જાનવર,
- ☐ લોહી,
- ☐ ડુકકરનું ગોશ્ત,
- ☐ તે જાનવર જેને ગૈરુલ્લાહના નામ પર ઝબહ કરવામાં આવ્યું હોય,
- ☐ તે જાનવર જેને ઝટકા વડે કાપવામાં આવ્યું હોય,
- ☐ તે જાનવર જેનું ગળું દબાવીને મારી નાંખવામાં આવ્યું હોય,
- ☐ તે જાનવર જેને ઊંચી જગ્યાએથી નીચે પટકીને મારવામાં આવ્યું હોય,
- ☐ તે જાનવર જેને ફાડી ખાનારા પશુઓ (વાઘ, સિંહ વગેરે)એ ખાધું હોય,
- ☐ અને તે જાનવર જે મૂર્તિઓ (ગૈરુલ્લાહ)ના માટે ઝબહ કરવામાં આવ્યું હોય.

આ સર્વ હરામ છે જેમકે અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારા ઉપર હરામ કરવામાં આવ્યું મુરદાર જાનવર અને (વહેતું અથવા વહી શકે તેવું) લોહી અને ડુકકરનું માંસ (તથા તેની સઘળી જ વસ્તુઓ) અને જે જાનવર પર અલ્લાહના સિવાય બીજાનું નામ પુકારવામાં આવે. અને જે જાનવર ગળું દાબવાના કારણે કે મારના કારણે

અથવા ઊંચેથી પડી જવાના કારણે કે શીંગડું વાગવાના કારણે મરણ પામે અને તે જાનવર જેને હિંસક પ્રાણી ફાડી ખાય, પરંતુ જેને તમે (પ્રાણ નીકળવા પહેલાં) ઝબહ કરી શકયા (તે હલાલ છે.) તેમજ તે જાનવર જે કોઈ (મૂર્તિ વગેરેની) થાનક પર વધ થયું હોય, અને ફાલના તીરોથી (ગોશતની) વહેંચણી કરવી પણ એ બધું ગુનાહનું કામ છે.''

(સૂરએ 'માઈદહ' ૩)

મુરદાર હરામ જાનવરોમાં ઈસ્લામી શરીઅતે માછલી અને ટિડ્ડી (તીડ) અને લોહી પૈકી કલેજી અને તિલ્લીને અપવાદ રાખ્યા છે. કારણકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

''આપણા માટે બે મુરદાર (પ્રાણીઓ) માછલી અને ટિડ્ડી (તીડ) અને બે લોહી કલેજી અને તિલ્લી હલાલ કરી દેવામાં આવ્યા છે.''

ઉપર દર્શાવેલી ચીઝોં સર્વ સામાન્ય સંજોગોના માટે છે પરંતુ મજબૂરીની હાલતમાં એના હુકમમાં તફાવત છે એટલા માટે કે એવી સૂરતમાં એને ખાવું બે શર્તોની સાથે જાઈઝ છે.

(૧) લિજજત મેળવવાના માટે અને ઉજાણી કરવા માટે ન હોય.
(૨) જરૂરત કરતા વધારે ન ખાય જેમકે અલ્લાહ તઆલાના નીચેના પાક ઈર્શાદમાં એનો હુકમ મૌજૂદ છે :–

''અલ્લાહે તો તમારા પર મુરદાર અને (વહેતું) લોહી તથા ડુકકરનું માંસ અને જેના ઉપર અલ્લાહના સિવાય બીજાનું નામ લેવામાં આવે તે જ હરામ કર્યું છે. પછી જે કોઈ (અતિશય ભૂખના કારણે તે ખાવા) તદન લાચાર થઈ જાય (તો વાંધો નથી) પણ મજા ઉડાવનાર અને હદથી વધનાર ન હોય તો બેશક, અલ્લાહ બખ્શનાર (અને) દયાળુ છે.''

(સૂરએ 'નહલ' ૧૧૫)

તેની હિકમત આ છે કે ઈન્સાની જિંદગીને બચાવવામાં આવે અને

લોકોને તકલીફ અને મૂંઝવણમાં ન નાંખવામાં આવે એટલા માટે કે પવિત્ર શરીઅતમાં તંગી નથી. 'લા હ—ર—જ ફિલ ઈસ્લામ'

એ જ રીતે શરાબ અને બીજી નશાકારક અને કૈફી વસ્તુઓનો ઉપયોગ હરામ છે અહીં સુધી કે કેટલીક દવાઓમાં તેની હિફાઝતના માટે જે એક ખાસ પ્રમાણમાં આલ્કોહોલ મેળવવામાં આવે છે તો તે નીચે જણાવેલી શરતોની સાથે જાઈઝ છે :—

(૧) જો એ (આલ્કોહોલ મિશ્રિત) દવાનો ઉપયોગ ન કરવામાં આવે તો તેના કારણે તંદુરસ્તી પર ખતરનાક સૂરત પેશ આવવાનો ખતરો હોય.
(૨) એના સિવાય બીજી કોઈ હલાલ અને જાઈઝ દવા મૌજૂદ ન હોય.
(૩) એ દવાને કોઈ નિષ્ણાત, અનુભવી અને દીનદાર મુસ્લિમ ડોકટર તજ્વીજ કરે.

આ પ્રકારની આસાની અને સહૂલત પૈદા કરવાનું કારણ આ છે કે ઈસ્લામના બુનિયાદી અહકામો મુશ્કિલીને દૂર કરવા અને ફાયદો તથા લાભ પહોંચાડવા પર આધારિત છે જેની બુનિયાદ અલ્લાહ તઆલાનો નીચેનો મુબારક ઈર્શાદ છે :—

"તે છતાં (પણ એવી સહેલાઈ છે કે) જે માણસ (અતિશય ભૂખના કારણે) તદ્દન લાચાર થઈ જાય (તેને છૂટ છે, પણ ઉપરોકત વસ્તુઓ ખાવામાં) હુકમનો અનાદર કરે નહિ તેમ હદ વટાવે નહિ તો તેના ઉપર કંઈ ગુનાહ નથી."❶

(સૂરએ 'બ—ક—રહ' ૧૭૩)

❶ કોઈ માણસ ભૂખે મરી જતો હોય અને કોઈ પ્રકારે કંઈ જ ખાવાનું ન મળે તો આ હરામ વસ્તુઓ તેને માટે એ શરતે દુરુસ્ત છે કે નાફરમાની ન કરે એટલે મરણતોલ થવા પહેલાં ખાય નહિ અને હદ વટાવે નહિ. એટલે પ્રાણ બચી શકે તેટલું જ ખાય તો ગુનાહ નથી, નહિ તો ગુનાહગાર થશે.

## [B] લિબાસ અને પોષાકમાં હરામ ચીઝો

ઈસ્લામના બુનિયાદી ઉસૂલોમાંથી આ પણ છે કે મુસલમાન મુનાસિબ શિકલ અને સૂરતમાં લોકોની સામે આવે.

જેથી અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો :–

"હે આદમની ઔલાદ ! અમે તમારા માટે પોષાક ઉત્પન્ન કર્યો કે જે તમારી નગ્નતાને ઢાંકે છે અને (તે તમારા શરીરનો) શણગાર પણ છે."

(સૂરએ 'અઅરાફ' ૨૬)

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે :–

"હે આદમની ઔલાદ ! તમે મસ્જિદની દરેક હાજરી વખતે પોતાનો લિબાસ પહેરી લેતા રહો."

(સૂરએ 'અઅરાફ' ૩૧)

પરંતુ આ પણ યાદ રહે કે આ મબાહ (જાઈઝ) શોભા–શણગારમાં સમતોલન અને મધ્યમ માર્ગના દામનને છોડવામાં ન આવે કારણકે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"અને તે લોકો જયારે ખર્ચ કરે છે તો (ગુનાહના કામમાં) નકામો ખર્ચ કરતા નથી અને ન (સવાબના કામમાં) ઓછો ખર્ચ કરે છે અને તેમનો ખર્ચ એની વચ્ચે મધ્યમસર હોય છે."

(સૂરએ 'ફુરકાન' ૬૭)

અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ખાઓ, પીઓ, પહેરો અને સદકહ કરો કોઈ પણ જાતના ફુઝૂલ (નકામા) ખર્ચ અને તકબ્બુર (ઘમંડ) વગર."

('બુખારી શરીફ')

ઈસ્લામે મુસલમાનોને સ્વચ્છતા અને સફાઈ તથા સુઘડતા માટે પ્રોત્સાહન આપ્યું છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"સ્વચ્છતા (સફાઈ) અપનાવો એટલા માટે કે ઈસ્લામ સાફ, સુઘડ દીન છે."

**('ઈબ્ને હિબ્બાન')**

ઉપરાંત ઈસ્લામે જુમ્અહ અને બંને ઈદોના પ્રસંગે સ્વચ્છતા અને શણગાર માટે પ્રોત્સાહન આપ્યું છે બલ્કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક માલદાર સહાબીથી ઈર્શાદ ફરમાવ્યો કે,

"જ્યારે અલ્લાહે તમને માલ આપ્યો છે તો અલ્લાહ તઆલાની નેઅમતની અસર તમારા પર જાહેર થવી જોઈએ."

ઉપરાંત ઈસ્લામે માથા અને દાઢીના બાલોને ઠીક કરવાનો હુકમ આપ્યો છે. ઈસ્લામે માત્ર આ ચીઝો મબાહ અને જાઈઝ ઠેરવવા પર સંતોષ નથી માન્યો બલ્કે તેને અપનાવવા માટે ઈન્સાનથી આગ્રહ રાખ્યો છે. અને જે લોકોએ એને હરામ કર્યું છે તેમને ધમકાવ્યા છે.

જેથી અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ પૂછો કે અલ્લાહની તે શોભા જેને તેણે પોતાના બંદાઓ માટે પૈદા કરી છે તેને, તેમજ ખાવા (પીવા)ની પવિત્ર ચીઝોંને કોણે હરામ કરી છે ?"

**(સૂરએ 'અઅરાફ' ૩૨)**

## કેટલીક વસ્તુઓના ઉપયોગની મનાઈ

### [૧] મર્દો માટે સોનું અને રેશમ હરામ હોવું

હઝરત સય્યિદિના અલી કર્રમલ્લાહુ વજહહૂ ફરમાવે છે કે :–

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ રેશમનો એક ટુકડો પોતાના જમણાં હાથમાં લીધો અને સોનું ડાબા હાથમાં લીધું અને ઈર્શાદ ફરમાવ્યો કે,

"આ બંને ચીઝોં મારી ઉમ્મતના મર્દોં માટે હરામ છે અને તેમની ઔરતોના માટે હલાલ છે. હાં, જો કોઈ બીજું કપડું ન હોય તો એનાથી શર્મગાહ (ગુપ્ત ભાગ) છુપાવવું જાઈઝ છે."

**('અબૂ દાવૂદ શરીફ')**

મર્દોના માટે ચાંદીની વીંટી પહેરવી જાઈઝ છે જેનું પ્રમાણ હનફી મસ્લકમાં આ છે કે સાડા ચાર માશહ (ગ્રામ)થી ઓછું હોય અને સારું આ છે કે એને ડાબા હાથની નાની આંગળી (ટચલી આંગળી)માં પહેરે.

**('આલમગીરી' ૫/૩૩૬)**

**નોંધ :** પરંતુ અફસોસ કે આ બાબતમાં જાઈઝ—નાજાઈઝનો ખ્યાલ નથી કરવામાં આવતો બલ્કે કેટલાક લોકો તો બબ્બે વીંટી પહેરે છે અને કેટલાક સોનાની વીંટી પહેરે છે જે બિલકુલ હરામ છે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

**[૨] ઔરતે અને મર્દે એક બીજાની મુશાબહત (મળતાપણું, સમરૂપતા) કરવી હરામ છે**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે :—

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એવા મર્દો પર લઅનત મોકલી છે જેઓ ઔરતથી મુશાબહત (મળતાપણું, સમરૂપતા) અપનાવે છે અને એવી ઔરતો પર જેઓ મર્દોની મુશાબહત ઈખ્તિયાર કરે છે."

ઉપરાંત એક મૌકા પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે ઔરતો અમારામાંથી નથી જે મર્દોની સાથે મુશાબહત (સમરૂપતા) ઈખ્તિયાર કરે અને ન તે મર્દ જે ઔરતોની સાથે મુશાબહત ઈખ્તિયાર કરે."

('ઈમામ અહમદ')

આપણા નવજવાન મર્દો અને ઔરતોમાં એક બીજાથી મુશાબહત અને આંધળુ અનુસરણ કરવાની બીમારી ઘણી આમ થઈ ગઈ છે એટલા માટે તરબિયત કરનાર સાહિબોને જોઈએ કે આ બીમારીનો ઘણા ઉમદા તરીકાથી ઈલાજ કરે.

**[૩] રિયાકારી (દંભ) અને તકબ્બુર (ઘમંડ)ના માટે પોષાક પહેરવું હરામ છે**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ રિયાકારી (દંભ)ના માટે પોષાક પહેરશે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને ઝિલ્લત અને રુસ્વાઈનો લિબાસ પહેરાવશે."

('ઈમામ અહમદ', 'અબૂ દાવૂદ શરીફ', 'નસાઈ શરીફ')

રિયાકારીના પોષાકથી મુરાદ આ છે કે ઈન્સાન કિંમતી અને શાનદાર લિબાસ મોટાઈ બતાવવા માટે અને ફખ્ર તથા ગર્વના માટે પહેરે. તો જાહેર છે કે આ દેખાડો, તકબ્બુર અને અકકડપણું (મગરૂરી) પૈદા કરે છે અને અલ્લાહ તઆલા ઘમંડી માણસને પસંદ નથી ફરમાવતો.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ તકબ્બુરના કારણે લિબાસને ઘસડીને ચાલે છે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની તરફ રહમતની નજર નહિ ફરમાવશે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

એટલા માટે મુસલમાનોને જોઈએ કે પોતાના લિબાસ, પોષાક,

ખાવા–પીવાની અને ઘરની સાધન–સામગ્રીમાં સમતોલન અને મધ્યમ માર્ગ અપનાવે કે જેથી ઘમંડ અને મોટાઈ સવાર ન થાય તેમજ ઈતરાવવાનો જઝબહ ગાલિબ ન થાય.

## [૪] અલ્લાહની રચના અને સ્વરૂપને બદલવું હરામ છે

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ગૂદનારી (છૂંદણાં કરનારી) અને ગૂદાવનારી (છૂંદણાં કરાવનારી) તેમજ દાંતોને બારીક કરનારી અને દાંતોને બારીક કરાવનારી (ઔરત) પર લઅનત મોકલી છે."

('મુસ્લિમ શરીફ')

એટલા માટે કે એમાં ઈન્સાનને અઝાબ (દુ:ખ) થાય છે. અને અલ્લાહની ખિલ્કત (રચના અને સ્વરૂપ)માં ફેરફાર અને પરિવર્તન થાય છે અને અલ્લાહના ફેસલા અને તકદીર પર નારાઝગી જાહેર થાય છે. અને કુર્આને કરીમે આ ફેરફાર અને પરિવર્તનને શયતાની અસર ઠેરવ્યા છે જેના મારફતે તે (શયતાન) પોતાના પગલે ચાલનારને ગુમરાહ કરે છે.

"અને તેમને શિખવીશ કે જેથી તેઓ અલ્લાહના રચેલા સ્વરૂપોને બદલી નાંખે."❶ (સૂરએ 'નિસા–અ' ૧૧૯)

❶ શયતાન સજદહ નહિ કરવાથી મરદૂદ થયો ત્યારે જ તેણે કહ્યું હતું કે,

"હું આદમ (અલયહિસ્સલામ)ના કારણે ખરાબ થયો, તેથી એના વંશજોમાંથી ઘણાંને ખરાબ કરીશ. એટલે જે લોકો મારા કાબૂમાં આવશે તેઓને સત્ય માર્ગથી ભરમાવીશ અને તેઓને એવી ભ્રમણા આપીશ કે કિયામત આવનાર જ નથી. તો હિસાબ અને તેના પછીના સવાબ–અઝાબની વાત જ કયાં રહી ? માટે અઝાબ વગેરેથી નિર્ભય બની આજીવિકામાં ગમે તે પ્રકારે વૈભવ–વિલાસ અને મોજ માણવામાં મંડેલા રહો. તદુપરાંત, મૂર્તિઓના નામે

ફૂટનોટ આગળના પાના ઉપર ચાલુ...

ખૂબસૂરતીના માટે જે વાઢકાપ (સર્જરી) કરવામાં આવે છે તેમાં તે ઓપરેશન વગેરે અપવાદ છે જે એટલા માટે કરવામાં આવે છે કે તેના મારફતે ઈન્સાનને દર્દ અને કષ્ટથી બચાવી શકાય. દાખલા તરીકે :–

- વધારાની આંગળી અથવા ગાંઠ વગેરે કાપવા.
- અથવા જેને કાપવાનો શરીઅતે હુકમ આપ્યો છે દાખલા તરીકે : વાળ કાપવા, નખ કાપવા, બગલના અને ડૂંટી નીચેના વાળ કાપવા કે જેથી લોકોની તકલીફ દૂર થાય અને સફાઈ તથા સ્વચ્છતા હાસિલ થાય.

**[૫] દાઢી મૂંડાવવું હરામ છે**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"મૂંછો કાપો અને દાઢી વધારો અને અગ્નિપૂજકોની મુખાલિફત કરો." **('મુસ્લિમ શરીફ')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દાઢી વધારો, મૂંછો કતરાવો અને યહૂદ અને નસારાની સાથે મુશાબહત (મળતાપણું, એકરૂપતા) ઈખ્તિયાર ન કરો." **('ઈમામ અહમદ')**

---

**ફૂટનોટ પાછળના પાનાથી ચાલુ...**

પશુઓના કાન ચીરીને છોડી મૂકવાનું તેમજ અલ્લાહ તઆલાના અર્પણ કરેલા સ્વરૂપમાં ફેરફાર કરવાનું શિખવીશ."

સ્વરૂપમાં ફેરફાર કરવું જેમકે : હિજડા બનવું અથવા શરીરમાં સોયથી છૂંદણા વગેરે પાડવા અથવા બાળકોને માથે કોઈના નામની ચોટલી રાખવી, દાઢી મૂંડાવવી પણ એમાં જ દાખલ થાય છે. મુસ્લિમોએ એવા શયતાની કામોથી બચવું જરૂરી છે.

આ ઉપરાંત બીજી હદીષોમાં દાઢી વધારવાની બાબતમાં ખૂબ જ તા'કીદી શબ્દો આવેલા છે જેની બિના પર ચારેય ઈમામોની નઝદીક દાઢી વધારવું વાજિબ છે અને તેને મૂંડાવવું હરામ છે.

હાં, જો દાઢી એક મુટ્ઠી કરતા વધારે હોય તો હનફીઓની નઝદીક એ વધારાના ભાગને કાપવું મસનૂન છે. ('શામી' ૫/૩૫૯)

જેમકે હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી થાનવી નવ્વરલ્લાહુ મરકદહુ (પોતાની કિતાબ) 'અત્તરાઈફુ વઝઝરાઈફ'માં લખે છે :–

'મફાતીહ વ ગરાઈબ'માં આ હદીષના અંતમાં આ શબ્દ પણ છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની મુબારક દાઢી જયારે એક મુટ્ઠી કરતા વધી જતી ત્યારે લંબાઈ અને પહોળાઈમાં કાપતા હતા.

ઉપરાંત બુખારી શરીફમાં છે કે :–

હઝરત ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમા જયારે હજ યા ઉમરહથી ફારિગ થતા હતા ત્યારે પોતાની દાઢીને મુટ્ઠી વડે પકડી લેતા હતા અને જે હિસ્સો (આ મુટ્ઠી કરતા) વધારે હોય તેને કાપી નાંખતા હતા.

('બુખારી શરીફ' ૨/૮૭૫)

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુ પણ એક મુટ્ઠી કરતા વધારે કાપી દેતા હતા. (હાશિયએ 'બુખારી શરીફ' ૨/૮૭૫)

એનાથી સાબિત થયું કે દાઢીનું મસનૂન પ્રમાણ એક મુટ્ઠી છે એટલે એનાથી ઓછી કરવી અને ખસખસી દાઢી રાખવી શરીઅતની રૂએ જાઈઝ નથી. ('ફતાવા રહીમિય્યહ' ૬/૨૪૩)

એટલે આ નબવી હદીષો અને ફિકહી નુસૂસથી આ વાત સ્પષ્ટ રીતે સામે આવી ગઈ કે દાઢીને મૂંડવું હરામ છે. અલ્લાહ તઆલા આપણાં નવજવાનોને સીધો રસ્તો બતાવે. આમીન !

## [૬] સોના–ચાંદીના વાસણોનું હરામ હોવું

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ ચાંદી–સોનાના વાસણોમાં ખાય–પીએ છે તે પોતાના પેટમાં જહન્નમની આગ ઠાલવે છે."

ઈમામ બુખારી રહિમહુલ્લાહ હઝરત હુઝૈફા રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

અમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સોના–ચાંદીના વાસણોમાં ખાવા–પીવાથી મના ફરમાવ્યું છે અને અમને રેશમ અને રેશમી કપડાં પહેરવાથી અને તેના પર બેસવાથી મના ફરમાવ્યું છે અને આ ફરમાવ્યું કે એ (સોના–ચાંદી) દુનિયામાં કાફિરોના માટે છે અને આપણા માટે આખિરતમાં છે.

એમાં હિકમત આ છે કે મુસલમાનોના ખાનદાનને નિંદનીય ઐશ અને ઈશરતના અસ્બાબ અને (અલ્લાહના) ગુસ્સાના લાયક મોટાઈ અને તકબ્બુર (ઘમંડ) દેખાડવાથી પાક રાખવામાં આવે.❶

## [૭] તસ્વીરો અને મૂર્તિઓનું હરામ હોવું

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કિયામતના દિવસે સૌથી સખ્ત અઝાબ તસ્વીર બનાવનારા–ઓને થશે." ('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે લોકો આ તસ્વીરો બનાવે છે તેમને કિયામતના દિવસે અઝાબ આપવામાં આવશે અને તેમનાથી કહેવામાં આવશે કે :

---

❶ એટલે સોના–ચાંદીના વાસણમાં ખાવું–પીવું ઔરત માટે પણ હરામ છે.

જે તમે બનાવ્યું છે તેને જીવંત કરીને બતાવો !"

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ફરિશ્તા તે ઘરમાં દાખલ નથી થતાં જેમાં કૂતરો યા તસ્વીર હોય."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

આ હદીષોં સમગ્ર રીતે અત્યંત સ્પષ્ટ રીતે આ વાત પર દલીલ કરે છે કે તસ્વીરોં, મૂર્તિઓ હરામ છે. ભલે તે પૂતળાંની શિકલમાં હોય કે ન હોય. અને ભલે તે ફોટોગ્રાફીના ઝરીઆથી હોય કે તેના વગર હોય. અને ભલે તેને અપમાન અને તિરસ્કાર તરીકે બનાવવામાં આવ્યા હોય યા માન અને સન્માનના માટે. કારણકે એમાં અલ્લાહ તઆલાની સિફતે ખલ્ક (સર્જનશકિત)નો મુકાબલો છે.

હાં, મનાઈ કરેલી તસવીરોમાંથી વૃક્ષો અને તે ચીઝોની તસ્વીરઃ અપવાદ છે જેમાં જીવ ન હોય. એટલા માટે હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમા એ એક તસ્વીર બનાવનારને જયારે તસ્વીર બનાવવાની વઈદ (સજાની ધમકી) સંભળાવી તો તે ગભરાઈ ગયો.

તો ફરમાવ્યું કે,

"તમને શું થઈ ગયું છે ? જો તમે તસ્વીરો બનાવવા જ ચાહતા હોય તો પછી વૃક્ષો અને એવી ચીઝોંની તસ્વીરો બનાવો જે નિર્જીવ હોય."

રહી કેમેરા વગેરેની તસ્વીરો અને ફોટાઓ તો એ ચોકકસ અને સુપષ્ટ નુસૂસ (કુર્આન શરીફની આયતો અને હદીષોં) તેમજ દલીલોના કારણે બિલકુલ નાજાઈઝ છે પરંતુ જો મજબૂરી યા (અનિવાર્ય) જરૂરત હોય જેમકે : ઓળખ [Identity] કાર્ડ યા પાસપોર્ટ યા શંકાસ્પદ લોકો અને અપરાધીઓની તસ્વીરો પાડવી યા કોઈ બાબતના સ્પષ્ટીકરણ વગેરેના માટે તસ્વીરોને માધ્યમ બનાવવામાં આવે તો એ પેલા સામાન્ય

કાયદા હેઠળ આવે છે જેમાં આ આવે છે કે :–

"જરૂરત મનાઈ કરેલી ચીઝોને મબાહ (જાઈઝ) કરી દે છે."

હાં, આ તરફ પણ ઈશારો જરૂરી છે કે ઘણાં તે ખાનદાનો જે ઈસ્લામના દા'વેદાર છે, તેમના ઘરોમાં મોટી–મોટી તસ્વીરો આ દલીલ હેઠળ લટકાવેલી છે કે એ બાપ–દાદા યા ખાનદાનની યાદગાર છે અને તેને જાનદાર મૂર્તિઓની જેમ શણગારીને ઘરમાં આમ–તેમ રાખવામાં આવે છે અને એ જ પ્રમાણે એવા પરદાઓ દીવાલો પર લગાવવામાં આવે છે જેના પર તસ્વીરો બનેલી હોય છે. આ બધા જાહિલિયતના જમાનાના કામો છે બલ્કે તે મૂર્તિપૂજાની નિશાનીઓ છે જેને ઈસ્લામે જડ મૂળમાંથી ઉખેડી નાંખી છે.

એટલા માટે માતા–પિતા અને તરબિયત કરનારાઓને જોઈએ કે તેઓ પોતાના ઘરોને આ નાજાઈઝ અને હરામ ચીઝોથી સાફ–સ્વચ્છ રાખે કે જેથી અલ્લાહ તઆલાની રઝા (પ્રસન્નતા) હાસિલ થાય અને તે લોકોમાં શામિલ થાય જેમનો ઉલ્લેખ અલ્લાહ તઆલાએ નીચેની આયતમાં ફરમાવ્યો છે :–

"અને જે કોઈ (જરૂરી બાબતોમાં) અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હુકમ માની લેશે તો તેઓ પણ તે લોકોની સાથે (જન્નતમાં) હશે, જેઓ પર અલ્લાહે ખાસ કૃપા કરી છે. એટલે નબીઓ અને સિદીકો તથા શહીદો અને નેક લોકો અને એ (બુઝુર્ગો) બહુ સારા સહવાસી છે." (સૂરએ 'નિસા–અ' ૬૯)

## [C] જાહિલિયતના જમાનાના નાજાઈઝ અકીદાઓ

ગૈબનો ઈલ્મ અલ્લાહ તઆલાના સિવાય કોઈને નથી. તે પોતાના બંદાઓમાંથી જેને ચાહે છે તેને ગૈબની જાણ કરે છે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

"(તે જ) ગૈબનો જાણનાર છે અને તે પોતાના ભેદની કોઈને ખબર આપતો નથી. પરંતુ પયગમ્બરોમાંથી જેને પસંદ કરે તેને (ભેદની જાણ કરે છે.)" **(સૂરએ 'જિન્ન' ૨૬,૨૭)**

એટલે જે શખ્સ હકીકી ગૈબ જાણવાનો દા'વો કરે છે તે અલ્લાહ પર અને હકીકત પર અને લોકો પર જૂઠાણું બાંધે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :–

"આપ ફરમાવી દો કે જેટલી મખ્લૂક આકાશો તથા પૃથ્વીમાં છે તે કોઈ પણ ગૈબની વાત જાણતું નથી પણ અલ્લાહ જ જાણે છે અને (એ જ કારણથી) તેઓને ખબર નથી કે તેઓ કયારે પાછા સજીવન કરવામાં આવશે." **(સૂરએ 'નમ્લ' ૬૫)**

આ અકીદાની બિના પર અલ્લાહ તઆલાએ નીચે જણાવેલા અકીદાઓને નાજાઈઝ ઠેરવ્યા છે :–

**[૧] ભવિષ્યવાણી કરનારની, જયોતિષની વાતને સાચી માનવી હરામ છે**

એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"જે શખ્સ કોઈ જયોતિષની પાસે જઈને તેનાથી કોઈ ચીઝના વિષે પૂછે અને તેની વાતને સાચી માને તો તેની ચાલીસ દિવસની નમાઝ કબૂલ ન થશે." **('મુસ્લિમ શરીફ')**

**[૨] તીર વડે ફાલ કાઢવું હરામ છે**

એટલા માટે કે અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો :–

"હે ઈમાનવાળાઓ ! આ શરાબ અને જુગાર તથા મૂર્તિઓ અને તીરના પાસાં એ સૌ ગંદા શયતાની કામ છે, માટે તેનાથી તદન દૂર રહો કે જેથી તમે મુકિત મેળવો." **(સૂરએ 'માઈદહ' ૯૦)**

એટલા માટે દીને ઈસ્લામે તીરોથી ફાલ કાઢવું હરામ ઠેરવ્યું છે અને તેને શિર્ક બતાવ્યું છે. પરંતુ સાથે જ ઈસ્તિખારહની તા'લીમ આપી છે જેની દુઆ અને તરીકો હું આથી પહેલાં લખી ચૂકયો છું એટલે ત્યાં જોઈ લેવામાં આવે.

## [૩] સિહર અને જાદૂ હરામ છે

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તબાહ કરનારી સાત ચીઝોંથી બચો !"

સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ અરજ કરી કે,

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તે (ચીઝોં) કઈ છે ?"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"(૧) અલ્લાહની સાથે શરીક ઠેરવવું,
(૨) જાદૂ કરવું,
(૩) તે જીવની હત્યા કરવી જેને અલ્લાહે હરામ કર્યા છે પરંતુ હકની સાથે,
(૪) વ્યાજ ખાવું,
(૫) યતીમ (અનાથ)નો માલ ખાવો,
(૬) જંગના દિવસે પીઠ ફેરવીને ભાગવું,
(૭) સીધી સાદી પાકદામન મો'મિન ઔરતો પર ઝિના (વ્યભિચાર)ની તોહમત લગાવવી."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

– કેટલાક માનવંત ફુકહાએ જાદૂને કુફ્ર યા કુફ્ર સુધી પહોંચાડવાનો ઝરીઓ ગણ્યો છે.
– અને કેટલાક હઝરાત (ફુકહા)ની રાય આ છે કે સમાજને એવા

લોકોની ગંદકીથી બચાવવાના માટે જાદૂગરને કત્લ કરવું વાજિબ છે કે જેથી મુસ્લિમ ઉમ્મતના અકીદાને ફસાદ અને વિકૃતિ તથા ગુમરાહીથી બચાવી શકાય.

## [૪] ગૈરુલ્લાહના નામના તાવીઝ અને દોરા હરામ છે

ઈમામ અહમદ અને ઈમામ હાકિમ (રહિમહુલ્લાહ) હઝરત ઉકબહ બિન આમિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

દસ આદમીઓનો એક કાફલો રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. તેમાંથી નવને આપે બૈઅત ફરમાવી લીધા અને એક આદમીને બૈઅત કરવાથી અટકી ગયા.

લોકોએ આપને એ વિષે પૂછયું તો આપે ફરમાવ્યું કે,

"એના બાઝૂ પર એક તાવીઝ બાંધેલું છે."

તે પછી પેલા શખ્સે તે તાવીઝ ઉતારી નાંખ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને પણ બૈઅત ફરમાવી લીધો અને ફરમાવ્યું કે,

"જેણે તાવીઝ લટકાવ્યું તેણે શિર્ક કર્યું."

અહીં તાવીઝથી મુરાદ તે તાવીઝ છે જે શિર્કના શબ્દો અથવા ગૈરુલ્લાહથી મદદ અથવા અસ્પષ્ટ શબ્દો પર આધારિત હોય તે મના છે.

પરંતુ જો તાવીઝમાં :–

– સાફ–સ્વચ્છ ઈબારતો હોય,
– યા તેનો તર્જુમો હોય,
– યા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ થયેલી દુઆઓ હોય,
– યા કુર્આને પાકની આયતો અને સૂરતો લખવામાં આવી હોય,

દાખલા તરીકે :–

'કુલ અઊઝુ બિ રબ્બિલ ફલક' અને 'કુલ અઊઝુ બિ રબ્બિલન્નાસ' વગેરે લખવામાં આવે,

તો કેટલાક ફુકહાની નજીક એમાં કોઈ હરજ (વાંધાજનક) નથી.

– એ જ પ્રમાણે એવી હદીષો યા આયતો અને દુઆઓ પઢીને ફૂંકવામાં પણ કોઈ હરજ નથી.

દાખલા તરીકે :–

– બીમાર પર,
– યા જેના પર જિન્નની અસર હોય,
– યા સાપ અને વીંછી ડંખ માર્યો હોય,

તો તેના પર મુઅવ્વઝતૈન (અર્થાત્ સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ') યા સૂરએ 'ફાતિહા' પઢીને દમ કરવું યા હાથ પર દમ કરીને હાથ ફેરવવો (જાઈઝ છે.)

ઈમામ નવવી અને હાફિઝ ઈબ્ને હજર (રહિમહુલ્લાહ)એ લખ્યું છે :–

"જો ત્રણ વાતોનો ખ્યાલ રાખવામાં આવે તો દમ કરવું સર્વાનુમતે બધાની નજીક જાઈઝ છે :–

(૧) અલ્લાહના કલામ યા અલ્લાહના અસ્માઅ (મુબારક નામ) અને સિફાતના ઝરીઆથી હોય.
(૨) અરબી ઝબાન યા કોઈ બીજી ભાષામાં હોય પરંતુ તેનો અર્થ અને મતલબ ખબર હોય.
(૩) આ અકીદો રાખવામાં આવે કે આ દમ કરવું ખૂદ પોતાની રીતે અસરકારક નથી થઈ શકતું બલ્કે અસલ અસર અને ફાયદો આપનાર અલ્લાહ છે.[1]

[1] તા'સીર તો જરૂર દવા ઔર દુઆમેં હે,
લેકિન શિફા મરીઝકી દસ્તે ખુદામેં હે.

તે તાવીઝ જે આપણને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ શિખવ્યા છે તેના વિષે ઈમામ બુખારી રહિમહુલ્લાહ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત કરે છે કે :–

તેમણે ફરમાવ્યું કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત હસન અને હઝરત હુસૈન રદિયલ્લાહુ અન્હુમાની હિફાઝત માટે આ દુઆ પઢયા કરતા હતા :–

'ઉઈઝુ કુમા બિ કલિમાતિલ્લાહિત્તામ્મતિ મિન કુલ્લિ શયતાનિંવ વ હામ્મતિંવ વ મિન કુલ્લિ અયનિલ લામ્મહ.'

**ભાવાર્થ** : હું તમારી હિફાઝતની દુઆ કરું છું અલ્લાહના તે કલિમાતના ઝરીઆથી જે કામિલ અને મુકમ્મલ (પૂર્ણ અને પરિપૂર્ણ) છે દરેક શયતાન અને મૂઝી (હાનિકારક) જાનવરથી અને બૂરી નઝર લગાડનારી આંખોથી.

## [૫] બદશગૂની (અપશુકન) હરામ છે

બઝઝાઝ અને તબરાની નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"તે શખ્સ અમારામાંથી નથી જે બદશગૂની (અપશુકન) લે યા જેના માટે બદશગૂની લેવામાં આવે."

જાહિલિયતના ઝમાનામાં અરબવાસીઓ :–

– કાગડાઓ, ઘુવડોના અવાજોથી,
– અને પક્ષીઓના જમણી કે ડાબી તરફથી પસાર થવાથી બદશગૂની લેતા રહેતા હતા અને આ ચીઝો તેમને દુનિયાના ઘણાં કામોથી

રોકી દેતી હતી. એટલા માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને એનાથી રોકી દીધા અને આ સ્પષ્ટ કરી દીધું કે કોઈ ફાયદાકારક ચીઝ મેળવવામાં યા નુકસાનકારક ચીઝ અને તેના નુકસાનને દૂર કરવામાં તેમની કોઈ અસર નથી હોતી બલ્કે અસર અને તા'સીર માત્ર અને માત્ર અલ્લાહના દસ્તે કુદરતમાં જ છે. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"જયારે તમે બદશગૂની લો તો તે કામ જરૂર કરી લેતા રહો અને અલ્લાહ તઆલા પર ભરોસો કરી લેતા રહો."

આ નુસૂસ (સ્વયં સ્પષ્ટ આયતો અને હદીષો) સ્પષ્ટ કરે છે કે વખત યા જગા યા કોઈ હેવાનથી શગૂન લેવા ઈસ્લામ સાથે કોઈ સંબંધ નથી ધરાવતો અને શરીઅતમાં આ બદશગૂની લેવી હરામ છે. હકીકી અસરકર્તા અલ્લાહ તઆલા જ છે. એટલા માટે મુસલમાનને જોઈએ કે પોતાની મંઝિલે મકસૂદ (ધ્યેય)ની તરફ આગળ વધતો જ રહે અને અલ્લાહ તઆલા પર સંપૂર્ણ ભરોસો રાખે.

### [D] કમાણી અને રોઝીમાં હરામ ચીઝો

જયારે અલ્લાહ તઆલાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મબઊસ (અવતિર્ણ) ફરમાવ્યા હતા ત્યારે જાહિલિયતના ઝમાનામાં ખરીદ અને વેચાણ તથા આર્થિક વ્યવહારના જુદા–જુદા પ્રકારો પ્રચલિત હતા. આપે તેમાંથી કેટલાકને કાયમ રાખ્યા જે ઈસ્લામી શરીઅતના ઉસૂલ અને કાયદાના ખિલાફ ન હતા. અને કેટલાકથી રોકી દીધા જે વ્યકિતઓ અને જમાઅતોની મસ્લિહતના ખિલાફ હતા.

કારોબારમાં જે અત્યંત મહત્ત્વની હરામ ચીઝો છે તે નીચે પ્રમાણે છે :–

### [૧] હરામ વસ્તુઓનું વેચાણ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા જયારે કોઈ ચીઝને હરામ ઠેરવે છે તો તેની કિંમતને પણ હરામ કરી દે છે."

('ઈમામ અહમદ', 'અબૂ દાવૂદ શરીફ')

એટલે :–

– શરાબ,
– અને જાનદાર ચીઝોની મૂર્તિઓ,
– અને ડુક્કર,
– અને ગાવા વગાડવાના સામાનના તમામ પ્રકારો,
– અને સલીબ (વધ સ્થંભનું પ્રતીક),
– અને લોટરીના પરચા

...વગેરે ખરીદ–વેચાણ ઈસ્લામની નજરમાં હરામ છે.

**[૨] ધોકાવાળું વેચાણ**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"માછલી પાણીમાં હોય ત્યારે ન ખરીદો એટલા માટે કે તેમાં ધોકાનો સંભવ છે."

એના કારણો નીચે પ્રમાણે હોઈ શકે :–

– સંભવ છે કે વેચનાર એને પકડીને ખરીદારના હવાલે ન કરી શકે.
– ધોકો આપવાના કારણે આર્થિક બાબતોને નુકસાન પહોંચે છે.
– વેપારીઓ અને કારોબાર કરનારાઓમાં અવિશ્વાસનું વાતાવરણ પૈદા થાય છે.

**[૩] છેતરપિંડી અને કીમત વધારવાની બુનિયાદ પર વેચાણ**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"ન નુકસાન ઉઠાવો અને ન નુકસાન પહોંચાડો." ('મુસ્નદે અહમદ')

ઈસ્લામ અસલમાં આ ચાહે છે કે વેપારી વ્યવહારમાં લોકોને ખૂદ મુખ્તાર અને આઝાદ છોડી દે કે જેથી જરૂરત અને સંજોગો પ્રમાણે આર્થિક જીવન ઉમદા રીતે ચાલતું રહે અને કારોબારી જિંદગીમાં વેપારી પ્રવૃત્તિ ચાલુ રહે.

જેથી એક વખતે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝમાનામાં ચીઝોના ભાવ ઘણાં વધી ગયા તો સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનએ અરજ કરી કે :–

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! અમારા માટે કિંમત નક્કી કરી આપો."

તો આ સ્વતંત્રતા અને આઝાદીને કાયમ રાખવા માટે ઈર્શાદ ફરમાવ્યો,

"અલ્લાહ તઆલા જ ભાવ અને કિંમત મુકર્રર કરનારો અને રોકનારો, કુશાદગી (મોકળાશ) પૈદા કરનારો અને રિઝક આપનારો છે. અને હું આ ચાહું છું કે હું અલ્લાહ તઆલાથી એવી હાલતમાં મળું કે તમારામાંથી કોઈ શખ્સ મારાથી માલ યા જાનની બાબતમાં કોઈ ઝુલ્મ અને ઝિયાદતોનો મુતાલબહ (બદલાનો દા'વો) ન કરે."

('મુસ્નદે અહમદ', 'અબૂ દાવૂદ શરીફ', 'તિરમિઝી શરીફ')

પરંતુ જો બજારમાં :–

– કાલ્પનિક પરિબળોનો દખલ થઈ જાય,
– અને જીવન જરૂરિયાતની વસ્તુઓની સંગ્રહખોરી થવા લાગે,
– અને લોકોની પરિસ્થિતિથી નાજાઈઝ ફાયદો ઉઠાવવા લાગે,

તો સમાજની જરૂરતોને નજર સમક્ષ રાખીને કિંમત નક્કી કરવી અને તેનું નિયંત્રણ કરવું દુરુસ્ત છે કે જેથી કૌમના લોકોને સંગ્રહખોરીથી બચાવી શકાય. ('હિદાયહ')

**[૪] સંગ્રહખોરીની બુનિયાદ પર વેચાણ**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સ ચાલીસ રાત સુધી અનાજનો સંગ્રહ કરશે તે અલ્લાહ તઆલાથી છૂટો થઈ ગયો અને અલ્લાહ તઆલા તેનાથી છૂટા થયા."

સંગ્રહખોરીનો મતલબ આ છે કે વેપારી એવી ચીઝનો સંગ્રહ કરે જેની લોકોને સખ્ત જરૂરત હોય કે જેથી યોગ્ય સમયે પોતાની મરજી પ્રમાણે ભાવ વસૂલ કરી શકે.

**[૫] ધોકો આપીને વેચાણ કરવું**

રિવાયત છે કે :–

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક માણસની પાસેથી પસાર થયા જે અનાજ વેચતો હતો. આપને અનાજ સારું લાગ્યું. આપે અનાજના ઢગમાં હાથ માર્યો તો તેમાં ભીનાસ મહેસૂસ થઈ.

આપે ફરમાવ્યું કે,

"હે અનાજવાળા ! આ શી વાત છે ?"

તેણે કહ્યું કે,

"એ વરસાદથી ભીનાઈ ગયું છે."

તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"તમે આ ભીનાયેલા અનાજને ઉપરના ભાગમાં કેમ નથી રાખ્યું કે જેથી લોકો તેને જોઈ શકે ? જેણે અમને (અર્થાત્ મુસલમાનોને) ધોકો આપ્યો તે શખ્સ અમારામાંથી નથી."

ધોકો આપવાનો મતલબ આ છે કે કોઈ ચીઝને તેની હકીકતના ખિલાફ એવી રીતે જાહેર કરવામાં આવે જેની જાણ ખરીદારને ન થાય.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"કોઈ શખ્સના માટે જાઈઝ નથી કે તે કોઈ ચીઝ વેચે પરંતુ આ કે તેમાં જે ખામી હોય તે બયાન કરી દે અને જે ઐબ જાણતો હોય તેના માટે આ હલાલ નથી કે તે ઐબને છુપાવે."

**('હાકિમ', 'બયહકી')**

હરામ હોવામાં એ વખતે ઔર વધારે તીવ્રતા આવી જાય છે જયારે પોતાના ધોકાનું સમર્થન જૂઠી કસમની સાથે કરે. જેનાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સખ્તીથી મનાઈ ફરમાવી છે.

ધોકો આપવાના પ્રકારોમાંથી ઓછું તોલવું અને ઓછું માપવું પણ છે. જેની બૂરાઈ અલ્લાહ તઆલાએ **'વયલુલ લિલ્મુતફિફ્ફીન'** (સૂરએ **'તત્ફીફ'** પારહ : ૩૦)માં ફરમાવી છે.❶

**[૬] ચોરી અને લૂંટનો માલ ખરીદવો**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"જે શખ્સે ચોરીની કોઈ ચીઝ ખરીદી અને તેને ખબર પણ હોય કે તે ચીઝ ચોરીની છે તો તે ખરીદનાર પણ આ ગુનાહ અને બૂરાઈમાં શરીક થઈ ગયો."

આ પ્રકારના ખરીદ અને વેચાણને હરામ કરવાનો મકસદ હરામ

---

❶ એનો ભાવાર્થ આ પ્રમાણે છે :–

માપતોલમાં ઘટાડો કરનારાઓની મહા ખરાબી છે કે જયારે લોકોથી (પોતાનો હક) માપીને લે ત્યારે તો પૂરું ભરી લે છે અને જયારે તેમને માપીને અથવા તોલીને આપે ત્યારે ઓછું આપે છે. શું તે લોકોને એનું યકીન નથી કે તેઓને (ફરી સજીવન કરી) ઉઠાડવામાં આવશે ? તે એક મહાન દિવસના માટે, કે જે દિવસે સર્વે લોકો કુલ જહાનના માલિકની આગળ ઊભા રહેશે.

**(સૂરએ 'તત્ફીફ' ૧ થી ૬)**

કમાઈના વર્તુળને નાનું કરવાનો અને અપરાધને તથા અપરાધીઓને જડમૂળમાંથી ઉખેડી નાંખવાની ઝિમ્મેદારી ઉઠાવવામાં સમાજના લોકોને શરીક કરવાનો છે.

**[૭] વ્યાજ મારફતે કમાણી કરવી**

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને જો તમે ઈમાન રાખતા હો તો જેટલું વ્યાજ બાકી હોય તેને છોડી દો. પછી જો તમે (તેમ) કરશો નહિ તો અલ્લાહ તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી લડાઈની ચેલેન્જ સાંભળી લો. અને જો તમે તૌબહ કરી લો તો તમને તમારી મુદ્દલ રકમ મળશે. (આ કાયદા પછી) ન તમે કોઈ પર ઝુલ્મ કરવા પામશો અને ન કોઈ તમારા ઉપર ઝુલ્મ કરવા પામશે."

**(સૂરએ 'બ–ક–રહ' ૨૭૮,૨૭૯)**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :–

"અલ્લાહે :–

– વ્યાજ ખાનારાઓ (લેનારાઓ),
– વ્યાજ ખવડાવનારાઓ (આપનારાઓ),
– તેના (વ્યાજના) લખનારાઓ (હિસાબનીશ વગેરે કર્મચારીઓ),
– અને તેના ગવાહો (સાક્ષીઓ)

પર લઅનત મોકલી છે."

અને ફરમાવ્યું કે,

"(ઉપર દર્શાવેલા) બધા (લોકો) ગુનાહમાં સરખી રીતે શરીક છે."

દીને ઈસ્લામે વ્યાજને જે હરામ કર્યું છે તે હરામ હોવામાં દરેક પ્રકારના વ્યાજુ કારોબારનો સમાવેશ થાય છે :–

- ભલે ઉધારનું વ્યાજ હોય કે રોકડું,
- ભલે વ્યાજ માલ વધારનારું હોય કે ઓછું કરનારું,
- ભલે વ્યાજ થોડા ફાયદાવાળું હોય યા વધારે ફાયદાવાળું.

વ્યાજના આ તમામ પ્રકારોનું હરામ હોવું નીચેના ફરમાને ઈલાહી હેઠળ દાખલ છે :

"અલ્લાહે વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે."
(સૂરએ 'બ-ક-રહ' ૨૭૫)

### જાઈઝ કમાણીના કેટલાક તરીકાઓ

[૧] મુઝારબત (જેમાં એકની મૂડી અને બીજાની મહેનત હોય તેવી ભાગીદારી)ની ઈજાઝત

ઈસ્લામે વેપારમાં ભાગીદારીની ઈજાઝત આપી છે. જેમાં :-

- મૂડી એક શખ્સની હોય અને કામ બીજો આદમી કરે છે.
- અને આપસમાં નકકી કર્યા પ્રમાણે નફો તે બંને ભાગીદારોની વચ્ચે વહેંચવામાં આવે છે.
- અને નુકસાન થવાની સૂરતમાં નુકસાન પ્રથમ નફાની રકમમાંથી પૂરું કરવામાં આવશે છતાં પણ જો નુકસાન બાકી રહે તો તે મૂડી રોકનારનું ગણાશે. મહેનત કરનાર નુકસાનના કોઈ હિસ્સાનો ઝિમ્મેદાર નથી થતો એટલા માટે કે તેણે પોતાની મહેનત વાપરી નાંખી છે.

[૨] બયએ સલમની ઈજાઝત

બયઅ (વેચાણ)માંથી એક પ્રકાર એ છે કે તેને 'સલમ' કહેવામાં આવે છે. એમાં રોકડાને ઉધારના બદલામાં વેચવામાં આવે છે. એટલે જે શખ્સને નાણાંની જરૂરત હોય છે તે પોતાના પાકને મોસમ અને સીઝન વખતે આપવાના વાયદાથી મુનાસિબ ભાવના બદલે વેચી દે છે. એની ઘણી શરતો છે જે ફિકહની કિતાબોમાં લખેલી છે.

[૩] **ઉધાર વેચવું**

એમાં રોકડેથી વેચાણના કરતા કિંમત વધારીને વેચવામાં આવે છે. ઈસ્લામે લોકોની જરૂરતોને નજર સમક્ષ રાખીને તથા તેમને વ્યાજુ વ્યવહારથી બચાવવાના માટે આ પ્રકારના ખરીદ–વેચાણની ઈજાઝત આપી છે.

[૪] **કર્ઝે હસનહ❶ આપનારી સંસ્થાઓ સ્થાપવા માટે પ્રોત્સાહન આપવું**

ભલે એ કર્ઝ વ્યકિતના પૈમાનહ (ધોરણ, માપદંડ)ના આધારે આપવામાં આવે યા જમાઅતો અને હુકૂમતના પૈમાનહ પર આપવામાં આવે. એનો મકસદ આ છે કે કૌમના લોકોમાં એક બીજાનો બોજ બરદાશ્ત કરવાની સલાહિયત પૈદા થાય.

[૫] **ઝકાત–ખૈરાતની સંસ્થાઓ સ્થાપવી**

જેનું કામ આ હોય કે મોહતાજ, કર્ઝદારો, ગરીબો, મિસ્કિનો અને મુસાફિરોને એટલા નાણાં આપવામાં આવે જેનાથી તેમની હાજત પૂરી થાય અને આપસની મદદ થઈ શકે અને તેમનું જીવન ધોરણ ઊંચું થાય.

આ તે મહત્ત્વના પ્રકરણો છે જે ઈસ્લામે સમાજની દરેક વ્યકિતની સામે ખોલીને મૂકી દીધા છે કે જેથી તેમની મદદ અને સહાય થઈ શકે અને તેમની ઈન્સાની પ્રતિષ્ઠા અને ગૌરવની હિફાઝત થાય અને તેઓ પોતાની જરૂરતો પૂરી કરીને પોતાના ધ્યેયને હાસિલ કરી શકે અને પોતાની ખૂબીઓની હિફાઝત કરી શકે અને તેની મહેનત તથા પ્રયાસ અને પરિશ્રમ ફળદાયી થાય.

રહ્યો જુગાર તો તેની ચર્ચા આ કિતાબમાં 'હરામ ખેલ'ની ચર્ચામાં આવી ગઈ છે. જરૂરત જણાય તો ત્યાં જોઈ લેવી.

---

❶ **કર્ઝે હસનહ** : સમયના બંધન વગર વિના વ્યાજે આપવામાં આવતું કર્ઝ.

[E] જાહિલિયતના ઝમાનાની નાજાઈઝ અને હરામ આદતો

આજના ઝમાનામાં જાહિલિયતના ઝમાનાની ઘણી આદતો મુસલમાનોમાં પ્રસરી ગઈ છે અને એના પર વધારે અફસોસની વાત આ છે કે તેઓ એવું સમજે છે કે તેઓ સારું કામ કરી રહ્યા છે.

[૧] કૌમવાદના આધારે મદદ કરવી

આપણે જોઈએ છીએ કે આ ઝમાનામાં ઘણાં લોકો પોતાની કૌમ અને સગાં–સંબંધીઓની દરેક પ્રકારે મદદ કરે છે ભલે તેઓ હક પર હોય યા બાતિલ પર.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ અમારામાંથી નથી જે અસબિયત (સગાંવાદ, કૌમવાદ)ની તરફ બોલાવે અને તે શખ્સ અમારામાંથી નથી જે અસબિયતની બિના પર જંગ કરે અને તે શખ્સ અમારામાંથી નથી જે અસબિયતની બિના પર મરે." ('સુનને અબી દાવૂદ શરીફ')

[૨] હસબ (વંશ) અને નસબ (ખાનદાન) પર ફખ્ર (અભિમાન) કરવો

જે લોકોમાં ખૈર અને ભલાઈનો વિપુલ હિસ્સો નથી તેમનાથી હસબ (વંશ), નસબ (ખાનદાન) પર ફખ્ર (અભિમાન) અને મોટાઈનો દા'વો વધુ પ્રમાણમાં આપણે સાંભળતા રહીએ છીએ પરંતુ આપ જ બતલાવો કે જો એવા લોકો ઈસ્લામી રસ્તાથી હટી જાય તો પછી હસબ (વંશ), નસબ (ખાનદાન)ની શી કિંમત અને કદર અને પ્રતિષ્ઠા રહી જાય છે ? શું અલ્લાહ તઆલાએ આ ઈર્શાદ નથી ફરમાવ્યો ?

"તે પછી જયારે સૂર ફૂંકવામાં આવશે તો તે દિવસે ન તેમના દરમિયાન સગાઈ–સંબંધ રહેશે અને ન કોઈ કોઈને પૂછશે."

(સૂરએ 'મુઅમિનૂન' ૧૦૧)

અને તે ખુત્બહ પણ સાંભળી લેવો જોઈએ જે હજજતુલ વિદાઅમાં લોકોના બુનિયાદી હકકોની બાબતમાં નબીએ આખિરુઝઝમાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

"હે લોકો !
તમારો રબ (પરવરદિગાર) એક છે,
તમારા પિતા (અર્થાત્ હઝરત આદમ અલયહિસ્સલામ) એક છે,
તો સાંભળી લો કે :–

– કોઈ અરબીને કોઈ અજમી (બિન અરબી) પર,
– અને ન કોઈ અજમીને કોઈ અરબી પર,
– અને ગોરાને કાળા પર,
– અને કાળાને ગોરા પર,

તકવા અને પરહેઝગારી સિવાય કોઈ ફઝીલત હાસિલ નથી."

('સુનને બયહકી')

[૩] **મરનારાઓ પર વિલાપ કરવો**

જે આદતોને ઈસ્લામે જડમૂળમાંથી ઉખેડી નાંખી છે તેમાંથી મરેલાઓ પર વિલાપ કરવો પણ શામિલ છે. જેથી ગમ અને દુઃખ અને રંજ જાહેર કરવામાં અતિરેક કરવો દાખલા તરીકે :–

– ચહેરા પર થપ્પડ મારવું,
– કપડાં ફાડવું,

આ બધું જાહિલિય્યતના ઝમાનાની હરકતો અને તેની વંશ પરંપરાગત આદતો છે. જે શખ્સ એવી રીતે દુઃખ જાહેર કરે છે તેનાથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની અલગતા જાહેર ફરમાવી છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે શખ્સ અમારામાંથી નથી જે ચહેરાને પીટે અને ગરેબાન ફાડે અને જાહિલિયતના ઝમાનાના નારા બુલંદ કરે." ('બુખારી શરીફ')

પરંતુ ચીખ અને પુકાર વગર જો આંસૂ વહાવવામાં આવે અને આક્રંદ કરવા વગર દિલમાં દુઃખ અને રંજ હોય તો એ બિલકુલ જાઈઝ છે. એટલા માટે કે એ ઈસ્લામી આદાબ અને ઈન્સાની તેમજ બશરી પ્રકૃતિ પ્રમાણે છે.

વિલાપની બાબતમાં નીચેની બાબતો જાણી લેવી જરૂરી છે :—

(૧) કોઈ મુસલમાન મર્દ અને ઔરતના માટે જાઈઝ નથી કે શોક અને દુઃખ અને રંજનો લિબાસ યા લક્ષણો અને પ્રતિકોનો ઉપયોગ કરે.

(૨) બીજાનું આંધળુ અનુકરણ કરવામાં મરનારની લાશ પર યા કબ્ર પર ફૂલોની ચાદર ચઢાવવું પણ દાખલ છે. એટલા માટે કે એ કાફિરોનો અમલ છે. બલ્કે એની સાથે એમાં નાહક માલ બગાડવો પણ દાખલ છે. પરંતુ જો કબ્ર પર ફૂલોની ચાદરના બદલે ફૂલદાર ઝાડ યા કોઈ છોડ રોપી દેવામાં આવે તો એવું કરવું દુરુસ્ત છે. સુન્નતે નબવીથી એને સમર્થન મળે છે.

(૩) બીજાઓની મુશાબહત (સમરૂપતા)માં મરનારની તસવીરને લાશ પર રાખવી અથવા તેની તા'ઝિયત યા શોકવાળા ઘરના મુખ્ય સ્થળે રાખવી પણ દાખલ છે.

(૪) બીજાથી મુશાબહત અને આંધળા અનુકરણમાં મરનારની લાશની પાસે યા તા'ઝિયતવાળા ઘરમાં કરુણ સંગીત અને ગીતો વગાડવા પણ દાખલ છે.

(૫) તા'ઝિયત (શોક)ના મૌકા પર નાપસંદ કામોમાં સિગારેટ પીવું અને બીજાઓને વહેંચવું પણ શામિલ છે. ખાસ કરીને કુર્આને પાકની તિલાવતના મૌકા પર. એટલા માટે કે એમાં એક તરફ તો હરામ કરવું છે અને બીજી તરફ કુર્આને પાકની બેહુરમતી છે.

(૬) મચ્યિતને દફન કરવા બા'દ શરીઅતની વિરુદ્ધ કેટલાક કામો પ્રચલિત છે જેમાં કબ્રોને પાકી બનાવવી અને તેના પર ઈમારત અને કુબ્બહ બનાવવા પણ દાખલ છે એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ :

– કબ્રોને પાકી બનાવવાની,
– અને તેના પર બેસવાની,
– અને તેના પર તા'મીર (બાંધકામ) કરવાની

મનાઈ ફરમાવી છે.

હાં આ મસનૂન છે કે કબ્રની પાસે કોઈ નિશાની લગાવી દેવામાં આવે કે જેથી ઈન્સાન જયારે કબ્ર પર જવા ચાહે તો કબ્રને ઓળખી શકે. જેમકે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત ઉસ્માન બિન મઝઊન રદિયલ્લાહુ અન્હુ (ની કબ્ર)ના સિરહાને એક પથ્થર મૂકીને ફરમાવ્યું હતું કે,

"હું એને પોતાના ભાઈની કબ્રની પહેચાનના માટે મૂકું છું."

અને તે વારસદારો કેટલા નેક અને સાલિહ હશે જેઓ મરહૂમને સવાબ પહોંચાડવાના માટે કબ્રના બાંધકામ અને શણગારમાં ખર્ચ થનારી રકમ તેમાં વાપરવાના બદલે કોઈ મસ્જિદ અને મદ્રસા યા દવાખાના સ્થાપવાના કામમાં ખર્ચ કરે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો છે કે,

"જયારે ઈન્સાન મરી જાય છે તો તેના અમલ ખત્મ થઈ જાય છે સિવાય ત્રણ ચીઝોના (કે તેનો અજર અને સવાબ મળતો રહે છે) :–

– સદકએજારિય્યહ,
– એવો ઈલ્મ જેનાથી લાભ લેવામાં આવે,
– નેક, સાલિહ પુત્ર જે તેના માટે દુઆ કરતો રહે."

('બુખારી શરીફ')

# ત્રીજું પ્રકરણ

## તરબિયત બાબતમાં કેટલુંક જરૂરી આયોજન

અંતમાં તરબિયત કરનારા હઝરાતની સામે તરબિયતના સંબંધમાં કેટલુંક આયોજન રજૂ કરવા ચાહું છું જે અત્યંત જરૂરી છે. આ આયોજન લખીને હું તરબિયતના માધ્યમનો સર્વમુખી સમાવેશ કરી લઈશ અને સાથે જ તરબિયત કરનારાઓની સામે બાળકના અખ્લાકી અને જિસ્માની (શારીરિક) અને સામાજિક વ્યકિતત્વના ઘડતરના માટે નવા પ્રકરણો ખોલી દઈશ કે જેથી તેઓ મઝહબ અને દીન અને કૌમના માટે નેક, સાલિહ ઈન્સાન બને એને ખાનદાન તેમજ સમાજના માટે નફાકારક અંગ બની જાય.

## એ આયોજન નીચેની બાબતો પર આધારિત છે

[૧] બાળકોને સારા અને ઉમદા રોઝગાર તરફ શોખ અપાવવો.
[૨] બાળકોની ફિતરી (કુદરતી) સલાહિયતોનો ખ્યાલ રાખવો.
[૩] બાળકોને ખેલકૂદ અને મનોરંજનનો મોકો આપવો.
[૪] ઘર, મસ્જિદ અને મદ્રસામાં આપસમાં સહકાર પૈદા કરવો.
[૫] તરબિયત કરનાર અને બાળકોની વચ્ચે સંપર્ક મજબૂત કરવો.
[૬] દિવસે અને રાતે તરબિયતી આયોજન પ્રમાણે ચાલવું.
[૭] બાળકોના માટે લાભકારક સંસ્કારના માધ્યમો ઉપલબ્ધ કરવા.
[૮] બાળકોમાં હંમેશા વાંચનમાં મશગૂલ રહેવાનો શોખ પૈદા કરવો.
[૯] બાળકોને દીને ઈસ્લામની ઝિમ્મેદારીઓના અહેસાસની આદત પાડવી.
[૧૦] બાળકોમાં જિહાદની ભાવનાને ઊંડી અને ગહન કરવી.

ઈન્શાઅલ્લાહુ તઆલા આ ત્રીજા પ્રકરણમાં જણાવેલા આયોજનોમાંથી દરેક આયોજન પર સંપૂર્ણ ચર્ચા કરવામાં આવશે. અને અલ્લાહ તઆલા જ સીધો રસ્તો દેખાડનાર છે અને આપણે તેનાથી મદદ અને તૌફીક તલબ કરીએ છીએ.

**1**

## બાળકોને સારા અને ઉમદા રોઝગાર તરફ શોખ અપાવવો

તરબિયત કરનાર પર સૌથી વધારે મહત્ત્વની ઝિમ્મેદારી આ છે કે બાળકને આઝાદ અને ખૂદમુખ્તાર કામ તરફ ઉભારવામાં આવે ભલે એ કામ :–

- ☐ કળા કારીગરી કે હુન્નર–ઉદ્યોગ વિષે હોય,
- ☐ યા ખેતી અને કૃષિને લગતું હોય,
- ☐ યા વેપાર અને કારોબારને લગતું હોય.

અંબિયાએ કિરામ અલયહિમુસ્સલાતુ વસ્સલામ પણ આઝાદ અને

પોતાના મનપસંદ, ખૂદમુખ્તાર કામો કર્યા કરતા હતા અને કેટલાક હુન્નર–ઉદ્યોગ અને કળામાં નિપુણતા હાસિલ કરતા હતા અને એ રીતે એ મુકદ્દસ હસ્તીઓએ ઉમ્મતો અને કૌમોના માટે આઝાદ હુન્નર–ઉદ્યોગ અને હલાલ રોઝીમાં અનેક શાનદાર નમૂનાઓ છોડયા છે. જેથી :–

- ☐ હઝરત નૂહ અલયહિસ્સલામે વહાણ બનાવવાનું કામ શીખ્યું અને અલ્લાહ તઆલાએ તેમને વહાણ બનાવવાનો હુકમ આપ્યો જેમકે, સૂરએ 'હૂદ'માં મજકૂર છે :–

  "અમારી નિગરાનીમાં વહાણ તૈયાર કરી લો !"

  (સૂરએ 'હૂદ' ૩૭)

- ☐ અને હઝરત દાવૂદ અલયહિસ્સલામ લુહારી કામ અને જંગમાં કામ આવનારા લોખંડના બખ્તર બનાવવાના નિષ્ણાત હતા. જેમકે સૂરએ 'અંબિયા' અને સૂરએ 'સબા'માં મજકૂર છે.

- ☐ હઝરત મૂસા અલયહિસ્સલામે આઠ વરસ સુધી બકરીઓ ચરાવવાના માટે પોતાની ઝાતને હઝરત શોએબ અલયહિસ્સલામના હવાલે કરી હતી કે જેથી તેઓ પોતાની સાહબઝાદી સાથે નિકાહ કરી દે.

- ☐ અને આપણા નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નુબુવ્વતથી પહેલાં બકરીઓ ચરાવ્યા કરતા હતા અને વેપાર કરતા હતા.

એટલે આ દલીલોથી આ વાત સાબિત થઈ કે ધંધો અને હુન્નર–ઉદ્યોગ અને કારીગરી શીખવી તેમજ કામકાજ (વ્યવસ્થા) તેમજ વેપાર કરવો કમાણીનો બહેતરીન ઝરીઓ અને હલાલ ચીઝોમાંથી મહત્તમ ચીઝ છે. એટલા માટે કે એ અંબિયા અલયહિમુસ્સલામનો વ્યવસાય અને રસૂલોનું કામ છે.

ખૂદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈન્સાનની બહેતરીન કમાઈ તેના પોતાના હાથની કમાઈ છે."

('ઈમામ અહમદ')

ઉપરાંત ઈર્શાદ ફરમાવ્યો કે,

"અલ્લાહ તઆલા એવા બંદાને પસંદ ફરમાવે છે જે ધંધા અને હુન્નરવાળો હોય." **('તિરમિઝી શરીફ')**

ઉપરાંત આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તમારામાંથી કોઈ શખ્સ દોરડી લઈને લાકડાં કાપીને (ભારો બાંધીને) પોતાની પીઠ પર લાવે એ તેના માટે એના કરતા બહેતર છે કે તે લોકોથી (ભીખ) માંગે ભલે તે એને આપે કે ન આપે."

**('બુખારી શરીફ')**

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"બીજા ફરાઈઝની જેમ હલાલ (રોઝી) કમાવું પણ ફર્ઝ છે."

**('તબરાની', 'બયહકી')**

## નેક પૂર્વજોના ઈર્શાદાત

ઈબ્નુલ જૌઝી રહિમહુલ્લાહ રિવાયત કરે છે કે :–

હઝરત ઉમર ઈબ્નુલ ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ એવા લોકોથી મળ્યા જેઓ કામકાજ કરતા ન હતા.

આપે તેમને ફરમાવ્યું કે,

"તમે લોકો શું છો ?"

તેમણે જવાબ આપ્યો કે,

"અમે મુતવક્કિલીન (અલ્લાહ પર ભરોસો રાખનારા) છીએ."

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે,

"તમે જૂઠું બોલો છો. મુતવક્કિલ (અલ્લાહ પર ભરોસો રાખનાર)

હકીકતમાં તે શખ્સ છે જે પોતાનું અનાજ (બિયારણ) જમીનમાં વાવીને અલ્લાહ પર ભરોસો કરે છે."

અને ફરમાવ્યું કે,

"તમારામાંથી કોઈ શખ્સ કામકાજ કરવાનું બંધ કરીને બેસી જઈને આ દુઆ ન કરે કે :–

હે અલ્લાહ ! મને રિઝક અતા ફરમાવ !
જો કે તે જાણે છે કે આસમાનમાંથી સોનું–ચાંદી વરસ્યા કરતું નથી."

અને હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ જ તે બુઝુર્ગ છે જેમણે ગરીબોં અને ફકીરોને આ વાતથી રોકયા કે તેઓ કામકાજ છોડીને લોકોના સદકાત અને ખૈરાત પર ભરોસો કરીને બેસી જાય.

જેથી આપે ફરમાવ્યું કે,

"હે ગરીબો અને ફકીરોની જમાઅત ! સારી વાતોમાં એક બીજાથી સરસાઈ લઈ જાઓ અને મુસલમાનો પર બોજ ન બનો."

અને આ કામ પ્રાથમિક ઉંમરમાં જ થઈ શકે છે. એટલે તરબિયત કરનારને જોઈએ કે બાળકને નાની વયમાં જ કેટલીક કળા કારીગરી અને હુન્નર–ઉદ્યોગ શિખવે કે જેથી તે પોતાની જિંદગીના માટે કમાઈ કરી શકે અને પોતાના હાથ–પગની મહેનત અને પેશાનીના પસીનાથી રોઝી કમાઈ શકે.

અને આવો હવે ઈબ્ને સીનાનાં તે વચનો સાંભળી લો જે તેમણે બાળકોને કળા કારીગરી અને હુન્નર–ઉદ્યોગની બાબતમાં તા'લીમ આપવા માટે અને મહેનત તથા કષ્ટદાયી કામકાજ શિખવવાની બાબતમાં ફરમાવ્યા છે.

આપે ફરમાવ્યું કે,

"બાળક જયારે કુર્આને કરીમ પઢીને ફારિગ થાય અને લુગત (શબ્દકોષ)ના બુનિયાદી ઉસૂલ યાદ કરી લે તો પછી આ જોવું જોઈએ કે

તે શું કામકાજ કરી શકે છે ? તેના પ્રમાણે તેને માર્ગદર્શન આપવું જોઈએ જેથી જો તે કિતાબત (સુલેખન કળા) પસંદ કરે છે તો લુગત (શબ્દકોષ)ની તા'લીમની સાથે પુસ્તકો, તકરીરો, લોકોની વાતચીત અને સંવાદ વગેરે પણ પઢાવવા જોઈએ. અને હિસાબ (ગણિતશાસ્ત્ર)ની પ્રેકટિશ કરાવવી જોઈએ. અને તેને અદાલતોમાં લઈ જવા જોઈએ અને તેના સુંદર અક્ષરોની કાળજી રાખવી જોઈએ. અને જો કોઈ બીજું કામ કરવું હોય તો તેને તે પ્રકારના કામની પ્રેકટિશ કરાવવી જોઈએ.''

એટલે કુર્આને કરીમનું પઢવું અને લુગતના ઉસૂલ જાણવા એ ઈસ્લામી શિક્ષણ વ્યવસ્થામાં બુનિયાદી અને પાયાની બાબતોમાંથી છે.

તે પછી બાળક જયારે આ બંનેથી ફારિગ થઈ જતું હતું તો તેના વિષે વિચાર અને મનન કરવામાં આવતું હતું અને આ જોવામાં આવતું હતું કે તેને કયા કામમાં રસ છે ? અને તે પછી તેને ગ્રહણ કરવાના માટે તેને માર્ગદર્શન આપવામાં આવતું હતું કે જેથી તે તેમાં પરિપૂર્ણતા પૈદા કરી લે.

રિઝક અને રોઝી કમાવાના માટે મુસલમાનોએ ધંધા અને હુન્નર–ઉદ્યોગની તરફ જે ધ્યાન આપ્યું છે તેને જાહેર કરવાના માટે હું નીચે લખેલો કિસ્સો બયાન કરું છું જેનાથી મા'લૂમ થાય છે કે તેઓ કિતાબત (સુલેખન કળા)નો વ્યવસાય અપનાવ્યા કરતા હતા.

જયારે ઈમામ ગઝાલી રહિમહુલ્લાહના વાલિદના ઈન્તિકાલનો વખત નજીક આવ્યો તો તેમણે ગઝાલી અને તેમના ભાઈ અહમદની બાબતમાં પોતાના એક શુભેચ્છક, મિત્ર અને દોસ્તને વસિય્યત કરી અને ફરમાવ્યું કે,

''મને આ વાતનો ઘણો અફસોસ છે કે હું કિતાબત (સુલેખન કળા) ન શીખી શકયો અને હું ચાહું છું કે જે ચીઝ મારાથી છૂટી ગઈ છે તેની પૂર્તિ હું પોતાના આ બંને દીકરાઓ મુહમ્મદ અને અહમદથી કરી દઉં. જેથી આપ એ બંનેને કિતાબત (સુલેખન કળા) શિખવી દો. અને જો આપ તેમને આ કામ શિખવવામાં મારો છોડેલો બધો માલ પણ ખર્ચ

કરી દો તો પણ આપ પર કોઈ મલામત (ઠપકો) ન હશે.''

જયારે તેમનો ઈન્તિકાલ થઈ ગયો તો પેલા સાહબે એ બંને બાળકોને તા'લીમ અપાવવી શરૂ કરી. અહીં સુધી કે પેલો થોડોક બચાવેલો બધો માલ ખત્મ થઈ ગયો જે તેમના વાલિદે તે બંનેના માટે છોડયો હતો. અને પેલા શખ્સના માટે આ મુશ્કિલ થઈ ગયું કે તે એ બંને બાળકોના ખાવા–પીવાની વ્યવસ્થા કરી શકે.

તો તેણે એ બંને ભાઈઓથી કહ્યું કે,

> ''તમે બંને આ વાત જાણી લો કે મેં તમારા બંને પર તે બધો માલ ખર્ચ કરી દીધો છે જે તમારા માટે તમારા વાલિદે છોડયો હતો. હું ઈબાદતમાં મશગૂલ રહેનાર એક ગરીબ આદમી છું. મારી પાસે કંઈ પણ નથી જેનાથી હું તમારી બંનેની ખિદમત કરી શકું. એટલા માટે મારા ખ્યાલમાં હવે તમારા બંનેના માટે મુનાસિબ આ છે કે તમે બંને કોઈ મદ્રસામાં વિદ્યાર્થી બનીને દાખલ થઈ જાઓ કે જેથી જિંદગીના માટે જરૂરી રોઝી હાસિલ કરી શકો.''

જેથી એ બંને છોકરાઓએ એ પ્રમાણે જ કર્યું અને એ જ ચીઝ તેમની ખૂશબખ્તી અને તરકકી તથા બુલંદીનો ઝરીઓ બની ગઈ.

ઈમામ ગઝાલી રહિમહુલ્લાહ આ કિસ્સો બયાન કર્યા કરતા હતા અને ફરમાવ્યા કરતા હતા કે,

> ''અમે ગૈરુલ્લાહના માટે (અર્થાત્ રોઝી હાસિલ કરવા માટે) ઈલ્મ હાસિલ કર્યો પરંતુ તેણે (ઈલ્મે) એનાથી ઈન્કાર કર્યો કે તે અલ્લાહના સિવાય બીજા કોઈના માટે થઈ જાય.''



મુનાસિબ આ છે કે આપણે બાળકોના બંને પ્રકારો દરમિયાન તા'લીમ અને હુન્નર–ઉદ્યોગ તેમજ કળા કારીગરી શિખવવામાં ફર્ક કરીએ.

[૧] તે બાળકો જેઓ તા'લીમમાં ચઢિયાતા હોય (અર્થાત્ જેઓ બુદ્ધિશાળી અને મહેનતુ હોય) તેમને જો તા'લીમની છેલ્લી મંઝિલ સુધી પહોંચાડવા ચાહતા હોય તો તેમને તા'લીમમાં જ પ્રવૃત્તિશીલ રાખવા જોઈએ આ શર્તે કે રજાઓના મૌકા પર પોતાના રસ અને પસંદગી પ્રમાણેના કામકાજ અને હુન્નર–ઉદ્યોગ તથા કળા કારીગરી શીખતા રહે કારણકે તેમને ખબર નથી કે ભવિષ્યમાં કયા સંજોગો અને પરેશાનીઓ પેશ આવનારી છે.

[૨] તે બાળકો જેઓ તા'લીમના મૈદાનમાં પાછળ હોય એવા બાળકોને દીન અને દુનિયાથી સંબંધિત જરૂરી તા'લીમ આપવા બા'દ આ જરૂરી છે કે, જયારે તેમના ઉસ્તાદ (શિક્ષક) યા માતા–પિતા તેના પાછળ રહી જવાને મહેસૂસ કરે તો તરત જ તેને કામકાજ અને હુન્નર–ઉદ્યોગ તથા કળા કારીગરી તરફ વાળે. એવા સંજોગોમાં આ વાત ગલત થશે કે સરપરસ્ત તેની તા'લીમને ચાલુ રાખે જયારે કે ખબર હોય કે એ ભણવામાં મંદ છે અને પોતાની તા'લીમને ચાલુ રાખી નથી શકતો.

ખબર નથી કેટલા એવા બાળકો છે જેમના વિષે સાંભળીએ છીએ કે તેઓ જવાનીની ઉંમરે પહોંચી ગયા અને છતાં તેમણે ન તા'લીમ હાસિલ કરી કે ન કોઈ હુન્નર–ઉદ્યોગ તથા કળા કારીગરી શીખી. એમાં બધો કુસૂર મા–બાપ અથવા તરબિયત કરનારની ટૂંકી દષ્ટિનો હોય છે.

રહી ઔરત તો જયારે તે જવાન થાય તો તેને એવા કામકાજ શિખવવા જોઈએ જે તેના ક્ષેત્ર અને વ્યકિતત્વ પ્રમાણે યોગ્ય હોય દાખલા તરીકે તેણે આગળ ચાલીને પત્ની અને માતા બનવાનું છે માટે તેને :–

– બાળકની તરબિયતના ઉસૂલ,
– ઘરની ઝિમ્મેદારીઓના ઉસૂલ,
– સિવણ, ગૂંથણ વગેરે

એવી ચીઝોં શિખવવી જોઈએ જેની તેને ભવિષ્યમાં જરૂરત પડશે.

પરંતુ ઈસ્લામે એ ઉપરાંત બીજી ઝિમ્મેદારીઓ અને કામોથી ઔરતને માફ રાખી છે. એના જુદા જુદા કારણો હોઈ શકે છે :–

- ☐ યા તો એટલા માટે કે એ કામોં અને ઝિમ્મેદારીઓ તેના શારીરિક ઘડતર અને સ્ત્રીની પ્રકૃતિને અનુકૂળ નથી. જેવાં કે : તે લડાઈ સંબંધિત કામોની પ્રેકટિશ કરે. યા તે કડિયા કામ અને લુહારી કામ વગેરે કામો કરે.
- ☐ યા એટલા માટે કે એ કામોં અને ઝિમ્મેદારીઓ એવી છે જેનાથી ઘણી સામાજિક ખરાબીઓ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે ઔરત એવા માહોલ અને ધંધામાં પ્રવૃત્ત હોયં જયાં મર્દો અને ઔરતોનો આપસમાં મેળમિલાપ થતો હોય.

એટલે જે લોકો દીર્ઘદષ્ટિવાળા છે તેમની નજરમાં ઔરતને આ ચીઝોથી જો માફ રાખવામાં આવી છે તો એમાં ઔરતનો આદર નજર હેઠળ છે અને તેના સ્ત્રીત્વ અને ઈઝઝત અને આબરૂની હિફાઝત અને તેના મકામ અને મર્તબાને બુલંદ કરવો મકસૂદ (લક્ષ્ય) છે.

## 2

## બાળકોની ફિતરી (કુદરતી) સલાહિયતોનો ખ્યાલ રાખવો

તરબિયત કરનારના માટે જરૂરી છે કે તે એ સમજે કે બાળક કયા ધંધા, રોજગાર કે વ્યવસાય તરફ રસ ધરાવે છે અને કયું કામ તેને લાયક છે અને જિંદગીની કઈ આરઝૂઓ અને મકસદોની તે ઈચ્છા ધરાવે છે ?

એમાં કોઈ શક નથી કે બાળકો બુદ્ધિ અને શકિતના એઅતિબારથી એક બીજાથી ભિન્ન હોય છે. એટલે સમજદાર તરબિયત કરનાર તે છે જે બાળકને એવા સ્થાને રાખે જે તેના મિઝાજના મુવાફિક હોય. એટલા માટે કે બાળક તે જ ઈલ્મ અને વિષયમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરે છે જે તેના મિઝાજના મુનાસિબ હોય છે. અને જેના તરફ તેને કુદરતી રીતે રસ હોય છે.

**3**

## બાળકોને ખેલકૂદ અને મનોરંજનનો મૌકો આપવો

ઈસ્લામ એક ખરેખર અને હકીકી ઝિંદહ મઝહબ છે જે લોકોની સાથે આ બુનિયાદ પર વર્તાવ કરે છે કે તે ઈન્સાન છે. ઈન્સાનના કેટલાક દીલી શોખ અને માનસિક ભાવનાઓ હોય છે. એટલા માટે ઈસ્લામે તેમના પર આ ફર્ઝ નથી કર્યુ કે તે :–

☐ અલ્લાહના ઝિક્ર સિવાય કોઈ કામ ન કરે,
☐ અને ખામોશી અને ચિંતનમાં હંમેશા મશગૂલ રહે,
☐ અને બધો વખત ઈબાદતમાં વાપરે.

બલ્કે દીને ઈસ્લામે ફિતરતે ઈન્સાની (માનવ સ્વભાવ)ના તકાઝાઓ જેવા કે,

☐ ખૂશી અને આનંદ, ☐ ખેલ અને કૂદ, ☐ ગમ્મત અને વિનોદ.

દરેકને સ્વીકાર્યા છે આ શરતે કે એ ચીઝોં તે મર્યાદામાં હોય જે અલ્લાહે મુકર્રર કરી છે અને ઈસ્લામી આદાબના વર્તુળમાં રહે.

આપણી સામે કેટલાક એવા માધ્યમો પણ છે જેને ઈસ્લામી શરીઅતે શારીરિક તૈયારી અને જંગની પ્રેકટિશ વગેરેની બાબતમાં જાઈઝ ઠેરવી છે. જેનાથી અકકલ અને સૂઝ સમઝ ધરાવનાર દરેકની સામે આ વાત ખુલીને આવી જાય છે કે ઈસ્લામ એક એવો દીન અને મઝહબ છે કે મુસલમાનના માટે સાફ–સુથરા જાઈઝ ખેલકૂદ અને મબાહ આનંદ પર્યટનને માન્ય રાખ્યા છે આ શર્તે કે તેમાં દીને ઈસ્લામની મસ્લિહત છુપાયેલી હોય અને તે ઘરવાળાઓ સાથે દિલ્લગી અને કૃપાની હદો અને મર્યાદાઓમાં હોય.

આ માધ્યમોમાંથી તે છે જેને તબરાનીએ પ્રખર સનદની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરી છે કે :–

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"દરેક તે ચીઝ જેમાં અલ્લાહનો ઝિક્ર ન હોય તે ખેલ–કૂદ અને આનંદ–પ્રમોદ છે, ચાર ચીઝો સિવાય :–

(૧) ઈન્સાનનું તીરંદાઝીના બંને નિશાનોના દરમિયાન ચાલવું,
(૨) પોતાના ઘોડાને પ્રેકટિશ કરાવવી,
(૩) પોતાના બીવી–બચ્ચાંઓ સાથે દિલ્લગી કરવી,
(૪) અને તરતા શીખવું."

આ કિતાબની વિવિધ ચર્ચાઓ અને વિવિધ સ્થાનોએ આ માધ્યમોમાંથી મોટા ભાગના માધ્યમો વિષે હું લખી ચૂકયો છું. એટલા માટે ત્યાં વાંચી લો કે આપને આ દીનની ઈઝઝત અને ઈસ્લામની અઝમતની જાણ થઈ જાય.

## 4

## ઘર, મસ્જિદ અને મદ્રસામાં આપસમાં સહકાર પૈદા કરવો

બાળકના ઈલ્મી અને રૂહાની અને જિસ્માની વ્યકિતત્વના ઘડતરના અસરકારક પરિબળોમાંથી આ પણ છે કે ઘર, મસ્જિદ અને મદ્રસામાં મજબૂત સંબંધ અને સહકાર પૈદા કરવામાં આવે.

આ વાત જાહેર છે કે ઘરની ઝિમ્મેદારીઓમાં (બાળકોની) જિસ્માની તરબિયત પહેલાં નંબર પર અને કેન્દ્ર સ્થાને છે. એટલા માટે કે જે શખ્સ પોતાના બાળકોના હકકો વેડફી નાંખે છે અને ઘરવાળાઓના જીવનનિર્વાહનો ખ્યાલ નથી રાખતો તે સખ્ત ગુનાહગાર થશે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈન્સાનના ગુનાહગાર હોવાના માટે આટલી વાત પૂરતી છે કે તે જેનો ઝિમ્મેદાર છે તેને બરબાદ કરી દે."

('અબૂ દાવૂદ શરીફ')

આ વાત નકકી છે કે દીને ઈસ્લામમાં રૂહાની તરબિયતમાં મસ્જિદનો પૈગામ પહેલાં દર્જામાં અને કેન્દ્ર સ્થાને છે. એટલા માટે કે જમાઅતની નમાઝ અને કુર્આને કરીમની તિલાવતમાં એવા રબ્બાની ફુયૂઝ અને અલ્લાહ તઆલાની એવી રહમતો છે જે ન ખત્મ થનારી છે અને ન ખંડિત થનારી છે.

એટલા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો,

"નથી જમા થતી કોઈ કૌમ અલ્લાહના ઘરોમાંથી કોઈ ઘરમાં કે તિલાવત કરે અલ્લાહની કિતાબની અને તેને આપસમાં પઢે, પરંતુ આ કે તેમના પર સકીનત નાઝિલ થાય છે અને રહમત તેમને ઢાંકી લે છે અને ફરિશ્તાઓ તેમને ઘેરી લે છે અને અલ્લાહ તઆલા તેમને યાદ કરે છે તે લોકો (ફરિશ્તાઓ)ની પાસે જેઓ તેની પાસે છે."

('મુસ્લિમ શરીફ')

અને મદ્રસાની સૌથી પહેલી ઝિમ્મેદારી આ હોય છે કે ઈલ્મી તરબિયત થાય. એટલા માટે કે વ્યકિતત્વ ઘડતર અને ઈન્સાનની પ્રતિષ્ઠા અને ઈઝઝતને બુલંદ કરવામાં ઈલ્મનો ઘણો મોટો હાથ હોય છે. એટલા જ માટે દીને ઈસ્લામની નજરમાં ઈલ્મની ઘણી ફઝીલત છે. જેથી ઈલ્મની ફઝીલતમાં આયતો અને હદીષો પ્રખ્યાત અને મશહૂર છે.

પરંતુ આ આપસનો સહકાર અને સંબંધ સંપૂર્ણ રીતે ત્યાં સુધી પરિપૂર્ણ નથી થઈ શકતો જયાં સુધી બે બુનિયાદી શરતો સાબિત ન હોય :–

[૧] પ્રથમ આ કે મદ્રસા (પ્રાથમિક શાળા) અને ઘરના પ્રબંધ અને માર્ગદર્શનમાં આપસમાં એક બીજાથી વિરોધ અને ઈખ્તિલાફ ન હોય.

[૨] બીજું આ કે આ સહકાર એટલા માટે હોય કે ઈસ્લામી વ્યકિતત્વના ઘડતરમાં સમતોલન અને પરિપૂર્ણતા પૈદા થાય.

એટલે જો આ બંને શરતો હેઠળ આપસમાં સહકાર હશે તો બાળક રૂહાની અને જિસ્માની રીતે પરિપૂર્ણતાની કક્ષાએ પહોંચેલો હશે. બલ્કે તે એક સમતોલ અને સહનશીલ ઈન્સાન બની જશે.

## મદ્રસાની સાથે સહકારના ક્ષેત્રમાં નીચેની હકીકતો વાંચકોની ખિદમતમાં રજૂ કરું છું

[A] આપણા મદ્રસાઓ (શાળાઓ)ના મોટા ભાગના મુઅલ્લિમો (શિક્ષકો) અને ઉસ્તાદો મુસલમાનોના બાળકોને પશ્ચિમની શૈલીના પેચદાર તરીકાઓ અને નાસ્તિકતંત્ર શિખવે છે અને તેની તરબિયત આપે છે. એટલા માટે કે તેમના ગંદા જઝબાત અને પોકળ દિલ અને દિમાગ, ગંદા અને બેહયા યૂરોપ અને કાફિર સામ્યવાદીઓના આશિક અને ભૌતિકતા તથા એના ચમકદાર બાહ્ય સ્વરૂપની મુહબ્બતમાં ગર્ક છે.❶

[B] અભ્યાસક્રમના તે પુસ્તકો જેને વિદ્યાર્થીઓ સ્કૂલો અને કોલેજોમાં શીખે છે તે ફરેબ, ધોકાબાઝી, શંકા પૈદા કરનારી અને મઝહબો તેમજ દીનો પર ટીકા અને કટાક્ષ કરનારી અને કુફ્ર તથા ઈલ્હાદની તરફ દઅવતથી ભરપૂર હોય છે.

[C] વિદ્યાર્થી સ્કૂલોમાં જે વિષયો શીખે છે તેમાં બીજા ઈલ્મી અને અદબી (સાહિત્યિક) વિષયોના મુકાબલામાં દીની તા'લીમ ઘણાં ઓછા પ્રમાણમાં હોય છે એટલા માટે જો એવી પરિસ્થિતિ હોય તો :–

– મુસલમાનના માટે હરગિઝ આ શકય નથી કે તે કુર્આને કરીમની તિલાવતમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરે અને
– ન આ શકય છે કે તે શરીઅતના અહકામ જાણી શકે અને
– ન આ શકય છે કે તે સીરત અને ઈતિહાસની હકીકતો જાણી શકે કારણકે દરેક શાળા આ માહિતી વિદ્યાર્થીઓને પૂરી પાડતી નથી.

એટલા માટે તરબિયત કરનાર ઘરમાં જો સહીહ તરીકાથી તરબિયતની ઝિમ્મેદારી પૂરી ન કરે તો અધિકતર એવું થાય છે કે બાળકના અકીદા ખરાબ

❶ આ ઈશારો આધુનિક શિક્ષણ આપતી શાળાઓ અને તેના શિક્ષકો તરફ હોય એવું લાગે છે.

થઈ જાય છે અને અખ્લાક બગડી જાય છે. તે પછી ઈસ્લાહની કોઈ પણ રીત તેની વિકૃતિને દૂર કરી શકતી નથી.

એટલે આ બધી વાતોનો ખુલાસો આ છે કે જો બાળક મસ્જિદમાં રૂહાની અને મદ્રસામાં ઈલ્મી, એઅતિકાદી અને હુન્નર–ઉદ્યોગ તથા કળા કારીગરીની તરબિયત અને તા'લીમ હાસિલ કરી રહ્યો હોય તો ઘરમાં બાપ સૌથી પ્રથમ બાળકની શારીરિક અને અખ્લાકી તરબિયતનો ઝિમ્મેદાર છે. પરંતુ જો તે મહેસૂસ કરે છે કે બાળક મદ્રસા અને સ્કૂલોમાં ઈસ્લામી અકીદાના બુનિયાદી ઉસૂલોની તરબિયત હાસિલ કરી રહ્યો નથી તો બાપને જોઈએ કે દરેક પ્રકારે તે પોતાની ઝિમ્મેદારી પૂરી કરે અને અકીદા, ઈબાદતો, અખ્લાક વગેરે દરેક રીતે બાળકની તરબિયત કરે જેનો ઈસ્લામથી સંબંધ હોય.

## 5

## તરબિયત કરનાર અને બાળકોની વચ્ચે સંપર્ક મજબૂત કરવો

તરબિયતના અને સમાજના નિષ્ણાતોને ત્યાં તરબિયતના સર્વસંમત ઉસૂલોમાંથી બાળક અને તરબિયત કરનારના દરમિયાન સંપર્ક અને સંબંધ મજબૂત કરવું પણ છે જેથી તરબિયતી અસરો સારી રીતે પાર પાડી શકે અને ખૂબ ઉમદા રીતે ઈલ્મી અને અખ્લાકી પરિપૂર્ણતા અને ઘડતર થઈ શકે. એટલે માતા–પિતા અને તરબિયત કરનારાઓ પર વાજિબ છે કે સ્વીકાર્ય સાધનો અને માધ્યમો તલાશ કરે જેનાથી બાળકો તેમનાથી મુહબ્બત કરવા લાગે અને તેમનો આપસનો સંબંધ મજબૂત થાય. અને આપસમાં સહાય અને સહકારનું વાતાવરણ સ્થાપિત થાય.

આ માધ્યમોમાંથી આ પણ છે કે તરબિયત કરનાર બાળક સાથે મુસ્કુરાહટ અને આંનદપૂર્વક મળે. અને બાળક જો કોઈ સારું કામ કરે અથવા ભણવામાં સરસાઈ મેળવે (અર્થાત્ પરીક્ષામાં સારો નંબર મેળવે) તો ભેટ અને ઈનામ આપીને તેના ઉત્સાહમાં વધારો કરે. એનાથી બાળકને તરબિયત કરનાર સાથે પ્રેમભાવ થશે જે ફાયદાનો આધાર છે.

## 6

## દિવસે અને રાતે તરબિયતી આયોજન (ટાઈમટેબલ) પ્રમાણે ચાલવું

તરબિયત કરનારે જે ફરાઈઝ અને વાજિબાતની કાળજી રાખવી જોઈએ તેમાંથી આ પણ છે કે તે બાળકને દિવસ અને રાતના નક્કી થયેલા તરબિયતી આયોજન (ટાઈમટેબલ) પ્રમાણે ચલાવે કે જેથી તે એનો આદી થઈ જાય.

[A] **સવારના સમયે તરબિયત કરનારે નીચે પ્રમાણે આયોજન અપનાવવું જોઈએ**

☐ આ કેટલી સારી વાત હશે કે જયારે આપ પોતે અને આપનો પુત્ર ઊંઘમાંથી જાગે તો અલ્લાહનું નામ લે અને માષૂર અને મકબૂલ દુઆ પઢે.

☐ તે પછી જો બાળક સંડાસ જવા ચાહે તો આપ તેને સંડાસમાં દાખલ થવાના અને સંડાસમાંથી બહાર નીકળવાના આદાબ શિખવે.

☐ તે પછી તેને વુઝૂ કરતાં શિખવે અને વુઝૂની દુઆઓ યાદ કરાવે. અને આ શિખવે કે દરેક વુઝૂ કરવા બા'દ બે રકા'ત નફલ પઢે.

☐ તેને આ બતાવે કે રાતે જેટલી નમાઝ પઢી શકે તેટલી પઢી લેતો રહે અને તહજજુદની નમાઝ પઢવાથી પહેલાં તહજજુદની દુઆ પઢી લે.

☐ તે પછી તેને આ બતાવે કે તે ફજરની નમાઝ મસ્જિદ જઈને પઢયા કરે.

☐ તેને અઝાન બા'દની દુઆ શિખવે.

☐ બાળકને નમાઝથી ફારિગ થવા બા'દ તસ્બીહાત પઢતા અને દુઆ કરતા શિખવે.

**નોંધ** : એનાથી મા'લૂમ થયું કે બાળકને બાળપણથી જ તસ્બીહ અને દુઆના આદી બનાવવા જોઈએ કે જેથી મોટા થવા બા'દ અમલ કરવું આસાન થાય. **(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

- ☐ ઉપરાંત બાળકને બતાવો કે ફજર અને અસરની નમાઝ બા'દ નવાફિલ પઢવું મકરૂહ અને મના છે.

- ☐ ઉપરાંત તેને આ બતાવો કે સૂરજ ઊગતી વખતે, ઝવાલના વખતે (અર્થાત્ સૂરજ માથા પર હોય ત્યારે) અને સૂરજ ડૂબતો હોય ત્યારે કોઈ પણ નમાઝ પઢવી જાઈઝ નથી.

- ☐ તે પછી તેને જેટલું થઈ શકે કુર્આને પાકની તિલાવતનો હુકમ કરે. આપ પોતે પણ તિલાવતને ન છોડો અને ન પોતાના બાળકને છોડવા દો. ભલે દરરોજ થોડીક આયતોની જ તિલાવત કેમ ન હોય. અને બહેતરીન અમલ તે છે જેને સતત કરવામાં આવે.

- ☐ તે પછી કસરત અને વ્યાયામની પ્રેકટિશ શરૂ કરી દો. આ પ્રેકટિશમાં કસરત અને વ્યાયામના તમામ પ્રકારો શામિલ છે દાખલા તરીકે :—

  — દોડવું,
  — છલાંગ લગાવવું (ઊંચો કે લાંબો કૂદકો મારવો),
  — કુશ્તી લડવી,
  — વજન ઉઠાવવું (વેઈટ લિફટિંગ)...વગેરે.

- ☐ તે પછી તેને વાંચન અને અધ્યયનની પ્રેરણા આપો. જો બાળક વિદ્યાર્થી હોય તો તેનું વાંચન શાળાના પુસ્તકોનું હોવું જોઈએ. અને જો બાળક કામકાજ કરતું હોય તો તેને હુન્નર–ઉદ્યોગ કળા કારીગરી અને સભ્યતા સંબંધિત સાહિત્યનું વાંચન કરાવવું જોઈએ.

- ☐ તે પછી તેને ઈશરાક અને ચાશ્તની નમાઝની તા'લીમ આપો.
- ☐ તે પછી તેને નાસ્તાના આદાબ શિખવો.
- ☐ તે પછી તેને ઘરમાંથી નીકળવાના આદાબ શિખવો.
- ☐ તે પછી તેને એ બતાવો કે તે પોતાના કપડાં અને જૂતાં વગેરે પહેરવામાં જમણી બાજુથી શરૂઆત કરે અને ઉતારતી વખતે ડાબી બાજુથી શરૂઆત કરે.

☐ તે પછી તેને રસ્તા પર ચાલવાના આદાબ શિખવો. આપ તેને બતાવો કે તે આરામથી ચાલે.

☐ તેને બતાવો કે તે પોતાની ઝાતને પરાઈ ઔરતોને જોવાથી બચાવે, નિગાહ નીચી રાખે.

☐ આપ તેને સલામના આદાબ શિખવી દો અને પ્રથમ સલામ કરવાની તાકીદ કરો.

☐ તેને હિદાયત કરો કે તે ખતરાની જગા પર કાળજીથી ચાલે. તેને સમજાવો કે રસ્તામાં એવી ચીઝ ન ફેંકે જેનાથી લોકોને ઈઝા અને તકલીફ પહોંચે. અને તેને આ તા'લીમ આપો કે તે રસ્તામાંથી એવી ચીઝોને હટાવી દેતો રહે જે ચાલનારાઓને નુકસાન પહોંચાડનારી હોય.

☐ આપ તેને રસ્તાના સામાન્ય આદાબ શિખવો જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદ પ્રમાણે આ છે :–

– નિગાહને નીચી રાખવી,
– કોઈને પણ તકલીફ પહોંચાડવાથી બચવું,
– સલામનો જવાબ આપવો,
– સારી વાતોનો હુકમ કરવો અને બૂરી વાતોથી રોકવું.

☐ બાળકને આ શિખવો કે જો તે શાળા યા કારખાને જાય તો પોતાના સાથીના હકને અદા કરે. અર્થાત્ :–

– જયારે તેનાથી મળે તો સલામ કરે.
– જો તે બીમાર પડે તો તેની બીમારપુર્સી કરે.
– જયારે તેને છીંક આવે તો **'યરહમુ–કલ્લાહ'** કહે.
– વિવિધ મોકા પર તેનાથી મુલાકાત કરે.
– તંગી અને સખ્તીમાં તેની મદદ કરે.
– જયારે તે દઅવત આપે તો તેની દઅવત કબૂલ કરે.

☐ તેને બતાવો કે તે ઉસ્તાદ અને શિક્ષકના હકકોને અદા કરે ભલે મદ્રસાના ઉસ્તાદ હોય, શાળાના શિક્ષક હોય કે કામકાજ શિખવનાર હોય.

**[B] સાંજે તરબિયત કરનાર આ આયોજનનું અનુસરણ કરે**

☐ આ કોશિશ કરો કે મગરિબ અને ઈશાની નમાઝ મસ્જિદમાં અદા થાય. એટલા માટે કે હદીષમાં આવે છે કે :–

"જે નમાઝ જમાઅતથી અદા કરવામાં આવે તે એવી નમાઝથી ૨૭ (સત્તાવીસ) દર્જા વધારે સવાબવાળી છે જે એકલા પઢવામાં આવે."

**('બુખારી શરીફ','મુસ્લિમ શરીફ')**

☐ આપ કોશિશ કરો કે બાળકો નમાઝના વખતે સાફ–સ્વચ્છ કપડાં પહેરે.

☐ અને જયારે મસ્જિદ જવું હોય તો કાચા કાંદા અને લસણ ન ખાય કે જેથી (તેની દુર્ગંધથી) લોકોને તકલીફ ન પહોંચે.

**નોંધ** : એ જ હુકમ બીડી–સિગારેટ વગેરેના પણ છે એટલા માટે કે એનાથી ન માત્ર ફરિશ્તાઓને બલ્કે ઈન્સાનોને પણ તકલીફ થાય છે.

**(મુહમ્મદ કમરુઝઝમાં)**

☐ આપ કોશિશ કરો કે મસ્જિદમાં સુકૂન અને ગંભીરતાથી દાખલ થાઓ.

☐ નમાઝના માટે નીકળે તો નીચેની દુઆ પઢી લેતા રહે :–

'અલ્લાહુમ્મજ્અલ્ ફી કલ્બી નૂરંવ વ ફી લિસાની નૂરંવ વજ્અલ્ ફી સમ્ઈ નૂરંવ વ ફી બ–સ–રી નૂરંવ વજ્અલ્ મિન્ ખલ્ફી નૂરંવ વ મિન્ અમામી નૂરંવ વજ્અલ્ મિન્ ફવકી નૂરંવ વ મિન તહતી નૂરન અલ્લાહુમ્મ અઅ્તિની નૂરા.'

**('મુસ્લિમ શરીફ')**

ભાવાર્થ :

હે અલ્લાહ ! મારા દિલમાં નૂર પૈદા કરી દે,
અને મારી ઝબાનમાં નૂર પૈદા કરી દે,
અને મારા કાનોમાં નૂર પૈદા કરી દે,
અને મારી આંખોમાં નૂર પૈદા કરી દે,
અને મારી પાછળ પણ નૂર પૈદા કરી દે,
અને મારી આગળ પણ નૂર પૈદા કરી દે,
અને મારા ઉપર પણ નૂર પૈદા કરી દે,
અને મારા નીચે પણ નૂર પૈદા કરી દે.
હે અલ્લાહ ! મને નૂર અતા કરી દે.

☐ અને જયારે મસ્જિદે પહોંચી જાય તો મસ્જિદમાં દાખલ થતી વખતે પ્રથમ જમણો પગ અંદર દાખલ કરે અને આ દુઆ પઢે :–

'અઊઝુ બિલ્લાહિલ્ અઝીમિ વ બિ વજ્હિ–કલ્ કરીમિ વ સુલ્તાનિહિલ્ કદીમિ મિનશ્શયતાનિર્રજીમ. અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ્ વ બારિક્ અલા સય્યિદિના મુહમ્મદ. રબ્બિગ્ફિર્લી ઝુનૂબી વફ્તહ્ લી અબવા–બ રહમતિ–ક.'

('અબૂ દાવૂદ શરીફ')

ભાવાર્થ :

હું અઝીમ અલ્લાહ અને તેની કરીમ વજહ અને તેની કદીમ સલ્તનતના ઝરીઆથી શયતાન મરદૂદથી પનાહ માંગું છું.

હે અલ્લાહ ! દુરૂદો સલામ અને બરકત નાઝિલ ફરમાવ અમારા સરદાર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર.

હે મારા પરવરદિગાર ! મારા ગુનાહ માફ ફરમાવી દે અને મારા માટે પોતાની રહમતના દરવાઝાઓ ખોલી દે.

☐ બેસવાથી પહેલાં બે રકા'ત તહિય્યતુલ મસ્જિદ પઢવાની કાળજી રાખો.

☐ જયારે મસ્જિદથી બહાર નીકળવા લાગો તો પહેલાં ડાબો પગ બહાર કાઢો અને નીચે લખેલી દુઆ પઢો :–

'અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ વ બારિક અલા સય્યિદિના મુહમ્મદ. રબ્બિગ્ફિર લી ઝુનૂબી વફ્તહ્ લી અબ્વા–બ ફઝલિ–ક.'

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! દુરૂદ અને સલામ મોકલો અને બરકત નાઝિલ ફરમાવો અમારા સરદાર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર.

હે મારા રબ ! મારા ગુનાહ માફ ફરમાવી દો અને મારા માટે પોતાના ફઝલના દરવાઝા ખોલી દો.

### મસ્જિદમાં દાખલ થવાની ટૂંકી દુઆ

'અલ્લાહુમ્મફ્તહ લી અબ્વા–બ રહમતિ–ક.'

[ હે અલ્લાહ ! મારા માટે પોતાની રહમતના દરવાઝાઓ ખોલી દે. ]

### મસ્જિદથી નીકળતી વખતની ટૂંકી દુઆ

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક મિન ફઝલિક.'

[ હે અલ્લાહ ! હું તારાથી તારો ફઝલ માંગું છું. ]

## બાળકને ભલાઈના અને નસીહતના શબ્દો કહેવા

☐ દાખલા તરીકે તરબિયત કરનાર બાળકને કહે કે :–

– જુઓ ઈન્સાનનો મરતબો ઈલ્મથી વધે છે.
– ઈલ્મ લોકોને પ્રતિષ્ઠિત અને મોટા લોકોની સફમાં ઊભા કરી દે છે.

– ઈલ્મથી ઈન્સાન લોકોની નઝરોમાં માનનીય અને સમાજમાં ઈઝઝતવાન બને છે.
– જહાલત ઈઝઝત અને પ્રતિષ્ઠાને મૂળમાંથી ઉખેડી નાંખે છે.
– જહાલત જાહિલોને વજનવિહીન બનાવી દે છે.

☐ આ કોશિશ કરો કે રાતની મજલિસમાં પોતાના બાળકોને :–

– અખ્લાક વિષે કોઈ ફઝીલત,
– યા સામાજિક જીવન વિષે કોઈ શાનદાર વાત,
– યા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો કોઈ મુઅજિઝહ,
– યા ઐતિહાસિક કિસ્સો,
– યા ઈલમી મઝમૂન

બતાવે કે જેથી આપની ઔલાદ આપના માર્ગદર્શનથી ફાયદો મેળવે અને આપના બોધ અને નસીહતથી પ્રભાવિત થાય.

આ બાબતમાં હું આપની સામે એક મિસાલ પેશ કરું છું.

જ્યારે કોઈ આવો દિવસ આવે કે જે દિવસે મુસલમાનોમાં ભૂતકાળમાં કોઈ મહાન બનાવ બનેલો હોય. દાખલા તરીકે ઈસ્રાઅ અને મેઅરાજવાળી રાત. તો આપને જોઈએ કે આપ તે દિવસે પોતાના ઘરવાળાઓને ભેગા કરીને તેમની સામે મેઅરાજનો બનાવ બયાન કરે.

નોંધ : એ જ પ્રમાણે રબીઉલ અવ્વલના મહિનામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જન્મનો બનાવ વગેરે સંભળાવ્યા કરે તો એ મુનાસિબ છે.

એના માટે હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફઅલી થાનવી રહમતુલ્લાહિ અલયહએ 'નશરુત્તય્યિબ' નામની કિતાબ લખેલી છે. લેખકે મેઅરાજ અને ફલસ્તીન (પેલેસ્ટાઈન)ની સમસ્યા વિષે ઘણું સરસ લખ્યું છે. પરંતુ ટૂંકાણ જાળવવા માટે હું એને અહીં લખતો નથી. એટલા માટે અસલ કિતાબ મળે તો વાંચે. ઘણી ફાયદાકારક અને નસીહતકર્તા કિતાબ છે. (મુહમ્મદ કમરુઝ્ઝમા)

## ખાનદાન અને ઘરનાં વાતાવરણમાં આનંદ અને ઉલ્લાસ પૈદા કરવાની કોશિશ કરો

એનો તરીકો આ છે કે :–

☐ આપ બાળકોમાં હેતુલક્ષી ઈલ્મી અને સાંસ્કૃતિક મુકાબલો કરાવો. જેનો મકસદ આ હોય :–

– બુદ્ધિ તેઝ કરવી,
– બુલંદ હિમ્મતી પૈદા કરવી,
– સાંસ્કૃતિક લિહાઝથી મજબૂતી કરવી,
– ઘરના વાતાવરણમાં ખૂશીની લહેર દોડાવવી.

☐ આપ આ કોશિશ કરો કે બાળકો રાતે જલ્દી સૂઈ જાય. કારણકે રાતે મોડે સુધી જાગવું તંદુરસ્તીના માટે નુકસાનકારક છે અને ફજરની નમાઝ ફૌત થઈ જવાનો ઝરીઓ છે. પરંતુ જો ઈશાની નમાઝ બા'દ કોઈ ફાયદાકારક કામના માટે વાતચીત કરે તો તે જાઈઝ છે.

☐ તે મહત્ત્વની બાબતો જેને તરબિયત કરનારાએ જાણવી જરૂરી છે. તેમાંથી આ પણ છે કે શરીરને યોગ્ય પ્રમાણમાં ઊંઘ અને આરામ મળવા જોઈએ કે જેથી તે જિંદગીની ફરજો અને ઝિમ્મેદારીઓના બોજને બરદાશ્ત કરી શકે.

જેથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાશ્તની નમાઝ બા'દ આરામ મેળવવા માટે સૂઈ જતા હતા કે જેથી રાતના જે હિસ્સામાં આરામ ન કરી શકયા હોય તેની પૂર્તિ થઈ જાય.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતના માટે આ શાનદાર માર્ગદર્શન છે જેથી તેમના શરીર તંદુરસ્ત, હિમ્મત મજબૂત અને તન–મન ચપળ, સ્ફૂર્તિલા અને ચુસ્ત રહે.

નોંધ : એના પછી લેખકે સૂવા–જાગવા વગેરેની દુઆઓ અને આદાબ લખ્યા છે. જો તેની વિગતો જાણવી હોય તો અસલ કિતાબ વાંચે યા **'ગુલ્દસ્તએ અઝ્કાર'** જે આ હકીરની લખેલી છે તે વાંચે. અને કારી વલિય્યુલ્લાહ સાહબની **'મહબૂબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકી મકબૂલ દુઆએ'**નું અવલોકન કરે.

**(મુહમ્મદ કમરુઝ્ઝમાં)**

છેવટે લેખક આ પ્રમાણે લખે છે કે :–

આ તે મહત્ત્વની બાબતો છે જે મારા મત પ્રમાણે દિવસ–રાતના તરબિયતી આયોજનમાં નજર સમક્ષ રાખવી જોઈએ કે જેથી આપ બાળકોની એ રીતે તરબિયત કરી શકો જેની ઈસ્લામ આપથી અપેક્ષા રાખે છે. અને આ આપની ઝિમ્મેદારી પણ છે. અને હકીકત આ છે કે અલ્લાહ તઆલા જ તૌફીક આપનાર છે. **'વલ્લાહુલ મુવફ્ફિક'**

**7**

## લાભકારક ઈલ્મ અને સંસ્કારના અસ્બાબ અને માધ્યમો મેળવવા

તરબિયત કરનાર પર આ ફરજ પણ લાગુ થાય છે કે તે બાળકોના માટે વિવિધ પ્રકારના તા'લીમી અને સાંસ્કૃતિક માધ્યમો ઉપલબ્ધ કરે કે જેથી બાળક પુખ્ત બુદ્ધિનો બને અને દુન્યવી જિંદગીમાં ઈલ્મ અને વિચારના લિહાઝથી પૂર્ણ અને પરિપૂર્ણ વ્યક્તિત્વ ધરાવનારો બને.

મારા ખ્યાલમાં એ વિષે મુખ્ય બાબતો નીચે પ્રમાણે છે :–

[A] ઘરની દરેક વ્યક્તિ માટે કુર્આને કરીમ હાજર હોવું.

[B] નાની–નાની સૂરતોની બાળકોની બુદ્ધિ અને સમજશક્તિ પ્રમાણેની તફસીર હાજર હોવી.

[C] બાળકોની ઉંમર અને સમજશકિત પ્રમાણે મુબારક હદીષોની કિતાબો હાજર હોવી.

[D] ફિકહ અને ખાસ કરીને ઈબાદતો વિષે બાળકોની સમજશકિતના પ્રમાણે કિતાબો હાજર હોવી.

[E] ઈસ્લામી અકીદાઓને કિસ્સા યા સવાલ અને જવાબના અંદાઝમાં હલ કરનારી કિતાબો હાજર હોવી. દાખલા તરીકે :–

– 'તા'લીમુલ ઈસ્લામ'
લેખક : હઝરત મૌલાના કિફાયતુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ.

– 'તા'લીમાતે ઈસ્લામ'
લેખક : હઝરત મૌલાના મસીહુલ્લાહ ખાન સાહબ રહિમહુલ્લાહ.

[F] નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સીરત (પવિત્ર જીવન ચરિત્ર) અને ઈતિહાસથી સંબંધિત કિતાબો હાજર હોવી. દાખલા તરીકે :–

– 'અવજઝુસ્સિયર'
લેખક : હઝરત મૌલાના મુફતી શફીઅ સાહબ રહિમહુલ્લાહ.

– 'અસિહહુસ્સિયર'
લેખક : હઝરત મૌલાના અબ્દુર્રઊફ સાહબ રહિમહુલ્લાહ.

[G] ઈસ્લામને એક સર્વગ્રાહી અને પરિપૂર્ણ દીન દર્શાવનારી વિચારપ્રેરક કિતાબો ઘરમાં હોવી.

[H] ઈલ્મી, ઐતિહાસિક, સાહિત્યિક અને તબીબી વિદ્યાની બાળકોની કક્ષા અને ઉંમરના વર્તુળથી બહાર ન હોય તેવી કિતાબો ઘરમાં હોવી.

**નોંધ :** એના પછી લેખક રહિમહુલ્લાહએ વાંચવા માટે કેટલીક અરબી કિતાબોની યાદી લખી છે જેને ખરીદવાની અને પાસે રાખવાની તરગીબ આપી છે. જાહેર છે કે આપણે ઉર્દૂ ભાષા બોલનારાઓના માટે એનાથી

કોઈ ખાસ લાભ ન થશે એટલા માટે હું એને અહીં નકલ કરવાની જરૂરત સમજતો નથી. જે લોકો એ કિતાબો વિષે જાણવા ચાહે તેઓ અસલ કિતાબ વાંચે.

હાં, આ ખૂશીની વાત છે કે હઝરત મખદૂમી મૌલાના સય્યિદ અબૂલ હસન અલીમિયાં નદવી રહિમહુલ્લાહની કિતાબ 'કસસુન નબીય્યિન' આ યાદીમાં શામિલ છે.❶ અને વાંચવા લાયક રિસાલાઓ (સામયિકો)માં દારૂલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવથી પ્રગટ થતા 'અલ બઅસુલ ઈસ્લામી'નો પણ યાદીમાં સમાવેશ કરેલો છે.

'ફલિલ્લાહિલ હમ્દુ વલ મિન્નહ' (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

માનવંત તરબિયત કરનાર સાહિબો ! આપ આ બાબતમાં બીજા વિદ્વાનો અને મુખ્લિસ કેળવણીકારોથી પણ માર્ગદર્શન મેળવી શકો છો કે તેઓ તે કિતાબોની તરફ માર્ગદર્શન કરે જે બાળકોના માટે યોગ્ય હોય.

હવે હું મુસલમાન લેખકોને પોતાની કલમ તેઝ કરવાની અને હિમ્મત બુલંદ કરવાની દઅવત આપું છું કે જેથી તેઓ ઈસ્લામી કુતુબખાના (પુસ્તકાલયો)ને એવી ઈલ્મી, વિચારપ્રેરક અને માર્ગદર્શક કિતાબોથી ભરી દે જે બાળકોની સામે ઈસ્લામી નિઝામ અને ઈસ્લામી જિંદગી વિષે પરિપૂર્ણ દષ્ટિબિંદુને સ્પષ્ટ કરી દે.

---

❶ 'કસસુન નબીય્યિન' કિતાબ અરબી ભાષામાં છે. એના લેખક (રહ.)ના બહેન મુહતરમા સય્યિદા અમતુલ્લાહ તસ્નીમ (રહ.)એ 'બચ્ચોંકી કસસુલ અંબિયા' નામથી એનો ઉર્દૂમાં અનુવાદ કર્યો હતો. એના ગુજરાતી અનુવાદ માટે અલ્લાહે અહકરને ઝરીઓ બનાવ્યો અને તે : 'હમારે હુઝૂર (સલ.)', 'હઝરત આદમ (અલૈ.)', 'હઝરત નૂહ (અલૈ.)'....વગેરે અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામના મુબારક નામોથી નાની નાની ૧૪ પુસ્તિકાઓ રૂપે પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ કંથારીઆ તરફથી પ્રગટ થયો છે. અલ્હમ્દુલિલ્લાહ

અબ્દુલકાદિર ફ્રાતીવાલા

નોંધ : લેખક રહિમહુલ્લાહએ આ ઉપરાંત બીજા પણ માધ્યમો લખ્યા છે જે અસલ કિતાબમાં જોઈ શકાય છે. ટૂંકાણ જાળવવા માટે મેં એને અહીં લખ્યા નથી. (મુહમ્મદ કમરુઝ્ઝમાં)

## ૪

## બાળકમાં વાંચનનો શોખ કેળવવો

માતા–પિતા અને તરબિયત કરનારના ઝિમ્મે વાજિબ છે કે, તેઓ :–

☐ બાળકને આ બતાવી દે કે ઈસ્લામ એવો દીન છે જે દીન અને દુનિયા બંને સાથે સંબંધ ધરાવે છે.

☐ કુર્આને અઝીમ એક મુકમ્મલ નિઝામ (તંત્ર) છે.

☐ ઈસ્લામી ઈતિહાસ ઈઝઝત અને પ્રતિષ્ઠાનો ઝરીઓ છે.

☐ ઈસ્લામી સંસ્કૃતિ સર્વગ્રાહી અને પરિપૂર્ણ છે.

અને જયાં સુધી નીચેની બાબતો વિષે વાંચવામાં ન આવે ત્યાં સુધી ઉપર લખેલી વાતો સમજવી શકય નથી :–

[૧] વિચારપ્રેરક કિતાબોનું વાંચન કરવું જે બાળકોની સામે દીને ઈસ્લામનું અબદી (સનાતન અને શાશ્વત) હોવું સ્પષ્ટ કરે.

[૨] ઐતિહાસિક પુસ્તકોનું વાંચન જે બાળકની સામે ઈસ્લામના ભૂતકાળની ઈઝઝત અને અઝમત અને મુસલમાનોના ભૂતકાળના મકામ અને મરતબાને બયાન કરે.

[૩] એવા પુસ્તકો વાંચવા જે બાળકની સામે તે કાવતરાઓ અને કારસ્તાનો જાહેર કરી દે જે ઈસ્લામના દુશ્મનો ઈસ્લામના ખિલાફ તૈયાર કરતા રહે છે.

અને બાળક ત્યાં સુધી વાંચશે નહીં જયાં સુધી એવા અસ્બાબ અપનાવવામાં ન આવે જે વાંચનને બાળકોની નજીક મહબૂબ (પ્રિય) ન બનાવી દે અને તેનામાં એનો શોખ ન પૈદા કરી દે. તે અસ્બાબ આ છે :–

આપણે તેની સામે ઈલ્મ અને જહાલતમાં તુલના કરીએ અને આલિમો અને જાહિલોમાં જે ફર્ક છે તેને સ્પષ્ટ કરીએ. એટલા માટે કે જયારે બાળકની સામે આલિમોનું સન્માન અને જાહિલોની મહરૂમી સ્પષ્ટ રીતે સામે આવશે તો તે ખરેખર વાંચવા–વંચાવવાની કાળજી રાખશે.

## ઈલ્મની ફઝીલત

હઝરત મુઆઝ બિન જબલ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :–

– "ઈલ્મ દિલોમાંથી જહાલતને કાઢીને તેને જિંદગી બખ્શે છે,
– ઈલ્મ અંધારામાં નિગાહોના માટે ચિરાગ છે,
– ઈલ્મ કમઝોરીથી બચાવવા માટે બદનની શકિત છે,
– ઈલ્મ ઈન્સાનને નેક–સાલેહ લોકોના દર્જા પર પહોંચાડી દે છે અને દુનિયા તેમજ આખિરતમાં બુલંદ દર્જાઓ પ્રાપ્ત કરવાનો ઝરીઓ છે,
– ઈલ્મમાં ચિંતન અને મનન કરવું રોઝહના બરાબર અજર અને સવાબ અપાવે છે,
– ઈલ્મી ચર્ચા કરવી ઊભા રહીને નમાઝ પઢવા બરાબર સવાબ અપાવે છે,
– એ જ ઈલ્મના ઝરીઆથી સિલહ રહમી (સદવર્તન) કરવામાં આવે છે,
– અને ઈલ્મના જ ઝરીઆથી હલાલ અને હરામને ઓળખવામાં આવે છે,
– ઈલ્મ ઈમામ છે એન અમલ તેનો મુકતદી છે,
– ઈલ્મ નેકબખ્ત (ભાગ્યશાળી)ને જ આપવામાં આવે છે અને બદબખ્ત (અભાગી)ને તેનાથી મહરૂમ (વંચિત) કરી દેવામાં આવે છે."

## બાળકોમાં મુકાબલો (સ્પર્ધા) કરાવવી

બાળકોની પરીક્ષા લેવામાં આવે અને ઊંચું સ્થાન મેળવવા માટે તેમને પ્રોત્સાહન આપવું જોઈએ અને સરસાઈ મેળવવાનો શોખ અપાવવા માટે તેમને મૂલ્યવાન અને વિવિશષ્ટ ઈનામો આપે જેનાથી તેઓ ખૂશ થાય.

☐ બાળકને આ સમજાવી દેવું અને વિશ્વાસ અપાવવો કે જે ઈલ્મ તે હાસિલ કરી રહ્યું છે તે જો સારી નિય્યતથી હોય તો તેને ઈબાદત ગુઝારો અને લાંબી નમાઝ પઢનારાઓના જેવો અજર અને સવાબ મળે છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો છે :–

"તમામ આ'માલનો દરોમદાર (આધાર) નિય્યત પર છે અને દરેક શખ્સને તે જ મળે છે જે તેણે નિય્યત કરી છે."

('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

આ હદીષથી માનવંત ફુકહાએ આ હુકમ તારવ્યો છે કે :–

"સારી નિય્યતના કારણે આદત પણ ઈબાદત બની જાય છે."

એટલે જયારે બાળકને જાણ થશે કે આ વાંચવા બદલ અજર મળશે તો જરૂર વાંચવામાં મશગૂલ રહેશે.

☐ શાંતિપૂર્ણ, આરામદાયક, સાફ–સુથરું વાતાવરણ પૈદા કરવું અર્થાત્ :–

– રોશની પૂરતી હોય,
– દૃશ્ય આનંદદાયક હોય,
– ઠંડીની મોસમમાં ઠંડીથી બચાવવાનો યોગ્ય બંદોબસ્ત હોય,
– ઉનાળામાં ગરમીથી બચાવવાનો યોગ્ય ઈન્તિઝામ હોય.

ઉપરની બધી ચીઝોં વાંચન તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં અને શોખ અપાવવામાં ઝરીઆ બને છે.

☐ બાળકના માટે જુદા–જુદા પ્રકારના પુસ્તકો પ્રાપ્ત કરવા. ભલે એ પુસ્તકો ઘરના પુસ્તકાલયમાં હાજર હોય યા મદ્રસા યા મસ્જિદ યા સાર્વજનિક પુસ્તકાલયમાં મૌજૂદ હોય.

અને એમાં શક નથી કે જયારે બાળક પોતાની સામે મનગમતા પુસ્તકો જોશે તો તે શોખથી તેને વાંચશે અને પુસ્તકાલયોની તરફ ખૂશી ખૂશી જશે.

☐ અને આ વાત પણ બાળકના મગજમાં બેસાડી દેવી જોઈએ કે :–

- વખત તલવારની જેમ છે,
- અને ફરાઈઝ તથા ઝિમ્મેદારીઓ વખતના કરતા ઘણી વધારે છે,
- અને ઈન્સાન જે નથી જાણતો તે એના કરતા ઘણું વધારે છે જે તે જાણે છે (અર્થાત્ ઈન્સાનની જાણકારી ઘણી મર્યાદિત છે.)
- અને દીને ઈસ્લામ મુસલમાનોને હુકમ આપે છે કે તેઓ પોતાના ફુરસદના સમયને કામમાં લગાડે.

એટલા જ માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે,

“તમે એવી ચીઝોના હરીસ (લાલચુ) રહો જે તમને ફાયદો પહોંચાડે અને અલ્લાહથી મદદ માંગો અને આજિઝ (લાચાર) ન બનો.”

(‘સહીહ મુસ્લિમ શરીફ’)

## વાંચનથી ઈચ્છિત ફાયદા પ્રાપ્ત કરવાની રીતો

[૧] વાંચનથી પહેલાં આ નિય્યતને યાદ કરી લે કે તે સાંસ્કૃતિક અને ઈલ્મી રીતે પરિપૂર્ણ થઈ જાય અને દઅવત તથા તબ્લીગની ફરજ અદા કરી શકે અને ઈસ્લામનો પૈગામ પહોંચાડી શકે અને પોતાની કૌમ તથા દેશને ફાયદો પહોંચાડી શકે.

[૨] વાંચન દરમિયાન મગજને કેન્દ્રિત રાખે કે જેથી જે કંઈ વાંચે તેને સંપૂર્ણ રીતે યાદ રાખી શકે અને સાચા અર્થમાં સમજી શકે.

[૩] મહત્ત્વની ઈબારતો અને બુનિયાદી વાતોના નીચે પેન્સિલથી લીટી દોરવી જોઈએ કે જેથી એ ચર્ચાને બીજી વખત જુએ તો એ બાબત એના મગજમાં દૃઢ થઈ જાય.

[૪] પાયાના અને બુનિયાદી શીર્ષકોને પેન્સિલથી પાનાના એક કિનારા પર લખી દેવા જોઈએ કે જેથી એ વિષયોને સારી રીતે યાદ રાખી શકાય.

[૫] વિષયના મહત્ત્વના શીર્ષકો યા મનગમતી ચર્ચાને વર્તુળમાં અલગ કિતાબના નામ અને પાના નંબરની સાથે નોંધી લેવા જોઈએ કે જેથી બીજી વખત જરૂરત પડે તો આસાનીથી એના મૂળ તરફ ધ્યાન કેન્દ્રિત થઈ શકે.

[૬] એક અલગ નોટબુક અથવા રજિસ્ટર રાખવું જોઈએ કે જેથી મુબારક હદીષો, સુક્ષ્મ સાહિત્યિક બાબતો અને વિદ્વતાપૂર્ણ અશઆર (કાવ્યપંક્તિઓ) ઉપરાંત ઐતિહાસિક બનાવો, ઈલ્મી હકીકતો, દીની મસાઈલ અને ફતાવામાંથી જે ચીઝ વાચકને સારી લાગે તે લખી લે.

બેશક, આ નોટબુક ઘણી કિતાબોમાંથી પસંદ કરેલો નિચોડ હશે જે ભવિષ્યમાં ઈલ્મી યા અમલી જિંદગીમાં બહેતરીન મદદગાર સાબિત થશે.

એટલા માટે હે માનવંત તરબિયતકર્તા સાહિબો! આપ આ કોશિશ કરો કે આપ આપના બાળકોની રહનુમાઈ એ તરફ કરતા રહો કે ભવિષ્યમાં અમલ કરનાર વ્યક્તિઓ અને ઈસ્લામી સંસ્કાર અને સંસ્કૃતિથી આભૂષિત તત્ત્વો અને સમજદાર પુખ્ત બુદ્ધિવાળી કૌમમાં એની ગણના થાય.

'વ મા ઝાલિ-ક અલલ્લાહિ બિ અઝીઝ.'

અને અલ્લાહના માટે કંઈ પણ મુશ્કિલ નથી.

## 9

## બાળકોને ઈસ્લામની જવાબદારીઓ મહેસૂસ કરાવવી

જે ચીઝોનો એહતિમામ (પ્રબંધ) કરવાને હું મહત્ત્વનું અને ફરજિયાત સમજું છું અને તરબિયત કરનારાઓનું ધ્યાન એ તરફ ખેંચું છું તેમાંથી આ પણ છે કે બાળકને નીચે લખેલી હકીકતો શિખવવાની અને સમજાવવાની કોશિશ સતત ચાલુ રાખવી જોઈએ.

[A] તે મો'મિન જમાઅત જેની તરબિયત દારે અરકમ❶માં થઈ હતી અને જેના ઝરીઆથી દીને ઈસ્લામને મદદ અને ફતેહ હાસિલ થઈ હતી તે જવાનોની જ જમાઅત હતી.

[B] – એ નવજવાનો જ હતા જેમણે આ દઅવતના બોજને પોતાના ખભા પર ઉઠાવી લીધો હતો.

– અને એ જ તે નવજવાન લોકો હતા જેમણે અલ્લાહના રસ્તામાં ઘણી દર્દનાક તકલીફો અને અઝાબ સહન કર્યા.

– અને એ જ તે નવજવાન લોકો હતા જેમણે રાત–દિવસ એક કરી દીધા. (અર્થાત્ ચોવીસ કલાક મહેનત કરતા રહ્યા.) અહીં સુધી કે તેમણે પોતાની આ કોશિશથી ઈસ્લામને ફળવા–ફૂલવા અને પોતાનું સ્થાન જમાવવાનો મોકો પ્રાપ્ત કર્યો અને આ દીનને ફતેહ અને મદદથી પાર કર્યો.

[C] સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ અલયહિમ અજમઈનની જમાઅતનો આ પહેલો કાફલો અને તેના બા'દ આવનારા તે હઝરાતે તાબિઈન જેઓ તેમના નકશે કદમ પર ચાલ્યા, એ બધા જ ઈઝઝત અને અઝમત અને

---

❶ **દારે અરકમ** : સફાના પહેલાં દરવાજાની સામે જ આ મકાન છે. હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ એ જ મકાનમાં ઈસ્લામથી મુશર્રફ થયા હતા.

બુઝુર્ગીના શિખર પર બે મહાન વાતોના કારણે પહોંચ્યા હતા :–

(૧) તેમણે ઈસ્લામને અકીદહ, વચન અને કાર્ય દરેક રીતે મજબૂતીથી પકડયો અને તેના બદલામાં તેમને ઝબરદસ્ત મદદ, ખુલ્લી ફતેહ અને અલ્લાહ તઆલાના દુશ્મનો પર શાનદાર કામિયાબી મળી. એના વગર ન ફતેહ અને મદદ શકય છે અને ન ઈઝઝત અને સરદારી.

ઈતિહાસના પુસ્તકોમાં લખ્યું છે કે જયારે હઝરત ઉમર ઈબ્નુલ ખત્તાબ રદિયલ્લાહુ અન્હુએ મિસર ફતેહ થવામાં વિલંબ મહેસૂસ કર્યો તો હઝરત અમ્ર ઈબ્નુલ આસ રદિયલ્લાહુ અન્હુને જેઓ આ લશ્કરના સરદાર હતા તેમને એક પત્ર લખ્યો જેમાં લખ્યું કે :–

"હમ્દો સના બા'દ કહેવાનું આ છે કે આપ લોકોને મિસર ફતેહ કરવામાં જે મોડું થઈ રહ્યું છે તેનાથી મને ઘણી નવાઈ લાગે છે. આપ લોકો તેમની સાથે બે વરસ થયા લડી રહ્યા છો. એનું કારણ એના સિવાય બીજું કંઈ નથી કે તમે લોકોએ કેટલીક નવી ચીઝો ઉપજાવી દીધી છે અને દુનિયાથી એવી જ મુહબ્બત કરવાનું શરૂ કરી દીધું છે જેવી મુહબ્બત તમારા દુશ્મનો કરે છે. અને યાદ રાખો કે અલ્લાહ તઆલા કોઈ કૌમની મદદ ત્યાં સુધી નથી ફરમાવતા જયાં સુધી તેમની નિય્યત સાચી ન હોય. અને અલ્લાહ તઆલા ખલીફએ આદિલ પર રહમ કરે."

ફરમાવ્યા કરતા હતા કે,

"આપણે તો તે કૌમ છીએ જેને અલ્લાહ તઆલાએ ઈસ્લામની બરકતથી ઈઝઝત આપી છે એટલે આપણે જયારે પણ આ ચીઝને છોડીને ઈઝઝત ચાહીશું જેના ઝરીઆથી અલ્લાહે આપણને ઈઝઝત આપી હતી તો અલ્લાહ તઆલા આપણને ઝલીલ (પામર) કરી દેશે."

('મુસ્તદરક', 'હાકિમ')

(૨) એ માનવંત લોકોએ પોતાની કુર્બાનીઓ, પરિશ્રમ અને પ્રયાસો, બહાદુરી અને શુજાઅત તેમજ સબ્રની તાકાતના ઝરીઆથી ઈસ્લામના પૈગામને

આખી દુનિયામાં પહોંચાડયો. અહીં સુધી કે તેમની ફતેહોનું વર્તુળ પરિશ્રમના અંતિમ છેડા સુધી પહોંચી ગયું અને હઝરત ઉકબહ બિન નાફિઅ મુહીતે ઈત્લુસી (કાળા સમુદ્ર Black Sea)ના કિનારા પર ઊભા રહ્યા અને તેમણે પાણીમાં પ્રવેશીને કહ્યું :–

"હે અલ્લાહ !
હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પરવરદિગાર !
જો આ સમુદ્ર ન હોત તો આપના કલિમહની સરબુલંદીના માટે
આખી દુનિયા ફતેહ કરી લેત.
હે અલ્લાહ ! આપ ગવાહ રહો !"

[D] આજકાલના આપણે મુસલમાનો જો આપણા બાપ–દાદાઓના તે નિઝામ અને તર્ઝને અપનાવી લઈએ જે તેમણે ઈસ્લામને મજબૂતીથી પકડવાની બાબતમાં અપનાવ્યા હતા તો ઈન્શાઅલ્લાહ આપણા હાથો વડે પણ ઈસ્લામને ઈઝઝત મળશે અને અલ્લાહ તઆલાની મદદ અને ટેકાથી ઈઝઝત અને અઝમત ફરી પાછા હાસિલ કરી લઈશું.

[E] આજે આખી દુનિયા :–

– માથા ભારે ભૌતિકતાના અંધારામાં અટવાય છે,
– આઝાદી (સ્વચ્છંદતા) અને અવળા માર્ગના કીચડમાં ઉલટા–સીધા હાથ–પગ પછાડી રહી છે,
– ઝુલ્મ અને અત્યાચારના પંજામાં જકડાયેલી છે,
– વિચારો અને કલ્પનાઓના અંધકારમાં પછડાઈ રહી છે.

અને આ જુઓ ! મોટી હુકૂમતો :–

– ઈન્સાનની સંસ્કૃતિને ફાડી ખાવાના માટે પોતાના જંગલી પંજાઓ ઉગામી રહી છે,
– અને પોતાની બગાવત અને સરકશી અને પશુતાથી ઈન્સાની કદર

અને કીંમત તેમજ શાનદાર કારનામાઓ તથા અંબિયા અને રસૂલોના પૈગામોને ગળું દબાવીને ગૂંગળાવી રહી છે,

– અને ઈન્સાનને ગુલામ બનાવવાના માટે અને તેને પોતાની માતૃભૂમીમાંથી તગેડી મૂકવા માટે અને તેના નફાઓ અને ફાયદાઓ હાસિલ કરવાના માટે અને તેને તેની બીવી, બાળકો, જવાનો, વૃદ્ધોની સાથે દેશમાંથી તડીપાર કરવા માટે હુમલાઓ કરી રહી છે.

આ દુર્ઘટનાઓ અને આફતો ઉપરાંત પરેશાનીઓ અને તબાહીઓથી ઈસ્લામી આલમને કોણ બચાવશે ?

આખિર ઈન્સાનિયતને આ વૈચારિક પતન અને અખ્લાકી ગેરરીતિઓથી બચાવનાર કોણ છે ?

ઉપરાંત શાંતિચાહકોને સરકશ અને હલાક કરનારા દુશ્મનોથી કોણ બચાવશે ?

અને મુસીબતમાંથી સલામતી મેળવવાનો કયો રસ્તો છે ?

મારા મત પ્રમાણે અને એ જ પ્રમાણે ઘણાં ઉલમા, ફિલસૂફો અને ચિંતકોના મત પ્રમાણે તે રૂહાની અકદાર (આત્મિક આદરભાવ) અને સામાજિક તેમજ રાજકીય નિઝામ (વ્યવસ્થા તંત્ર) જે દીને ઈસ્લામે પેશ કર્યું છે તે જ એના લાયક છે કે આખી દુનિયાના માટે વિચાર અને ઈસ્લાહ અને બુનિયાદને પ્રાપ્ત કરવામાં ઈમામતની ફરજ અંજામ આપી શકે છે કે જેથી ઈન્સાનિયત વિકૃતિઓની તબાહકારીઓ તેમજ ફસાદ અને ગેરરીતિઓની હલાકતોથી બચી શકે.

એના પછી લેખક રહિમહુલ્લાહ ઈસ્લામની પ્રશંસા અને તા'રીફમાં અંગ્રેજોના અકવાલ (વચનો) નકલ કરીને આ પ્રમાણે લખે છે કે :–

મુસલમાનોના ફખ્ર અને શરફના માટે એ જ પૂરતું છે કે અલ્લાહ તઆલા તેમના વિષે કુર્આને પાકમાં આ ઈર્શાદ ફરમાવે છે કે,

"તમે લોકો બહેતરીન જમાઅત છો જે લોકોના માટે જાહેર કરવામાં આવી છે. તમે લોકો નેક કામોને બતાવો છો અને બૂરી વાતોથી રોકો છો અને અલ્લાહ પર ઈમાન લાવો છો."

**(સૂરએ 'આલિ ઈમરાન' ૧૧૦)**

એટલા માટે ઉમ્મતે અલ્લાહ તઆલાના હુકમ મુતાબિક પોતાની ઝિમ્મેદારીઓ પૂરી કરવાના માટે ઊભા થઈ જવું જોઈએ કે જેથી દુનિયાની સામે પોતાના બહાદુર બાપ–દાદાઓના અખ્લાક અને બહાદુર સરદારોના સંકલ્પની સાથે બહાર નીકળી આવે અને જંગે બદર, કાદિસિય્યહ, યરમૂક અને હુનૈનના વિજયોને અને ઈસ્લામના પૈગામને અને કુર્આને કરીમના બુનિયાદી ઉસૂલોને લઈને મૈદાનમાં ઉતરી આવે.

જેથી માનવંત તરબિયત કરનારને જોઈએ કે પોતાના બાળકો અને તલબા (શિષ્યો)ના મનમાં આ હકીકતોને મજબૂત રીતે ઉતારી દે અને તેમને આ હકીકતો અને ભાવાર્થો હર વખત સમજાવે કે જેથી તેઓ સંપૂર્ણ રીતે પોતાની ઝિમ્મેદારી મહેસૂસ કરે અને ઈચ્છિત તરીકાથી પોતાની ફરજને અદા કરી શકે.

## 10

## બાળકના મનમાં જિહાદની ભાવના જાગૃત કરવી

તે મહાન સમસ્યાઓ અને મહત્ત્વની બાબતો જેનો તરબિયત કરનારે ઘણો પ્રબંધ કરવો જોઈએ તેમાંથી બાળકના મનમાં જિહાદની ભાવનાને ઉત્તેજન આપવું અને સંકલ્પ અને સબ્રના ભાવાર્થ તેના મગજ, દિલ અને લાગણીમાં મજબૂત કરવા પણ છે અને ખાસ કરીને આપણા આ દૌરમાં જેમાં :–

- ☐ ઈસ્લામી મુલ્કોમાંથી ઈસ્લામનો હુકમ ખત્મ થઈ ગયો છે,
- ☐ અને ઈસ્લામી ઈઝ્ઝતનો સૂરજ આ દુનિયામાંથી અસ્ત થઈ ગયો છે,
- ☐ અને સરદારી સરકશો (માથાભારે લોકો)ના કબજામાં આવી ગઈ છે,
- ☐ અને ઈસ્લામી મુલ્કોમાં સત્તાની લગામ એવા લોકોના હાથમાં આવી

ગઈ છે જેમનો એના સિવાય કોઈ મકસદ અને ગરજ નથી કે તેઓ ઈસ્લામના અને ખુદાના દુશ્મનોના કાવતરાઓને કામિયાબ બનાવે. ચાહે એ યોજનાઓ સામ્યવાદીઓની હોય યા સમાજવાદીઓની, ભલે યહૂદીઓની હોય યા ઈસાઈઓની. એનું પરિણામ આ આવ્યું છે કે :–

– ઈસ્લામી ખિલાફતને ખત્મ કરી દેવામાં આવી,
– અને ભૌતિકતાના સરકશ મોજાઓ, હરામ કામોને હલાલ સમજવાની વૃત્તિ, આઝાદી (સ્વચ્છંદતા) અને ગેરરીતિઓની આંધીઓના ઝંઝાવાટે અને ગુમરાહ કરનારા અકીદાઓ, નાસ્તિક વિચારોની લહેરોએ કેટલાયે સમાજોને ઉખાડી ફેંકયા અને ઈસ્લામી મુલ્કો દરેક શખ્સના માટે તર લુકમા સમાન અને દરેકના માટે મૂળ મકસદ બની ગયા છે.

એટલા માટે તરબિયત કરનારાઓને જોઈએ કે પોતાના બાળકોને સબ્ર અને હિમ્મતથી કામ લેવાની તા'કીદ કરે. તેમના દિલોમાં જિહાદની રૂહ મજબૂત કરી દે કે જેથી તેઓ પોતાના પ્રયાસ અને પરિશ્રમ અને જિહાદના ઝરીઆથી ઈસ્લામી ઈઝઝત અને મુસલમાનોની ખોવાયેલી અઝમતને ફરી પાછી લાવી શકે.

પરંતુ વિચારવાની વાત આ છે કે જિહાદની તે રૂહ બાળકોના દિલોમાં ઉતારવાના અને તેના ભાવાર્થો તેના અંગો અને ઉપાંગો તેમજ માહોલમાં મજબૂત કરવાના તે ઉપાયો કયા છે જેને મુરબ્બીઓએ પોતાના બાળકોની સાથે અપનાવવા જોઈએ ?

## મારા ખ્યાલમાં એના માટે નીચે જણાવેલી બાબતો ઉપયોગી થશે

[૧] બાળકને હંમેશા આ અહેસાસ અપાવવો કે ઈસ્લામી શાન અને શૌકત ત્યાં સુધી સહીહ નથી થઈ શકતી જયાં સુધી જિહાદ અને અલ્લાહના કલિમહના બુલંદ કરવાના માટે કોશિશ અને મહેનત કરવામાં ન આવે.

[૨] બાળકને હંમેશા આ સમજાવવું જોઈએ કે અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાના જુદા–જુદા પ્રકારો છે. દાખલા તરીકે :–

☐ **માલી (આર્થિક) જિહાદ**

જેનો તરીકો આ છે કે અલ્લાહના કલિમહને બુલંદ કરવાના માટે માલ ખર્ચ કરવામાં આવે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"અલ્લાહ તઆલાએ ખરીદી લીધા મુસલમાનોથી તેમના જાન અને તેમનો માલ આ કીમત પર કે તેમના માટે જન્નત છે."

**(સૂરએ 'તવબહ' ૧૧૧)**

અને હદીષે પાક છે કે :–

"જે શખ્સ અલ્લાહના રસ્તામાં કોઈ ચીઝ ખર્ચ કરે છે તો તેને ૭૦૦ (સાતસો) ઘણો સવાબ મળે છે."

**('તિરમિઝી શરીફ')**

☐ **તબ્લીગી જિહાદ**

જેનો તરીકો આ છે કે ઝબાનથી ઈસ્લામની તબ્લીગ કરવામાં આવે અને કાફિરો, મુનાફિકો અને મુલ્હિદો પર હુજજત અને દલીલ કાયમ કરવામાં આવે કે દીને ઈસ્લામ હક છે.

બારી તઆલાનો ઈર્શાદ છે :–

"અને ઈમાનવાળા મર્દ અને ઈમાનવાળી ઔરતો એક બીજાના મદદગાર છે. નેક વાત શિખવે છે અને બૂરી વાતોથી મના કરે છે."

**(સૂરએ 'તવબહ' ૭૧)**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે :–

"અલ્લાહ તઆલા તે શખ્સ ને તરોતાઝહ રાખે જે મારાથી કોઈ વાત સાંભળે અને તેને તે જ પ્રમાણે પહોંચાડી દે જેવી રીતે તેણે સાંભળી. એટલા માટે કે ઘણાં તે લોકો જેમના સુધી વાત પહોંચાડવામાં આવે, સાંભળનારાથી વધારે હિફાઝત કરનારા હોય છે."

('તિરમિઝી શરીફ')



## તા'લીમી જિહાદ

જેનો તરીકો આ છે કે ઈસ્લામી સમાજોને શૈક્ષણિક અને વૈચારિક રીતે તૈયાર કરવાની સંપૂર્ણ કોશિશ કરવામાં આવે અને દુનિયા તેમજ જિંદગી અને ઈન્સાનથી સંબંધિત ઈસ્લામનો સહીહ તસવ્વુર (સંકલ્પના) પેશ કરવામાં આવે.

જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે :–

"અને (સદા માટે) મુસલમાનોને એ પણ યોગ્ય નથી કે (જિહાદ માટે) સઘળા જ નીકળી પડે. તો એવું શા માટે ન કરવામાં આવે કે તેમના દરેક મહાન જૂથોમાંથી એક નાનું જૂથ (જિહાદમાં) જાય કે જેથી (બાકીના લોકો) દીનનું જ્ઞાન મેળવતા રહે અને જયારે તે (લડવા ગયેલા) લોકો તેમની તરફ પાછા ફરે તો તેઓ પોતાની કૌમને (અલ્લાહની નાફરમાનીથી) ડરાવે." (સૂરએ 'તવબહ' ૧૨૨)

અને ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :–

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"ઈલ્મના બારામાં ખૈરખ્વાહી અને નસીહત કરતા રહો, એટલા માટે કે તમારામાંથી કોઈ શખ્સનું પોતાના ઈલ્મમાં ખિયાનત (વિશ્વાસઘાત) કરવું માલમાં ખિયાનત કરવા કરતા વધારે સખ્ત છે અને અલ્લાહ તઆલા તમારાથી (એના વિષે) પૂછપરછ કરશે."

('તબરાની')

□ **રાજકીય જિહાદ**

આ પ્રમાણેના ઈસ્લામના બુનિયાદી ઉસૂલોના આધારે અને સામાન્ય કાયદાઓ પ્રમાણે ઈસ્લામી હુકૂમત સ્થાપવાની પૂરી કોશિશ કરવામાં આવે કે જેથી નિઝામે હુકૂમત (રાજયતંત્ર)માં હાકિમિયત માત્ર અને માત્ર અલ્લાહ વહદહૂ લા શરી–ક લહૂ (જે અનન્ય છે અને જેનો કોઈ ભાગીદાર નથી) તેની જ હોય.

□ **જંગી જિહાદ**

એની રીત આ છે કે દરેક ઈન્સાન એવા સરકશ (માથા ભારે ઈન્સાન)ની સામે પોતાની પૂરી કોશિશ અને મહેનત વાપરે જે અલ્લાહ જલ્લ શાનુહૂના કોઈ હુકમ અને પૈગામને દુનિયામાં ફેલાવવાના દરમિયાન અવરોધ બનીને ઊભા થઈ જાય. ભલે આ પ્રકારના શૈતાનોના સરદાર અને સરકશ ઈન્સાન દારુલ ઈસ્લામ (ઈસ્લામી રાજય)માં હોય યા દારુલ કુફ્ર યા દારુલ હર્બમાં હોય.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"અને (હે મુસ્લિમો !) તમે એ કાફિરો સાથે એટલે સુધી લડો કે કંઈ ફિત્નો બાકી રહે નહિ અને હુકમ સઘળો અલ્લાહનો જ થઈ જાય."

(સૂરએ 'અન્ફાલ' ૩૯)

જેથી હઝરત રુબઈ બિન આમિર રદિયલ્લાહુ અન્હુએ તે મૌકા પર જયારે કે મુસલમાનોનો ફારિસ (ઈરાન)ના લોકો સાથે મુકાબલો હતો ત્યારે ફારિસના સરદાર રુસ્તમથી કહ્યું કે,

"અલ્લાહ તઆલાએ અમને એટલા માટે મોકલ્યા છે કે જેથી અમે :

– લોકોને બંદાઓની ઈબાદતથી હટાવીને અલ્લાહની ઈબાદત તરફ,
– અને દુનિયાની તંગીથી ફરાખીની તરફ,
– અને મઝહબો અને દીનના ઝુલ્મથી ઈસ્લામના અદલ અને ઈન્સાફની તરફ લાવીએ."

[૩] સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ અલયહિમ અજમઈનના બાળકોની બહાદુરીના કારનામાઓ બાળકોની સામે બયાન કરતા રહે કે જેથી તેઓ એનું અનુસરણ કરે અને તેમના તરીકા પર ચાલે. એમાંથી કેટલાક કિસ્સાઓ આપની સામે પેશ કરું છું :–

[A] જયારે મુસલમાન જંગે ઉહદના માટે નીકળ્યા તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમનામાં જેમને (ઉંમરમાં) નાના લાગ્યા તેમને વાપસ કરી દીધા.

જે લોકોને વાપસ કરવામાં આવ્યા તેમાં હઝરત રાફિઅ બિન ખુદૈજ અને હઝરત સમુરહ બિન જુન્દુબ રદિયલ્લાહુ અન્હુમા પણ હતા.

ફરી આપે હઝરત રાફિઅને એટલા માટે ઈજાઝત આપી દીધી કે તેમના વિષે આપને એ બતાવવામાં આવ્યું કે તેઓ સારા તીરંદાઝ છે.

આ જોઈને હઝરત સમુરહ રડવા લાગ્યા અને પોતાના સાવકા બાપથી કહ્યું કે,

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત રાફિઅને તો ઈજાઝત આપી દીધી અને મને વાપસ કરી દીધો જો કે હું તો તેને પછાડી દઉં છું."

આ વાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પહોંચી તો આપે તે બંનેને કુશ્તી કરવાનો હુકમ આપ્યો જેમાં હઝરત સમુરહ રદિયલ્લાહુ અન્હુ ગાલિબ આવી ગયા તો આપે તેમને પણ ઈજાઝત આપી દીધી.

[B] જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપના સાથી હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ મદીના મુનવ્વરહની તરફ હિજરત કરવા ચાહી તો બંને હઝરાત ગારે સૌર (સૌર નામની ગુફા)માં ત્રણ દિવસ સુધી રહ્યા અને હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુની

સાહબઝાદીઓ હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હા અને હઝરત અસ્મા રદિયલ્લાહુ અન્હાએ બંને હઝરાતના માટે સફરનું ભાથું તૈયાર કર્યું અને હઝરત અસ્માએ પોતાના ઈઝારબંદ (નાડાં)ના બે ટુકડા કરીને એક વડે ખાવાના થેલાનું મોઢું બાંધી દીધું. એટલા જ માટે તેમનું નામ **'ઝાતુન્નતાકૈન'** (અર્થાત્ બે ઈઝારબંદવાળી) પડી ગયું.

અને હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુના સાહબઝાદહ હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ મક્કાની ખબરો એ બંને હઝરાત સુધી પહોંચાડતા હતા. જેથી તેઓ કુરૈશના જે કાવતરાઓ યા ખતરનાક પ્રોગ્રામને સાંભળતા તે યાદ રાખીને રાતે એ બંને હઝરાતને બતાવી દેતા હતા. અને તેઓ રાતે એ બંને હઝરાતની સાથે રહેતા પણ હતા અને મળસ્કે અહીંથી પાછા જતા હતા અને સવારે મક્કાના કુરૈશની પાસે પહોંચી જતા અને એવું જાહેર કરતા કે જાણે તેમણે રાત મક્કામાં જ વિતાવી છે. અને આ વાત યાદ રહે કે હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હા અને હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ ત્યારે નાબાલિગ (સગીર) હતા.

[C] ઈતિહાસના પુસ્તકોમાં લખ્યું છે કે એક મો'મિન છોકરો પોતાના પિતાથી આ દરખ્વાસ્ત કરતો હતો કે તેને આખી દુનિયામાં જવાની અને પ્રવૃત્તિ કરવાની ઈજાઝત આપી દેવામાં આવે કે જેથી તે ઈઝઝત અને પ્રતિષ્ઠાના શિખર પર પહોંચી જાય.

એના વિષે લખેલી કેટલીક અરબી પંક્તિઓ (અશઆર)નો ગુજરાતી ભાવાર્થ નીચે પ્રમાણે છે :–

– ઝીન ઘોડા પર કસી દો અને તેને લગામ લગાવી દો.
– પછી મારા માથા પર બખ્તર નાખી દો અને મને તલવાર આપી દો.
– જો મેં આજે નવઉમરીમાં રોઝી કમાવવાની કોશિશ ન કરી તો પછી ક્યારે કરીશ ?

– હું ધરતીને ખૂંદી વળીશ હલાલ રિઝકની તલાશમાં ન કે હરામના માટે.

– શકય છે કે સફર કરવું ગરીબી અને નિર્ધનતાને દૂર કરી દે યા મૌતને કરીબ કરી દે.

[૪] બાળકને સૂરએ **'અન્ફાલ'**, સૂરએ **'તવબહ'**, સૂરએ **'અહઝાબ'** યાદ કરાવવી અને તેના ઉપરાંત જિહાદના વિષે કુર્આને કરીમની બીજી આયતો અને તેનો શાને નુઝૂલ બયાન કરવો.

[૫] બાળકોમાં કઝા અને કદર (મૌત અને તકદીર)ના અકીદહને મજબૂત કરવું જેથી એને જે મુસીબત પહોંચે તેઓ સંપૂર્ણ યકીન રાખે કે તેનાથી દૂર નથી થઈ શકતી અને જે ચીઝ તેને ન મળી તે તેને મળી નથી શકતી.

હે માનવંત તરબિયત કરનારાઓ ! બાળકમાં જિહાદની રૂહ મજબૂત કરવાની મહત્ત્વની બાબતો અને પરિબળો આ હતા. એટલા માટે આપ એને અપનાવો અને પોતાના બાળકોને એની તા'કીદ કરો કે જેથી જયારે તેઓ જવાન થાય અને જિહાદના માટે પુકારનારો પુકારે તો તે ઈઝઝત અને પ્રતિષ્ઠાના મૈદાનમાં બહાદુરી અને નિડરતાથી મુજાહિદ બનીને નીકળે અને અલ્લાહના સિવાય કોઈથી ન ડરે. એટલા માટે કે અલ્લાહ જ ઈઝઝત અને ઝિલ્લત આપનારો તેમજ નફો અને નુકસાન પહોંચાડનારો તથા પાડનારો અને ઉઠાવનારો છે. અને અલ્લાહ તઆલા જ જેને ચાહે છે મદદ કરે છે અને તે ગાલિબ અને રહમ કરનારો છે.

અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :–

"અને તે દિવસે મુઅમિનો ખૂશીમાં હશે અલ્લાહની સહાય વડે, તે અલ્લાહ ચાહે તેને વિજય આપે છે અને તે અતિ બળવાન (અને) દયાળુ છે."

(સૂરએ 'રૂમ' ૪,૫)

# સમાપન

આ કિતાબ 'તરબિયતુલ ઔલાદ ફિલ ઈસ્લામ'ના સેંકડો પૃષ્ઠોમાં આથી પહેલાં મેં જે વિસ્તૃત ચર્ચા કરી છે તેનાથી શક અને શુબહ વગર આપની સામે આ વાત અત્યંત સ્પષ્ટ રીતે આવી ગઈ હશે કે દીને ઈસ્લામનો બાળકની ઈમાની અને અખ્લાકી તૈયારીમાં તેમજ મનોવૈજ્ઞાનિક અને માનસિક ઘડતરમાં તેમજ શારીરિક અને સામાજિક તરબિયતના સિલસિલામાં પોતાનો પૂર્ણ અને પરિપૂર્ણ નિઝામ અને વિશિષ્ટ તેમજ અનોખો દષ્ટિકોણ ધરાવે છે કે જેથી બાળક ભવિષ્યમાં એક સમતોલ પ્રકારનો, સહીહ, નેક, સાલિહ ઈન્સાન બને અને અઝીમ અકીદહ, અખ્લાક અને પૈગામનો માલિક થાય. અને પોતાની ઝિમ્મેદારીઓને સંભાળે. છેવટે અસલ મકસદ અર્થાત્ અલ્લાહ તઆલાની રિઝા અને જન્નતની કામિયાબી અને દોઝખથી નજાત હાસિલ કરી શકે.

અખ્લાક અને તરબિયત તેમજ તા'લીમના વિદ્વાનો આ વાત પર સર્વસંમત છે કે તરબિયત કરનાર ભલે ઉસ્તાદ અને મુઅલ્લિમ (શિક્ષક) હોય, યા મા–બાપ હોય, યા પીર અને મુર્શિદ હોય, જયારે રબ્બાની નિઝામને લાગુ કરવાનો પૂરો એહતિમામ (પ્રબંધ) કરશે તો આ યકીની વાત છે કે બાળક ઈમાન અને તકવામાં ઉછેર પામશે અને ફઝીલત અને અખ્લાકમાં તબકકાવાર આગળ વધતો રહેશે.

કેટલાક તરબિયત કરનારાઓ અને મા–બાપ પોતાના બાળકોની વિકૃતિ યા તેમની સરકશી અને નાફરમાનીની જે શિકાયત કરે છે તેનો અસલ સબબ તેઓ પોતે જ છે. આપ ખૂદ બતાવો કે બાળકની હાલત એવી સૂરતમાં કયારે દુરુસ્ત થઈ શકે છે જયારે કે બાપ તેને બૂરા અને ગંદા સાથીઓની સાથે બેસવાની ઈજાઝત આપતો હોય ? અને બાળકનું ઈમાન કેવી રીતે સાલિમ (સલામત) રહી શકે છે જયારે કે બાપ બાળકને કોઈ ઈસ્લામ વિરુદ્ધ સંગઠન યા લાદીની જમાઅતોની સાથે સંકળાયેલો જોઈને આંખ આડા કાન કરે ? અને બાળક આખર

કેવી રીતે સહીહ થઈ શકે છે જયારે કે તરબિયત કરનારે ઈસ્લામના તરબિયતી અને વ્યકિતત્વ ઘડતરના નિઝામ પર અમલ ન કર્યો હોય ?

અને હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ તે વખતે કેટલી સારી વાત કહી જયારે કે તેમને મા'લૂમ થયું કે એક બાપે પોતાના બાળકના હકકો પૂરા નથી કર્યા તો આપે તેને ફરમાવ્યું કે :–

- ☐ "ન તમે બાળકની માતાની સહીહ પસંદગી કરી,
- ☐ ન વમે બાળકનું સારું નામ રાખ્યું,
- ☐ ન તમે તેને કુર્આને કરીમની તા'લીમ આપી.

અને છતાં તમે પોતાના દીકરાની શિકાયત લાવ્યા છો જયારે કે તમે ખૂદ તેના હકકો અદા નથી કર્યા ? અને તમે તેની સાથે ત્યારે બૂરો સુલૂક કર્યો જયારે કે તેણે તમારી સાથે બૂરો સુલૂક કર્યો ન હતો ?"

જેથી હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ બાપને જ બાળકની વિકૃતિ અને નાફરમાનીનો ઝિમ્મેદાર ઠેરવ્યો. એટલા માટે કે તેણે પોતાના બાળકની સહીહ તરબિયત નહી કરી.

અને કેટલીક વખતે એવું પણ બને છે કે ખૂદ પોતાના બાપની નાફરમાનીના કારણે તેનું બાળક તેની નાફરમાની કરે છે.

જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે :–

"નેકી પુરાની (જુની) નથી થતી. અને ગુનાહને ભુલાવવામાં નથી આવતા. અને બદલો લેનારી ઝાત (અલ્લાહ) મરશે નહી. જેથી તમે જેવા ચાહો તેવા બની જાઓ. તમે જેવું કરશો તમારી સાથે પણ તેવું જ કરવામાં આવશે." **('અબૂ નઈમ', 'દયલમી', 'ઈબ્ને અદી')**

અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

– "તમે પોતાના માતા–પિતાની સાથે હુસ્ને સુલૂક (સદવર્તન) કરો તમારી ઔલાદ તમારી સાથે હુસ્ને સુલૂક કરશે.

– અને તમે પાકદામન રહો તો તમારી ઔરતો પણ પાકદામન રહેશે."

('તબરાની', 'હાકિમ')

હાં, કયારેક આ કાયદાના ખિલાફ પણ થઈ જાય છે અર્થાત્ તરબિયત કરનાર તરબિયતના તમામ ઈસ્લામી તરીકાઓ અપનાવી લે છે તે છતાં પણ ઔલાદ બગડી જાય છે જેમકે હક તઆલાએ હઝરત નૂહ અલયહિસ્સલામના છોકરા વિષે બતલાવ્યું છે કે તેણે હિદાયત અને નબવી તરબિયત કબૂલ કરવાથી ઈન્કાર કરી દીધો અને કાફિરોની સાથે ભળી ગયો તો અલ્લાહ તઆલાએ તેઓની સાથે તેને પણ ડૂબાડી દીધો.

તો એવી સૂરતમાં તરબિયત કરનાર અલ્લાહના દરબારમાં મઅઝૂર સમજવામાં આવશે એટલા માટે કે તેણે પોતાની તમામ ઝિમ્મેદારી પૂરી કરી દીધી અને પોતાને સોંપેલા વાજિબાત અને ફરાઈઝને પૂરા કરી દીધા.

હવે અંતમાં આ અરજ છે કે હે તરબિયત કરનાર હઝરાત ! આપ અલ્લાહથી આ અહદ (પ્રતિજ્ઞા) કરો કે આપ બાળકોની તરબિયતની બાબતમાં આ ઈસ્લામી તરીકાઓ અને નિઝામ (આયોજન) પર અમલ કરશો.

અને હિમ્મતથી કામ લો. અગર આપે એવું કરી લીધું તો આપ જોશો કે આપની ઔલાદ ઈસ્લાહના સૂરજ અને હિદાયતના ચાંદ અને ધરતી પર ચાલનારા ફરિશ્તાઓ હશે.

હું સમજું છું કે અગર આ કૌમ ઈસ્લામી અકીદહ અને અમલને ફરજિયાત બનાવી લે તો તેઓ પહેલાંના ઝમાનાના લોકોની જેમ ઈઝઝત અને બુઝુર્ગીની રાહ પર આગળ વધશે અને દુનિયામાં એક એવી મજબૂત હુકૂમતની સ્થાપના કરશે જે ઈઝઝત અને અઝમતમાં બીજી મોટી હુકૂમતોનો મુકાબલો કરશે બલ્કે બીજી કૌમો એની હૈબત અને અઝમતના કારણે એની સામે ગરદન ઝુકાવશે.

‘વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ’

[ અને એ અલ્લાહના માટે કોઈ જ મુશ્કિલ કામ નથી. ]

હે માનવંત તરબિયત કરનારા હઝરાત ! વાત આ છે કે આ ઉમ્મતના આખરી દૌરના લોકો પણ તે ચીઝથી ઠીક થઈ શકે છે જેનાથી આ ઉમ્મતના પહેલાં લોકો ઠીક થયા હતા. જેથી અગર પહેલાંના લોકો ઈસ્લામી નિઝામને કાયમ કરીને અને તેના પર અમલ કરીને કામિયાબ થયા હતા તો એ જ પ્રમાણે આ ઉમ્મતના આખિરના લોકો પણ ત્યાં સુધી કામિયાબ નથી થઈ શકતા જયાં સુધી ઈસ્લામી નિઝામને લાગુ ન કરે. એ જ તેમના માટે સરદારી અને તેનાગીરી તેમજ ફતેહ અને નુસરતનો રસ્તો છે.

અલ્લાહ રહમ ફરમાવે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ પર કે તેઓ આ ફરમાવે છે :–

“આપણે એક એવી કૌમ છીએ કે જેને અલ્લાહે ઈસ્લામના ઝરીઆથી ઈઝઝત બખ્શી છે. આપણે જયારે પણ એને છોડીને ઈઝઝત ચાહીશું તો અલ્લાહ આપણને ઝલીલ જ કરશે.”

(‘મુસ્તદરક હાકિમ’)

અને બિલકુલ સાચું ફરમાવ્યું છે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ :–

“અને ફેસલો નહી કર્યો તેમના ઉમરાએ અલ્લાહના નાઝિલ કરેલા (કુર્આન અને સુન્નત)ને છોડીને પરંતુ આ કે અલ્લાહે તેમના પર તેમના દુશ્મનોને મુસલ્લત ફરમાવી દીધા અને તેઓએ તેમની પાસે જે કંઈ હતું તે છીનવી લીધું. અને નહી હટાવી દીધી લોકોએ અલ્લાહની કિતાબ અને તેના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતને પરંતુ આ કે અલ્લાહે તેમને આપસમાં લડાવી દીધા.”

(‘બયહકી’, ‘હાકિમ’)

હવે આગળ ઈસ્લામી નિઝામની તરફ ઈશારો કરીને લેખક લખે છે કે :–

અને સરદારી તેમજ નેતાગીરી સુધી પહોંચવાનો ઝરીઓ આ છે કે આપણે આપણી ઈસ્લાહથી શરૂઆત કરીએ, તે પછી આપણાં ખાનદાનની ઈસ્લાહ કરીએ. અને ખાનદાનના લોકોની ઈસ્લાહ ત્યાં સુધી નથી થઈ શકતી જયાં સુધી આપણે આપણાં છોકરાઓ અને છોકરીઓની તરબિયતના માટે ઈસ્લામી નિઝામ અને તરીકાઓને ન અપનાવીએ. એટલા માટે કે વ્યકિતની ઈસ્લાહ ખાનદાનની ઈસ્લાહનો એક કુદરતી અને સ્વાભાવિક ઝરીઓ છે.

તે પછી એની અસર એ થશે કે સમાજની ઈસ્લાહ થઈ જશે અને તે પછી ઈસ્લામી સમાજોમાં મુસલમાન મુખ્લિસીન અને મુજાહિદીનની એક મજબૂત જમાઅત તૈયાર થઈ જશે જેના ઝરીઆથી ઈસ્લામી હુકૂમતની સ્થાપના થશે અને તેના મજબૂત અઝાઈમ (નિર્ધારો)થી મુસલમાનોને ઈઝઝત અને શૌકત નસીબ થશે.

એટલે હે પિતાઓ ! અને માતાઓ ! અને તરબિયત કરનારાઓ ! આ છે બાળકોની તરબિયતનો ઈસ્લામી નિઝામ અને તેમની ઈસ્લાહ અને તરબિયતનો સાચો રસ્તો. માટે આપ પોતાની ઝિમ્મેદારીઓને પૂરી કરો અને પોતાની ફરજોને અદા કરો કે જેથી મુસ્લિમ સમાજમાં આપની ઔલાદ અને ખાનદાનોની ઈસ્લાહ યોગ્ય રીતે થઈ શકે. અને ઉમ્મતે મુહમ્મદિયહમાં જિહાદ અને ફતેહના લશ્કર તૈયાર થાય અને તેઓ આખી દુનિયાને ગુમરાહી, જાહિલિય્યત અને માદિય્યત (ભૌતિકતા)થી બચાવવામાં અને હકના નૂર અને ઈસ્લામના પૈગામની તરફ હિદાયત આપવામાં પોતાની ભૂમિકા અદા કરી શકે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :–

"અને આપ ફરમાવી દો કે (ચાહે તે) કામ કર્યે જાઓ. ફરી હમણાં (દુનિયામાં જ) તમારા કર્મોને અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા ઈમાનવાળાઓ જોઈ લેશે અને (ફરી કિયામતમાં) તમે ગુપ્ત તથા જાહેર વસ્તુઓના જાણનાર (અલ્લાહની)

હુજૂરમાં પાછા ફેરવવામાં આવશો. પછી તમે જે કંઈ કર્યા કરતા હતા તે સૌ તમને બતાવી આપશે.”

(સૂરએ 'તવબહ' ૧૦૫)

**વ આખિરુ દઅવાના અનિલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. વસ્સલાતુ વસ્સલામુ અલા ખયરિ ખલ્કિહી મુહમ્મદિંવ વ આલિહી વ સહબિહી અજમઈન.**

---

અલ્હમ્દુલિલ્લાહિ અલા ઈહસાનિહી કે આ ફાયદાકારક કિતાબનો ટૂંકસાર લખવાના કામથી તા. ૨૩, જુમાદુલ ઉખરા, ૧૪૧૨ હિજરીસન મુતાબિક ૨૧, ડિસેમ્બર, ૧૯૯૧ ઈસ્વીસનના રોજ ફારિગ થયો. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે અને ઉમ્મતની ઈસ્લાહનો ઝરીઓ બનાવે. આમીન !

**મુહમ્મદ કમરુઝ્ઝમાં સુલતાન**

**અફલ્લાહુ અન્હુમા**

મકતબા દારુલ મઆરિફ, ઈલાહાબાદ
૪૦૭, બખ્શી બજાર, ઈલાહાબાદ – ઈન્ડિયા



અલ્લાહ તઆલાના કરોડો શુક્ર અને અહેસાન છે કે તેણે અમને નાચીઝોને આ મુબારક કિતાબના ગુજરાતી અનુવાદ માટે ઝરીઆ બનાવ્યા અને પોતાની કુદરતે કામિલહથી મજકૂર કામને આજે સારી રીતે પૂર્ણ કરાવ્યું.

૨૦, રબીઉલ અવ્વલ, ૧૪૨૫ હિજરીસન
મુતાબિક ૧૧, મે, ૨૦૦૪ ઈસ્વીસન, મંગળવાર

**અબ્દુલકાદિર ફાનીવાલા (વલસાડ)**
**મૌલવી મુહમ્મદયૂનુસ મુન્શી ફલાહી (વલસાડ)**

# વાંચવા લાયક ફાયદાકારક કિતાબો

લેખક રહિમહુલ્લાહએ બાળકોની ઈસ્લાહ અને તરબિયતની બાબતમાં સર્વત્ર ફાયદાકારક કિતાબોની યાદી પણ લખી છે પરંતુ એ બધી કિતાબો અરબી ભાષામાં છે જેને ઉર્દૂ ભાષાના લોકો સમજી શકતા નથી. એટલે એવું દિલ ચાહે છે કે પોતાના અકાબિરની ઉર્દૂમાં જે દીની કિતાબો છે તેને લખું કે જેથી ઉર્દૂ ભાષાના લોકો માટે પણ એક સંપૂર્ણ નિસાબ થઈ જાય.

મુનાસિબ આ છે કે કિતાબો વાંચવાની બાબતમાં સ્થાનિક દીનદાર ઉલમાથી મશ્વરહ પણ કરતા રહે કે જેથી પોતાની શકિત પ્રમાણે તરતીબ બનાવી શકાય. અલ્લાહ તઆલા મને સાચી પસંદગી કરવાની અને વાંચકોને સંપૂર્ણ ફાયદો મેળવવાની તૌફીક આપે. આમીન !

| | કિતાબ | લેખક |
|---|---|---|
| ૧ | બિહિશ્તી ઝેવર | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |
| ૨ | તઅલીમુદ્દીન | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |
| ૩ | ફુરૂઉલ ઈમાન | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |
| ૪ | જઝાઉલ આ'માલ | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |
| ૫ | હયાતુલ મુસ્લિમીન | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |
| ૬ | સફાઈએ મુઆમલાત | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |

| | |
|---|---|
| ૭ નશ્રુત્તીબ | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |
| ૮ મવાઈઝ વ મલ્ફૂઝાતે હકીમુલ ઉમ્મત રહિમહુલ્લાહ | હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના શાહ અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ |
| ૯ તિલાવતે કુર્આન | મુસ્લિહુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ |
| ૧૦ વસિય્યતુલ અખ્લાક | મુસ્લિહુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ |
| ૧૧ તસવ્વુફ વ નિસ્બતે સૂફિય્યહ | મુસ્લિહુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ |
| ૧૨ વસિય્યતુલ ઈખ્લાસ | મુસ્લિહુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ વસિય્યુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ |
| ૧૩ ફઝાઈલે આ'માલ | શૈખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ કાંધલવી રહિમહુલ્લાહ |
| ૧૪ અકાબિરકા તકવા | શૈખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ કાંધલવી રહિમહુલ્લાહ |
| ૧૫ મઆરિફુલ કુર્આન | હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહબ રહિમહુલ્લાહ |
| ૧૬ મઆરિફુલ કુર્આન | હઝરત મૌલાના મુહમ્મદ ઈદ્રિસ સાહબ કાંધલવી રહિમહુલ્લાહ |
| ૧૭ સીરતુલ મુસ્તફા | હઝરત મૌલાના મુહમ્મદ ઈદ્રિસ સાહબ કાંધલવી રહિમહુલ્લાહ |
| ૧૮. આખિરતકે ફિકરમંદો કે પચાસ કિસ્સે | હઝરત મૌલાના આશિક ઈલાહી સાહબ મીરઠી રહિમહુલ્લાહ |
| ૧૯ ખુત્બાતે હકીમુલ ઈસ્લામ | હકીમુલ ઈસ્લામ હઝરત મૌલાના કારી મુહમ્મદ તય્યિબ સાહબ રહિમહુલ્લાહ |

| | | |
|---|---|---|
| ૨૦ | તબ્લીગે દીન (તર્જુમએ અરબઈન) | હઝરત ઈમામ ગઝાલી રહિમહુલ્લાહ |
| ૨૧ | ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ | ડોક્ટર અબ્દુલ હય સાહબ, ખલીફએ હઝરત થાનવી રહિમહુલ્લાહ |
| ૨૨ | રહમતે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ | મૌલાના સય્યિદ સુલયમાન નદવી રહિમહુલ્લાહ |
| ૨૩ | રહમતુલ લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ | હઝરત કાઝી સલમાન સાહબ મનસૂરપૂરી રહિમહુલ્લાહ |
| ૨૪ | તારીખુલ ઈસ્લામ મુકમ્મલ | હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ મિયાં સાહબ દેવબંદી રહિમહુલ્લાહ |
| ૨૫ | નબીએ રહમત | હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન સાહબ અલી મિયાં નદવી રહિમહુલ્લાહ |
| ૨૬ | તા'રીખે દઅવત વ અઝીમત | હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન સાહબ અલી મિયાં નદવી રહિમહુલ્લાહ |
| ૨૭ | પા જા સુરાગે ઝિંદગી | હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન સાહબ અલી મિયાં નદવી રહિમહુલ્લાહ |
| ૨૮ | દસ્તૂરે હયાત | હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન સાહબ અલી મિયાં નદવી રહિમહુલ્લાહ |
| ૨૯ | મવાઈઝે અખ્તરી | હઝરત મૌલાના હકીમ મુહમ્મદ અખ્તર સાહબ કરાંચી દામત બરકાતુહુમ |
| ૩૦ | મઆરિફે મષનવી | હઝરત મૌલાના હકીમ મુહમ્મદ અખ્તર સાહબ (કરાંચી) દામત બરકાતુહુમ |
| ૩૧ | ઈસ્લામ કયા હે ? | હઝરત મૌલાના મુહમ્મદ મન્ઝૂર નુઅમાની સાહબ રહિમહુલ્લાહ |
| ૩૨ | મઆરિફુલ હદીષ | હઝરત મૌલાના મુહમ્મદ મન્ઝૂર નુઅમાની સાહબ રહિમહુલ્લાહ |

| | | |
|---|---|---|
| ૩૩ | રૂહુલ બયાન | હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી રહિમહુલ્લાહ |
| ૩૪ | કમાલાતે નુબુવ્વત | હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી રહિમહુલ્લાહ |
| ૩૫ | મજાલિસે અબરાર વગૈરહ | હઝરત મૌલાના અબરારુલ હક સાહબ દામત બરકાતુહુમ |
| ૩૬ | કસસુલ અંબિયા પાંચ હિસ્સે | મુકર્રમહ અમતુલ્લાહ તસ્નીમ સાહિબા રહિમહુલ્લાહ |
| ૩૭ | અકવાલે સલફ રહિમહુલ્લાહ (મુકમ્મલ છે હિસ્સે) | હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી મદઝિલ્લુહુલ આ'લી |
| ૩૮ | ઈસ્લાહી ખુત્બાત | હઝરત મૌલાના મુફતી મુહમ્મદ તકી ઉસ્માની સાહબ મદઝિલ્લુહુલ આ'લી |
| ૩૯ | મઝહબ વ અકલિયાત | હઝરત મૌલાના અબ્દુલ બારી સાહબ નદવી રહિમહુલ્લાહ |
| ૪૦ | ખુલફાએ રાશિદીન | હઝરત મૌલાના અબ્દુશશકૂર સાહબ લખનવી રહિમહુલ્લાહ |
| ૪૧ | મુઆશરતી મસાઈલ | હઝરત મૌલાના મુહમ્મદ બુરહાનુદ્દીન સાહબ સંભલી દામત બરકાતુહુમ |

**[ ઉપરોક્ત કિતાબોમાંથી લગભગ ૧૦ કિતાબો ગુજરાતીમાં પણ પ્રગટ થઈ ચૂકી છે. ]**

# હઝરત શયખે તરીકત (દા.બ.)ની કિતાબો

☐ **'અકવાલે સલફ' ઉર્દૂ**

- એમાં સહાબા (રદિ.), તાબિઈન (રહ.), તબ્એ તાબિઈન (રહ.)થી લઈ હિજરીસનની પંદરમી સદીની શરૂઆત સુધીના બુઝુર્ગોના ટૂંકા જીવન ચરિત્રો અને બોધવચનો આધારભૂત કિતાબોમાંથી પસંદ કરીને એકત્ર કરવામાં આવ્યા છે.
- ૬ (૧૭) ભાગ, કુલ પૃષ્ઠ લગભગ ૨૬૦૦ (બેહઝાર છસો)
- કિંમત : રૂા. ૬૦૦ (છસો)

☐ **'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ' ઉર્દૂ**

- ગુજરાતી અનુવાદ અત્યારે આપના હાથમાં છે.
- અંગ્રેજી અનુવાદ પણ પ્રગટ થઈ ગયો છે.
- બંગાળી ભાષામાં અનુવાદનું કામ ચાલુ છે.

☐ **'વસિય્યતુલ આદાબ' ઉર્દૂ**

- તઅલીમ અને તઅલ્લુમ (શીખવા–શિખવવા)ના આદાબ તથા એ વિષેના બોધદાયક બનાવોને હઝરત શયખે તરીકત (દા.બ.)એ પોતાના સાહબઝાદાઓ મૌલવી મકબૂલ અહમદ કાસિમી વગેરેના માટે એકત્ર કર્યા હતા જે હવે પ્રગટ થઈ ગયા છે.
- પૃષ્ઠ : ૧૪૪ કિંમત : રૂા. ૬૦ (સાંઠ)

☐ **'ફયઝાને મુહબ્બત' ઉર્દૂ**

- એમાં આરિફ બિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી (રહ.)ના કેટલાક આરિફાનહ અશઆરની આશિકાનહ અને આલિમાનહ સમજૂતી તથા વિવરણ છે. જેમાં તરીકતના મસાઈલ ઘણી જ ઉમદા રીતે રજૂ કરવામાં આવ્યા છે.
- પૃષ્ઠ : ૨૧૬ કિંમત : રૂા. ૯૦ (નેવું)

☐ **'રિયાઝુસ્સાલિકીન' અર્થાત્ 'ગુલ્દસ્તએ અઝકાર' ઉર્દૂ**

- એમાં મસનૂન દુઆઓ અને સર્વગ્રાહી માશૂરહ દુઆઓ,
- મશાઈખે બતાવેલા વઝાઈફ,
- હજના સફરની દુઆઓ,
- ઝિક્રના વિષે જરૂરી અને મહત્ત્વનું માર્ગદર્શન
- શરીઅત, તરીકત અને સારા તથા નઠારા અખ્લાકનું બયાન પણ ઉમદા રીતે કરવામાં આવ્યું છે.
- દીની જરૂરતને પૂરી કરવા માટે આ કિતાબ દરેક મુસલમાનના પાસે રહેવી જોઈએ અને તરીકતના સાલિકો માટે તો રાહની રોશની સમાન છે.
- પૃષ્ઠ : ૩૯૨ કિંમત : રૂા. ૧૨૦ (એકસો વીસ)

☐ **'મઆરિફે સુફીય્યહ' ઉર્દૂ**

એમાં :–

- 'તરસીઉલ જવાહિરિલ મકકીયહ'
- 'અકમાલુશ્શિમ'
- 'ઈર્શાદુલ મુલૂક'
- 'તજદીદે તસવ્વુફ વ સુલૂક'
- 'તસવ્વુફ વ નિસ્બતે સૂફિય્યહ'

...વગેરે તરીકતના મશાઈખની સોનેરી અને અમૂલ્ય કિતાબોનો ટૂંકસાર અને સમજૂતી આપી છે.

- પૃષ્ઠ:લગભગ ૬૦૦ (છસો) કિંમત:રૂા. ૧૫૦ (એકસો પચાસ)

☐ **'તઝકિરએ મુસ્લિહુલ ઉમ્મત' ઉર્દૂ**

- એમાં હઝરત મુસ્લિહુલ ઉમ્મત મૌલાના શાહ વસિયુલ્લાહ સાહબ (રહ.)ના હાલાત અને મલફૂઝાત ખૂબ જ સલીકાથી પેશ કરવામાં આવ્યા છે.

☐ 'ચંદ વસિય્યતેં' ઉર્દૂ

- હક સુબ્હાનહૂ વ તઆલા,
- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,
- હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ,
- હઝરત યાકૂબ અલયહિસ્સલામ,
- ખુલ્ફાએ રાશિદીન રદિયલ્લાહુ અન્હુમ અજમઈન,
- હઝરત ઈમામ અબૂ હનીફા રહમતુલ્લાહિ અલયહ,
- હઝરત શાહ વલિયુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહ ...વગેરેની કેટલીક અસરકારક અને દિલનશીન નસીહતો અને વસિય્યતોનો સંગ્રહ.
- પૃષ્ઠ : ૧૬ કિંમત : રૂા. ૬ (છ)

☐ 'હકીકી હજ' ઉર્દૂ, ગુજરાતી

- હજનો દરેક રુકન અદા કરતી વખતે હાજીની નિય્યત શી હોવી જોઈએ ? એની હકીકત દર્શાવતી કિતાબ.
- પૃષ્ઠ : ૧૬ કિંમત : રૂા. ૬ (છ)

☐ 'નિકાહની શરઈ હેસિયત' ઉર્દૂ, ગુજરાતી, અંગ્રેજી

- નિકાહનો મસનૂન તરીકો અને હિદાયતો ઉપરાંત નિકાહ વિષે બોધદાયક બયાન પણ એમાં સામેલ છે.
- એનો ગુજરાતી અનુવાદ મુકર્રમ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ અને મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી ફલાહીએ કર્યો છે.
- ઉર્દૂમાં પૃષ્ઠ : ૩૨ કિંમત : રૂા. ૧૦
  ગુજરાતીમાં પૃષ્ઠ : ૮૦ કિંમત : રૂા.

☐ 'અહાદિષે સુલૂકિય્યહ' ઉર્દૂ

☐ 'ખુલૂકે અઝીમ' ઉર્દૂ

☐ 'ઝિયારતે હરમ' ઉર્દૂ

# 'મકતબા દારુલ મઆરિફ'ના બીજા પ્રકાશનો

☐ **'રૂહુલ બયાન' ત્રણ ભાગ (ઉર્દૂ)**

- આરિફ બિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી રહમતુલ્લાહિ અલયહના મવાઈઝ અને તકરીરોનો એક ઈમાનવર્ધક સંગ્રહ છે.

- પૃષ્ઠ : ૮૪૭ કિંમત : રૂા. ૨૪૫ (બસો પીસ્તાલીસ)

☐ **'કમાલાતે નુબુવ્વત' ઉર્દૂ**

**સંપાદક :** આરિફ બિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી (રહ.)

- હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કેટલીક ખુસૂસિયાત અને કમાલાતને, અકાબિરોની કિતાબોથી મુહતરમ સંપાદકે ટૂંકમાં એમાં જમા કર્યા છે.

- પૃષ્ઠ : ૨૩૨ કિંમત : રૂા. ૯૦ (નેવું)

☐ **'ઈરફાને મુહબ્બત' ઉર્દૂ**

- આરિફ બિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી (રહ.)ના હમ્દ, નઅત તેમજ આશિકાનહ અને આરિફાનહ અશ્આરનો દિલચશ્પ સંગ્રહ.

- પૃષ્ઠ : ૧૮૦ કિંમત : રૂા. ૭૦ (સીત્તેર)

☐ **'અખ્લાકે સલફ' ઉર્દૂ**

**સંપાદક :** આરિફ બિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી (રહ.)

- એમાં સલફે સાલિહીન (નેકપૂર્વજો) અને તાબિઈન તથા ઉલમાએ આમિલીનના એવા અખ્લાક અને સિફતો રજૂ કર્યા છે જે ખાલિક અને મખ્લૂક બંનેના મુઆમલાત વિષે છે.
- પૃષ્ઠ : ૨૩૨ કિંમત : રૂા. ૯૦ (નેવું)

☐ **'શૈખાન' ['અયનાને તજરિયાન'] ઉર્દૂ**

**લેખક :** મૌલાના મહબૂબ અહમદ કમરુઝઝમાં નદવી ઈલાહાબાદી

- મુસ્લિહુલ ઉમ્મત હઝરત મૌલાના શાહ વસિયુલ્લાહ સાહબ (કુ.સિ.) અને
- આરિફ બિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ અહમદ પ્રતાપગઢી (કુ.સિ.)ના ટૂંકા જીવન ચરિત્રો, મલફૂઝાત અને ઈર્શાદાત ખૂબ જ મનમોહક અંદાઝમાં લખવામાં આવ્યા છે.
- પૃષ્ઠ : ૧૪૪ કિંમત : રૂા. ૬૦ (સાંઠ)

☐ **'તઝકિરએ મશાઈખે નકશબંદિય્યહ મુજદિદિય્યહ' ઉર્દૂ**

**લેખક :** મૌલાના મહબૂબ અહમદ કમરુઝઝમાં નદવી ઈલાહાબાદી

- એમાં નકશબંદી મુજદિદી મશાઈખના ટૂંકા ચરિત્રો અને ઈર્શાદો સલીકાથી અને ક્રમવાર લખવામાં આવ્યા છે.
- પૃષ્ઠ : ૨૫૬ કિંમત : રૂા. ૧૦૦ (એકસો)

☐ **'અહસનુસ્સિયર' ઉર્દૂ**

**લેખક :** મૌલાના મહબૂબ અહમદ કમરુઝઝમાં નદવી ઈલાહાબાદી

- એમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ સલ્લમના ટૂંકા હાલાત તથા આપના અખ્લાક અને મુઅજિઝાઓ

વિશ્વાસપાત્ર કિતાબોમાંથી સુંદર શૈલીમાં લખવામાં આવ્યા છે.

– પૃષ્ઠ : ૧૩૬ કિંમત : રૂા. ૫૦ (પચાસ)

☐ **'તઝકિયતુન્નુફૂસ' ઉર્દૂ**

**અનુવાદક** : મૌલાના મહબૂબ અહમદ કમરુઝઝમાં નદવી ઈલાહાબાદી

– અખ્લાકની ઈસ્લાહ અને નફસની તરબિયતના વિષય પર ઘણી ફાયદા અને અસરકારક કિતાબ છે.

– ઈસ્લામી વિશ્વના ત્રણ પ્રખ્યાત, આદરણીય અને જલીલુલ કદર મશાઈખ :

0 અલ્લામા ઈબ્ને રજબ હંબલી (રહ.),

0 અલ્લામા ઈબ્ને કય્યિમ અલ જવઝી (રહ.),

0 અલ્લામા ઈબ્ને હામિદ અલ ગઝાલી (રહ.)

ના ઈલ્મી અને રૂહાની ઈફાદાતનો સંગ્રહ છે.

– મૂળ અરબી કિતાબનો ઉર્દૂ ભાષામાં ઉમદા અને સરળ અનુવાદ છે.

☐ **'તસ્ફિયતુલ કુલૂબ' ગુજરાતી**

'તઝકિયતુન્નુફૂસ'નો મુકર્રમ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ગુજરાતી ભાષામાં કરેલો ઉમદા અનુવાદ છે.

– પૃષ્ઠ : ૨૭૨ કિંમત : રૂા. ૧૦૦ (એકસો)

☐ **'દીની નિસાબ' ઉર્દૂ ભાગ ૧ થી ૩**

**અનુવાદક** : હઝરત મૌલાના મુફતી અબ્દુલ કુદુસ સાહબ રૂમી, આગ્રા શહેરના મુફતી

– હઝરત શયખ અબૂબક્ર જાબિર અલ જઝાઈરી,
વાઈઝ : મસ્જિદે નબવી શરીફની અરબી કિતાબ
'કિતાબુલ મસ્જિદ વ બયતુલ મુસ્લિમ'નો ઉર્દૂ અનુવાદ
અત્યંત ઉમદા અને આસાન શૈલીમાં કરવામાં આવ્યો છે
જે દરેક ઘર અને મસ્જિદમાં સાંભળવા–સંભળાવવાના લાયક છે.

☐ '૧૦૦ (એકસો) સલાતો સલામકા મકબૂલ વઝીફહ' ઉર્દૂ

☐ 'કીમતી વસિય્યતો' ગુજરાતી

☐ 'ફરાઈઝ અને વઝાઈફ' ગુજરાતી

## 'ઈદારએ ફૈઝાને મઅરિફત'ના પ્રકાશનો

☐ 'અહાદીસે સુલૂકિય્યહ' ઉર્દૂ
સુલૂક અને તરીકત વિષે ચાલીસ હદીસો અને તેની સમજૂતીનો સંગ્રહ

**અવલોકન કર્તા :** શયખે તરીકત હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી (દા.બ.)

☐ 'અલામાતે કિયામત' ઉર્દૂ, ગુજરાતી

**ફારસીમાં લેખક :** ઉમ્દતુલ મુફસ્સિરીન સનદુલ્મુહદિસીન હઝરત મૌલાના શાહ રફીઉદ્દીન સાહબ દહેલ્વી (રહ.)

**ઉર્દૂ અનુવાદક :** હઝરત મૌલાના નૂરમુહમ્મદ સાહબ (રહ.)

**ગુજરાતી અનુવાદકો :** મુકર્રમ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા
મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી ફલાહી

☐ 'તઝકીરે આખિરત' વઅઝ સૂરએ 'ઈઝાઝુલ ઝિલ્ઝત' (ઉર્દૂ)

**અઝ ઈફાદાત :** હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુલ વાસિઅ સાહબ સઅદીપૂરી (રહ.) [ 'મુનાજાતે મકબૂલ'ના પદ્ય અનુવાદક ]

☐ 'તસ્હીલે કસ્દુસ્સબીલ', ઉર્દૂ

લેખક : હકીમુલ ઉમ્મત મુજદ્દિદુલ મિલ્લત હઝરત મૌલાના શાહ અશરફઅલી સાહબ થાનવી (રહ.)

☐ 'ઈસ્લામી નિઝામે ઝિંદગી' ઉર્દૂ

લેખક : મૌલાના કાઝી અત્હર મુબારકપુરી સાહબ (રહ.)

☐ 'મક્તૂબે ગિરામી ઈમામે ગઝાલી (રહ.)' ઉર્દૂ

☐ 'તરબિયતે ઔલાદકા ઈસ્લામી નિઝામ' ઉર્દૂ, ગુજરાતી, અંગ્રેજી

☐ 'નુકૂશ વ આસારે મુફક્કિરે ઈસ્લામ (રહ.)' ઉર્દૂ

લેખક : શયખે તરીકત હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી દામત બરકાતુહુમ

## મળવાના સરનામા

(૧) 'મકતબા દારુલ મઆરિફ',
૬૩૯ / બી, વસીઆબાદ, ઈલાહાબાદ ૨૧૧ ૦૦૩ (યુ.પી.)

(૨) 'ઈદારએ ફૈઝાને મઆરિફત',
૧૧, અમન એપાર્ટમેન્ટ, મુસ્તાક નગર, કોસંબા રોડ,
વલસાડ ૩૯૬ 001 (ગુજરાત) મોબાઈલ : ૯૮૨૪૪૯૨૭૫૫

(૩) 'મકતબા રહમાનિય્યહ',
દારુલ ઉલૂમ, કંથારીઆ (જિ. ભરૂચ)
પીન : ૩૯૨ ૧૬૨ (ગુજરાત) ફોન : (૦૨૬૪૨) ૨૬૬૭૮૬

(૪) 'કુતુબ ખાના ફૈઝે અબરાર',
ફેબીના કલોથ સ્ટોરની પાસે, સ્ટેશન રોડ, અંકલેશ્વર